# માધુરી

વર્ષ. ૨.] ગુજરાતીસાહિત્યનું ત્રિમાસિક [ગ્રંથ. ૧.

તંત્રી
મગનલાલ લાલભાઈ દેસાઇ

માધુરી કાર્યાલય : : વીલેપારલે

લવાજમ દેશમાં રૂપિયા ત્રણ

# માધુરી

લવાજમ દેશબહાર શીલીંગ ૭.

જાન્યુઆરી ૧૯૩૯ : અનુક્રમણિકા : વર્ષ ૨ : અં. ૧



જાન્યુઆરી-એપ્રિલ-જુલાઇ-ઓકટોબરની આખરમાં માધુરી બહાર પડે છે.

# માધુરી બીજા વર્ષમાં

માધુરી પહેલું વર્ષ પૂરું કરી આ અંક સાથે બીજા વર્ષમાં પ્રવેશ કરે છે જે ગ્રાહક ભાઇઓનાં લવાજમ આ અંકથી પૂરાં થાય છે તેમને આવતો અંક વી પી. કરવામાં આવશે જે ભાઇઓ બીજા વર્ષના ગ્રાહક ન રહેવા માંગતા હોય તેમણે તે પ્રમાણે અમને લખી જણાવી વી પી ના નાહક ખરચમાંથી મુક્ત કરી આભારી કરવા વિનંતી છે જે ગ્રાહકોએ મનીઓર્ડરથી લવાજમ મોકલવાં હોય તેમણે એક માસની અંદર મોકલવા મહેરબાની કરવી

સાંધ્યગીત ધારવા કરતા વધારે પૃષ્ઠનું થતાં-તેમજ ખરચો વધતાં એની કીંમત સવા રૂપિયા રહી છે, માધુરીના ગ્રાહક ભાઇઓને એક રૂપિયે એ પુસ્તક મળશે. બહારગામના ગ્રાહકોને પોસ્ટેજ જુદું મોકલવા પડશે

ગ્રાહક ભાઇઓનો આજ સુધી મળેલો સહકાર જોઇ ખરેખર અમને આનંદ થાય છે. એવોજ સહકાર હમેશાં મળતો રહેશે. નવા ગ્રાહકો હજી જેમ વધશે-તેમ માધુરીને સર્વાંગ સુંદર બનાવવા અમારો બનતો પ્રયત્ન કરીશુંજ. ગ્રાહક ભાઇઓને તો અમારી વિનંતી છે કે માધુરી અંગે કંઇ પણ કહેવાનું હોય કે સૂચવવાનુ હોય-તે ખૂલ્લે દીલે અમને લખી જણાવશો અને તે વસ્તુ પ્રત્યે અમારૂં ધ્યાન ખેંચશો-તો એ ભાઇઓનો અન્તઃકરણથી આભાર માનીશું. માધુરીના વિકાસમાં દરેક ગ્રાહકભાઇનો ફાળો રહે એટલુંજ અમે ઇચ્છીએ છીએ.

# દૂરની ઘંટડી

(ધોળ) *

વ્હાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી!
ધીરે ધીરે સરતા આવે એના સૂર;
ઊંડા અનંત પય પરથી સાઙ્યું કંઇ આવતા
તારક પગલીશા પડઘા અંદર ને દૂર!
વ્હાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૧

સંધ્યાનાં ફૂલો વેરાતાં સૂરજ્વાટમાં,
ત્યાં તો ઊઘાડે રજની અંજનમય આંખ;
લાખો રૂપેરી ઘંટડીઓ ભરી રણકારતી
ઊડતી આવે અદ્‌ભુત કાળતણી ત્યાં પાંખ!
વ્હાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૨

ઊડ્યાં સ્વપ્ન ઉષાનાં સુરવનકુંજ સ્મરાવતાં,
પરમ પ્રભાતતણાંય વિલોપ્યાં મોતન ચિત્ર;
વિરમ્યા તેજલ અશ્વ ખુંદી શિખરો મધ્યાહ્નનાં,
સંધ્યાનયને હાવે ઝૂમે શાંતિ પવિત્ર!
વ્હાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૩

સ્નેહ અને જીવન કેરાં આતિથ્ય મળ્યાં ભલાં,
પગમાં ભાંગ્યા કંટક ત્યમ આવ્યાં કર ફૂલ;
માટીની કાયામાં મ્હોર્યો પ્રાણ પ્રભાભર્યો;—
ફૂટે દીવી: થાય ભલે દીપક પણ ગૂલ!
વ્હાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૪

* "માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે,"—એ રાહ.

ભાગે આવ્યું તે સૌ ભાગ્ય પ્રમાણે ભોગવ્યું,
પ્રભુએ દીધું તે સૌ લીધું બંને હાથ;
જીવનની તાપણીએ બેસી ફરજ અદા કીધી;—
એય ઠરે; ને મને સ્મરે જો મારો નાથ!†
વ્હાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૫

ધરતી માતા ફરી દેશે કાયાનું ફૂલડું,
પ્રાણે કો નવતારક ચેતવશે આકાશ;
મારાં ગીત વસંત ફરે નવફાગ ઉડાવશે,
તેમાં ખીલશે ને ટમટમશે મારી આશ!
વ્હાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૬

પેલાં દિવ્ય પ્રભાદ્વારો અધઉઘડ્યાં દીસતાં,
પેલા ઘંટડીના સરતા વધુ મધુરા સૂર;
મારા આત્માની પાંખો ઊડવા પ્હોળી થતી,
મારી આંખોમાં ઊગતાં નવનંદનનૂર!
વ્હાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૭

ગુજરી કંઠ થકી આ મોતનમાળા ગીતની,
બ્હેનો બંધુ થકી આ મારો નિર્મળ સ્નેહ;
પરમાત્મા માટે આ મારો આત્મ અદલ બધો—
વ્હાલાં! ઘેર જવાની છે લાખેણી લેહ!
વ્હાલાં! મીઠી મીઠી વાગે ઘરની ઘંટડી! ૮

અરદેશર ફરામજી ખબરદાર

---

† C. F " I warmed my hands before the fire of life,
It sinks: and I am ready to depart"
—LANDOR.

# વતન

( મંદાક્રાંતા )

આવ્યો વ્હાલે વતન હરખે દીર્ઘ કૈં વર્ષ વીત્યે,
દોડયો જોવા પરિચિત જુના સ્થાન સૌ બાલ્યકેરાં
જોયો વ્હાલો વડ જહીં રમ્યો આંબલી પીપળી તે
ન્હાનુ, હલ્લુ, રતુ, રમણુની સાથ; ને ઝીણું દેરાં
જોયાં સર્વે નજર ભરીને; કિન્તુ એ આજ જાણે
પુછે તેને અપરિચિતશાં-'કોણ તું કેમ આવ્યો?'
હૈયું દુભ્યું, મુખ પડી ગયું, જાગિયા કંપ પ્રાણે–
જાણે તેને વદન વતને હા! તમાચો લગાવ્યો.

હું યે જ્યારે ત્યજી જગત આ અન્ય કો વ્યોમમાંથી
જોવા મારાં પ્રિયજન બધાં કોક એકાન્ત રાતે
આવું પાછો કદિક અહીં જો, ત્યાર આ ભોમમાંથી
'જા! જા! પાછો!' સ્વર રણુકશે, ને તહીં ક્રૂર હાથે
હૈયું મારું કચરી ચીરી એ ભોમ ભૂંડી મજાકે
વાળી મારા પગ રહી હશે એમ હા! એમ ના કે?

સ્નેહરશ્મિ

---

# સવિતાને

( શાર્દૂલ વિક્રીડિત )

કાળાં ભમ્મર શાં જળો સળવળે, કંપે સુતા સાગરો,
કંપે શૈત્ય પ્રચંડ ગાઢ તમના ઑથાર ધ્રૂજી સરે
ઊગે છે સવિતા નભે સળગતો ને આંહી આ ભૂપરે–
શોષાયે, પીગળે, બળે હિમતણા મોટા થરોના થરો.
હે વૈશ્વાનર! તું સહસ્રશત તે હસ્તે બની આકરો
જ્યારે સાગર સર્વ શોષી નભથી અંગાર રે'તો ઝરી

જ્યારે આ ધરતી રહે જાગી ઝગી, ને રંક જેવો બની
તારે પણ કરાગ્રે કાળ સળગતો !

તો યે ખરે ! તું ઝરે
લેખાગ્રે મધુરાં બધાં અમૃતનો–સૃષ્ટિ ટકે તું થકી !—
એવી ભવ્ય પ્રભા વડે સ્તવી બધા વેદો વખાણે તને !
એમાં કિન્તુ મને પ્રતીત ન પડી શ્રદ્ધા ન વા કો રહી
ભાળ્યું જ્યાં સુધી મેં ન મુગ્ધ મધુરુ તે ચંડ હસ્તો મહીં
બીજું માર્દવ જે જગાડી ખીલવે સંભાળથી પદ્મને !—
ત્યારે વજ્રકઠોર ને ફૂલકુણી મેં દૃષ્ટિ તારી લહી !

સ્નેહરશ્મિ

---

# ધૂપદાન

( શાલિની–મંદાક્રાંતા )

હૈયું મ્હારૂં ન્હાનકું ધૂપદાન,
તેમાં પેટ્યો ક્યાંયથી પૂત અગ્નિ;
એ અગ્નિમાં દ્રવ્ય કોઇ સુગન્ધી,
ના જાણું શી રીત આવે ક્યહીંથી.
મ્હેં તો દીઠી ઉત્સરી ધૂપરેખા
વ્હેતી ગાઢા ભાર કૈં સૌરભોના.
ના મેં જાણ્યું દેવ છે કો ઉપાસ્ય,
માણી મ્હેં તો મૂક એની સુવાસ.

સંચી લેવા આયાસો કૈં કર્યા મ્હેં,
લાધી ભીતિ કૈં નિરાશા ન ફળ્યાં;
શબ્દો ધૂપ્યા સૂક્ષ્મ એ ધૂપગન્ધે
જાણે સાચું 'ગન્ધ સંક્રાન્તિ એમાં,
આવે, ના'વે શબ્દમાં એ સુગન્ધ,
તોયે મ્હારે હૃદય વિકસે ધૂપરેખા સુમન્દ.

સુંદરજી ગો. બેટાઇ

# માનવીનું હૈયું.*

માનવીના હૈયાને નંદવામાં વાર શી ?
અધખોલ્યા ખોલડે,
થોડે અખોલડે,
પોચા શા હૈયાને પીંજવામાં વાર શી ?
માનવીના હૈયાને નંદવામાં વાર શી ?

સ્મિતની જ્યાં વીજળી
જરી શી ફરી વળી
એના એ હૈયાને રંજવામાં વાર શી ?
માનવીના હૈયાને રંજવામાં વાર શી ?
માનવીના હૈયાને નંદવામાં વાર શી ?

ઉમાશંકર જોષી

---

# —છતાં જે ઝંખી

(શિખરિણી)

ફર્યાં સાથે, જોયાં જગજનતણાં સૌ સુખદુ:ખો,
અને જોઈ, માણી પ્રકૃતિતણી રૂડી રમણુતા,
સુણ્યાં પંખી ગાનો, તરલ ડયનો પાંખ પરનાં,
અને આકાશી કેં અજબ રચના-રંગ નિરખી.

બધું જોયું સાથે સ્મિત કરી હસીને હુલસીને,
ખુંદી સાથે ધૂલિ, ચડી ઉતરિયાં કોતર કંઈ,
સુંટયાં કાંટા વાડો થકી ફુલફળો, કૂંપળ કુંળી
કપોલોએ સ્પર્શી, ઘનતરુ તળે થાક વિ-હર્યા.

---

* તરતમાં પ્રગટ થનાર સંગ્રહ 'નિશીથ'માંથી.

ભરેલા હૈયાએ કમણ બધું કીધું, નિકટતા
અપૂર્વા માણી ને મધુ ટપકતી રાત્રિભર કે
ચલાવી ગોષ્ઠિઓ, ઉર પટ ઉકેલ્યો સુરુચિર.

છતાં જે ઝંખી તે ધબક ન સ્ફુરી અંતરપટે.
હતું ખાલી હૈયું? અતિ સભર વા એ હતું જ કે
ગણ્યું તારાં નેત્રે ઉચિત કશું યે ના ઉચરવું?

સુન્દરમ્

---

# પ્રિયા માયાને

(શિખરિણી)

પ્રિયા માયા! હાવે કર કરલતાપાશ અળગો,
જકડાયેલો કંઠે મૃદુ મધુર બંધે સજડ શો!
ન છૂટ્યો જાયે, ના મથન કરવા યે મન થતું:
નિરોધાયો કૂણા કમળ દળની મધ્ય ભમરો!

રહેવા દે વ્હાલી! અધરરસ પ્યાલી ભરી ભરી
વધારે હાવે ના ચખવ, મધુપાને મધુપ હું
બન્યો ઘેલો, માનું ચિત મુજ ચડ્યું જો ઘુમરિયે,
લઇ લેને પ્યાલી સકલ કરી ખાલી, બસ પ્રિયે!

કટાક્ષો આ તારાં વીજસમ વછૂટી હૃદયને
રહ્યાં વીંધી, ધારી ધૃતિ ન લવ સામે ટકી શકે,
નહિ તો સંકેલી લે ચપળ ચમકારવંત મુજને,
રુઝાવા દે ઘાવો કુસુમ શરના, મા કર વધુ.

અહીં શય્યાગારે ઘન તિમિર ગોટાય, નયનો
ઢળે ઓઘાયામાં, મુંઝવણ મને માય જ નહીં:
હવે લેને ખેંચી ગવનના આ અંચળ સખી!
ગયો આશ્લેષોનો સમય, રવિ આહ્વાન કરતો.

ક્ષુણી ઊડયું જોને જગ વિહગગાને ઝબકતી,
પ્રભાનંદી પાંખો અરુણ ગગને ઉત્સવ લહે;
નિમંત્રે છે સોના કિરણ ઉર ખોલી કમલ સૌ;
સમર્પાંયે ગુંજામય સ્તવનમાલા રવિ કરે.

વિશાળા વિસ્તારે તજી ગગનના જ્યોતિ જડિયા,
ભર્યા ચૈતન્યોના અવગણી સમુદ્રો છલકતા,
તમિસ્રાના કાળા કુહર મહીં કેદી કહીં સુધી
થઇ રહેવું કામે કલુષ સપને કાળજાહરે?

પ્રિયા માયા! ઘેલી હઠ ન કર, છોડી દઇ મને
ઉઘાડી દે ડેલી, રવિકિરણ શું દે વિહરવા.
અનેરે આનંદે પરમ દ્યુતિરંગે હુલસનાં
સદાના સધ્ધામે અમૃત શયને ત્યાં જ શમીએ.

પૂજાલાલ

---

# વંનમાલી

. મ્હારે મ્હૉલે મલકતો આવે છે
સાથ છલકાતી છાબડી લાવે છે
વંનવંનનાં વીણી ફૂલ, વંનમાળી!

છૂટે હાથે તે સૌરભ વેરે છે
અંતરની આશ ઉછેરે છે
એનાં શાંશાં આપુ મૂલ? વંનમાળી!

હું ઝાંઝરીના જલનો રસીયો
એ નૂપુરનાદ ઉરે વસીયો
હું તો બજતી છું રણુવાટ, વંનમાલી!

એ રસુવારે વળી રંગ કશા!
જ્યાં ચંદ્ર કિરણની ય ઉષ્ણ દશા!
જાય ક્યમ ત્હારી માઝંમરાત? વંનમાલી!

એ ઝાંઝરીની જલવાંસળીએ
દરિયાળી હીલોળંતા સમીરે
ગાજે તું ત્હારે ગમંતાં ગીત, વનમાલી!

પણ અણગમતીશું અણગમતું,
ગીત ગાઇ જજે કદી પ્રીતમ તું,
મ્હારે એટલીએ ઘણી પ્રીત, વંનમાલી!

રમણિક અરાલવાળા

---

# મારી વીણા

મંગલ સ્વર વીણા!
હૃદય તવ ઝણણે સૂર કવિના.
મોરી મંગલ સ્વર વીણા. ૧

કંઇક કહે, કંઇ છાનું રાખે,
સંવેદન વહે તીણાં;
કંઇક પચાવી, કઇ તું દાખે,
ગૂઢ કહે સ્વર ઝીણાં:
મોરી મંગલ સ્વર વીણા. ૨

પવન બજાવે, તેજ અગાવે,
જૂની તોય નવી ના!
ભવસાગરમાં કરે હલેસું
તને હું સ્વાથીં, વીણા!
મોરી મંગલ સ્વર વીણા. ૩

—સરોદ

# "સાંધ્યગીત"નો પ્રવેશક

અરદેશર ફરામજી ખબરદાર

"સંધ્યાને ટાણે અહીં આવી તું, મોરલા,
ઝીણું બુલંદ ગાન ગાઈ જજે!
પીંછાંના ચાંદ વેરી સરતી રજનીના
અંતરમાં તેજ તારાં છાઈ જજે!

* * *

"મીઠા મયૂર મારા જીવનની કુંજના!
તારું યે ઉર કંઈ ખોલી જજે!
મારા જીવન કેરી રંગભરી સાંજના
મોંઘા મયૂર! કંઈ બોલી જજે!"

—સાંધ્યગીત

કવિતા એ માનવહૃદયની અમર સંજીવની છે. વર્ષે વર્ષે વર્ષાઋતુ આવે તેમ યુગે યુગે અને દાયકાએ દાયકાએ કવિતાનાં નવીન છતાં સર્જનજૂનાં અમી માનવસૃષ્ટિમાં વરસે છે, અને એ અમી પીને માનવ-હૃદયો પાછાં તાજાં ને પ્રફુલ્લિત થાય છે. કવિતા એ વિશ્વચૈતન્યનું મહામૂલું કિરણ છે: પયગંબરોએ એ કિરણ ઝીલીને માનવહૃદયમાં ઢાલવ્યું છે, અને તેમાં વિશ્વચૈતન્યને રસવતું ને આકર્ષતું રાખ્યું છે. પયગંબરો તો પાંચસે હજાર વર્ષે કે યુગમાં એ વિશ્વચૈતન્યની જ્યોતિનું પુનઃસ્થાપન કરવા દેખા દે છે, પણ એ પયગંબરોની નાની આવૃત્તિરૂપે કવિઓને જગતમાં સતત જન્માવીને પરમાત્મા એ કિરણને કવિતાવાણીરૂપે માનવસૃષ્ટિમાં સદા સરતું ને સ્વર્ગનું તેજ ભરતું રાખે છે.

આવા કિરણધારી એક નવીન કવિના આ સુંદર કાવ્યસંગ્રહ "સાંધ્યગીત"ની પિછાન ગુજરાતનાં કાવ્યરસિકોને કરાવતાં મને આનંદ થાય છે. ઉપર અવતરણ કરેલી પ્રાસાદિક વાણીમાં એ કવિમોરલાની કેકા બે ત્રણ વર્ષથી ગુજરાતની હરિયાળી કુંજોને ગજવી રહી છે. મારા જીવનના સંધ્યાકાળમાં એ વાણી સાંભળતાં ગુર્જરીનું ઉજમાળું ભવિષ્ય હું પાછું જોઈ શકું છું, અને એ જોઈ શકું છું માટે જ એ "ઝીણાં બુલંદ ગાન"ની કદર કરાવવાનું આનંદમય કાર્ય હું અહીં હાથ ધરું છું.

ઇસવી સનની ઓગણીસમી સદીની છેલ્લી પચ્ચીશીમાં તેની અગાઉ આ દેશમાં દાખલ કરેલી અંગ્રેજી કેળવણીથી હિંદુસ્થાનની બીજી પ્રાંતિક ભાષાઓની જેમ ગુજરાતી ભાષાના સાહિત્યનાં વહેણ બદલાવા લાગ્યાં, અને અંગ્રેજી કવિતાના અનુકરણમાં ને અનુસરણમાં ગુજરાતી કવિતાએ પણ જનસમાજના "કેળવાયેલા" તરુણોની સાથે પોતાનો પહેરવેશ બદલવા માંડ્યો. કવિ દલપતરામની દેશકાળને અનુસરીને લખાયેલી પ્રસંગોપાત્ત કવિતાઓ અંગ્રેજીનાં ભાવમય કાવ્યો ને સંગીતકાવ્યો આગળ મોળી લાગી, અને પ્રેમાનંદ આદિ વિખ્યાત જૂના ગુર્જર કવિઓની શિષ્ટ કવિતાઓનો અભ્યાસ કર્યા વગર બધી ગુજરાતી કવિતા નમાલી છે એવો અભિપ્રાય નવીનોએ બાંધી લીધો. પરિણામે આ દેશના "કાળા આદમીઓ"નો અંગ્રેજી પહેરવેશ જેવો "શોભી નીકળે," તેવો નવી ગુજરાતી કવિતાનો દેખાવ જનસમાજે જોયો, અને તે એની આસપાસથી દૂર રહેવા લાગ્યો. એક દેશની કવિતા તે દેશની જનતાનું હૃદયમાપક યંત્ર છે, એ વાત આ અંગ્રેજી ભણેલા સાક્ષર કવિઓ ભૂલી ગયા, અને બીજાં પચાસ વર્ષ વહી ગયા છતાં એ નવીન કવિઓનો એકાદ બે અપવાદો સિવાયનો આખો વર્ગ હજી પણ ભૂલતો જાય છે, અને જનસમાજનું હૃદય હજી અણપરીક્ષેલું ને અણજિતાયલું જ રહ્યું છે. ગુજરાત ગાંડી છે, ગુજરાતની જનતા મૂર્ખ છે, અરસિક છે, તે ઊંચી કવિતા સમજી શકતી નથી, ઊંચા કવિઓની કદર કરી શકતી

નથી, કલાને તો કળાવિવેચકોજ પારખી શકે, એવા એવા ઊંચી બેસણીના મિથ્યાગર્વભર્યા શબ્દોથી આ નવીન સાક્ષર કવિઓ ગુર્જર જનતાને નવાજે છે;—પણ એ જનતાનો સંપર્ક આપણા એ નવીન કવિઓએ પોતાની ખરી સહૃદયતાથી કદી વાંછ્યો છે?

અને ગુર્જરજનતા એટલે? ગુજરાતી ભાષાને જન્મથી બોલતી જનતા એમજ ને?–અને સાક્ષર કવિઓ એટલે? શુદ્ધ ગુજરાતી ભાષા—જે નરસિંહ મહેતા ને ભાલણથી માંડી સામળ, અખો, પ્રેમાનંદ, દયારામ ને દલપતરામ જેવા ગુજરાતના અમર કવિઓની શિષ્ટ મિષ્ટ ભાષા તેને અવગણીને, તેને ભારોભાર અપરિચિત ને કર્કશ સંસ્કૃત શબ્દોથી લાધેલી તથા અંગ્રેજીમાં ફીધેલા વિચારોનાં ગુંછળાંને અટપટા સંસ્કૃત છંદોમાં ગમે તેમ સમાવવાના પ્રયત્નોથી ફીધેલી ખીચડાભાષામાં લખતા કવિઓ એમજ ને! આ દેખીતા વિરોધી મેળ કેમ ખાય? સ્પષ્ટજ છે કે રેલ્વેના પાટા જેમ સીધી લીટીમાં આગળ ને આગળ ચાલ્યાજ જાય, પણ બેઉ કદી ન મળે, તેમ આ ગુર્જરજનતાનો મેળ આ સાક્ષર કવિઓ સાથે પણ નહીંજ સાધી શકાય. સને ૧૯૨૪ માં ભાવનગરમાં ભરાયેલી સાહિત્ય પરિષદની બેઠકમાં મેં એ માટે ખુલ્લું કહ્યું હતું, અને તે વાતને બીજાં પંદર વર્ષ વહી ગયાં છે, છતાં હજીયે નવીન ગુજરાતી કવિતાની સ્થિતિ તેવી જ છે, બલ્કે મારે મતે તે વધારે બગડી છે. જેમણે અતિસંસ્કૃત અને દુર્બોધ કવિતા લખી પોતાનું પાંડિત્ય બતાવવું છે, તેમણે સંસ્કૃતમાંજ કવિતા કરવી શું બહેતર નથી? ગુજરાતી ભાષા એટલે તો ગુજરાતના શિષ્ટવર્ગનો ઇસમ જે પોતાની ગુજરાતી માતૃભાષા બોલે તે. અપરિચિત સંસ્કૃત શબ્દો વપરાય તેથી શું કવિતા ઊંચી થાય ને ગણાય? પ્રેમાનંદે શું સંસ્કૃત શબ્દો નથી વાપર્યા? અને તેમ છતાં તેની કવિતા ગુજરાતના ખૂણેખૂણામાં અઢીસો વર્ષ થયાં કેમ હજી લોકપ્રિય રહી છે? શું અટપટા છંદોની રચનાથી ને અતિસંસ્કૃત ભાષાથી એ કવિતા ઊંચી થઇ છે? આપણા એ નવીન કવિઓ કવિતાનું ને ભાષાનું આ સાદું સત્ય

ક્યારે પિંગળના થશે? એમના કાવ્યગુરુઓની આ મણમાં આકપાંચશેરી જેટલી ભૂલ એઓ શું હજી સમજી નથી શકતા! કબૂલ છે કે સંસ્કૃતિ ને કેળવણી વધતાં ભાષાની પ્રગતિ પણ થવી જ જોઇએ, પણ પ્રગતિ એટલે શું ગુજરાતીનું ગુર્જરત્વ છોડીને તેનો પ્રવાહ પાછો વાળીને તેને સંસ્કૃત જેવી કરવી? લૅટિન, ગ્રીક, એંગ્લો-સૅક્સન ને ટ્યુટૉનિક ભાષાઓમાંથી ઉદ્ભવેલી અંગ્રેજી ભાષા શું પાછી એ પૂર્વ ભાષાઓ જેવી થાય છે? કે અંગ્રેજી કાવ્યરચના એ મૂળ ભાષાના પિંગળો પ્રમાણે હવે રચાય છે? ઉલટું કવિ જોન્સનના કાળમાં બસેં વર્ષ પર જેવી ભારી ને પાંડિત્યશૈલીથી અંગ્રેજી ભાષા સાક્ષરવર્ગમાં લખાતી તેવી લખવા હમણાં કોઇ અંગ્રેજ લેખક હિંમત પણ નહીં કરે. બધી સંસ્કૃતિ અને બધી પ્રગતિ છતાં આજની અંગ્રેજી ભાષા સરળ સચોટ દેશ્યમૂળના શબ્દોથી ને દેશ્ય રૂઢિથી લખાય છે, ને તેવીજ શૈલી ઉત્તમ મનાય છે.

આ ભાષાની અતિસંસ્કૃતમયતા અને દુર્બોધતામાં એક વધુ અંશ ઉમેરાયો તે સંસ્કૃત છંદોમાં કવિતારચના કરવાનો. સંસ્કૃત શબ્દો ભારોભાર વાપરતી ભાષાને સંસ્કૃત છંદોની પણ આવશ્યકતા લાગે, તે સમજવા જેવું છે. પણ એ સંસ્કૃત છંદો વપરાશમાં લેતાં આપણા ગુજરાતી સાક્ષરકવિઓ ભૂલી ગયા લાગે છે કે સંસ્કૃત પિંગળ પદ્યને માટે બાંધેલી શ્રુતિઓ માટે કશી છૂટ લેવા દેતું નથી. સંસ્કૃત રૂપબંધ કે અક્ષરબંધ છંદોની શ્રુતિઓમાં મૂળ શબ્દોના લઘુગુરુ શ્રુતિસાજાં રૂપ તેમનાં તેમ અણુઅક્ષરસ્થાંજ રાખવાં જોઇએ. અહીં આપણા ગુજરાતી કવિઓએ મૂળથી મોટે ભાગે માત્રામેળ રચના જેવી "દેશીઓ"ની રચના આપણી ભાષાના ઉચ્ચારણના આત્માને અનુકૂળ ગણીને ગખેલી, ત્યાં હમેશાં દીર્ઘ શ્રુતિનો દીર્ઘજ કે લઘુ શ્રુતિનો લઘુજ ઉચ્ચાર કરવાની ચીવટ રખાઇજ નહોતી. અને પ્રેમાનંદના કાળથી સંસ્કૃત પુરાણોનો દોર તોડવા સંસ્કૃત છંદોમાં પણ પ્રેમાનંદે તેમજ તેના શિષ્યોએ કવિતારચના કરેલી. તેમાં આ ગુજરાતી પદ્યરચનાની છૂટ પણ તેમણે લીધી હતી. આ

જાતની છૂટ જ્યાં નિભી શકે ત્યાંજ—પંક્તિને કે ચરણને છેડે, કે માત્ર દેશ્ય શબ્દોની જોડણીમાંજ—બહુધા તેમણે લીધેલી છે. ત્યાર પછી કવિ દલપતરામે ને કવિ નર્મદાશંકરે આ સંસ્કૃત છંદોનો વપરાશ વધારે પ્રમાણમાં કરવા માંડ્યો, પણ ધોરણ તો ગુજરાતીનું જ રાખ્યું. પણ આ સંસ્કૃત છંદો વાપરવાની પાંડિત્યમય ધગશમાં પદ્યવિધાનની એક મહત્ત્વની વાત ભુલાઇ ગઇ કે સંસ્કૃત ભાષાના શબ્દોની તમામ શ્રુતિઓ પૂર્ણ અને આખી બોલાય છે, તેમ આપણી ગુજરાતી ભાષામાં બોલાતી નથી. આપણી ભાષામાં બધી લઘુ શ્રુતિઓ લઘુજ નથી બોલાતી પણ આપણા વિશિષ્ટ ઉચ્ચાર નિયમે તે ઘણે ઠેકાણે વ્યંજનના જેવી દ્રુત કે શાંત બોલાય છે. આ ઉચ્ચારવિશિષ્ટતા ઘણી ભાષાઓમાં છે, અને એથીજ બોલાતી ભાષામાં શબ્દની ચોક્કસ શ્રુતિઓ પર પ્રયત્ન (accent) આવે છે. આ વાત આપણી ભાષાના "બૃહદ્ વ્યાકરણ"માં તેના કર્તા સ્વર્ગસ્થ કમળાશંકર ત્રિવેદીએ નોંધેલી છે, અને તેજ મેં વધુ સ્પષ્ટતાથી ગયા ઇ. સ. ૧૯૨૬ માં પ્રકટ થયેલી મારી "કલિકા"માં વપરાયેલા "મુક્તધારા છંદ" ઉપર લખેલા વિવરણમાં મેં સમજાવી હતી. તે વેળાએ એકાદ અપવાદ સિવાય આપણા કાવ્યવિવેચકોએ કે કવિઓએ એ વિષય પર કશું ધ્યાન આપવાની પરવા કીધી નહીં. પણ ધીમે ધીમે હવે સંસ્કૃત વૃત્તો વાપરવાનું પરિણામ એ આવ્યું છે, કે શ્રી. નાનાલાલ કવિ, શ્રી. બળવંતરાય ઠાકોર અને તેમના અનુયાયીઓએ સ્વબંધ છંદોમાં ગુરુ શ્રુતિને ઠેકાણે બે લઘુ શ્રુતિઓ—અથવા ખરું કહીએ તો એક લઘુ ને બીજી દ્રુત શ્રુતિ—ઘણે ઠેકાણે વાપરવા માંડી છે, અને હમણાં તો શ્રી. પૂંજાલાલના "પારિજાત"ની પ્રસ્તાવનામાં બંગાલી "પયાર છંદ"ના સંબંધમાં શ્રી. બળવંતરાય ઠાકોરે એ વાત વધારે સ્પષ્ટતાથી કહી છે, કે અક્ષરમેળ છંદ રચવામાં ગુજરાતી ભાષાના ઉચ્ચારણની એ વિશિષ્ટતા આડી આવીને ઊભી રહે છે. આપણા સાક્ષરવર્ગમાં આટલે વર્ષે પણ આ સત્યની પ્રતીતિ થઇ છે, તે આનંદનીજ વાત છે. કવિતા એ વાણીનો વ્યાપાર છે, એ કાલમાન કળા છે, એટલેજ દરેક ભાષાની કવિતારચના

તે તે ભાષાની શ્રુતિઓના ઉચ્ચારણ ઉપરજ, અને નહીં કે તેના દૃશ્ય લેખન પર, આધાર રાખે છે, ને પદ્યરચનાના નિયમો એ ઉચ્ચારણ પરજ કુદરતી રીતે બંધાય છે ને બંધાવા જોઇએ. એ રચના-નિયમની સૂક્ષ્મતા પૂરી સમજ્યા વિના આપણે માત્ર સંસ્કૃત છંદોમાં પદ્યરચના કરવા જઇએ, અને તેમાં પણ તેના ઉચ્ચારણમાં ને લયમાં કર્ણમાધુર્ય લાવવા બાંધેલા યતિ આદિના આવશ્યક નિયમોને પણ તોડી નાખીએ, એટલે પછી જે રચના થવા પામે તે કર્ણકટુજ બને, અને એવી કવિતારચના વાંચતાં કે તેનો પાઠ કરતાં જાણે આપણે ગુજરાતી નહીં પણ કોઇ બીજીજ ભાષા—ભ્રષ્ટ સંસ્કૃત જેવી બોલીએ છીએ એમ લાગે! આપણા પ્રાચીન કવિઓએ આપણી ભાષાના ઉચ્ચારણની વિશિષ્ટતા ધ્યાનમાં લઇનેજ બહુધા સંસ્કૃત છંદો નહીં વાપરતાં તાલબંધ દેશીઓ, ઢાળો ને વલણોનો ઉપયોગ કીધેલો છે, અને સૂક્ષ્મ વિચાર કરતાં તેજ યથાર્થ રચના હતી. આપણા કવિઓ હજી પણ આ વાત લક્ષમાં લે તો સારું. આધુનિક પદ્યરચનાની આ વિચિત્રતા પણ આધુનિક કવિતાની લોકપ્રિયતાની આડે આવે છે, એ વાત આપણે સમજવીજ જોઇએ.

આધુનિક કવિતાની એક બીજી રીતિ પણ એ કવિતાને લોકપ્રિય થતી અટકાવે છે. નરસિંહ મહેતાથી માંડીને દયારામ ને દલપતરામ સુધીના કવિઓની પદ્યભાષા-poetic diction જુઓ. તેમાં એ સામાન્ય "બોલભાષા"નો દોરો એકધારો પરોવાયેલો માલમ પડશે. અત્રેજી ભાષામાં પણ તેની એજ "બોલભાષા" એકધારી વહે છે. શૈલી ગમે તેવી હોય, કલ્પના, ભાવ, વિચાર, ગમે તેટલાં ઊંડાં કે વિશાળ હોય, પણ ભાષાનો પ્રવાહ તો સરળ અને સુગોટજ વહેવો જોઇએ. તે વગર તે વાચકવર્ગને કે શ્રોતાવર્ગને પ્રથમ સંપર્કમાંજ આકર્ષી શકતી નથી, કે તે કવિતાનો રસ પૂર્ણપણે ઉપજાવી શકતી નથી. અપરિચિત શબ્દો, છંદો પરનું અપૂર્ણ પ્રભુત્વ અને તેને લીધે ઘણાય આવતો વાક્યનો અટપટો અન્વય, શબ્દોના અંગનો તેમજ તેની શ્રુતિઓનો ચાલુ ભંગ, વગેરે અનેક રચનાનિબંધના પદની ભાષાને

નીરસ ને કર્કશ બનાવી દે છે. જો વાણીનું સ્વરૂપ ઉત્કૃષ્ટ જોઇએ, જો વાણીમાં માધુર્ય ને આકર્ષકતા જોઇએ, તેને એવી રીતે વિરૂપ અને કર્કશ બનાવી દઇએ, તો પછી ગુજરાતી જનતાને ગાંડી કહો, અંધી કહો, બહેરી કહો કે મૂર્ખ કહો, પણ તે એવા પથરાઓને કેવી રીતે ગળે ઉતારે? વાંક ગાંડી જનતાની રસવૃત્તિનો છે કે સાક્ષરી અજ્ઞાનનો ને તેની રસપરીક્ષાનો? એક પછી બીજા મોટા ગણાતા કે ગણાવા પ્રચ્છતા આધુનિક કવિઓનાં કવિતા માટેના એક એક ખોટા વિધાનમાંથી આ વિચિત્રતા જન્મ પામી છે, અને પછી તેને નિભાવી રાખવાના પ્રયત્નો જારી રહેતાં નવા ઉગતા કવિઓ પણ તેવીજ છાપના બહાર પડે છે. દુર્ભાગ્યે આપણા વિવેચકો પણ મોટે ભાગે એજ પ્રવાહમાં જાણ્યે અજાણ્યે તણાયા ગયા છે, અને એક-મેકની મિત્રાચારીમાં, પક્ષપાતમાં કે શેહમાં દબાઇ ગયેલું આ સત્ય ૧૯૭ કોઇપણ ખંખારીને કહેતા કે કહેવા માગતા નથી.

મારા ઉગતા કવિબંધુઓને તો હું ફરીફરીથી એકજ હાર્દિક સલાહ આપું છું અને તે એજ કે આપણા પ્રાચીન મોટા કવિઓના ગ્રન્થો વાંચો, તેમની લોકપ્રિય થઈ પડેલી ઉંચી કવિતાઓ, તેમનાં આખ્યાનો, તેમની ગરબીઓ વાંચો ને પચાવો, જુઓ કે તેમની પદ્યભાષા કેવી પાણીના પ્રવાહ જેવી સરળ ને સચોટ વહે છે! એમાં પૂર્વોના પથરા કે ખાડાટિંબા નથી, એમાં વગર સમજની વિજાતીય છંદોની ભેળંભેળ નથી, એમાં સંસ્કૃત શબ્દોના થોકડા કે દંભ નથી, એમાં શબ્દોને તોડી ફોડી તેનું માધુર્ય કચડી નાખ્યું નથી. આપણે આપણી સાક્ષરતાને કે તેના દંભને બતાવવાં નથી; આપણે કવિઓના વારસો છીએ, આપણે ગમે તેવાં પ્રખ્યાત માસિકોના કે ત્રિમાસિકોના કે વર્તમાનપત્રોનાં તંત્રીઓના વારસો નથી, કે નથી આપણે મૂંહનો ગાંગડો લઇને ગાંધી થઇ બેઠેલા આજના મોટે ભાગેના વિવેચકોના વારસો! આપણે કવિતાના સ્વયંભૂત્વના, આપણી પ્રતિભાના પ્રકાશનના માલિક છીએ; પરંતુ આપણે આપણી ભાષાના કવિપૂર્વજોના વારસો છીએ તે કદી ભૂલવું ન જોઇએ. આપણી પૂર્વપરંપરાને આપણે તોડી

વધેરી શકીએ નહીં. તેમ કરવા જતાં આપણી જ કવિતાનો દે
તૂટે છે, અને આપણા અંતશ્ચૈતન્યનું જે ભાવદર્શન આપ
જનબંધુઓમાં આપણે કરાવવા ઇચ્છીએ તે કોઇ કરતું નથી, ર
આપણું કવિતાવહન શુષ્ક રણની રેતીમાં પડી ઘડી બે ઘડી
અદૃશ્ય થઇ જાય છે.

શ્રી. કોલકના આ કાવ્યસંગ્રહની પિછાન કરાવવા પહે
આપણી હાલની ગુજરાતી કવિતાનું આ સ્પષ્ટ દર્શન અહીં પ્રારંભ
મારે કરાવવું પડ્યું છે, તે સ્વાભાવિક છે. શ્રી. કોલક પણ શરૂઆત
કુદરતી રીતે આ નવીન કવિતાના સંસર્ગમાં આવીને તેવ
રીતિ અખત્યાર કરી બેઠા હતા. બાળકની બોલી તો સ્વા
વિકપણે તેની આસપાસ બોલાતી ભાષાને જ પકડે છે, ર
એ ભાષાને પાછળથી નવીન સંસ્કાર આપીને સુધારીએ, તો
પણી વેળા અસાવધ પળોમાં જૂના બાલ્યસંસ્કાર પાછા ઉભરી ની
છે. બેક વર્ષની વાત પર શ્રી. કોલકે પોતાની કવિતાનું એક ન
પ્રથમ પ્રકાશન મને મોકલ્યું, ને મારો અભિપ્રાય માગ્યો. ઉત્તેજ
શબ્દો સાથે મેં કવિતાના સનાતન સિદ્ધાંતોનો ને કવિતારચનાના ર
વિધાનોનો મારા પત્રમાં ઉલ્લેખ કર્યો. સદ્ભાગ્યે એ ઉલ્લેખ એમ
મનમાં ઉતર્યો, અને ત્યાર પછી એમણે પોતાની કેટલીક કવિતા
મને વાંચવા, સુધારવા, ને તે માટે સૂચનો કરવા મદ્રાસ મોક
આપણા ઘણા ઉગતા કવિઓમાં ગર્વનો ભાગ વિશેષ હોય છે, જુ
નીનું એ સામાન્ય દર્શન છે, અને પોતાની કૃતિમાં દોષ હોય જ ન
યા હોય તે સ્નેહથી કોઇ દર્શાવે તો તેમાં નાનમ કે માનભંગ માની
એ સાચા હિતસ્વીથી તેઓ દૂર ભાગે છે, માત્ર પ્રશંસા કરીને ર
કરો તે જ તેમને ગમે છે, એવું એવું તો ઘડી ઘડી મેં અનુભ
છે. પણ શ્રી. કોલક એ જાતના ગર્વથી બચી ગયા છે. એ
એમની કળા પ્રત્યેની સત્યનિષ્ઠાનો તથા સત્યદર્શન કરવાની ઉત્કંઠ
પુરાવો છે. પરિણામે એમના કવિતાલેખનમાં ઉઘાડો ફેર પડતો ગ
છે, અને એમની કવિતા વધારે સરળ અને સચોટ બનતી જઇ

આ સુભગદર્શન મેં ન કીધાં હોત, અને એમની કવિતારચના માટેનાં ઉજમાળાં ચિહ્નો મેં ન જોયાં હોત, તો આ પ્રવેશક લખવાનું હું સ્વીકારત જ નહીં.

હવે આપણે શ્રી. દોલતના આ સંગ્રહની પિછાન સહૃદયતાથી કરીએ.

એમનાં છૂટક છૂટક કાવ્યો એ મને વાંચવા, સુધારવા ને સૂચના કરવા મોકલતા હતા, તે વેળા એ સુધારાઓ હું મારા અનુભવ પ્રમાણે સૂચવતો, ને તે માન્ય રાખીને એ પોતાની રચના સુધારતા. પછી તો મને આખો આ કાવ્યસંગ્રહજ મોકલ્યો કે તે ફરીથી મારે જોઈ જવો ને તે પ્રગટ કરવા માટે મારે પ્રવેશક લખી એમની આ વિશિષ્ટ કૃતિઓને ગુર્જર કાવ્યરસિકો આગળ ધરવી. એ કાર્ય હું આજે આનંદથી કરું છું.

આનંદ એટલા માટે કે ગુજરાતના નવીનતર કવિઓમાં શ્રી. દોલતની કાવ્યપ્રતિભા મને બહુ પ્રકાશિત અને આશાજનક લાગે છે. એમના હૃદયમાં ખરી કવિતા ઉગેલી છે, એમની આંખની કીકીઓમાં નવાં નવાં કાવ્યચિત્રો તર્યાં જ કરે છે, એમની વાણીનો પ્રવાહ હવે બહુધા સરલતાથી વહેતો થયો છે, અને એમની પહેલી પચ્ચીશીમાંજ આવો સુંદર કાવ્યસંગ્રહ પ્રકટ કરવા એ શકિતમાન થયા છે, તે ગુર્જર કવિતાના ભવિષ્ય માટે બહુ સારી આશા આપે છે. આ સંગ્રહમાં સંસ્કૃત છંદોબધ્ધ કવિતાઓ છે, તેમાં ચોકકસ પ્રૌઢિ સાથે સરલતા પણ છે, અને ઘણા આધુનિક "પૃથ્વી"-વર્ગી કવિઓને તેમાંથી માર્ગદર્શન મળે તેમ પણ છે. એ ઉપરાંત આપણા જૂના મહાકવિઓએ તેમજ ભકત કવિઓએ વાપરેલાં સંગીત કાવ્યોના અને ગીતોના ઢાળમાં લખાયેલી કવિતાઓ એમાં સારી સંખ્યામાં સંગ્રહાયેલી છે, અને મને શ્રધ્ધા છે કે આ સંગ્રહ આપણા તમામ વાચક વર્ગમાં વખત જતાં સારી રીતે પ્રચાર પામશે, અને કેટલાંક ગીતો તો લોકપ્રિયતાને પણ વરશે.

પુસ્તકનું નામ "સાંધ્યગીત" શા માટે? આ સંગ્રહ જોતાં શ્રી. કોલકે પૂઠા પર એ નામ મૂકેલું તે જોઇને મને પ્રથમ એ પ્રશ્નજ સ્વાભાવિક રીતે મનમાં ઊઠ્યો. પણ હું એ આખો સંગ્રહ જેમજેમ વાંચતો ગયો તેમ તેમ મારા મનમાં પ્રતીતિ થતી ગઈ કે એ નામ સાર્થ છે. આમાંનાં બધાંજ કાવ્યોમાં ને ગીતોમાં કોઇને કોઇ રીતે સંધ્યાને લગતી કલ્પના કે ઉપમા કે દૃશ્યતા આવેલી છે, એટલે એ સંધ્યાના વાતાવરણના રંગોનો દોરો આ કાવ્યોમાં ગૂંથાયેલો હોઇ આ સંગ્રહને એક રીતની એકતામાં ગ્રંથે છે. આ કવિને "સંધ્યા" શબ્દ અને "સંધ્યા"નું રૂપ બહુ પ્રિય હોય એમ લાગે છે. ઘણા જાણીતા કવિઓની કવિતામાં એવો એકાદ શબ્દ કે એવી એકાદ ઉપમા સતત આવ્યાજ કરે છે. અંગ્રેજ કવિ શૅલીને વાદળ, કીટ્સને મૃત્યુ, બાયરનને સમુદ્ર, તેમજ આપણા કવિઓમાં શ્રી. નાનાલાલને બ્રહ્મ, શ્રી લલિતને લગીર, સ્વ. નરસિંહરાવને દિવ્ય, એમ એવા એકાદ શબ્દ ને તેને લગતી કલ્પના વગર ચાલતું ન હોય તેમ લાગે છે, તેમજ શ્રી. કોલકને "સંધ્યા" વગર ગોઠતું નથી. અને માનવ-જીવનના માર્ગને અંતે ઉઘડતા દિવ્ય રંગોના જેવી દિવસજીવનના માર્ગના અંત્યદ્વારને રંગી દેતી એ સંધ્યાસુંદરી ક્યા કવિના હૃદયને આકર્ષીને કવિતા ઝીલતું નહીં કરે?–એટલે આ "સાંધ્યગીત" નામ આ કાવ્યસંગ્રહ માટે બધી રીતે યથાર્થજ રખાયેલું છે. યથાર્થ નામકરણમાં કવિની રસવૃત્તિનું પણ યોગ્ય સૂચન છે.

પુસ્તકના નામાભિધાનનો ઊમરો ઓળંગીને હવે આપણે ખુદ કાવ્યાલયમાં પ્રવેશ કરીએ.

આ સંગ્રહને કવિએ આઠ વિભાગમાં વહેંચી દીધેલો છે, અને પ્રત્યેક વિભાગમાં ફૂલ ને ફૂલની પાંદડીઓની સ્વાભાવિક રચના ને મિલાવટ પ્રમાણે વધુ ઓછાં કાવ્યો સમાયેલાં છે: (૧) કવિતા અને કુદરત, (૨) રાષ્ટ્રભક્તિ, (૩) ગ્રામ્યગીતો, (૪) જીવનરંગ, (૫) જીવનહાસ્ય, (૬) સંસારદસ્ય, (૭) પ્રભુભક્તિ અને (૮) સોનેરી.

આરંભથી અંત સુધી વાંચતાં જેમ ઇંદ્રધનુના રંગો એકમેકમાં ભેળાઇને એક સુંદર આકર્ષક કમાન બને છે, તેમ કવિતાના આવાહનથી માંડીને કવિતાની વિદાય સુધીના ભાવો ને કલ્પનાના રંગોનો ગજરો સ્વાભાવિકપણે આપણી અંતરદૃષ્ટિ આગળ બનતો લાગે છે. આ ગોઠવણી કવિની કલારસિક દૃષ્ટિ જ બતાવી આપે છે.

**૧. કવિતા અને કુદરત.** આ વિભાગમાં પહેલાં ૭ કાવ્યો કવિતાની આરાધનાનાં અને કવિહૃદયનું રહસ્ય ખોલનારાં છે, અને સાતમું કાવ્ય "કવિ અને વસંત" એવી ખુબીથી અને એવી સુંદર કવિદૃષ્ટિથી લખાયેલું છે, કે તેમાં કવિતાના વિષયમાંથી સ્વાભાવિકપણે અનાયાસે કુદરતના વિષયમાં સરી જવાય છે, અને તે પછીનાં આવતાં સાત કાવ્યોનું આગલાં ૭ કાવ્યો સાથે તે અંકોડા જેવું બને છે. કુદરતમાં કવિતા છે અને કવિતામાં કુદરત છે, એ રહસ્ય અહીં સુંદર રીતે વ્યક્ત થયું છે.

"સાંધ્યગીત"નું પહેલું કાવ્યજ આખા સંગ્રહના પ્રતિનિધિ જેવું છે. એની વાણીમાં પ્રસાદ છે, સરલતા છે, સચોટતા છે, એની કલ્પનામાં તાજગી છે, એના ભાવમાં હૃદયની ઉષ્મા છે, અને એ ગીતના ત્રણ વિભાગમાં ધીરે ધીરે આપણે સરસ્વતીની વાટિકામાં ઉતરી પડીએ છીએ. કવિ જાણે સાંધ્યભૂમિમાંથીજ ગુજરાતની ભૂમિમાં સરી પડેલો છે, અને એ ભૂમિમાંથી તે ગુજરાતનું પ્રતિબિંબ સાંધ્યભૂમિમાં પડેલું દેખે છે, કે સાંધ્યભૂમિનું સ્મરણ ગુજરાતની ભૂમિને રંગી દે છે, એવો ભાવ ને તેને અનુરૂપ કલ્પના આ ગીતના પ્રથમ ભાગમાં છે. બીજા ભાગમાં સંધ્યા આકાશથી દિગંતભૂમિ પર ઉતરી આવે છે, તેની આગળ એ સંધ્યાનો બાળક કવિ પોતાનાં ગાન લઇ દેને ચરણે જાણે આ ગુર્જર ભૂમિની ભેટ લઇને જાય છે, પણ

"દુનિયાથી દૂર અને પૃથ્વીથી પર, તેને
કંઇએ પથિક, તારી શી છે પડી?"

—એવો નાનમભાવ કવિના અંતરમાં આવી જાય છે, અને માનવબાળ જાણે કુદરતની પાછળ પાછળ જવા છતાં એ કુદરત તો દૂર દિગંતની માફક સરતી જતી હોય છે, એવું રહસ્ય કવિ બતાવે છે. ત્રીજા ભાગમાં કવિનું કવિત્વ કમાલ કરે છે, અને કવિની કલાદૃષ્ટિ કેટલી ઊંચી છે તે પણ તે બતાવે છે. આ છેલ્લા ભાગમાં 'સાંધ્યગીતે'ની સફળતા ચમત્કાર સાથે પરિણમતી લાગે છે. પ્રારંભમાંજ

"સંધ્યાને ટાણે અહીં આવી તું મોરલા,
ઝીણું બુલંદ ગાન ગાઈ જજે!
પીંછાંના ચાંદ વેરી સરતી રજનીના
અંતરમાં તેજ તારાં છાઈ જજે!"

—એ "મોરલો" કોણ? સરસ્વતી દેવીનું વાહન જે મોરલો તેજ ને? જૂની દેવકથાનો આ કેવો સુંદર ઉપયોગ અને તેનું કેવું સુભગ મિશ્રણ આ કલ્પનામાં થાય છે! સંધ્યાના વિવિધ રંગોમાં કોઇ વેળા એવી બુટ્ટાદાર રચના થાય છે કે તેને જાણે મોરલાના ખીલેલા કલાપ સાથે સરખાવવાનું મન કવિને સહજ થઇ આવે છે. તેથીજ "પીંછાંના ચાંદ" હવે પછી સરી આવતી રજનીના અંતરમાં વેરવા કવિ મોરલાને કહે છે. કેવી સુંદર કલ્પના! કેવો ઉત્કૃષ્ટ ભાવ! અને આપણી દેવકથાની પરંપરાની કેવી ચાતુર્યભરી ગૂંથણકલા! આ રહસ્ય ઉઘડતાં આખા "સાંધ્યગીત"નો ઉઠાવ તેને સામાન્ય કાવ્યથી ઘણી ઊંચી બેઠકે લઇ જનારો છે. ગીતનો અંત પણ સુંદર ને કાવ્યમય છે. આ ગીત ખરેખર શ્રી કોલકની કાવ્યપ્રતિભાનું પ્રતિનિધિ બને છે, અને એ બધી રીતે પ્રાસાદિક વાણીમાં ઉતરેલું છે. એક ખરા કવિ વિના આવું સુંદર કાવ્ય તેના સમગ્ર ઉઠાન સાથે કદી સર્જાય નહીં.

એ પછીનાં બે ગીત "નવુંજ ગીત ગાને, કવિ!" અને "કલ્પનાની પાંખ પર" પણ પ્રાસાદિક વાણીમાં સરસ કલ્પનાચિત્રો મેળવીને લખાયેલાં છે:

"પણ પૂરવમાં મઘધનુ તાણ્યુ, તુ ભદા તન ગાન, કાવ !
કોણે તારું નિશાન નથી જાણ્યું, તું રંગવેધી થાને, કવિ!"

—કવિએ તો મેઘધનુને પણ ભેદીને—તેનાં રહસ્ય ખોલીને—ગાવાનું છે. જે દેખાય છે તેનું માત્ર વર્ણન કરવામાં કવિતાના ચમત્કાર નથી, પણ એ દૃશ્યને ભેદીને કવિ તેમાંથી જે રહસ્ય માનવજીવનની ઉચ્ચતા સાધવા ખેંચી લાવે છે, તેમાંથી કવિતાની સાર્થકતા ઉપજે છે. અને બાણવિદ્યા સાધનાર જેમ "શબ્દવેધી" બને છે ત્યારેજ એ અસ્ત્રવિદ્યા પરાકાષ્ઠાએ પહોંચે છે, તેમ કવિને અહીં કહેવાય છે કે તારું નિશાન પણ "રંગવેધી" છે! માત્ર એ રંગનો વેધ કરતાં તેની પાછળ રહેલું રહસ્ય કવિચરણે આવી પડે છે. અને એ ગીતની છેલ્લી પંક્તિમાં તો પ્રત્યેક નવા કવિ માટે જાણવાની અગત્યની વાત છે, તેજ કહેવાય છે:

"હવે ગાયું ન ગાતો જૂના રાગે, નવુંજ ગીત ગાને, કવિ!"

"કલ્પનાની પાંખ પર" એ ગીતમાં કવિનું તાકેલું તીર માત્ર આકાશની કે કુદરતની દૂરમાં દૂર રહેલી વસ્તુને તાકવાથી ધરાતું નથી, એના કોડ તો એ અનંતસૃષ્ટિ વીંધીને પણ પ્રભુનાજ હૈયાને તાકવાના છે. એને તો "ચાંદાના હોડલામાં બેસી વિહારવા આભનાં નીર (પણ) આછાં લાગે" છે, અને એને "ઉષાની ચુંદડીએ લહેરાતો ઊડવા ઝૂલા ખાતાં ફેર આવે" છે! આ બધાં કેવાં સુંદર પ્રતિકો છે. અને છેવટે કવિ પ્રભુનાજ હૈયામાં ઊડીને બેસે છે—અલબત્તાં, કલ્પનાની પાંખ પરજ! પણ આ સ્થૂળ દુનિયાના લોકો કેવા જડ છે, એમની દૃષ્ટિ ને કલ્પના કેટલી ટૂંકી છે, કે કવિ આ વાત કરે ત્યારે તેને પણ કોઇ સાચી લેખે માનતાજ નથી, અને કવિને કહે છે કે જા, જા, એ તો બધા ઠડે પહોરના તડાકા ને તારાં કવિપણાં (એટલે જૂઠાણાં)!

ત્યાર પછીનાં બે કાવ્યોમાં કવિ પોતાની કવિતાનાં સુખદુખ ગાય છે. "દિલનાં દર્દ"નો અંતિમ ખંડ પણ ઘેરા કરુણથી કવિનું મેરુબળ સૂચવે છે:

"તોયે ના તાતદીધેલી વેદના, યે તજે કવિ:
બધાં એ અશ્રુબિન્દુની વહાવી દિવ્ય જાહ્નવી,
ને તેમાંથી જગાવી મેં ગીતઊર્મિ નવે સૂરે,
દિલનાં દર્દ રેલાઈ આવ્યાં કાવ્ય બની ઉરે.
ભલે એ દર્દની ગાથા જીવનાંત સુધી કરું,
સંધ્યા જેવા દિનાન્તે એ અનેરા રંગથી ભરું."

—એ કડીઓનો ઊંડો કરુણરસ અને તેમાં પીગળતું કવિહૃદયનું દર્દ વાચકને પોતાનેજ સમજી લેવા હું વિનવું છું. બિચારા કવિને કપાળે તો એ દર્દની ગાથા સંધ્યા જેવા રંગથી ભરવાનું ને દર્દમાંથી પણ આનંદ આપવાનું લખાયેલું છે!

હવે કવિ કુદરતનાં કાવ્યોમાં ઉતરે છે તે જોઇએ. "કવિ અને વસંત" કાવ્યમાં ભાવ અને કલ્પના સાથે શબ્દમાધુર્ય ઓતપ્રોત થઇ ગયું છે. શબ્દ અને અર્થ એ બંને વાણીનાં અંગ છે, અને આપણા મોટા સંસ્કૃત વિવેચકોએ તેમજ અંગ્રેજી ને બીજી પાશ્ચાત્ય ભાષાઓના પંડિતોએ પણ એ વિધાન પર હમેશાં ભાર મૂક્યો છે. કવિતાને એક સુંદર ચિત્ર, એક સુંદર શિલ્પકૃતિ, એક સુંદર નૃતિકા કે એક સુંદર ગાયિકા જેવી બનવાને માટે તેનાં બંને મુખ્ય અંગો—શબ્દ અને અર્થ—Sound and sense—એક સુંદર સુગંધી ફૂલની જેમ એકમેકમાં ઓતપ્રોત થયેલાં જોઇએ, એકમેકના સૌંદર્યનાં અનુપૂરક જોઇએ. જેવું સૌંદર્ય અર્થનું—એટલે કવિતાના આત્માનું, તેનાં રસ, ભાવ, કલ્પના આદિ અર્થાંગોનું—હોય, તેવુંજ સૌંદર્ય શબ્દનું—એટલે કવિતાના દેહનું, તેનાં અંગ-ઉપાંગોની સપ્રમાણતા, ખિલાવ, આકર્ષકતા આદિ શબ્દાંગોનું—હોય તોજ કવિતામૂર્તિ સમગ્રપણે સૌની દૃષ્ટિ પોતા તરફ ખેંચીને તેના દિવ્યાત્માનું તેજ એ દૃષ્ટિ વાટે હૃદયમાં રેડી દે છે. એ "સમગ્ર" સૌંદર્ય વિના જે મૂર્તિ ઊભી થાય તે અધુરીજ રહેવાની. "કવિ અને વસંત" કાવ્યમાં એવી સમગ્ર મૂર્તિ ખડી થાય છે, અને એની ચાલના રણકાર આપણા શ્રવણને સુખદ લાગે છે. એ

આખું કાવ્ય મોટેથી બોલતાં કે ગાતાં એની ખુબી આપોઆપ સમજાશે, અને

"એક વિશ્વના એકજ તારે વસંત ને કવિ ડોલે,"

—એ કવિની સુભગ કલ્પના પ્રમાણે આપણે પણ એ કાવ્યના તાર સાથે એકતાર બની વસંતનાં કીર્ત્તન કરનારા કવિતારાનું તેજ ઝીલીને આપણા હૃદયમાં કવિની કલ્પેલી પેલી વસંતની "સંધ્યાના નભદોળ્યા રંગે ચાંચ રંગવા" ઉત્સુક બનશું.

એવાજ ગુંજાર "વસંત–ગાન"માંથી પણ સંભળાય છે. નવીન કવિઓની કર્કશ પદ્યરચનામાંથી કોઇક વેળા બસેં પાંચસેં પંક્તિમાં પેલા અંગ્રેજી પદ્યશાસ્ત્રમાં પ્રશંસાયેલા "ઍ–ઑ ને આ" સ્વરોના અદ્‌ભુત રણકારથી કોઇક વિવેચક મુગ્ધ થઇ જાય છે, તેવાને આ "કવિ ને વસંત"ની તથા "વસંત–ગાન"ની મોહક પદાવલિમાંથી સ્વરનર્તનનું કંઇક પણ સત્ય શિક્ષણ મળે તો વ્યર્થ રસાભાસમાંથી તેની શ્રવણેંદ્રિય ઉગરી શકે. "વસંત–ગાન" પણ શબ્દ ને અર્થનું સપ્રમાણ સંવાદી ગાનજ છે.

એ પછી તાજમહાલ અને યમુનાની ગાથાનાં બે કાવ્યો ઘણાં સુંદર છે. આગ્રાનો જગત્પ્રસિદ્ધ પ્રેમમહાલય તાજમહાલ યમુના નદીના કાંઠા પર આવેલો છે, એટલે એનું પ્રતિબિંબ યમુના નદીમાં પડે છે, એ એમનો પણ સ્નેહગાંઠ બને છે. જેમ તાજમહાલના ભીતરમાં બે રાજવી સ્નેહી હૃદયો સૂતેલાં છે, તેમ વ્યોમમહાલની હેઠે આ તાજમહાલ ને યમુના પણ સાથે સાથે ગૂંથાઇને રહેલાં છે. તાજમહાલની પ્રતિમા યમુના પોતાના ખોળામાં રાખીને ચાંદની રાતે એ પોતાનું પ્રેમકાવ્ય વિરહી ચંદાને બતાવે છે, અને એ ચંદા જે રૂપેરી સાંકળી યમુનાની છાતી પર ગૂંથે છે, તેમાં જાણે તાજમહાલ ને યમુના—એ બંને પ્રિયપ્રેયસી પણ—બંધાઇ જઇને પોતપોતાના હૃદયધબકા સાંભળ્યા કરે છે!" ઉત્પ્રેક્ષા બહુ સુંદર ને સ્વાભાવિક છે. એ કાવ્યજોડકામાંનાં બીજા કાવ્યમાં તાજમહાલ યમુનાને કહે છે કે

'આ જગતજનો અહીં જે જોવાને આવે છે તે મારું ભવ્ય સૌંદર્ય કે આ મારા હૃદયમાં સાચવી રાખેલાં પેલાં બે રાજવી સ્નેહી યુગલની દિવ્ય એકતા? પણ જોને, આપણી બેઉની જે હજી જીવતી પ્રેમગાથા ગવાય છે, તે એ લોક એમની જડ આંખે કયાંથી નિરખવાનાં? હું પોતે તો તારીજ પ્રણયપુનિતા લ્હેરમાં ઝૂલું છું, અને તારું મધુર કલકલગાન ઝરણું મારા હૃદયમાં સદા ગૂંથતો રહું છું!'—બંને કાવ્યો સુંદર કવિતાના સુંદર નમૂના છે. સંસ્કૃત છંદોમાંથી મંદાક્રાંતા છંદ એના કરુણભાવ ઝીલવા માટે યોગ્ય રીતેજ વપરાયો છે, અને વાણીપ્રવાહ પણ તેમાં આસાદિકપણે વહ્યો જાય છે.

આ પ્રથમ વિભાગનું છેલ્લું ગીત "અજિત નાંગા પર છત" અંગ્રેજ કવિ વર્ડ્‌સ્વર્થના પેલા "Yarrow unvisited" નામના જાણીતા કાવ્યની યાદ આપે છે. એ નથી અનુકરણ કે નથી અનુસરણ. કવિની એ સ્વતંત્રજ કૃતિ છે, અને ભાવ ને કલ્પનાનું બહુ સુભગ મિશ્રણ એમાં થયેલું છે. અણદીઠેલી કે જાતે અણઅનુભવેલી વસ્તુનું વર્ણન અદ્‌ભુતરસથીજ થઇ શકે છે, અને કવિએ અહીં કલ્પનાનું જાદુ કેવું સચોટ ચલાવ્યું છે કે જાણે નાંગાપર્વત પર એ જાતે બધું જોઈ આવ્યો છે. આખરે

"હું તો જીત્યો, ઓ ગિરિરાજ! જોને—
હાર્યો તું શું? ના, નથી તું ય હાર્યો:
તું યે જીત્યો કે કવિને ચગાવ્યો
જિતાવીને શૃંગ અજિત તારું!"

—એવું સુંદર પરિણામ લાવીને કવિ પોતાના કલ્પનાખેલમાં છતે છે—ના, નાંગા પર્વત પોતે એને જિતાવે છે! પ્રાસમુક્ત છંદમાં સરલ ને સચોટ વાણીથી કવિ કલ્પનાની મૂર્તિ કેવી સરસ રીતે ખડી કરે છે તે આખું કાવ્યજ વાંચી જોતાં જણાશે, અને આ કાવ્યને અંતે-તેમજ આ પ્રથમ વિભાગને અંતે પણ વાચક "ધન્ય" શબ્દથીજ કવિને નવાજશે!

૨. રાષ્ટ્રભક્તિ. આ બીજા વિભાગમાં ચાર કાવ્યો રાષ્ટ્રભક્તિનાં છે, તેમાં "ભારતીનાં ભર્ગ" તથા 'માનાં દર્શન" એ બે કાવ્યો સારાં છે. "દિવ્ય વૃક્ષ"માં અહિંસાનું સ્વર્ગીય બીજ પૃથ્વીમાં પડીને ઉગેલું બતાવ્યું છે, અને "માનાં દર્શન"માં ભારતમાતાની જયશ્રીનાં સ્મરણ કરાવીને તેની પોતાની સંસ્કૃતિમાંથી જન્મેલી અહિંસાની ફિલસૂફી એકજ લીટીમાં સચોટ રીતે કવિએ બતાવી છે:

"માર સહીને મુક્તિ ચહે, મા! એવાં કયાં બીજાં સંતાન?

* . *

દેશ, કહે મા! કયાં છે એવો,
વિશ્વ કુટુંબ ગણે તેવો?"

અને હિંદીજનના અવતારને ધન્ય ગણી ઊંડી લાગણીથી કવિ કહે છે:

"પાપી પણ મા! તુજ ભોમે રહી જોશે તુજમાં પ્રભુ સાકાર!"

—ભારતની પુણ્યલક્ષ્મીની છોળ કવિઓ આવી સૂચક વાણીમાં ઉછાળશે, ત્યારે તેનાં ધન્ય બિંદુઓ જગતની શાંતિ તરસી ભૂમીને પણ ઠારશે.

૩. ગ્રામ્યગીતો. આ ત્રીજા વિભાગમાં ચાર સરસ ગ્રામ્યગીતો સમાયેલાં છે, તેમાં "ઢેડનું ગીત" અને "જન્માષ્ટમી" એ બે તો ખરેખરાં સચોટ ગ્રામ્યગીતો છે. ભાષા ઘણીજ સરલ અને અશિક્ષિત ઢેડ પણ સમજે તેવી છે, અને તેમાં એ ગરીબ જાતિની આંતરડીનો કકળાટ બહુ સૂચક ભાષામાં વર્ણવ્યો છે. "અમે તો છરિયે બારેવાટ," "અમારો દેહ છતાં નહીં દેહ," "બામણવાડને ઉકરડેથી વીણવા રોટલા ભાત," અમારે રામનાં "દર્શનનું શું કામ?"—એવી એ બિચારી ગામડાંમાં હડહડ થતી જાતિની મનુષ્યની આગળ તો શું પણ પ્રભુની આગળ પણ થતી ફરિયાદો સચોટ તીવ્ર

ને કરુણ ભાષામાં ઉલ્લેખી છેલ્લી કડીમાં મૃત્યુને માગતો કકળાટ કેવા થોડા શબ્દોમાં કવિએ પ્રદર્શિત કીધો છે:

"દિલનાં ચામડાં જાય તૂટી તો મોત કરે છે ઢીલ!
અમોને માનવભવનાં પાપ
કહાં તક વેઠાવો, માબાપ!"

—ભારે સંસ્કૃત શબ્દો કે પેલી "ગગનગામી કલ્પના" આવો ઊંડો કરુણરસ કદી જમાવી શકશે?

અને "જન્માષ્ટમી"ના ગીતમાં તો કવિએ ચમત્કાર આણ્યો છે. ઘેરઘેર શ્રીકૃષ્ણ ભગવાનની જન્માષ્ટમી ઉજવાય છે, અને દ્વિજ વર્ણના મંદિરમાં સોનારૂપાની ભેટો ભગવાનની મૂર્તિને ચરણે ધરાય છે ત્યારે

"પ્રભુને નીંદર નાવી રે,
ધનની ઢગલી આવી રે!"

એમ પ્રભુ પણ જાણે ધનના ઢગલા વાળવા જાય, ત્યારે તે ઢગલા તો પૂજારી પોતાની છાબડીમાં છુપાવી લે છે, અને પ્રભુ તો આકાશમાં અધ્ધર જ રહે છે! પૈસાવાળા દ્વિજવર્ણને ત્યાં પ્રભુની આવી કિંમત છે, ત્યારે ભગવાન તો ભાવથી દૂબળાને ત્યાં જન્મ લે છે. દુબળવાડમાં મંગળ ઉત્સવ ચાલે છે, અને દુબળા

"મોભની સાથે દોરડું બાંધી હીંચકો હીંચવે ત્યાંય:
ઝૂલે કરદણ બાપો રે!
ઘરઘર આડમ જાપો રે!"

આ ચમત્કારવાણીનો રસ લેવા વાચકને જ હું આમંત્રું છું. આ છબતા "કરદણ બાપા"ની જન્માષ્ટમી તો કવિ જ ઉજવે!

૪. **જીવનરંગ.** આ ચોથા વિભાગમાં બાળક, માતા, ભગિની, પ્રિયા, અને છેવટે સંસારવગોવી ઘવાયેલા હૃદયનો વૈરાગ્ય એ વિષયોનો

સ્પર્શ થયેલો છે. એમાં બાળકને લગનાં પહેલાં ત્રણ કાવ્યો બાલ્યભાવની રમતો ને કોમળતાથી ભરેલાં છે. "બાબાની પ્રથમ વર્ષગાંઠે" એ કાવ્યમાં બાબાની વર્ષભરની પ્રગતિ કરતી પગલીઓ વર્ણવ્યા પછી છેવટની કડીમાં કવિત્વપૂર્ણ ફિલસૂફી કવિપિતાના હૃદયમાંથી સરી પડે છે:

"કોણ જાણે હશે શી શી તું જીત્યો વર્ષવાતમાં
અણજિતાયલી જીતો જિંદગીના પ્રભાતમાં!"

—આ "બાબા"ના હૃદયની વાતો આપણા વૃદ્ધબાબાઓ સમજે તો કેવું સારું!

"શૈશવનું સ્મરણ" એ ગોપકાવ્ય જેવું છે. ગામડાંનાં ખેતરો, ડુંગરા, ખીણો, નદીઓ ને ઝરણો, ગોપબાળો, તેમની વાંસળી ને તેમનાં ઢોરો, અને એ સૌમાં તરતા ગ્રામ્ય આત્માના માથા પર ઝૂકી રહેલું તેવું જ ધનુરંગ ઝીલતું આકાશ--એ બધાંનું થોડી જ પંક્તિઓમાં સુંદર ને સચોટ વર્ણન તેમાં થયેલું છે.

"બાની છબી"માં "મંદાક્રાંતા છંદ"ની ધીમી કરુણગતિ એ કાવ્યના કરુણભાવને વધારે ગાઢ કરે છે. કાવ્યનો અંત ખરાં કવિત્વપૂર્ણ વચનોથી તથા મંદાક્રાંતામાં છેવટ સ્રગ્ધરા છંદની સજાતીય પંક્તિ મૂકીને વાચકના હૃદયમાં પોતાની ઊંડી છાપ પાડે છે. કલ્પનાના શૃંગો ચઢી જઈને

"હા બા, તારું સ્મરણ કરીને રોઈ છાનું રહ્યો હું;
ને ત્યાં લાધ્યું તુજ હૃદયનું ગાન સ્નેહાંજલિએ—
કૈં કૈં જન્માંતરોનાં સ્મરણ–પગથિયે, આત્મની સાંકળીએ!"

—કવિની કલ્પના બધા આત્માને સાંકળી દે છે, અને જન્માંતરોનાં સ્મરણ-પગથિયાં ચઢીને પણ માતૃહૃદયનું અલૌકિક ગાન ઝીલે છે!

•

"સૂનો ઝરૂખો" પણ સુંદર કાવ્ય છે. ઘર સામે રોજ જે અજાણી યુવતીને જોવા ટેવાયેલી આંખ જ્યારે તે ખાલી પડેલા ઝરૂખાને જોય છે, ત્યારે પિછાન વિના પણ અભ્યાસથી જે માનવહૃદયોની સાંકળી જોડાય છે, તે અગમ્ય ભાવ આ કાવ્યમાં અચ્છી રીતે દર્શાવ્યો છે. કેટલાક ભાવ માત્ર એકાદ શબ્દમાં વિરાટ સ્વરૂપે પ્રદર્શિત થયા છે:

"બેઉ તરફે
થઈ જતી માનવ શેરી મોટી!"

—આટલાં પાસે, સામસામાં, છતાં આ માનવહૃદયોના સંકોચ વચમાંની શેરીને વિશ્વ જેવી મોટી ને વિશાળ, [illegible] તેવી કરી દે છે. અને આ ચમત્કારી સંધ્યાવર્ણન ચાર પાંચ નાની પંક્તિઓમાં જુઓ:

"સંધ્યા તણી સુંદરતા ખુલીને
તારે ઘરે ઠેઠ દિવાલ રહી
રંગાઈ જાતી સહુ જેવી,"......
"અને પ્રતીચીતણી રંગગંગા
દેખી થશે મુગ્ધ વિમુગ્ધ લોકને."

—કવિની બેચાર પીંછીના લસરકા કેવું સુંદર ચિત્ર કેવી સુંદર ઉત્પ્રેક્ષા સાથે ચીતરીને આપણી આંખોને ઠારે છે!

એની પછીનાં ત્રણે કાવ્યોમાં પણ સંધ્યાને લગતી નવી નવી ઉત્પ્રેક્ષાઓ આલેખાય છે.

૫. ૬. જીવનહાસ્ય અને સંસારદર્શન. આ બન્ને વિભાગોમાં જીવનના આનંદલહરી કે કરુણ ભાવોને લગતાં કાવ્યો ને ખંડકાવ્યો છે. શ્રી. કોલકમાં હાસ્યરસની છાંટ પણ સારી છે. અને આ હાસ્યરસ બહુ નજીવા પ્રસંગોમાંથી એમણે ઉપજાવ્યો છે. "કવિનું ઘર" વાંચી જુઓ. એમાં એક બાજુ કવિની કલ્પના

તાજ ને કંચનજંઘા પર ઊડે છે, તો બીજી બાજુ તેને ભાંગ્યાતૂટ્યા ઘરમાં વાસો કરી રોજ ઉંદરડાને મિજબાની આપવી પડે છે! નરસિંહ મહેતાના મામેરાની સવારી સાથે આ "કવિનું ઘર" સરખાવી જોવા જેવું છે. એમાં કડીએ કડીએ કવિનો સૂક્ષ્મ હાસ્યરસ રેલાઇ રહે છે. કવિની પત્ની જ્યાં કંટાળી ઊઠે છે, ત્યાં કવિની આર્થિક ગરીબાઇ કેવી કુદરતી ઉદારતાની ફિલસુફી લડાવે છે :

"માનવને ત્યાં નહિ તો ઉંદર કોને ત્યાં જઇ મ્હાલે?"
—અને છેવટે

"આજ ઉંદરડે નૃત્ય કર્યું ને કાલ નાચશે તારા :
કવિ સવારે જશે બજારે લઈ છપ્પરના ભારા!"

—ઘર એવું ખડખડપાંચમ થઇ રહેલું છે કે એ ઉંદરડાના નૃત્યથી એનું છાપરું તો કાલ થતાં તૂટી પડશે, એટલે પછી ઘરમાં તો આકાશના તારા સીધા ઉતરીને નૃત્ય કરવા માંડશે, અને કવિ બિચારો એટલો ગરીબ કે તૂટી પડેલા છાપરાના કડકાઓના ભારા બાંધીને વેચી આવીને બે દિન પેટનો ખાડો પૂરશે! થોડા સરસ શબ્દોમાં બહુ માર્મિક કટાક્ષ કીધો છે, ને કવિની માતબર હૃદયસ્થિતિ સાથે તેની આર્થિક કંગાલિયત . ગુપ્ત કરુણભાવથી કેવી રંગી બતાવી છે! અને આ નવી કંગાલિયત વળી પાછી કવિહૃદયની ટંકશાળમાંથી નવા કાવ્યસિક્કા બહાર પાડવાનું સાધન બનશે!

"કાઢી નાખેલા જોડાને" એ કાવ્ય મને ઘણુંજ આકર્ષક લાગે છે. હીનવસ્તુમાંથી પણ ખરો કવિ કવિત્વનો કેવો સુંદર સુવર્ણતાર ખેંચી કાઢે છે તેનું આ સરસ દૃષ્ટાંત છે. આ જાતનાં કેટલાંક કાવ્યો નવીન કવિઓએ લખ્યાં છે, તેમાં આ કાવ્યનું સ્થાન ખરેખર ઉંચું છે. એ તો આખું કાવ્ય ફરીફરી વાંચતાં અનેરી મોજ આપશે, અને "ફાટલા તૂટલા" જોડા પર કવિએ જે આ પોતાનો "તાજમહાલ" કે "જોડામહાલ" બાંધ્યો છે, તે જોવા

ને તે જોઇને આનંદ ભોગવવા તથા જીવનની અંત્ય ફિલસૂફી પણ સમજવા બહુ યાત્રાળુઓ જશે, એવી મારી શ્રદ્ધા છે.

સંસારદર્શનમાંનાં કાવ્યોમાં "નવવધૂ" માં અને "મુગ્ધ પ્રેમની કરુણ કહાણી" માં વર્ણન અને ભાવદર્શન સારાં છે, અને તે વાચકને તૃપ્ત કરે તેવાં છે.

"શ્રીમતી", "રંભા જાડી" અને "ઉર્વશીનું અવસાન" એ કરુણાંત ખંડકાવ્યો છે. આવાં કાવ્યોમાં હાલના નવીન કવિઓ જે ઘડીઘડી વૃત્તો ને છંદો બદલીને ચાલતા ભાવની અખંડિતતા તોડી દે છે, તેમ છેલ્લાં બે ખંડકાવ્યોમાં અહીં બન્યું નથી. ભાવ પૂરેપૂરો બદલાય કે કવિ કોઇ વસ્તુ ખાસ કહેવા માગે ત્યાંજ વૃત્તફેર કરવો ઉચિત કહેવાય, અને શ્રી. કોલકે આ બે કાવ્યોમાં એવીજ રીતિ રાખી છે. વળી ભાષાની ભભક કરતાં તેની સરલતા ને સચોટતા પરજ એમણે યોગ્ય રીતે વિશેષ ધ્યાન આપ્યું છે. કવિ હવે આવાં ખંડકાવ્યો પર પોતાનો હાથ વધારે ફેરવીને અજમાવે તો રસની સાધના સારી રીતે સાધી શકશે. ખંડકાવ્યો માટે કવિત્વને પરલક્ષી થવું પડે છે, ને ને માટે તે કવિ પાસે વધારે અધિકાર માગી લે છે.

૭. પ્રભુભક્તિ. આ સાતમા વિભાગમાં પ્રભુભક્તિનાં દસ કાવ્યો છે, અને એમાં કવિનું ભક્ત હૃદય આપણી કવિતાની પ્રાચીન પરંપરાને જાળવી રાખે છે, એ આનંદની વાત છે. એ વિભાગમાંના પ્રથમ કાવ્ય સિવાયનાં બીજાં બધાં નવ કાવ્યો વિવિધ રાગોમાં લખાયેલાં છે, ને એ ભાવોચિત રચના કવિનું ચાતુર્ય ને સ્વાભાવિક વલણ બતાવી આપે છે. આ વિભાગમાંનાં બધાંજ ગીતો ગવાય ને સ્મરણમાં રહી જાય તેવાં છે, અને એજ કવિબાનીની સાર્થકતા બતાવે છે. એ ગીતમાળામાંના કેટલાક સુંદર પુષ્પગુચ્છો આપણે અહીં જોઇ આંખ ઠારીને સૂંઘી જોઇએ:

"જાત બચાવવા જોર દીધું તો ભાઇને મારે રે!
પુણ્યને જોવા ઝંખું ત્યાં એ પાપ વધારે રે!
મારો આજ રામજી રુવે રે!"

—રામજીનું રુદન.

* * *

"આતમદીપ મૂકું હું દ્વારે ઝગતો આખી રાત;
શ્રધ્ધાનું ભરી તેલ નિરંતર સંકોરું ભલી ભાત;
ન એને નડશે ઝંઝાવાત."

—પ્રભુને નિમંત્રણ.

* * *

"ભોમ ઉપર મંદિર બંધાયાં, પણ જ્વાલાથી ખાક;
અખંડ મંદિર આ છે કેવું, જીર્ણ થતું ન જરાક?
મોહન! મંદિર છે આ કેવું? જુગ જુગ આકર્ષી રહે એવું!"

—અખંડ મંદિર.

* * *

"એક દિન પેઠો ઢેડને ઘેરે, ત્યાં તું આવ્યો હાથ:
દુનિયાને ઠગી કેવો રહે તું દીન પીડિતની સાથ?
પ્રભુ! મારે ઢેડ છે વાલું રે!
તુજ વિણ જીવતું શું આવું?"

—પ્રભુનું મિલન.

* * *

"ચંદ્રતણો દીવો લઇ ચાલે રજની નિજ જગવાટ!
પ્રભો! મુજ અંતર કેરું બીન
રહો તુજ અંગુલિનેજ અધીન!"

—તું!

* * *

"માલ મૂકીને ચાલ્યા પથિકો દૂર દૂર પરદેશે રે;
પણ ઊભો તું કયી દુકાને અણદીઠ ગૂઢ વેશે રે !"
—મેળાનો માલિક.

* * *

"છેલ્લું પ્રાર્થનગીત આલાપું, જગનું તુજ આલુલેક !
ચતુર દિશાના ઘુઘવાટામાં સુણ છેલ્લું ગીત એક !

"કરી દે તુજ મહેમાન રે, ઓ મારા કમાન !
ડગમગ ડોલે વ્હાણ રે, ઓ મારા કમાન !"
—ખલાસીની અંતિમ પ્રાર્થના.

* * *

."કોણ બતાવે મારગ ભૂલ્યો—જ્યાં નહીં કોઇ તણો સંચાર !"
"સાદ કરી લે મોડો વ્હેલો, એજ દિશામાં મોઉ દિદાર :
અંતર દીપની એકલ જ્યોતે, હો વ્હાલા ! આવું નિરધાર !"
—પાર.

—આ બધાં અવતરણો પરથી વાચક જોશે કે આ નવીન કવિએ આપણાં જૂનાં ભક્તિકાવ્યોની પરંપરા પાછી આબાદ આગળ ચલાવી છે. જે ગીત હૃદયના સાચા રણકારથી નીકળેલું છે, તે કેવા સરલ શબ્દોમાં સચોટ રીતે સામા હૃદયમાં પાછું ઉતરી જઇ પોતાનું તાક્યું તીર સિદ્ધ કરે છે. એ ભાવદર્શન પેલા પૃથ્વી ને સ્ત્રગ્ધરા જેવાં સંસ્કૃત વૃત્તોમાં કરાવવા જતાં કવિનું તીર કદી પણ પોતાનું તાકેલું નિશાન વીંધી શકશે !—અલ્લા અલ્લા કરો !

૮. **સોનેટો.** આ આઠમા વિભાગમાં છેલ્લાં ચાલીશેક વર્ષથી પાશ્ચાત્ય કાવ્યસાહિત્યમાંથી ઉદ્ધરાયેલી સોનેટ રચનાઓમાં લખેલાં બાર કાવ્યો છે. શ્રી. બળવંતરાય ઠાકોરના સતત પ્રયાસથી છેલ્લાં દસ બાર વર્ષમાં એ રચના લગભગ બધા નવીન કવિઓને આકર્ષી રહી છે, અને જાણે બધી કવિતાનો અર્ક આ ચૌદ લીટીની નાની

શીશીમાં ભરેલો હોય કે ભરી શકાય તેમ માની હવે તો પેલાએ, પચ્ચીશ સોનેટ લખ્યાં તો ઓલાએ પચ્ચાસ ચીતર્યાં, અને આ ચૌદ ગંડાની શરતમાં બીજા સો ને દોઢસો લખવાની તડામારમાં પડ્યા પણ હોય તેવાં ચિહ્નો દેખાય છે. એકાદ ભાવનો મોજો હૃદયસાગરમાં ઊંડે, તે કલ્પનાનો વાયુ ભરતો ધસે અને કિનારા પર આવતાં જોરથી ગુલાંટ ખાઈને ભાંગે, ને તેમાંથી ફીણનાં પુષ્પો ઊડે ને પળભર પથરાઇ રહે, એ આ સોનેટની રચનાની વિશિષ્ટતા અને આકર્ષકતા છે. અંગ્રેજી સાહિત્યના સંપર્કથી આ રચનાની મોહકતા યુવાન કવિઓને આકર્ષે તે સ્વાભાવિક છે, અને લાટિન ભાષાથી માંડીને યુરોપની તમામ ભાષાઓમાં જે જાતની સિદ્ધ ને સફળ રચનાનાં સોનેટ રચાયાં છે ને રચાય છે, તેવાં આપણી ભાષામાં રચાય, તો આપણી ભાષામાં પણ એ શોભે ને એનું સ્થાન કાયમ રહે, એવું ભવિષ્ય લાગે છે. પણ યુરોપમાં પેટ્રાર્ક કવિની શૈલીનાં ને તેના રચનાવિધાનનાં સોનેટો જ સોનેટ તરીકે સાહિત્યપંડિતોએ માન્ય રાખ્યાં છે, અને અંગ્રેજી કવિતામાં એ રચના સાથે એનાથી કંઇક વધુ સાદી કવિ શેક્સપીઅરની શૈલીની રચના પણ સોનેટ માટે માન્ય થઇ છે. પણ એ રચનાવિશિષ્ટતા સોનેટની પ્રાસાનુપ્રાસરચના પરત્વે અને સોનેટની પૂર્ણાહુતિ સંબંધમાં રહેલી છે. બાકી અંગ્રેજીમાં સોનેટનું વૃત્ત—તેનો 'મિટર'—તો એકજ સ્વીકારાયેલો છે, અને તે "આયંબિક પેન્ટામિટર" એ છંદનું વિધાન અંગ્રેજી "હિરૉઇક વર્સ"નું અથવા તેજ માપ ને લયમાં લખાતા "અખંડ પદ્ય" એટલે "બ્લૅંક વર્સ"નું જ રાખવામાં આવેલું છે પણ આપણે ત્યાં તો હજી એ છંદ માટે તો અરાજકતા જ ચાલે છે, બલ્કે સુચિસ્વતંત્રતા પ્રમાણે ગમે તે છંદની ચૌદ લીટી લખી એટલે સોનેટ થઇ ગયું, એમ મનાય છે, તે એટલે સુધી કે પૃથ્વી, સ્રગ્ધરા, શિખરિણી, મંદાક્રાંતા, શાર્દૂલવિક્રીડિત જેવા સત્તરથી વધુ શ્રુતિના છંદોથી માંડી વસંતતિલકામાં અને ઉપજાતિમાં એટલે અગ્યાર શ્રુતિના નાના છંદની ચૌદ લીટી લખી કાઢી તેને પણ સોનેટ કહેવાનો સંતોષ લેવામાં આવે છે!

મારો તો નમ્ર અભિપ્રાય છે કે આ જાતના રૂપબંધ છંદોમાં સોનેટ લખતાં, મેં આગળ ઉપર કહ્યું તેમ, આપણા ગુજરાતી શબ્દોની દેખાતી ઘણી લઘુ શ્રુતિઓ દ્રુત કે શાંત બોલાતી હોવાથી, એ રચનામાં શબ્દોના કઠોર અને અગુજરાતી ઉચ્ચારો થાય છે. ગુજરાતી સોનેટના 'પિતા' થયેલા શ્રી. બળવંતરાય ઠાકોર જેવાને હવે આખરે આ ઉચ્ચારવિધિની વિલક્ષણતા ઉઘાડી દેખાય છે, અને તેથીજ એમણે પોતાનાં સોનેટોમાં તેનું 'પૃથ્વી છંદ'નું કે બીજા રૂપબંધ છંદનું સિદ્ધ રૂપોવાળી શ્રુતિઓનું માપ રાખ્યા છતાં સંસ્કૃત શબ્દોના તત્સમ રૂપોમાં પણ આંખે દેખાતી બે લઘુ શ્રુતિ ખરી રીતે ગુજરાતીમાં એક લઘુ ને એક દ્રુત હોવાથી બે શ્રુતિ મળી એક એકમવાળી ગુરુ શ્રુતિ લેખે પોતે વાપરી છે, અને એમનું જોઇ બીજાઓએ પણ વગર સમજ્યે એવો ઉપયોગ કીધો છે. રૂપબંધ છંદોમાં શ્રી. નાનાલાલ કવિએ પણ એવી તોડછોડ કીધેલી છે. કવિનો કાન જેમ વધુ સૂક્ષ્મ થતો જશે, કવિતાની વાણી એ આંખનો નહીં પણ કાનનો–શ્રુતિનો–વિષય છે, એ સત્ય સ્પષ્ટતાથી જ્યારે આપણા કવિઓ ધ્યાનમાં લેશે, ત્યારે આ સંસ્કૃતમાંના રૂપબંધ કે અક્ષરબંધ છંદોનો ઉપયોગ કરતાં વિચાર કરતા થશે.

અસ્તુ. હાલ તો આ રચના માટે આટલું જ વિવરણ આ સ્થાને બસ થશે. સોનેટપ્રિય નવીન કવિઓ હજીયે રચનાવિધાનનું કશું બંધન પાળતા નથી. જ્યાં પ્રાસ પૂરા મળ્યા ત્યાં રાખવા ને જ્યાં તે ન મળે ત્યાં ગમે તેમ ચલાવી લેવા, પદ્યલયમાં ગમે ત્યાં યતિભંગ આદિ ગમે તેવી છૂટ લેવી, વિભક્તિના પ્રત્યયો જુદા પાડી બીજી પંક્તિમાં લઇ જવા, વાક્યનો ને તેનાં અંગોનો અન્વય ગમે તેવો અટપટો રાખવો કે જેથી કાવ્યની સુબોધતામાં વાંધો આવે ને અર્થ બેસાડતાં વાર લાગે, વિશેષણ પહેલી પંક્તિમાં તો દસબાર શબ્દો પછી વિશેષ્ય બીજી ત્રીજી પંક્તિમાં ગોઠવાય—આ બધું કુંભમેળા જેવું કવિતા લખતાં માત્ર ચૌદ લીટીની રચનામાં આવવા દેવું, એ કવિની

કળા માટે તો શોભાભર્યું નહીં જ કહેવાય એક તો શુદ્ધ ગુજરાતી ભાષાનો પૂરો અભ્યાસ નહીં, ભાષા પર પ્રભુત્વ નહીં, પદ્યમાં શું શોભે ને શું ન શોભે ને શું અડવું લાગે તેની કુરુચિ સુરુચિની સમજ નહીં, ફારસી, અરબ્બી ને સંસ્કૃત તત્સમ શબ્દો સાથે સાથે ખડકાવી મૂકે, જોડાક્ષરને છૂટા કરે કે છૂટા અક્ષરોને પદ્યબંધ માટે જોડી નાખે, પદ્યપંક્તિની સંધિઓના નિયમ જાળવે નહીં, પંક્તિમાં વિચાર પૂરો નહીં સમાય ત્યારે તેમાં શ્રુતિઓ વધારે ઉમેરી દઇને પછી તેના છંદનામ પર 'તિલક' શબ્દ સાંધી દઈ તે જાણે ખાસ નવો છંદ બનાવ્યો હોય તેવો ભાસ કરે, "કરતાં" 'બોલતાં' આદિ કૃદંત રૂપોને ઠેકાણે શ્રુતિબંધને ખાતર 'કરત' 'બોલત' એવાં સંકેતવાચક ક્રિયાપદનાં રૂપ ખોટી રીતે વાપરી વ્યાકરણભંગ કરે—એવી એવી ઉઘાડી પદ્યરચનાની અશક્તિનું પ્રદર્શન કર્યા કરતાં સોનેટ નહીં લખે તો શું કવિપદ પરથી કોઇ ઉતારી મૂકે એમ છે? કે જોરજુલમથી એવાં સોનેટ લખીને મોટા કવિ કહેવડાવવાનો કાયદો ગુજરાતી સાહિત્યની કૌંસિલમાં પસાર કરાવી શકાશે? આ બધો સમયનો ને શક્તિનો વ્યય આવાં ઢંગધડા વગરનાં સોનેટો લખીને કરવામાં ને તેનાથી અર્ધું પુસ્તક ભરવામાં શો સાર નીકળશે? રસપરીક્ષણનો, ભાષાસ્વામીત્વનો ને પદ્યાલેખનનો ખરો ને સૂક્ષ્મ ઝવેરી આવા ખોટા હીરાઓથી શું અંજાઇને છેતરાઇ જશે? આવું કાવ્યલેખનનું ને પદ્યરચનાનું તૂત ઘણાં વર્ષથી ગુજરાતી સાહિત્યમાં ચાલ્યું છે, પણ હવે સારી આશા આપનારા નવીન કવિઓ પણ ખરું રહસ્ય સમજ્યા વગર એ વિપથ માર્ગે માત્ર મોટાં નામો પાછળ દોરવાઇ જઇને પોતાની શક્તિ વેડફી મારે છે, તે જોઇને આ ટાણે તેને ઉઘાડું પાડવાની હું મારી ફરજ સમજું છું વ્યક્તિઓ કરતાં સાહિત્યનાં એટલે પ્રજાનાં સૂક્ષ્મ હૃદયબુદ્ધિચૈતન્યના પ્રગતિમાર્ગના અમર સ્તંભોનાં સનાતન સત્યો વધારે અગત્યનાં છે, અને વ્યક્તિઓ પ્રત્યેનાં માન ને સદ્ભાવ કરતાં સનાતન સત્યો માટેનો સદાગ્રહ વધારે મોંઘામૂલો છે. માટે જ આપણા સાહિત્યનું ધન જાળવી રાખવા ને તેને વધારવા અહીં જે

સ્પષ્ટતાથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે પ્રત્યે નિષ્કામવૃત્તિથી વિચાર કરવા હું આજના કવિઓને તથા વાચકોને વિનવું છું. આવી ને આવી અરાજકતા ચાલ્યાજ કરશે તો આપણા નવીન કવિઓ ક્યાં જઈ અથડાશે તેની કશી ગમ પડતી નથી.

વારુ. હવે આ સંગ્રહના છેલ્લા વિભાગમાં જે બાર સોનેટો લખાયેલાં છે, તેને ઉપલી કસોટીએ કસી જોવા હું રસજ્ઞ વાચકને આમંત્રું છું. પોતાના સહગામી કવિઓનાં સોનેટો જોઇને સ્વાભાવિક રીતે શ્રી. કોલકે પણ પહેલાં તેવાંજ અનેક દોષયુક્ત સોનેટો લખ્યાં હતાં. મેં એ ભાઇનું એ પ્રત્યે લક્ષ ખેંચ્યું, અને બની શકે તો તે કમીમાં કમી દોષવાળાં કરવા ને સુધારવા મેં વિનંતિ કીધી. એ અરજ કેટલી ફળી છે, તે એ સોનેટો ફરી વાંચતાંજ હું જોઇ શકયો છું. આ સોનેટોમાં ભાષાનું એકધારું વહન સારી પેઠે વહે છે, અને અર્થબોધ વાંચતાં વાંચતાં સરલતાથી થઇ જાય છે, એજ એની પ્રથમ સિદ્ધિ છે. એમાં ચાર સોનેટો પેટ્રાર્કની યા મિલ્ટનની વિધિનાં પૂર્ણ પ્રાસ જાળવતા સોનેટો છે. બીજાં એ વિધિની નજીકનાં તેમજ શેકસ્પીઅરની વિધિનાં છે, તેમજ બે સોનેટોની પ્રાસરચનાની ને પંક્તિઓની ગોઠવણી જરા જુદીજ રીતની નવીન જેવી છે. આગળ ઉપર મેં લખ્યું જ છે કે સોનેટરચનાની કોઇ પણ એક કે બે વિધિ હજી નક્કી થઇજ નથી, એટલે આ જાતની અરાજકતામાં ખાસ શ્રી. કોલકનો દોષ કાઢવા જેવું નથી.

ઉપલાં બાર સોનેટોમાં વતનનું સ્મરણ, સ્થિતિનું પરિવર્તન, શંકા, અમરસ્નેહનો તારો, પ્રયાણ, અમે કવિ? સીમની સંધ્યાને વિદાય, ચાલી જતી સંધ્યાને, અને વદાય, એ નવ સોનેટો મને સુંદર લાગ્યાં છે. એમાં ભાવ, કલ્પના, રસ, ભાષાની સરલતા તેમજ ભભક, અને પદ્યરચનાની કુશળતા ઓતપ્રોત છે અને એ નવે ઊંચી પરીક્ષણ બુધ્ધિથી પણ સોનેટ નામને લાયક છે. થોડાક સુંદર નમૂના એ સોનેટોમાંથી પણ અહીં જોઇ લઇએ. "શંકાનું" આ સુંદર ઉત્તરાર્ધ જુઓ :

થશે શું નવપૂર્ણિમા ગગની ઈન્દુરેખા સખે!
સદાય ક્ષયરૂપ્પિના જીવનમાંય પડશે ફરી!
જશે ધવલ માધુરી શુભ મયંકની આયમી,
અને ભવનિવાસનાં પગથિયાં ચઢંતાં, જશે
સખી! પ્રણયજ્યોતિના પણ શું કૃષ્ણપક્ષે ક્રમી,
પછી ત્રુટિત ચંદ્રનું હૃદયહોડકું હાંકશે!

—એકેએક શબ્દ ને વિશેષણ અર્થની પૂર્તિ કરે છે, અને ચિત્રમાં રંગ પૂરે છે. નવપૂર્ણિમાની ઉત્પ્રેક્ષા પ્રણયપૂર્ણિમાના ભાવ સાથે છેવટ સુધી સુંદર સાથ આપે છે. "શુભ મયંક"માં એકજ વિશેષણ "શુભ". કેવું અર્થપૂર્ણ છે! શુભ એટલે રૂડો નહીં, પણ શુક્લ પક્ષનો. શુક્લપક્ષનો ચંદ્ર શુભ મનાય છે. આ આખું ઉત્તરાર્ધ ફરી ફરીને વાંચી જુઓ, એના શબ્દે શબ્દમાંથી ભાવ ને અર્થની પેલી "ધવલ માધુરી" ઝર્યા જ કરશે.

મિત્રના મૃત્યુ પર "અમર સ્નેહનો તારો" એ સોનેટની નીચલી પંક્તિઓ વાંચો:

"રહીશ નિરખી હવે નવલરૂપ સંધ્યા, અને
દિગંતશિર પશ્ચિમે તનક તારલો એ બળે:
સખા! નિરખતો રહું તવ પ્રશાંત રાત્રી હવે,
જીવું વિરહગ્રસ્ત તારક સમો વ્યથાસંદને
સમૌન દ્રવતો, નિહાળી જગનાં ઠગારાપણાં,
અને ચમકતો રહું અમર સ્નેહમાં આપણા!"

—આકાશનો તારો એકલો જોયા કરે અને શગીલ ધુજ્યા કરે, એવો વિરહગ્રસ્ત તારા જેવો જીવતો રહેલો મિત્ર અમર સ્નેહમાં ચમકતો રહીને દુનિયાનાં એવાં ઠગારાપણાં હૃદયમાં દ્રવતો દ્રવતો જોયા ને વિચાર્યા કરે, એ કરુણ ભાવ અને વૈરાગ્ય કેવા ઉચિત ને સાર્થ શબ્દોમાં દર્શાવ્યા છે.

અને "પ્રયાણ"માંની સૂર્યાસ્તની આ નવી કલ્પના જુઓ!

' પડે ક્ષિતિજકૂપમાં ગગનગોકનો પંથ ત્યાં!"
" દિસે ગગનઘંટનો કનકદોર પંથ ત્યાં!"

"અમે કવિ ?" એ સોનેટમાંની પણ નવી ને તાજી ઉપમા ને ઉત્પ્રેક્ષા જુઓ :

"ઝગે નભશિરે ભલે તગરપુષ્પ શા તારલા;
શશી બદલતો રહે રસિક રાશિના હારલા."

—ચંદ્ર દર સવા બે દિવસે આકાશમાં રાશી બદલે છે, તે જાણે એ રાશીઓ—તારાઓની જુદી જુદી ગોઠવણથી ગૂંથેલા હાર જેવી રાશીઓ—ગળામાં નાખીને તે બદલ્યા કરે છે!

અને "શીમની સંધ્યાને વદાય" વાળું સોનેટ આખુંજ વાંચ્યા કરો:

".ચરી મેદાનોમાં ઘર તરફ સૌ ઢોર ફરતાં
"ઊભેલી સંધ્યાની પગલી ચૂમતાં એકવદને."

—આખું ઢોરનું ટોળું મેદાનમાં ચરતું હોય તે જાણે એકજ વદન-મુખ વાળું હોય તેમ વાંકું વળીને સંધ્યાની પગલી ચૂમે છે! એ વાંચતાં અને વડ્સ્વર્થ કવિની પેલી સુંદર પંક્તિ યાદ આવે છે: *Full forty feed like one!* અને એ સોનેટનું ઉત્તરાર્ધ પણ બહુ સુંદર ઉત્પ્રેક્ષાથી વિભૂષિત છે :

"પનિહારીઓએ પણ સરિતમાં પાય ભીંજવી
નિહાળ્યો પશ્ચિમે અવર જન કો કુંભ ભરતો
મહાબ્ધિ—ઓવારે કનકજળમાં શાંત નયને."

—એક બાજુ પનિહારીઓ સાંઝે નદીમાં પાણી ભરવા જાય ને પોતાનો કુંભ ઘડો-પાણીમાં ઉતારે, ને બીજી બાજુ પશ્ચિમમાં મહાસમુદ્રના ઓવારા પરથી ત્યાંના સુવર્ણમય પાણીમાં (સંધ્યાની છાયાથી પાણીનો રંગ સુવર્ણમય થયો હતો તેમાં) કોઇ બીજો શાંત નયને પોતાનો કુંભ (સૂર્ય) પાણી ભરવા ઉતારે: સંધ્યાની છાયા પૃથ્વીપર પડી નદીને ને પનિહારીઓને સાંધ્ય રંગમાં ઝબોળે, અને નદીમાં કુંભ ઉતારી પાણી ભરતી પનિહારીઓની છાયા વિરાટરૂપ બનીને આકાશમાં જાણે કોઇ વિરાટ આત્મા બની પોતાનો કુંભ મહાસમુદ્રમાં-અનંતત્વના સાગરમાં-ઉતારે, એ સૂર્યાસ્ત વેળાનું કેવું સચોટ ચિત્ર કવિએ ત્રણજ પંક્તિમાં ઉતાર્યું છે! આવી

કવિત્વકલાને ધન્યજ છે! "ચાલી જતી સંધ્યાને" એક સુંદર સોનેટ છે. બીજના ચંદ્રની રેખાની ઉત્પ્રેક્ષા પગની નખલી માટે ઘણીજ સુંદર છે, અને એ આખાય સોનેટનો ભાવ—જાણે સંધ્યા જતાં કવિ પોતાની બધી કવિતાનું એ પ્રેરણામૂળજ ચાલી જતાં પાંગળો થઇ જશે—તથા એનો આખો ઉઠાવ, એની વેધક શબ્દોમાં કરેલી કરુણ વિનવણી, બધું જ સુંદર ને પ્રશંસાપાત્ર છે. છેલ્લું "વદાય"નું સોનેટ પણ કવિતા-કન્યાઓને સાસરે વળાવતી વેળાના હર્ષશોકમિશ્રિત ભાવોથી કેવળ શુદ્ધ રચનાકળાથી ઠીક દીપી રહે છે, અને એની છેલ્લી પંક્તિમાં એમની આ કવિતાઓને જેમ વદાય આપી છે, તેમ આપણે પ્રત્યેક વાચક પણ ચાહીશું કે એમની કવિતાએ

"ભર્યું મારું તેવું ઉરસદન સૌનું જઇ ભરો!"

રચનાવિધાનમાં શ્રી. કોલકની કળા સિદ્ધિ મેળવતી જાય છે, તેનું એકજ સચોટ દૃષ્ટાંત અહીં આપવું અયોગ્ય નહીં લાગે. આજકાલની કવિતામાં વ્યર્થ પાદપૂરક "જ" ઘડી ઘડી દેખાય છે, તેવા મિથ્યા અર્થહીન અક્ષરો કે શબ્દો શ્રી. કોલકના આ સંગ્રહમાંથી જવલ્લેજ મળી શકશે. વળી ગ્રામ્ય અને અપરિચિત પ્રાંતિક શબ્દો, શબ્દોના અંગની તોડફોડ, ખોટી સંધિઓ, વ્યાકરણભંગ, એવા એવા આજકાલ વિદ્વાન ગણાતા કવિલેખકની કવિતાઓમાં પણ દેખા દેતા દોષોનાં દર્શન મળવાં પણ અહીં દુર્લભ થશે. આ સિધ્ધિ શ્રી. કોલકે આ વર્ષેકના ગાળામાં મારા માર્ગદર્શનથી મેળવી લીધી છે, એ કાંઇ સહજ વાત નહોતી. જીવન સાથેજ જન્મેલી પ્રેરણા વિના તો ખરા કવિ થવાતું જ નથી, તોપણ કવિતાના દેહની સિદ્ધિ મેળવવા માટે, ખાણમાંથી કાઢેલા ખરા હીરાનું પૂર્ણ નૂર ને તેની પૂરી કિંમત અંકાવવા જેમ કુશળ કારીગીરીથી પાસા પાડવાની જરૂર છે, તેમ સત્ય માર્ગદર્શનથી અભ્યાસ કરવાની અને કવિતાનાં તમામ અંગોની સપ્રમાણતા ને શુદ્ધિ જાળવવાની અગત્યતા છે. એ વિના ગમે તેવા સારા કવિનું કવિત્વ બારેવાટ જાય છે, અને તેની થવી જોઇતી કદર આવા અણઘડપણાને લીધે થઇ શકતી નથી.

આ લેખમાં શ્રી. કોલકની કાવ્યશક્તિની જે પ્રશંસા કરવામાં આવી છે, તેથી એમ સમજવાનું નથી કે એમનાં કાવ્યોમાં દોષ છેજ નહીં. દોષ શોધવાજ જાય તેને તે કહીં કહીં મળીજ આવે છે. શ્રી. કોલકે હજી પોતાની પચ્ચીશી પૂરી કીધી નથી, એમના પ્રતિકૂલ સંજોગોએ એમને ઊંચી યુનિવર્સીટીની કેળવણીથી બાકાત રાખ્યા છે. દુનિયાના ઉચ્ચ કાવ્યગ્રંથોનો તથા કાવ્યશાસ્ત્રનો કે તેના અનુષંગિક શાસ્ત્રોનો એમનો અભ્યાસ હજી પ્રારંભની પાયરી પરજ ચઢેલો છે, ગજવે પણ એ બહુ ગરીબ છે; પણ આ બધી ન્યૂનતામાંથી એમણે જેટલી સિદ્ધિ આપબળે સાધી છે, તેટલી પ્રશંસાને પાત્ર જ છે. અને મારી ખાતરી છે કે આ સુંદર કાવ્યસંગ્રહ માટે સહૃદય વિવેચકો મારા એ મત સાથે મળતા થશે. વખત જતાં કળા ને કલ્પના ખીલશે તેમ તેમ કવિતાલેખન પર વધુ સિદ્ધ હથોટી બેસતી જશે.

શ્રી. કોલક બહુ ઉમંગી સાહિત્યકાર છે, અને એક વર્ષથી "માધુરી" નામે ઊંચા સાહિત્યાદર્શ સેવતા ત્રિમાસિકનું તંત્રીપદ તથા તેની માલિકી સાચવે છે. મને આશા છે કે પેટે પાટા બાંધીને કરેલી આ શોખની સાહિત્યસેવાને ગુજરાતની જનતા ઉત્તેજન આપી એમની ખીલતી શક્તિનો લાભ આપણા સાહિત્યને આપશે. આ સંગ્રહમાં હું તો એમની કાવ્યશ્રી જોઇને આનંદ પામું છું કે,

"કવિના અંતરમાં મધુરાં સંગીત જાગે સ્વર્ગ–સૂરાં."

અને "કવિના મંગલ પ્રસ્થાને દુનિયા ડોલે રસતાને."

—કવિ અને વસંત.

અંતમાં "સાંખ્યગીત" ને ગુર્જર વાચકોના હસ્તમાં મૂકતી વેળા હું કવિને એજ આશીર્વાદ આપું છું કે "સાગર ઓવારે ગુજરાતે નવનવ કુસુમ સજેલી" એમની પણ કવિતાકુંજ નવનવીન ફુલપાનથી સદા ખીલતી રહે, અને ગુર્જર સાહિત્યમાં એમનો ફાળો ઉત્તરોત્તર એવો કિંમતી મળતો રહે, કે એમનીજ એક સુંદર પંક્તિ પ્રમાણે જરા ફેરવીને આપણે સૌ પ્રાર્થીએ :

"થજો જીવન એમનું મધુર કાવ્ય બ્રહ્માંડનું !" અસ્તુ !

# થોડીક શબ્દચર્ચા

ડોલરરાય ર. માંકડ

## રસ અને સ્વાદ

આપણે હમણાં રસ શબ્દનો ઉપયોગ અતિવ્યાપ્ત રીતે કરીએ છીએ એમ લાગે છે. રસના બીજા અર્થો ઉપરાંત અંગ્રેજી interest અર્થમાં આપણે એને વાપરીએ છીએ. આ બરાબર નથી એમ મને લાગે છે. 'આ પુસ્તકમાં ઘણો રસ છે!' એમ કહીએ ત્યારે રસનો અર્થ આપણે interest કરીએ છીએ; પણ આવા ઉપયોગમાં રસનો પારિભાષિક અર્થ સંસ્કૃતમાં બીજો જ છે, તેથી ઘણી વખત ગોટાળો થઇ જાય છે, માટે ગ્રન્થ વિવેચનમાં તેમજ પરિભાષામાં 'રસ' શબ્દનો વપરાશ તાત્ત્વિક રસાવિષ્કારની પ્રક્રિયા માટે જ રાખવો અને સામાન્ય interest માટે 'સ્વાદ' શબ્દ વાપરવો એવી મારી સૂચના છે. 'આ પુસ્તકમાં સ્વાદ (interest) ઘણો છે; એ પુસ્તક સ્વાદુ (interesting) છે વગેરે રીતે આ શબ્દનો ઉપયોગ કરી શકાય.

રસ સૂક્ષ્મ છે, interest સ્થૂલ છે. ખાદ્ય પદાર્થો વિશે વપરાતો સ્વાદ પણ સ્થૂલ છે, તો ખાવા માટે જ વપરાતો રસ પ્રમાણમાં સૂક્ષ્મ છે. 'કેરીમાં રસ છે' અને 'કેરીમાં સ્વાદ છે'–એ બન્ને વાક્યો તપાસતાં રસ અને સ્વાદની* સૂક્ષ્મતા અને સ્થૂળતા જણાઇ રહેશે.

---

*. સ્વાદ બહુ જ સ્થૂળ છે એમ લાગે તો સ્વાદને બદલે આસ્વાદ શબ્દ (interest) ને માટે વાપરી શકાય, પણ (interesting) માટે આસ્વાદુ જેવો પ્રયોગ યોગ્ય નહીં થાય.

તેવી જ રીતે પુસ્તકમાં interest માત્ર જ (સ્વાદ મળી જ) હોય તે એની સ્થૂલ આકર્ષતાના ગુણને અનુલક્ષે છે. પુસ્તકનો રસ તો સૂક્ષ્મ તત્ત્વ છે. આથી ઉપરનું સૂચન યોગ્ય છે એમ સમજાશે.

### કંદોરો

'કંદોરો' શબ્દની વ્યુત્પત્તિ સ્વ. નરસિંહરાવે (જુવો ગુજરાતી ભાષા અને સાહિત્ય ૧, પૃ. ૮૧) कटिदोरो ઉપરથી આપી છે. આમ कटिदोरो—कद्दोरो—कणदोरो—कंदोरो.

પરંતુ ગાહાસત્તસઈમાં (૩, ૧૧) એક પ્રયોગ નીચે મુજબ છે:

**इअरो जणो ण पावइ तुह जघणारुहणसंगमसुहेल्लिम् ।
अणुहवइ कणअडोरो हअवहवसणाणं माहप्पाम् ॥**

આમાં 'કણઅડોરો' એટલે 'કનકદોરો', 'કંદોરો'ના અર્થમાં વપરાયો છે; તો એનો પણ 'કંદોરો' શબ્દના મૂળ તરીકે સ્વીકારનો જોઇએ. 'કણઅડોરો'–'કણ્ડોરો'–'કંદોરો' એમ વ્યુત્પત્તિ શક્ય છે.

### વરસાદ

'વરસાદ' શબ્દની વ્યુત્પત્તિ શી હશે ! એનો છેલ્લો 'દ' કેમ સમજાવાય ? અહીં આ પ્રશ્નનો ઉત્તર સૂચવવા ઇચ્છું છું. 'વરસાદ' શબ્દ ગુજરાતીમાં 'વર્ષા'ના અર્થમાં વપરાય છે. આ શબ્દ તત્સમ નથી, એટલે કે એ જ રૂપમાં એ સંસ્કૃતમાં વપરાયેલો મળતો નથી એમ લાગે છે. વર્ષ્ ઉપરથી તો વર્ષા નામ થાય છે, વર્ષાદ કે વરસાદ નહીં. ત્યારે આ 'દ'ને કેમ સમજાવાય ? અપભ્રંશકાળમાં સર્વવ્યાપી બનેલો 'ક' વર્ષાને લાગ્યો, તેથી 'વર્ષાક' બન્યુ, તેનું વર્ષાઅ, તેનું વરસાઅ–વરસાડ–વરસાદ બન્યું એમ કદાચ કહેવાય, કેમકે આ 'ક'નો ગુજરાતી અવશેષ 'ડ' કેટલેક સ્થળે દેખાય છે. પણ આ

કલ્પના મને સુઘટિત લાગતી નથી. મને લાગે છે કે આ દષ્ટાન્ત અર્થસંક્રાન્તિનો છે વરષાદ ( વર્ષા આપે તે ) એટલે 'વાદળું' એવો અર્થ થાય, જો કે એ શબ્દ સંસ્કૃતમાં વપરાયેલો મળતો નથી. પણ પ્રાકૃતકાળમાં કે અપભ્રંશકાળમાં એવો શબ્દ વપરાતો હોય તો એમાં ન બનવા જેવું કશું નથી. વાદળાં અને વર્ષા વચ્ચે કાર્યકારણભાવ છે અને તેથી અર્થસંક્રાન્તિ થઈ છે એમ લાગે છે.

આ વિચારસરણીને નીચેની વાતથી પુષ્ટિ મળે છે. સંસ્કૃત મેઘ એટલે 'વાદળું', એના ઉપરથી આવેલા 'મેહ' શબ્દનો અર્થ ગુજરાતીમાં 'વરસાદ' થાય છે એમ જાણીએ છીએ. તો આ દષ્ટાન્તમાં પણ એજ કાર્યકારણભાવની પ્રક્રિયા પ્રવર્તે છે.

-અર્થસંક્રમણશાસ્ત્ર (semanties) ની દષ્ટિએ આ બન્ને દાખલામાં સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં ગણાવવામાં આવતી શુદ્ધા લક્ષણાની પ્રક્રિયા છે. પાશ્ચાત્ય કાવ્યશાસ્ત્રમાં આ જાતની પ્રક્રિયાને અલંકાર ગણાય છે, તે મુજબ આ meton my નો દષ્ટાન્ત થશે.



**( આ લેખમાં આટલું સુધારી લેવા વિનંતી. )**

| પૃષ્ઠ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨ | ,, | कददोरो | कद्दोरो. |
| ૪૩ | ,, | वरषाद | वर्षाद |
| ,, | ,, | semanties | semantics |
| ,, | ,, | meton my | metonymy |

# દિલરૂબા

(નવલિકા–ઉર્દૂ)

નરીમાન સોરાબજી ગોળવાળા

સુફેદ પેશાની અને કરચલી પડેલા ચહેરા ઉપર ઉતરી ગએલી જુવાનીના ચિન્હ લઇને તે ધરડો સવારથી સાંઝ સુધી શહેરમાં ચક્કર લગાવ્યા કરતો હતો. જે ગલીમાં, જે સડકે કે જે બઝારમાં તે પોતાની દિલરૂબા પર આંગળી ફેરવતો નીકળતો, તે ગલીમાં તે સડક પર કે તે બઝારમાં રાગોની અજબ શાંતિ ફેલાઈ રહેતી. બાળકો તેની પાછળ લાગતાં, જુવાનો કામકાજ બંધ કરી દેતા અને ધરડાંઓ પોતાની જુવાનીના રસભર્યા દિવસોની સ્મૃતિઓ શોધવામાં લાગી જતા. દિલરૂબાના સૂરમાં સર્વે તન્મય થઈ જતા. પણ તે ધરડો તો વગાડતો વગાડતો ચાલીજ જતો. તેના અંગ ઉપર ફાટેલો લાંબો કુરતો હતો. નામ માત્ર કહેવા જેવી જગેજગેથી ફાટેલી ટોપી તેને માથે હતી.

ઉમરનું ઢળી જવું અને તેના પર ગરીબીનો માર, એ ઘણી બુરી ચીજ હોય છે. આ ગરીબ ધરડો એવીજ પરિસ્થિતિનો નાજુક શિકાર હતો. વાળ ખરી ગયા હતા આંખોએ ઝાંખ પડી હતી; છતાં પોતાના ભૂતકાળના જીવનના ઝાંખા રાગ વગાડીને તે નિરાંતે રહેતો, કારણ કે તેના હાથમાં દિલરૂબા હતી. દિલરૂબા એને મનથી સલતનત અને તેનો તે બેતાજ બાદશાહ હતો. દિલરૂબા વગાડવામાં તે અત્યંત પ્રવીણ હતો. જીવનની જે પળો પર જુવાની જગતનું સર્વસ્વ સમર્પણ કરી દેવા છતાં પોતાની ઈચ્છા વિરૂદ્ધ જવા નથી ચાહતી, તે પળોએ આ ધરડો સંપૂર્ણપણે દિલરૂબાના અભ્યાસમાં લાગી ગયો હતો. દિલરૂબાને તેણે પોતાનું જીવન બનાવ્યું હતું.

એક રમણીય સ્હવારે દિલરૂબાના લયમાં પોતાના હૃદયને પરોવીને સડકને કિનારે કિનારે આ ધરડો ચાલી રહ્યો હતો. સ્હવારના પહોરમાં ધરડાનું આખું દિલરૂબા–તાન લોકોએ આગળ કદી સાંભળ્યું

નહોતું. પૂર્વમાં હજી તો ઉષાના આગમનની તૈયારી થતી હતી. રાતભરની ચાંદનીમાં સ્નાન કરેલી સફેદ સડક, શાંત અને ઉજ્જ્વળ થઇ ચૂકી હતી. તેના ઉપર ચાલતો આ ઘરડો આવા શીતલ સમયમાં પણ અંધકારમય ભૂતકાળ અને જખ્મી હૃદય લઇને ગાતો ગાતો જઇ રહ્યો હતો.

મુર્ગે દિલ મત રો યહાં,
આંસૂ બહાના હૈ મના;
ઇન કફસ કે કૈદીઓં કા
આ બોહાના હૈ મના.

પ્રભુ જાણે એ કઇ કુદરતના કેદખાનાનો કેદી હતો. પોતાના જર્જર શરીરમાં આટલી ભારી વેદના ન જાણે એ કેમ સંભાળી રહ્યો હતો. હા, એ ગાતો જતો હતો અને તેની દિલરૂબા તેની વેદનાપૂર્ણ તાન કોમલ કરુણ સ્વરમાં કાઢી રહી હતી. ઉષાના પ્રકારના કિરણોની સાથેજ દિલરૂબાનો સંગીતમય ધ્વનિ મકાનોનાં દ્વારેથી થઇને સુતેલા લોકોના કાને પડતો હતો. ઘરડો તો આગળ ને આગળ ચાલી રહ્યો હતો; પરંતુ તેની દિલરૂબા તો એક એક મકાને જાણે થોભીને આ બાદશાહના વેદના-ગીતને પ્રતિધ્વનિત કરી રહી હતી. શહેરના કોલાહલથી દૂર અને દૂર તે ચાલતોજ રહ્યો અને સડકને છેડે ત્રણ મજલાના મકાન નજદીક થઇને દિલરૂબાના તારને ઝણઝણાવી રહ્યો.

જુસ્તજૂ કિસકી હૈ,
યેહ ભી મુઝે માલૂમ નહિ;
દિલ કિસી શૈકો મગર,
ઢુંઢે ચલા જાતા હૈ.

આ મકાનના વિવિધરંગ દરવાજા અને ઉંચી ઉંચી બારીઓમાંથી થઇને આ ધ્વનિ મકાનના પહેલે માળે જઇ પૂગ્યો: અને ત્યાંથી ઘરડાને કાને અવાજ પૂગ્યો: 'દિલરૂબા, ઓ દિલરૂબા! (લોકો તેને દિલરૂબાના નામથીજ પોકારતા હતા) જમણી બાજુનો દાદર ચઢી ઉપર આવ!'

ઘરડો અજાયબ થયો. પોતાને બોલાવનારને તે ઉપર જોવા લાગ્યો, પણ મકાન પર પડતાં સૂર્યના કિરણોના પ્રકાશમાં તે કાંઈજ જોઈ શક્યો નહિ. માત્ર અવાજથી તેણે આટલું જાણ્યું કે એને બોલાવનાર કોઈ કોમળ કન્યા હતી. પોતાની હાલત જોનો મકાનની ભવ્યતા પાસે કંઈક આશ્ચર્ય અને કુતૂહલવશ તે વિચાર કરી રહ્યો હતો. તેટલામાં એક માણસ 'ચાલ દિલરૂબા, તને બોલાવે છે.' કહી તેને ઉપર લઈ ગયો.

વિશાળ એ ખંડ હતો, શ્રીમંતાઇ જે કરી શકે તે વડે એ આખો ખંડ તેવાંજ ઉંચા રાચરચિલા અને કલામય ચિત્રોથી સુસજ્જિત હતો. એ ખંડના કુશાદે પલંગ ઉપર ખુબસુરત ચહેરાની યુવાન છોકરી બેઠી હતી. તે બોલી: 'દિલરૂબા, તું રોજ અમારા ઘર આગળથી નીકળે છે. પણ અમને તો તેં તારી દિલરૂબા કદી સંભળાવી નથી. મને તો તારી દિલરૂબા ઘણી સાંભળવા ગમે છે. સંભળાવશે મને? લ્યો કાકાજી પણ આવી ગયા!'

ઘરડો સલામ કરવા ઉઠે તેટલામાંજ જૈફ સરદારે તેને કહ્યું: 'બેસી રહો ભાઇ; તમારી દિલરૂબા ચાલવા દો.'

અને પછી ત્યાં ભૈરવી, ભૈરવ, આસાવરી, જોગિયા અને કંઇ કંઇ રાગો આખા ઓરડામાં ગુંજી રહ્યા. ખૂણેખૂણો દિલરૂબાના દિલના ઉદ્‌ગાર પ્રકટ કરી રહ્યું. સરદાર નગેન્દ્રનાથ પોતાના જીવનની આ સંધ્યામાં ભાવી પ્રભાતનાં સ્વપ્નાં જોઇ રહ્યા હતા. અને પેલી નવયૌવના કોણ જાણે ક્યાં વિહરતી હતી. દિલરૂબા બંધ થતાંજ તેનામાં ચેતના આવી. તેના ઊજળા ગાલો પર સુરખી ચઢી.

ઘરડાએ જિંદગીમાં કંઈક ચડતી પડતી જોઈ હતી. કંઈક મહેફિલોમાં તેણે પોતાની હાજરી આપી હતી. પરંતુ આજ આ કન્યા, આ નગેન્દ્રનાથ અને આ દિલરૂબા—એ ત્રણેના રંગ નિરાળા જણાતા હતા. કન્યા પોતાના જીવનની કંઈક આગવી ગાંઠો ઉકેલી રહી હતી. સરદાર નગેન્દ્રનાથ પોતાને મળેલા વૈભવ અને

સુખ છતાં કંઇક આત્મચિંતનમાં પડયો હતો. અને ઘરડો દિલરૂબા ભૂતકાળ સંભારી સંભારી કન્યાને જોઇ રહ્યો હતો.

વૃદ્ધ નગેન્દ્રનાથે કંઇક કરુણ સ્વરે પૂછયું : દિલરૂબા, તને તારી આ ગરીબી અને અસહાય અવસ્થા પર દુઃખ નથી થતું ? દુનિયાની સઘળી મોજમજાહ તને નીરસ લાગે છે? જરા કહેતો ખરો. જો હું તારૂં દુઃખ દૂર કરી શકું તો આ જિંદગીની છેવટની સીડીએ ચઢતાં કંઇક ભલું કરવાનો સંતોપ તો મને મળશે. દિલરૂબા, જો, તું અને હું જિંદગીની સાંઝે પૂગ્યા છીએ. જીવનમાં એક સમય એવો પણ આવે છે કે જ્યારે સખ્તમાં સખ્ત દિલ પણ દુનિયાના ગરીબો પ્રત્યે સહાનુભૂતિભર્યો વહેવાર કરવા લાગે છે. હું મારી જવાનીમાં ગરીબ દલિત વર્ગને ભૂલી ગયો હતો. આજ એ દિવસો રહ્યા નથી. મારો ભૂતકાળ મારા ભવિષ્યની અંધકાર કહાની ચુપચૂપ સાંભળી રહ્યો છે. ધન માલ બધું મારી પાસે છે. પણ સંતાનનો અભાવ છે, મને એકે સંતાન નથી એ ઘણું ખટકે છે. આ કન્યા? એ તો પ્રભુએ મ્હેર કીધી કે મને મળી. એક દિવસ સ્હવારે મેદાનમાં ફરવા નીકળ્યો હતો ત્યારે કેટલાંક માણસો આ બાળકીને લઇ જઇ રહ્યાં હતાં. મેં એને બચાવી લીધી. એને હું મારે ઘરે લાવ્યો. એ કોની પુત્રી તે હું જાણતો નથી. દિલરૂબા, સઘળી સાહેબી છતાં મ્હારો પરલોક તો અંધકારમય છે. શું કરૂં? આ કન્યાજ હાલ તો સુખનો સાથી છે.'

કન્યા ચુપચૂપ આ બધું સાંભળી રહી હતી. તેના કાનોમાં દિલરૂબાનો ધ્વનિ ગુંજી રહ્યો હતો. આંખોમાં હતી આ ઘરડાની નિરાશ્રિત મૂર્તિ. તે બોલીઃ 'બાબા, હું સંગીત સમજતી નથી ને જાણતીયે નથી. પરંતુ આ દિલરૂબા સાંભળવી મને ઘણી ગમે છે. શું કામ તે હું ખુદ કહી શકતી નથી.'

કન્યાની વાત ટાળીને નગેન્દ્રનાથે કહ્યું 'દિલરૂબા, જીવન રહસ્યમય છે અને રહસ્યજ જીવન છે એ મેં કંઈક વાર સાંભળ્યું છે ને હું ખુદ માનું છું. પણ એનું જ્ઞાન હજી થયું નથી.'

નગેન્દ્રનાથનાં આ વાક્યે ઘરડાના આત્મામાં તેજ આણ્યું. 'સરદાર' તે અત્યંત લથડતી ઝબાને બોલવા લાગ્યો: 'હું અને તમે–આપણે બંને ઝમાનાની ઉલટફેર જોઈ ચૂક્યા છીએ. તમે તમારી ઉમરમાં ઇજ્જત અને નામદારી દુનિયામાં મેળવી લીધી છે. હું પણ એક સમયે મારી ગુમરાહીમાં અને ફાંકામસ્ત મિજાજમાં હતો. સરદાર, ક્વેટાના બાજુ મહોલ્લામાં મારી ચાર વર્ષની વયની કન્યા દિલરૂબા સાથે, ધરતીકંપમાં બરબાદ થઇ જવાની મારી કહાની સંભળાવી સંભળાવીને મારી જિંદગી વીતાવી રહ્યો હતો. કરાંચી આવતાં હું દવાખાને પડ્યો, મારી દિલરૂબાને ત્યાંથી કોઇ ઉપાડી ગયું. મેં પૂછ્યું ત્યારે દવાખાનાના અધિકારીઓએ કહ્યું કે એના બાપ ને કાકા આવીને લઇ ગયા. સરદાર; હું જીવતો બાપ હોવા છતાં મારી દિલરૂબાને કોઇ ઠગારો બાપ ઉઠાવી ગયો, કેવું અંધેર! ધરતીકંપે કંઇકોના ઘરોને અંધેર કર્યાં હતાં. હું ગરીબને કોણ દાદ આપે? મારી કન્યાની મેં માગણી કરી તો મને ગાંડો ઠરાવવામાં આવ્યો. ત્યારથી શહેરની ગલીએ ગલી સડકે સડક આ પ્યારી દિલરૂબા સાથી મારી દિલરૂબાની યાદમાં ભટકી રહ્યો છું.'

'ઓ બાબા!' કરતી કન્યા ઘરડા તરફ દોડી. 'મને જ દવાખાનામાંથી કોઇ લઇ ગયું હતું અને......'

"ઓ કોણ? મારી બેટી દિલરૂબા!"

"અબ્બાજાન!"

"મારી બેટી! મારી દિલરૂબા! સરદાર, અલ્લાહ તારૂં ભલું કરે. મારી દિલરૂબા સરદાર આ મારો એક આધાર, એને પાળજો! સરદાર, એ મારી દિલરૂબાને, એ મારી બેટી, મારી જાન, મારી......'

બાપ અને બેટીનું એ હૃદયભેદક મિલન હતું.

નગેન્દ્રનાથ અજાયબ થઇ રહ્યો.

કન્યા ઘરડાના ખોળામાં પડી હતી અને ઘરડો ફકીર દર્દ અને વિષાદની સીમા પાર કરીને આ જગતથી ચાલ્યો ગયો હતો.

# નિત્યજીવનમાં, ધર્મ અને તત્વજ્ઞાન

ડૉ. હરિપ્રસાદ દેસાઇ

ધર્મ, એ માત્ર સમજવાનો વિષય નથી પણ પાળવાનો વિષય છે, અથવા એમ કહીએ તો પણ ચાલે કે ધર્મ પાળવાથીજ ધર્મ બરાબર સમજાય છે.

"જ્ઞાન, ચારિત્ર્ય અને લોકસેવા" એને મ્હેં જીવનનો ધ્યાનમંત્ર બનાવ્યો હતો અને તેથી દરરોજ જ્ઞાનપ્રાપ્તિ માટે આજદિન સુધી એક સારો વિદ્યાર્થી જે ચીવટથી અભ્યાસ કરે એવી ચીવટથી હું જ્ઞાનનાં વિધવિધ ક્ષેત્રોમાં ઉંડો ને વધારે ઉંડો ઉતર્યા કરૂં છું હજી મ્હારી જ્ઞાનની તૃષા છીપી નથી; એ તો દિનપ્રતિદિન વધતીજ જાય છે.

પણ ધર્મમાર્ગે જનારને એકલા જ્ઞાનથી સંતોષ થતો નથી અથવા ખરૂં જ્ઞાન પણ, જીવનમાં એ જ્ઞાન ઉતરે નહીં તો માત્ર પોપટીઉ રહે છે એટલે જ્ઞાનથી ચારિત્ર્ય ઘડતા રહેવાની બહુ જરૂર છે.

"બુરા દેખન મ્હેં ચલો, બુરો ન મિલિયો કોય
જો દેખું દિલ ખોજકે મોંસે બુરા ન કોય"

સ્વ. રમણભાઇ પાસે પ્રાર્થના સમાજના ઉપદેશમાં એક સમાને વિષે મ્હેં ઉપરનો દુહો સાંભળ્યો હતો. ત્યારથી આત્મપરીક્ષા કરતાં હું શીખ્યો. ન્હાનામાં ન્હાના અવગુણો, માનસિક દોષો, વાસના,

કથાઓએ મ્હારી ભાવનાઓ ઘડી અને આદર્શો દૃઢ કર્યા. પરમહંસ રામકૃષ્ણનું વચન છે કે લોટો ત્રીજે ચોથે ઘસી ઘસીને માંજવો, નહીં તો કટાઇ જાય છે. સૃષ્ટિસૌંદર્યના અવલોકનથી, સંગીતથી, ચિત્રોથી, એક શિલ્પકળાથી હું વારંવાર દેહરૂપી લોટાને માંજ્યા કરૂં છું.

દાકતરના ધંધામાં પડયે આજે મ્હને ૩૩ વર્ષ થઇ ગયાં ધંધો શરૂ કરતી વખતે " કોને પગલે ચાલીશું ? " એ વિષે બહુ ઘડભાંગ થઇ હતી. જીવન ચરિત્રો મ્હેં ઠીક ઠીક વાંચ્યાં હતાં પણ એમાં સારા દાકતરનું ચરિત્ર મ્હારાં વાંચવામાં એક પણ આવ્યું ન હતું. આખરે મ્હેં વિચાર કર્યો કે સત્ય, પ્રમાણિકપણું, નીતિ અને વિદ્વત્તા દરેક ધંધામાં ફતેહ અપાવે છે તો મ્હારે પણ એ ધારણ કરવા–યથા શકિત પછી મ્હેં એ ધારણ કરવા પ્રયત્ન કર્યો છે અને ધંધામાં જો કંઈ યત્કિંચિત ફતેહ મળી હોય તો એનુ કારણ ઉપરના ગુણોનું નમ્ર ભવિત અનુશીલન કર્યું છે, એ છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે એમ ડૉ. આનંદશંકર બાપુજી ધ્રુવના લેખપરથી હું સમજ્યો હતો. એ લેખમાં એમણે કહ્યું છે કે એ બધાયે પુરુષાર્થ સાથે સાધવાના છે. કામ એટલે ઇચ્છાઓને સંતોષીને, અર્થ એટલે ધનની પ્રપ્તિ કર્યા પછી ધર્મ અને મોક્ષ માટે પ્રયત્ન કરીશું એમ કોઇ કરે તો જીવનનો અમૂલ્ય લાભ ગુમાવી બેસે. ધર્મને પ્રમુખ સ્થાને રાખીને આપણે ઇચ્છાઓ સંતોષવી જોઇએ, યોગ્ય માર્ગે વળે ખરી એ દબાતી થતી અને ધર્મનીજ દેખરેખ નીચે અર્થની પ્રાપ્તિ કરવી જોઇએ. સન્માર્ગે પ્રાપ્ત થઇ સન્માર્ગે વપરાય તોજ પૈસો સારો–પૈસો પેદા કરવામાં કે સ્વાર્થ સાચવવામાં દોષ નથી પણ અનીતિને માર્ગે કે કોઇનું ખરાબ કરીને પૈસો પેદા કરવાથી આપણી જીવન યાત્રા બગડે છે અને છિન્ન ભિન્ન થઇ જાય છે.

અને મોક્ષ? મોક્ષ, મર્યા પછી મેળવવાની વસ્તુ નથી. સદેહે મુક્તિ મેળવવી જોઇએ; કોઇ ભૂમિ કે લોકસ્થાન નથી પણ મનની

સ્થિતિ છે. જનક રાજાની માફક જીવનમુક્તિ મેળવવાનો આપણે આદર્શ સેવવો જોઇએ. ગીતામાં ફળની લાલસા વગર કર્તવ્ય કરનારને કર્મયોગી કહ્યો છે. આ બધું હું મુખ્યત્વે આનંદશંકરભાઇનાં લખાણોમાંથી શીખ્યો અને ત્યારથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માટેના ચારે પુરૂષાર્થ એકી સાથે ચાલુ રાખી રહ્યો છું.

ઇશ્વર ઉપર મ્હને શ્રદ્ધા છે, પ્રેમ છે, વારંવાર એની સ્તુતિ હું ચારિત્ર્ય શુદ્ધિ માટે અને સેવાધર્મ બજાવવાને લાયકી આપે તે માટે એની પ્રાર્થના પણ કરૂં છું અને સદાચારને કેળવી રહ્યો છું. ઉપરની દિક્ષા મ્હને પ્રાર્થના સમાજમાંથી મળી હતી અને એટલે દરજ્જે હું પ્રાર્થનાસમાજી છું. પ્રેમ, સુવ્યવસ્થા, સૌન્દર્ય અને કલ્યાણનું અસ્તિત્વ હું સંસારમાં અનુભવી રહ્યો છું. વિજ્ઞાનના અભ્યાસે મ્હને સર્વવ્યાપી ચેતનનાં દર્શન કંઇક કરાવ્યાં છે અને એ ચેતનની મહત્તા અને ભેદ જેમ ઉમ્મર વધતી જાય છે એમ વધ્યાં કરે છે.

સ્વ. દીનદયાળ શર્માએ ૩૫ એક વર્ષ પર ભાષણમાં એક વાત કહેલી કે એક ઘોડેસ્વાર હતો. એક કલાકથી એક કોસ ચાલતો હતો ત્યાં એ ઉભો રહ્યો. આખરે કોસ છોડાવવાનો વખત થાય છે ત્યારે કોસિઓ પુછે છે કે," ભાઇ મુસાફર તમે ક્યારના કેમ ઉભા રહ્યા છો?

ઘોડેસ્વાર–મ્હારે ઘોડાને પાણી પાવું છે.

કોસિયો–ત્યારે પાતા કેમ નથી?

ઘોડેસ્વાર–પાવું તો ઘણોએ, પણ આ ઘોડો ભડકે છે. ચિચુડ ચિચુડ જરા બંધ થાય એટલે પાણી પાઇશ–કોસના ચિચુડ ચિચુડ અવાજથી એ ભડકે છે.

કોસિઓ–અરે પાણી પાવું હોય હોય તો તો જરા ઘોડાને દબાવીને પણ હમણાંજ પાઇ લો. નહીં તો ચિચુડ ચિચુડ બંધ થશે એટલે પાણી બંધ થશે.

"ચિચુડ ચિચુડ બંધ હોગા
તબ પાણી બંધ હોગા."

શર્માજીએ કહ્યું કે એમજ સંસાર છે. "આ ચિંતા મરે, પેલું રોકાણ છુટે" એટલે ધર્મની આજ્ઞા પાળીશ અને જે કારણસર ભગવાને મ્હને જન્મ આપ્યો છે તે જીવન કાર્ય હાથમાં લઇશ. એ રાહ જોનારને ચિંતાઓ કે રોકાણોમાંથી છુટવા વારો આવતો નથી પણ સંસારની ઘટમાળ સાથેજ આપણે ધર્મ કાર્ય બજાવવા જોઇએ. આદર્શ નક્કી કરી એને પહોંચવા તનતોડ પ્રયત્ન કરવા જોઇએ. હજી સંભારી રહ્યો છું કે રખેને હું ચિચુડ ચિચુડથી બ્હીતો ન હોઉં કારણ "ચિચુડ ચિચુડ બંધ હોગા તબ પાણી બંધ હોગા.

પહેલાંના ભક્ત લોકો જીવન બ્રહ્મને સમર્પણ કરતા હતા.

અત્યારે પણ આપણે સમગ્ર જીવન દેશને સમર્પણ કરીને માત્ર આજીવિકા પુરતો જ ધંધામાં સમય ગાળવો જોઇએ.

મીરાંબાઇએ "ચાકર રાખોજી મ્હને ચાકર રાખોજી" એવી માંગણી કરી છે. આપણે પણ ભગવાનને દેશસેવામાં આપણને આપણી લાયકી મુજબની કોઇ ચાકરી આપે એવીજ પ્રાર્થના કરવી જોઇએ.

ભગવાનની ખરી સેવા લોક સેવાથીજ થાય છે અને લોક સેવા કરવાથી જેવું જ્ઞાન થાય છે એવું પુસ્તકોથી થતું નથી.

સેવા પરાયણ મનુષ્ય સુખ દુઃખથી પણ ગભરાતો નથી, ભગવાનના આનંદ સ્વરૂપનો એને સદાકાર અનુભવ થાય છે. નિઃસ્વાર્થ સેવા કરતાં કરતાં એને પોતાનો આંતરિક વિકાસ દિન પ્રતિ દિન વધતો લાગે છે. વિકાસ દિન પ્રતિ દિન વધતો લાગે છે અને પ્રભુવરની લીલામાં પોતાને એકાદ રાસધારી માની જીવનનું સાફલ્ય અનુભવે છે.

પ્રતિકાવ્યો

# જ્યોતીન્દ્રનો હેમતંત*

પરખને વજનમાં[1] કોણ વાધી રહ્યો,
લેખ દઉં, લેખ દઉં, એમ બોલે;[2]
કામના ધરણમાં[3] પેટનું ભરણ છે,
ગામની કોઈ નવ પ્રશ્ન ખોલે!

ઉદર્નું મુડદું પાછું ઊઠે ધધણીને,
કંઠમાં એ રહ્યા ઘંટ ઝૂલી:
પઠનનો વેતને[4] રસ ફરી આણવો,
બકરી ફરો બચ્ચે જીવનશળી![5]

ઝળહળે ઝંઇ[6] જહીં જ્યોતિના કોટમાં,
હેમની મ્હોરથી ગજવું ફૂલે;
પચ્ચીસેં જન્મની દંડપીડા હરે,
કોનાં ત્યાં બારણાં નાહીં ખૂલે?

છત્રી વિણ વ્હેલ[7] વિણ બૂટ વિણ કો લળી
અકળ મલકે કદા અબળ જીવો!

---

* નરસિંહ મહેતાના "નિરખને ગગનમાં કોણ ધૂમી રહ્યા" એ પ્રભાતિયાનું પ્રતિકાવ્ય. ૧. તોલમાં તેમજ મોભામાં. ૨. "લેખ આપીશ" એમ વચન આપે, પણ આપી શકે નહીં. ૩. કામના અહણમા–ઘણું કામ છે એમ કહે તેમાં. ૪. પગારે. વધારે પગાર મળશે તેની આશામાં ફરીથી નવી ભાષા શીખવામાં રસ લાવવા પડે. ૫ જીવનની શળીથી. ૬. પૈસા. ૭. ગાડી.

ક્ષેત્ર વિણ ફળ મળે, કૂપ વિણ જળ મળે :[૮]
પણ ધુંવાએ બળે વીજદીવો.

અકથ અભિલાષી એ નવ દશાન્યે ડર્યો,
સર્પના દર મહીં હાથ ઘાલે :
વેદને પાલટી[૯] ગરથ જાગી રહ્યો,
હેમના તંતમાં ચંત મ્હાલે!

હુન્નરસિંહ મહેતા

---

પ્રતિકાવ્યો

## જ્યોતીન્દ્રનું બપોરિયું*

દિવસ જ્યારે ચઢે ગાદલી[૧] નય ઘડી,
રાજપુરુષે નહીં સૂઈ રહેવું;
નિદ્રાને અવગણી, વરજને પદમણી,
જ્યોતિ થઈ, જ્યોતિ થઈ, એમ કહેવું!

---

૮. હવે તો ઘરનાં ક્ષેત્રવાડી વિના પણ ફળફળાદિની ભેટ સોગાદ આવ્યા કરે ને કૂવા વગર પાણી પણ મળ્યુંજ જાય! ૯. વેદને પાલટીને–જ્ઞાનને શિક્ષણથી જુદે માર્ગે લઈ જઈને; બીજો અર્થ : "વેદ" શબ્દને ઉલટાવો તો "દવે" થાય.

* "રાત રહે જ્યાહરે પાછલી ખટ ઘડી." એ નરસિંહ મહેતાના પ્રભાતિયાનું પ્રતિકાવ્ય. મહેતાજી બડી પ્રભાતે ઊઠી "પ્રભાતિયું" રચતા ને ગાતા : અહીં "રાજપુરુષ" બપોર ચઢતાં ઊઠે છે તેનું "બપોરિયું" ગવાય છે!

૧. ગાદલીએ: ગોદડીએ.

રોગિયા હોય તેણે રોગ પંપાળવા,
ઢોંગિયા હોય તેણે ઢોંગ સજવા;
વેદિયા ઢોરને ભેદે ગુંગળાવવા,
વેકલો[2] પાસ સહુ પ્રશ્ન તજવા.

સકવી ધોતી ને ધંધપંથ સાધવા,
નાદાર હોય તેણે સ્નાન કરવું;
અતિવ્રતા[3] નારે પતિદંતમુખ લૂછવું,
કંથખીસેથી પછી વિત્ત[4] હરવું!

આપણે આપણાં પરમપદ પાળવાં,
મરમમાં રાખવો ભરમ ભારી;
ભલભલાં નામીને સ્નેહથી[5] છોલતાં
નવ બળે એ દવે[6] 'નર કે નારી![7]

હુન્નરસિંહ મહેતા



૨. વાયલ; ઘેલા; મૂર્ખા. ૩. અતિ વ્રતવાળી; વ્રત પૂજામાં અતિ રચીપચી રહેલી; બીજો અર્થ: અતીવ્રતા– તીખી નહીં એવી, સાલસ, મીઠાબોલી, પતિને વહાલી બની તેનું કાળજું ને ખીસું કોરનાર. ૪. પૈસા; નાણું. ૫. પ્રેમથી; બીજો અર્થ: તેલ ચોળીને. ૬. આ શબ્દ પર શ્લેષ છે. ૭. ભલભલાં નામી જનોની એ ગમે તેવી રેવડી ઊડાડે, પણ તે એવા સ્નેહથી કે તે નર હોય કે નારી, પણ એના એ દવથી કોઇ બળી ખિન્ન થઇ શકતું નથી.

# ગોમતી—ચક્ર

[ એક કલ્પનારંગી નાટક ]

ઇન્દુલાલ ગાંધી

## પાત્રપરિચય

**વાસવ:** ( સમુદ્રમંથનની મહત્ત્વાકાંક્ષા સેવતો પ્રતાપી કુમાર ) **ગોવિંદ—ગોપ:** ( તેના બે નાના ભાઇઓ ) **પદ્મા—અનામિકા:** ( તેની બે નાની બહેનો ) **ગોદાવરી:** ( વૃદ્ધ પાડોશણ ) **ગોમતી:** ( ગોદાવરીની પૌત્રી ) **નાગકન્યા:** (મૃત્યુ લોકની માનવતાને વશ એવી પાતાળલોકની રાજકુમારી) **સલિલા—સુવર્ણા આલિકા—પલ્લવી:** ( તેની સહચરીઓ ) **ચારુતા—જલચરી:** ( પરિચારિકાઓ. )

## દર્શન પહેલું

**સાગર કિનારો:** ધીમી ધીમી છલંગે દોડયાં આવતાં મોજાં કાંઠાની રેતીને ભીની કરી ચાલ્યાં જતાં દેખાય છે. એક નાનકડો મછવો અર્ધો પાણીમાં અને અર્ધો રેતીમાં ખૂંપેલો પડયો છે. પ્રભાતિયાં ગાતો હોય તેમ પવન ધીમે ધીમે ચાલ્યો આવે છે. એ પવન ઉપર પગલાં મૂકીને આવતાં હોય તેમ જમણી કોરથી ચાર બાળકો ગાતાં—નાચતાં પ્રવેશે છે. બે છોકરા અને બે છોકરીઓ. સૌનું વય બાર અને તેરની વચ્ચે. નામ અનુક્રમે ગોપ ગોવિંદ પદ્મા અને અનામિકા.

## ગીત

કાવ્યો: —

પવનરાજની પાંખે બેસી, તરશું આભ અનંત
અમે તો તરશું આભ અનંત,
ઉષાનાં અજવાળાં નીચે જોશું જીવનપંથ:
જીવનને પથે વિચરીને,
ચેતનના અંગાર ભરીને
આભ ધરાને એક કરીને
પ્રોંચીશું પગથાર
બનીને બંધ વીણાના તાર.

શ્રદ્ધાની બનખંડી શોધી ગદન ગજવશું ગીત
અમે તો ગદન ગજવશું ગીત,
આશાની છાયા ગૂંથીશું તજે નિરાશા નિત;
જ્યાં જ્યાં તપશે નિત્ય નિરાશા
ત્યાં આશ્વાસન દેશે આશા;
અંધારાના ચોર નિસાસા
ઉઘાડશે અમ દ્વાર
બનીને વીજ તણો પલકાર.

અંતરની દષ્ટિને તાણી જ્યાં ધરતીનો અંત
અલખમાં જ્યાં ધરતીનો અંત,
વાદળની દોરે ને દોરે જ્યાં લંબાવે પંથ:
ધરતીના આંખો ચાલીને
ચંદ્ર-સુરજ નાડ઼ા વાસીને
બ્રહ્માસનપે ઉલ્લાસીને
બની જશું અસવાર
બનીને સાગરના સરદાર:

**પદ્મા :** સાગરની ભરતી તો શરુ થઇ ચૂકી, પણ હજી મોટાભાઇ ન આવ્યા.

**અનામિકા :** ને કાંઠે પડેલો મછવો પણ ઊપડું ઉપડું થઇ રહ્યો છે.

**ગોપ :** અનેક વસ્તુઓને તળિયે સંઘરીને મહેરામણ નીરાંતે પડયો હાંફે છે. માથું મૂકે તેને એ મોતી આપે.

**ગોવિંદ :** મોતી માટે મોટાભાઇ છેક પાતાળમાં જશે ખરું અનામિકા! એટલે ઊંડે તો બહુ બીક લાગે.

**અનામિકા :** એમાં વળી બીક શી લાગવાની હતી? ભાઇ તો કહેતા'તા કે પાતાળમાં માછલીઓએ મોતીના મહેલ બાંધ્યા છે. નીલમનાં પગથિયાં ઉપર માણેક જડયાં છે. એવું એવું તો ઘણુંયે હશે એ મહેલમાં.

**પદ્મા :** આપણાં મંદિરમાં ભગવાન તથાગતની આંખોમાં જડેલા બે પોખરાજ તેં જોયા છે? મોટાભાઇ કહે છે કે એવા પોખરાજની તો ત્યાં લાં...બી લાં...બી શિલાઓ પડી છે.

**અનામિકા :** મને પોખરાજ બહુ વહાલાં લાગે છે. હું તો ભાઈ પાસે એજ મંગાવીશ.

**ગોપ :** ને હું શું મંગાવીશ ખબર છે? મોતીથી ભરેલી મોટી મોટી છીપલીઓ. ફુલ ઉપર ઝાકળ ઠરી જાય છે ત્યારે ફુલ કેવાં શોભે છે? છીપલીઓ મોતીથી એમ શોભી રહી હોય છે. આપણે તો એજ મંગાવવાના.

**પદ્મા :** ને તું શું મંગાવીશ ભાઇ ગોવિંદ?

**ગોવિંદ:** મને શંખ વગાડવો બહુ ગમે છે. મંદિરના પૂજારી પાસે છે, એવો જ નાજુક શંખ હું તો મંગાવીશ.

**બધાં:** શું ગોદાવરી મા?

**ગોદાવરી:** મારી સૌથી નાની દીકરી ગોમતી છે ને, તેણે એવી હઠ...

[ ગોદાવરી અટકી જાય છે.

**વાસવ:** એણે શેની હઠ પકડી છે માડી! ગોમતી ક્યાં છે?

**ગોદાવરી:** ઇ તો માંદી છે ત્રણ દિ' થયા.

**વાસવ:** એણે શું મંગાવ્યુ છે મા?

**ગોદાવરી:** જ્યાં મોતીની છીપલીઓ એક બીજાની ઉપર ગોઠવાઇને કિલ્લા જેવી શોભે છે તેની વચ્ચોવચ્ચ મોરપિચ્છ જેટલા રંગોવાળુ એક ગોમતી ચક્ર પડયું હોય છે. લક્ષ્મીનાં લલાટ જેવું એનું આખું અંગ તેજોમય હોય છે. ફરતી ગોળ કિનારીમાં રંગનાં નાનાં બિંદુ ગૂંથાઈ ગયાં હોય છે. અને વચ્ચે ભગવાન તથાગતની હથેળી જેવી અનેક રેખાઓ સાચાં સુવર્ણની જેમ ચળકે છે. એ એણે મંગાવ્યું છે બેટા!

**વાસવ:** ગોમતી–ચક્ર? આ નામ તો નવું લાગે છે મા!

**ગોદાવરી:** મોતી શોધવા જનારા માટે એ નવું નથી, શહેરમાં ફરનારા માટે નવું હશે.

**અનામિકા:** ચોમાસાના બિલ્લીટોપ જેવું, રાજ્યસિંહાસનની છત્રી જેવું એ ગોમતીચક્ર તમે નથી જોયુ ભાઇ?

**વાસવ:** જેવા રંગ ગોદાવરીમાએ વર્ણવ્યા એવા રંગની ત્યાં બેશુમાર માછલીઓ રખડે છે. આકાશના મેઘધનુષ્યનો પડછાયો જ્યારે સાગર પર પથરાય છે ત્યારે માછલીઓ એમાં આવી આવીને આળોટી જાય છે ને એ રંગો અંગે અંગે ભરે છે.

**પદ્મા:** ગોમતી–ચક્ર તો પારસમણિનાં શરીરનું ઢાંકણું છે. પરીઓની કથામાં એનું વર્ણન આવે છે. પાતાળની નાગકન્યા એના

પારિજાતક જેવા મુલાયમ પગ ગોમતી ચક્ર ઉપર રાખીને બેઠી હોય છે એમાં કોઇ મૃત્યુલોકનો રાજકુમાર રખડનો રખડતો ત્યાં જઇ ચડે છે. નાગકન્યા તેનું રૂપ જુએ છે ને મૂર્છાધીન થઇ જાય છે. પેલા રાજકુમારને પકડી નાગસેવકો એને શેષનાગ સામે લઇ જાય છે. શેષનાગ પ્રસન્ન થઇ નાગકન્યા સાથે તેનાં લગ્ન કરે છે. નાગકન્યા રાજકુમાર જોડે મૃત્યુલોકમાં આવી વસે છે, પેલું ગોમતી–ચક્ર પણ સાથે લઇ આવે છે. લોકોની માન્યતા એવી છે કે ધરતી ઉપર પહેલવહેલું ગોમતી–ચક્ર ત્યારે આવ્યું.

વાસવઃ સમુદ્રની દુનિયામાં જ્યારે વસંતાવતાર થાય છે ત્યારે પ્રત્યેક જળચર વર્ણવ્યા વર્ણવાય નહિ એવા અનેક રંગો ઓઢીને આનંદની મહેફિલ જમાવે છે. ત્યારે કોઇ કોઇને દુઃખ દેતું નથી. ભક્ષ કરતું નથી. શત્રુતા મિત્રતામાં ફેરવાઇ જાય છે, બધાં એકબીજાનાં રંગઓઢણુને જુએ છે ને વખાણે છે. આવી એક વસંત મેં સમુદ્રને તળિયે જઇને માણી છે. આજે પણ એજ દીવસો છે. સાગરતળિયે આજે વસંતોત્સવ હશે. રંગોની આપલેમાં જળચરો ગુલતાન બન્યાં હશે. ગોદાવરીમા, આમાં હું ગોમતી–ચક્ર કેમ કરીને શોધી શકીશ?

[દૂરથી ગોમતી ગાતીગાતી પ્રવેશ કરે છે.

ગીત

**ગોમતી :**

મારી ઓઢણીની ભાત
પગની પાનીના રંગાટ
બ્હેની વસંત, નવા રંગી જાજે.

મારાં મોતીડાંની સેર
મારાં ફુલડાંની વેલ
બ્હેની વસંત, નવી ગૂંથી જાજે.

**નેપથ્યમાંથી :**

વસંતનાં ફળિયામાં બ્હેન, ફૂલ-પાનના બેઠા છોડ,
હેત ધરી માતાએ જાણે, ભાઇ-બ્હેનની તેડી જોડ :
ઓઢી પાંદડીઓની ઝૂલ,
જો હસતું ચંપાનું ફૂલ :
આંખોમાં અમૃત ઉભરાય,
ઝીલી પાંદડીઓ હરખાય.

એ અમૃતની ઝાકળ બ્હેન, પવન ઉડાડે ભોળી પાંખ,
પાણીની ચાદર પર બ્હેન, કુંડાળાં ચિતરાતાં લાખ.

**ગોમતી :**

મારી ડીલડીમાં નિત
નિત તારલીનાં સ્મિત
બ્હેની વસંત, નવાં દ્રોણી જાજે.
મારે આંગણીએ નિત
સાગર પરીઓનાં ગીત
બ્હેની વસંત, નવાં મોતી જાજે.

**નેપથ્યમાંથી :**

સૌ ની વેણી નાં બંધ
નુ પૂ ર-કં ક ણ ના છંદ
બ્હેની વસંત, સદા રાખજે અખંડ.

[ અનામિકા અને પદ્મા દોડી ગોમતીને વળગી પડે છે.

**અનામિકા :** આવ, આવ ગોમતી આજે તો તને સારું લાગે છે.

**પદ્મા :** શરીર ઉપર તો મંદવાડની લગીરે અસર નથી.

**ગોમતી :** આજે મને સારું છે બ્હેન !

**ગોદાવરી :** બેટા ગોમતી, તું આવી ?

[ ગોમતી માને ગળે વીંટાઇ જાય છે.

**ગોમતી :** હા, મા !

**વાસવ :** તારુ ગોમતી–ચક્ર હું જરૂરાજરૂર લેતો આવીશ હાં ગોમતી !

[ ગોમતી એને આનંદથી જોઇ રહે છે. ]

**ગોમતી :** તમે અત્યારે જ જાઓ છો મોટાભાઇ ?

**વાસવ :** હા. અને બ્હેન પદ્મા, તારે શું મંગાવવું છે ?

**પદ્મા :** નિલમનો રૂપાળો બાજઠ: દેવપૂજા માટે.

**અનામિકા :** અને મારે માટે મોટાભાઇ, પોખરાજની પાસાદાર ચોકડીઓ.

**ગોવિંદ :** મારે માટે પેલા પર્વતગિરિ પાસે છે એવો મજાનો નાનકડો શંખ.

**ગોપ :** મોટાભાઇ, હું ઝાઝું નહિ મંગાવું હો, એક ખોબો ભરીને મોતીની છીપલીઓ.

**વાસવ :** હવે કોઇ રહી ગયું હોય તો બોલજો.

**ગોદાવરી :** મારી જસકોડી તને યાદ રહી ગઇ છે ને ભાઇ ?

**વાસવ :** હા, માડી.

**અનામિકા :** હવે જાઓ મોટાભાઇ, જુઓ મછવો ક્યારનો કૂદાકૂદ કરી તમને બોલાવી રહ્યો છે.

[ વાસવ મછવા પાસે જઇ તેને છોડે છે ને ખભે પડેલી બીજી જામુસ તેમાં મૂકી એક કૂદકે ચડી બેસે છે. ઉછળતાં મોજાંમાં મછવો દૂર જતો દેખાય છે.

ગોદાવરી : વહેલો વહેલો આવતો રહેજે મેરા!

[ જવાબમાં વાસવ હાથ ઊંચો કરે છે. કાંઠે ઊભેલા
હાથ ઊંચા કરી તેની વિદાયને સફળ ઇચ્છતા
તેમ પ્રસન્નતાથી તે દિશા ભણી જોઇ રહે
ગોદાવરીમા લાકડીને ટેકે પાછાં વળે છે. બાળ
સાગરગીત ઉપાડે છે.

ગીત

બાલિકાઓ :

વીરના મહેલ મહાસાગરને કાંઠડે
મોતીડે કાંગરા મલકતા છ રે.
મોજાંનાં શીશ રોજ ફૂલભરી ધુપવે
સૂરજનાં તેજમાં ઝબૂકતાં છ રે.

વીર તો હીંચેછ નિત્ય વાદળાને હીંચકે
વીજળીનો વેગ ભરી ઉછળે છ રે.
ઇન્દ્રનું ધનુષ્ય એક આંગળીએ ઊંચકે
ધરતીના ખંડ-ખંડ ધ્રુજવે છ રે.

વીરાના હાસ્ય ઝીલી ચળકે છે ચંદ્રમા
ઊઘડે આકાશ લાખ ફૂલડે છ રે.
હું યે ઊઘાડું આજ અંતરનાં બારણાં
વીરને વધાવું લાખ વારણે છ રે.

[ ગીત પૂરું થાય છે ત્યારે મછવો વાસવને લઇ
અદશ્ય થયો હોય છે. રાત્રિના ઓળાયા ભેંશ પ
ધીમે ધીમે ઉતરે છે.

## દર્શન બીજું.

સાગર તળિયે નાગકન્યાનો એકાન્ત મહેલ; ચારે કોર
રંગી મોતીનાં તોરણ પવનમાં તરતાં હોય તેમ ટીંગાય

નિલમના પથ્થરમાંથી કોતરી કાઢ્યું હોય એવું એક અત્યંત રમણીય સિંહાસન ગોઠવાયું છે. તેના પર દરિયામોજાંની ઓઢણી પહેરીને નાગકન્યા બેઠી છે. એના રૂપાળા પગ નીચે ગોમતી–ચક્ર મૂક્યું છે. એની ચાર સહિયરો–સલિલા, સુવર્ણા, માલિકા ને પલ્લવી–રંગીન માછલીઓને પકડવામાં તલ્લીન બની ગઈ હોય છે. દોડતી દોડતી સૌ ગાય છે.

ગીત

**સહિયરો :**

મીઠી ફરે છે આજ ચમક વસંતની,
ફૂલડાં વેરે છે મીઠી ભભક વસંતનીઃ
કુંજે એ વસંતની
ગુંજે એ વસંતની
મીઠી ફરે છે આજ ચમક વસંતની.

સંધ્યાએ કમાનો ખેંચી રંગની વસંતનીઃ
નિશાને અંબોડે બેઠી ચંદની વસંતનીઃ
વાદળી વસંતની
તારલી વસંતની
મીઠી ફરે છે આજ ચમક વસંતની.

**નેપથ્યમાંથી :**

આભમાં ઉગીને ચાંદો ધરતીને હરખાવે નિત
ધરતીની વસંત કેવાં આપણને ગવડાવે ગીત ?

**સહિયરો :**

ધરતી ઓઢે રૂપાળી ઓઢણી વસંતની,
ફૂલેફૂલે પરાગની પોઢણી વસંતની
પાંખડી વસંતની
આંખડી વસંતની

મીઠી ફરે છે આજ ચમક વસંતની.
હોઠે અમી ભરેલી અંજલિ વસંતની
ગાલે લાલી ભરી ગુલાબની વસંતની,
મંજરી વસંતની
મોહની વસંતની
મીઠી ફરે છે આજ ચમક વસંતની.

[ કંઇ ન ગમતું હોય તેમ નાગકન્યા આસન પરથી ઊભી થઇ જવાની તૈયારી કરે છે. સહિયરો એને વીંટી લે છે.

સુવર્ણાઃ અમારું ગીત તમને નથી ગમતું રાજકુમારી ?

સલિલાઃ એમને આજે અચાનક કાંઇક યાદ આવી ગયુ લાગે છે.
[ સૌ હસે છે.

**નાગકન્યા :** મને કશું ગમતું નથી. તમારાં વસંતગીતમાં રૂપ છે, રંગ છે, સુગંધ નથી. બાપુજીની જોડે હું એક સાંજે મૃત્યુલોકની સપાટી પર ફરવા ગઇ હતી. (ઉલ્લાસમાં) રત્ન જડયાં હોય તેવા આકાશમાં તારા ટમટમતા હતા. અહીં પાતાળલોકમાં સમુદ્ર ડહોળો ડમરો થઈ ઊંઘ્યા કરે છે. પૃથ્વીની સપાટી પર ફણા પછાડી પછાડી એ એવું તો મજાનું ગાય છે! સીધો અંતરમાંથી વહ્યો આવતો હોય એવો ધેરો ધેરો એનો સંગીતપ્રવાહ રાત્રિને પણ રડાવે છે.

**પલ્લવી :** તમે જ્યારે ત્યારે તારા, પૃથ્વીની સપાટી અને માનવીની જ વાતો કર્યા કરો છો. બાપુજીને એવી વાતો મુદ્દલે ય ગમતી નથી. એ તમે જાણો છો!

**નાગકન્યા :** બાપુજીને ગમે એવું બોલવા કે સાંભળવા હું કાંઇ બંધાયેલી નથી.

**આલિકા :** પણ રાજકુમારી, બાપુજી આ બધું–

**નાગકન્યા :** ગભરાયા વિના એમને જઇ કહેવું હોય તેટલું કહેજો. ( ટટાર થઇ ) આ બંધ પાણીમાં પૂરાઇ રહીને હું ચીંથરાની ઢીંગલી બની ગઇ છું.

[ પંદર–વીસ સોનેરી માછલીઓ હરખાતી હરખાતી તીરની જેમ ઊંચે ને ઊંચે જતી દેખાય છે.

આ નાનકડી માછલીઓ પણ કેટલા હરખથી સાગરની સપાટી પર જઇ રહી છે? હમણાં પહોંચી જશે પર્વત જેવડાં ઊંચાં મોજાંની ઉપર સહેલ કરવા. મોં ઊંચું કરીને માપી ન શકાય એવડાં વિરાટ આકાશની નિલઘટા પીધાં જ કરશે. વેંતવેંત જેવડાં ગગનપક્ષીઓ જોવાં, ન સમજાય છતાં મીઠી લાગે એવી લાંબી સ્વરધારામાં તલ્લીન બની જવું, વનવનની સુગંધીઓમાં વસવું આ બધું જીવનને ધન્ય કરનારું નથી સુવર્ણા? સૂરજનાં કિરણે પાતાળની રજ રંગાય છે ત્યારથી માંડી, રાત્રિના પડછાયા સુધી હું એ પ્રદેશને જ ઝંખ્યા કરું છું. હું સ્વપ્નાંમાં પણ ધરતીની માટીને ચૂમ્યાં કરું છું. રૂપેરી વાદળીઓ પર થઇને સંધ્યા સાગરમાં નહાવા ઉતરી એ દૃશ્ય મારાથી ભુલાતું જ નથી. પિતાજી સાથે ન હોત તો હું એ સુવર્ણાંગિને એટલું તો જરૂર પૂછી લેત કે 'બ્હેન, અફાટ પટ વિસ્તાર્યાં આકાશમાં તારું રહેઠાણ છતાં તું ધરતીને ખોળે રમવા શા માટે આવે છે?'

[ નેપથ્યમાંથી ચારુતા ગાતી ગાતી આવે છે.

ગીત

**ચારુતા :**

માનવકન્યાને ગમે સાગરનાં સોણલાં,
સાગરકન્યાને ગમે ધરતી રે, લોલ!
માનવકન્યાને નિત્ય મોતીની ઝંખના,
સાગરિકા મોતીયું રમતી રે, લોલ!
પ્હેલી ઓઢે છે ચંદ્રતારાની ચૂંદડી,
બીજીને મોતીની માળા રે, લોલ!

પ્હેલી કે'વાય જગતવાડીની પંખિણી,
બીજી ગણાય દેવબાળા રે, લોલ!

નાગકન્યા (વચ્ચે): જુદું, સાવ જુદું!
પ્હેલીમાં પૃથ્વીના પ્રાણની પરાગ ભરી,
બીજીને કરમે ઓયતળિયું રે, લોલ!
પ્હેલીને સાગરમાં રમવાની હોંસ ઘણી,
બંનેમાં કહે, કોણ બળિયું રે, લોલ?

**ચારુતા**: આવું બોલીને તો તમે સાગરના મોતીમહેલનું જગતની દ્રષ્ટિએ આકર્ષણ ઓછું કરો છો.

**નાગકન્યા**: મારી દ્રષ્ટિએ પણ: મને કોઇ પ્રત્યે પક્ષપાત નથી. અનુભવું છું એવું ગાઉં છું.

**ચારુતા**: રોજની દસ પંદર મુઠી મોતીના આપણે જલહંસોને ખવડાવીયે છીએ. પૃથ્વીની બજારે એક મોતીના વેચાણમાંથી પાંચ માણસો ખરીદી શકાય છે.

**જલચરી**: (પ્રવેશ કરીને): મોતીની છીપલીઓ વીણતા એક માનવીને અમે અહીં પકડી આણ્યો છે.

[ બીજી ચાર જલચરીઓ વાસવને નાગપાસથી જકડી નાગકન્યા સમક્ષ લાવે છે. નાગકન્યા એને જોઇ આસન ઉપરથી નીચે ઉતરી પડે છે.

**નાગકન્યા**: કોણ છે આ પુરુષ?

[ વાસવ નીચું જુએ છે.

**જલચરી**: તમારા શુભ રત્નભંડારમાંથી નીકળતા જ પકડાયા છે, બાઇસાહેબ, એની હાથખલેચીમાં તો જુઓ. કેવાં કેવાં રત્નો ચોર્યા છે એણે.

[વાસવની નજર નિલમના બાજઠ અને નીચે પડેલાં ગોમતી–ચક્ર પર સ્થિર બને છે.

**નાગકન્યા :** (વાસવને જોઇ, મનમાં): મૃત્યુલોકમાંયે કેવા રૂપાળા પુરુષો જન્મે છે! (પ્રગટ) વારુ, વારુ, એમને બંધન મુક્ત કરો. હું તપાસ કરાવ્યા પછી શિક્ષાનું ફરમાવીશ.

**જલચરી :** પણ રાજકુમારી, એને છુટો કરશો તો હમણાં છટકી જશે. પ્રકાશના વેગથી એ પાણી કાપે છે.

**નાગકન્યા** (મનમાં): નાગપાશથી યે વધુ જલદ એવો મોહપાશ મારી કને છે પછી એ કયાં જશે! (પ્રગટ) છો છટકી જતો. તરનારનું એવું અદ્‌ભુત કૌશલ જોઇને તો આપણે હરખાવું જોઇએ.

[જલચરીઓ વાસવને છુટો કરે છે. અને સૌ ધીમેધીમે જતી રહે છે

(વાસવ નજીક જઇ) બેચાર મોતીની છીપો કે થોડા ઘણા ચળકતા પથર માટે, અજાણ્યા પુરુષ! અહીં મૃત્યુની ચાચિયારીઓ વચ્ચે . ય ખરું?

[વાસવ એકાગ્રપણે પેલાં ગોમતી–ચક્રને જોઇ રહ્યો છે. (તેના અંતરનાભાવને સમજી) આ નિલપદ્મનું આસન અને ગોમતી–ચક્ર અત્યાર સુધીમાં તને કયાંય જોવા નથી મળ્યાં માનવી?

**વાસવ :** બરાબર યાદ નથી આવતું રાજકુમારી, પણ કમળની પાંદડીઓ પર મેઘધનુષ્યનો પડછાયો પડે છે ત્યારે, અથવા મોરપિચ્છના વીંઝણામાં ચંદ્રિકારૂપ જોવા આવે છે ત્યારે આવી જ બેનમૂન રંગપૂરણી પુરાઇ જાય છે. (ઇચ્છાપૂર્વક) આ નિલપદ્મ અને ગોમતી–ચક્ર એ રંગોની સરખામણીમાં કાંઇક ઝાંખા પણ ખરા!

[નાગકન્યા હેબતાઇ જાય છે.

**નાગકન્યા :** (હોઠે આંગળી મૂકી): કમળની પાંદડીઓ, મેઘધનુષ્યનો પડછાયો, મોરપિચ્છનો વીંઝણો અજાણ્યા 'પ્રવાસી!

અમારા રત્નભંડાર કરતાં તમારો રંગભંડાર વધુ વૈભવવંતો છે એમ ?

**વાસવ :** એ તો કોણ જાણે, પણ આ નિલપદ્માસન અને ગોમતી–ચક્રની રસભરી વાતો કરનારા અમારે ત્યાં છે. રાજકુમારી, તમારી આ અલૌકિક રત્ન સમૃદ્ધિની આસપાસ અમે માનવીઓએ બહુ સુંદર ઇતિહાસ પણ ગૂંથ્યો છે.

**નાગકન્યા :** ઇતિહાસ ગૂંથ્યો છે? આ તો નવાઇની વાત? (કરગરતી) પ્રવાસી! કહો તો ખરા, એ ઇતિહાસમાં માનવીઓએ અમારી નિંદા કરી છે કે પ્રશંસા?

**વાસવ :** પ્રશંસાના મહાસાગરમાં નિંદાનાં બે ચાર બિંદુઓ છે ખરાં, પણ એ તો નહિ જેવાં. એ પ્રશંસાથી આકર્ષાઇને તો હું જીવનને જતું કરવા અહીં આવ્યો છું.

**નાગકન્યા :** હવે તમારે એવો ભય રાખવાની જરૂર નથી. (નજીક સરતી) એ રસભર્યા ઇતિહાસની રૂપરેખા મને કહેશો તો હું તમારો આભાર નહિ ભૂલુ.

[ નાગકન્યા ફરી નિલપદ્માસન ઉપર બેસે છે, ને વાસવનો હાથ પકડી તેને પણ પોતાની અડોઅડ બેસાડે છે. પેલો સહિયરપરિવાર અચંબાથી બંનેને જોઇ રહે છે.

**વાસવ:** અમારાં કલ્પનાસાહિત્યમાં તમારું સ્થાન બહુ ઊંચું છે. રાજકુમારી, અમારા કથાનાયકો—

**નાગકન્યા** (વચ્ચે): હું પ્રસ્તાવના કે ઉપોદ્‌ઘાતની રસિયણ નથી

**વાસવ:** વર્ષો પહેલાં મહાસાગરને તળિયે એક નાગકન્યા રહેતી. સાચાં મોતી જેવું એનું રૂપ હતું. એનાં ઢળેલાં પોપચામાં સૂર્ય ચંદ્રનું વિરામ સ્થાન હતું. વગરકામે એ ક્યારેય કશું બોલતી નહિ; એ હસતી ત્યારે રત્નો ખરતાં. એનું પગલે પગલું પવિત્ર મનાતું; આખા પાતાળદેશની એ પદ્મિની હતી. આટલું છતાં તે સુખી નહોતી.

**નાગકન્યા:** એના જીવનમાં એવી કઇ ઊણપ હતી?

**વાસવ:** એને કુમારીમાંથી પત્ની થવાના કોડ જાગ્યા હતા પણ પાતાળ દેશમાં એને યોગ્ય કોય પુરુષ નહોતો. એવામાં અમારા મૃત્યુલોકમાંથી એક રાજકુમાર ત્યાં રખડતો રખડતો જઇ ચડયો—

**નાગકન્યા:** (હર્ષોન્માદમાં): જેમ તમે અહીં આવી ચડયા છો.

[ બંને હસે છે. પેલો સહિયરપરિવાર ગંભીર બને છે.

**વાસવ:** રાજકુમારને જોઇને નાગકન્યા સુધસાન ખોઇ બેઠી.

**નાગકન્યા** ( મનમાં): આ તો મારા મનની વાત કહેતા લાગે છે. ( પ્રગટ ) પછી તો એ નાગકન્યા રાજકુમારને પરણી ગઇ હશે,

**વાસવ:** એમ જ બન્યું. માબાપની અવગણનાની ઉપરવટ જઇને એણે મનનું ધાર્યું કર્યું. કારણ કે એને મૃત્યુલોકની તૃષા જાગી હતી.

**નાગકન્યા:** તમારા મૃત્યુલોકમાં એવું તે શું ભર્યું છે પ્રવાસી કે મને પણ વારે ઘડીએ ત્યાં આવીને વસવાનું મન થાય છે!

[ વાસવ આશ્ચર્ય પામ્યો હોય તેમ ઊભો થઇ જાય છે.

**વાસવ :** તમને? તમને અહીં શી ખોટ છે રાજકુમારી?

**નાગકન્યા :** નિલપદ્મનાં આસન પર આળોટતી આળોટતી હું હું એ જ વિચાર કર્યા કરું છું કે મને અહીં શી ખોટ છે? જમવા માટે ભાતભાતની વાનીઓ મળે છે. પહેરવા–ઓઢવા માટે વસ્ત્રાભૂષણોનો પાર નથી. સેવામાં પાતાળનો આખો કન્યાપરિવાર હાજર હોય છે. છતાં અંતરમાંથી કોઇક ધક્કા મારે છે. 'તું મૃત્યુલોકમાં જા!' જ્યાં સૂર્ય સુવર્ણરંગે નિત્ય સૃષ્ટિને રંગે છે. ચંદ્રની કૌમુદી જ્યાં રજનીને અલંકારો પહેરાવે છે. જ્યાં ધૂળની ચપટી માટે પણ પ્રેમ છે. પતંગિયાની પાંખો જોઇને જ્યાં માનવીનાં અંતરમાં કવિતા જન્મે છે. અન્નનાં એકાદ બે બીજમાંથી આખો વગડો ધાન્યથી છલકાઇ જાય

છે. જ્યાંના પશુઓ માનવીની ભાષા સમજે છે. માનવીઓ દેવનાથી યે વધુ પૂજ્ય હોય છે. (ગળગળી થઇ) પ્રવાસી, મને એ સુધારસભરી તમારી પ્રેમભૂમિ જોવાની લગની લાગી છે.

**વાસવ** (હેબતાઇ): રાજકુમારી ! રાજકુમારી !

**નાગકન્યા :** મારી મહત્ત્વાકાંક્ષાને બાળકની હઠ ન ગણશો પ્રવાસી ! તમે ના કહેશો તો યે હું તમારી વાંસે વાંસે ચાલી આવીશ. તમારી જોડે આવેલી જોઇને તમારાં ભાઇભાંડુ કેટલાં રાજી થશે !

**વાસવ :** નિલપદ્મનાં આસન માટે ઝંખતી પદ્મા તો બહુ જ રાજી થશે.

**નાગકન્યા :** તમારાં બીજાં ભાઇબ્હેનોએ બીજું શું શું મંગાવ્યું છે ?

**વાસવ :** વચલી બ્હેને પોખરાજની પાસાદાર ચોકડીઓનું કહ્યું છે. ગોપે મંગાવી છે મોતીથી છલકાતી છીપલીઓ ને ગોવિંદે ઘેરા સાદે ગાજતો શંખ.

**નાગકન્યા :** બસ, આટલાં જ વાનાં ?

**વાસવ :** ને અમારા પાડોશી ગોદાવરીમાએ મોતીના પારા સાચવવા માટે જલઝારી મંગાવી છે.

**નાગકન્યા :** બીચારાં ડોશીમાં.

**વાસવ :** એ ડોશીમાની સૌથી નાનકડી દીકરી ગોમતીએ એક એવી જણસ મંગાવી છે રાજકુમારી, કે—

**નાગકન્યા :** કઇ જણસ મંગાવી છે ગોમતીએ ?

**વાસવ :** (અચકાતો): ગોમતીએ ગોમતી–ચક્ર મંગાવ્યું છે રાજકુમારી.

[ આખો સહિયરપરિવાર પંખીનાં ટોળાંની જેમ આગળ આવે છે. રાજકુમારી સ્પષ્ટ રીતે ધ્રુજી ઊઠે છે.

**સુવર્ણા** (યાચતી હોય તેમ): આખો રત્નભંડાર જોઈતો હોય તો લઈ જજો પણ ગોમતી-ચક્રને હાથ લગાડશો મા.

**સલિલા :** રાજકુમારીને તમારી જોડે આવવું હોય તો ભલે આવે પ્રવાસી, પણ ગોમતી-ચક્ર તો અહીં જ રહેશે.

**નાગકન્યા** (કરગરીને): ગોમતી-ચક્રને બદલે નિલપદ્મનાં બે આસન વધારે અપાવું તો?

**વાસવ :** એ વૃદ્ધ ડોશીમાની માંદી કન્યા ગોમતી-ચક્ર વિના તરફડીને મરી જશે.

**માલિકા :** એક કન્યા મરશે એમાં પૃથ્વી પર અંધારું નહિ થઇ જાય અને મહાસાગરની તેજોમય પગદંડી જેવું ગોમતી-ચક્ર જશે તો તો...

**નાગકન્યા :** તો તો શું થશે માલિકા?

**માલિકા :** આખો પાતાળ દેશ અંધકારમય થઇ જશે.

**પલ્લવી :** અને તે પછી મૃત્યુલોકનું એક માછલું પણ અહીં નહિ પ્રવેશી શકે.

**નાગકન્યા :** (રડવા જેવી થઇ): તો તો અનર્થ થઇ જશે પ્રવાસી, તમે ગોમતીને એટલું નહિ સમજાવી શકો?

**વાસવ :** મેં એ કન્યાને વચન આપ્યું છે રાજકુમારી, હું ગોમતી-ચક્ર લીધા વિના પાછો નહિ ફરું.

**નાગકન્યા :** હું તો મૃત્યુલોકની મોહિનીમાં એ દુઃખ ભૂલી જઇશ પ્રવાસી, પણ અંધકારથી ભરેલો પાતાળલોક પ્રકાશ વિના એક પળ પણ કેવી રીતે જીવશે?

**વાસવ :** એ જાણ્યા પછી તો ગોમતી-ચક્ર પ્રત્યેનું મારું આકર્ષણ બેવડાયું છે. (હાવભાવથી) એ પ્રકાશની કેડીએ કેડીએ અનેક જુવાનજોધ મરજીવા સમુદ્રનાં અતાગ પાણી કાપીને અહીં

પ્રવેશે છે. મૃત્યુની ભીષણતા જ્યાં અવિરામ નૃત્ય કરે છે એવા તમારા રત્નભંડારમાંથી રત્નની મુઠ્ઠી ભરીને નિજ વતનમાં પાછા ફરનારા બીજા અનેકને અહીં 'આકર્ષી' લાવશે ને તમારી ગુપ્ત સૃષ્ટિનો સંદેશો ધરતીને ખુણે ખુણે પહોંચાડશે.

[ વાસવ નીચો નમી ગોમતી ચક્રને ઊંચકી લે છે. આખો સહ્રિયરપરિવાર પંખીની જેમ અલોપ થઇ જાય છે. વાસવ જવાની તૈયારી કરે છે.

**રાજકુમારી** : ઓ પ્રવાસી, મને તમારી સાથે લઇ ચાલો.

**વાસવ** : મેં સાથે આવવાની ક્યારે ના કહી રાજકુમારી, પણ એટલું ભૂલશો મા. સમુદ્રની સપાટી ઉપર આવ્યા પછી પાતાળનો માર્ગ નામશેષ થઇ જશે એટલે તમે પાછાં આ ભૂમિનાં દર્શન કરી શકશો નહિ. તમારે માનવીની જોડે જીવનગાંઠ બાંધવી પડશે.

**રાજકુમારી** ( તૈયાર થતી ) : અહીંના અંધકારમાં પૂરાઇ રહી દેવતા ગણાવા કરતાં માનવીની ઝૂંપડીનો પ્રકાશ મને વધુ વહાલો લાગશે પ્રવાસી, હવે ચાલો.

[ વાસવ નાગકન્યાનો હાથ પકડી સોનેરી જળમાં ઊંચે ને ઊંચે ચડવા માંડે છે. નેપથ્યમાંથી ગીત આવે છે.

ગીત

**નેપથ્યમાંથી :**

માનવપંખીને આજ—
સાગરને તળિયેથી મોતીનું ગીત મળ્યું,
પ્રીતિનું ગીત મળ્યું.
તરતી આશાનું વિશ્વ ભરતું સંગીત મળ્યું,
જીવન સંગીત મળ્યું.
માનવ પંખીને આજ.

નાગકન્યા :

ધરતીની વીણા જ્યારે ગાતી વસંતગીત
સાગરનું હૈયું પણ નાચી રહેતું ખચીત;
જલનાબિંદુને આજ ચંદ્રિકાનું સ્મિત મળ્યું
ધરતીનું ગીત મળ્યું:

નેપથ્યમાંથી :

કલ્પનાની નગરીમાં આસન અજીત મળ્યું,
માનવ પંખીને આજ.

[ વાસવ અને રાજકુમારી દષ્ટિમર્યાદામાંથી દૂર જતાં રહ્યાં હોય છે. આખો ખંડ અંધકારથી ભરાઇ જાય છે.

## દર્શન ત્રીજું

**પહેલાં દર્શનમાં હતો એજ સાગર કિનારો :** ઉષા ઊગતી આવે છે. પવન ધીમે ધીમે સાગરનાં પાણીને હીંચોળતો હોય છે. મોજાંના ઉછાળામાં ગર્જન નથી. માતા હાલરડું ગાતી હોય એવો મીઠો અવાજ પથરાયા કરે છે. કિનારાની રેતી ઉપર ઉભા ઉભા ગોપ અને ગોવિંદ એક બીજાને ખભે હાથ રાખી દૂર દૂર જોઇ રહ્યા છે. પદ્મા ગાતી ગાતી આવે છે.

ગીત

પદ્મા :

શત્રુનાં સૈન્ય મહાસાગરશાં ઊમટે
શૂરાનું સૈન્ય ધીમું સંચરે જી રે:
શત્રુના લાખ શસ્ત્ર આકારી ઊછળે
શૂરા ઝીલે છે એને અંતરે જી રે.
[ સામેથી અનામિકા ગાતી ગાતી પ્રવેશે છે.

અનામિકા :

ચનગનતી ઘોડલીને વાયુશી વીંઝતા
તલવારે વીજળી ઝબુકતા જી રે;
ભાલાની અણીએ વીરભરતા આકાશને
શોણિતે ધરતી ભીંજાવતા જી રે.

[ બાજુમાંથી ગોમતી નાચતી ગાતી આવે છે.

ગોમતી :

શૂરાના મ્હેલ શોણિતસાગરને કાંઠડે,
પલકે ઉષાને તેજતોરણે જી રે;
કીર્તિનાં ગીત નિત પૃથ્વીને પાટલે
લખશે અરુણુ એના કિરણે જી રે.

ગોવિંદ : જો, જો અનામિકા સામેથી હોડી જેવું કાંઇક આવતું દેખાય છે.

અનામિકા ( જોઇને ): એ તો ઘોડામચ્છનો ફુંફાડો છે ગોવિંદ, તોફાને ચડે છે ત્યારે એ મચ્છ વહાણની જેમ ઊંચો થઇ ખૂબ જોરથી પાણી પર પછડાય છે ને આખા સાગરને ફુંફાવી મૂકે છે.

ગોપ : ને ભાઇની હોડી એમ ધીમેધીમે ચાલતી નહિ આવે. એ તો તીરની જેમ પાણીને કાપતી દોડતી આવશે.

પદ્મા : ને આ વખતે તો હોડીમાં ભાર પણ કેટલો બધો હશે !

ગોમતી : તારું નિલપદ્માસન તો કેમે કર્યું ઊંચકાતું જ નહિ હોય.

પદ્મા : તેં ગોમતી ચક્રની હઠ ન કરી, હોત તો ભાઇ ક્યારના ઘેર આવી ગયા હોત. ખરું ને અનામિકા !

ગોમતી : ગોમતી-ચક્રની હઠ કાંઇ મેં નહોતી કરી, ભાઇએ પોતે જ કહ્યું હતું કે મોતીથી યે બહુમૂલ્યવાન એવું એ ચક્ર હું જરૂરાજરૂર લેતો આવીશ.

**પદ્મા** ( ચીડાવતી ) : અને ભાઇ એ નહિ લઇ આવે તો ?

**ગોમતી :** મને કશો હર્ષશોક નહિ થાય. તમારી વસ્તુઓ જોઇને હું મન વાળી લઇશ પદ્મા બ્હેન !

[ પદ્મા ગોમતીને ગોદમાં લઈ પંપાળે છે.

**પદ્મા :** કોઈ ચીડાવે ત્યારે પણ તને ક્રોધ નથી ચડતો નાની બ્હેન ?

**ગોમતી** : હું મનને શા માટે ઓછું મનાવું ? મને તો ભાઇ ઉપર પૂરેપૂરો વિશ્વાસ છે. આપેલું વચન કદી મિથ્યા કરે નહિ. જો જો તો ખરા પદ્મા બ્હેન ! ભાઇ મંગાવ્યા ઉપરાંત પણ બીજી અનેક ચીજો સાથે લેતા આવશે.

[ દૂર ક્ષિતિજમાં હોડી જેવું આવતું કંઇક દેખાય છે. બાળકો એ દિશા ભણી જોવામાં તલ્લીન બની જાય છે. ઘડી ઉપર ચડતી, ઘડી અદૃશ્ય બનતી વાસવની કલાગરી હોડી ઝપાટાબંધ આવતી દેખાય છે. બાળકો આનંદની કીકીઆરી કરી મૂકે છે.

**પદ્મા:** હું ન્હોતી કે'તી અનામિકા, એ ભાઇની જ હોડી છે.

**અનામિકા:** ઘોડામચ્છની જેમ કેટલી ઝડપથી ઊડતી આવે છે ? ભાઈ આપણને જોઇને એવા તો હરખાશે !

**ગોમતી :** ને ભાઇને જોઇને આપણે હરખાશું.

**ગોપ** (ચમકી) : પદ્માબ્હેન ! પદ્માબ્હેન ! તમે બીજું કાંઇ જોયું ?

**પદ્મા :** ના, શું ?

**ગોપ :** હોડીમાં ભાઇની પડખે એક કન્યા પણ બેઠેલી દેખાય છે. તડકામાં એના સોનેરી વાળ કેવા હસી રહ્યા છે ! ....

[બધાં આશ્ચર્યમૂઢ બની જોઇ રહે છે.

**ગોમતી :** પાતાળમાં જઇને ભાઇ પરણી આવ્યા કે શું ?

અનામિકા : (નાકે આંગળી મૂકી) : ચૂપ–ચૂપ કોઇ કશું બોલશો મા હં. જુઓ બંને હોડીમાંથી નીચે ઉતરે છે.

[હોડી રેતી નજીક લાવી વાસવ અને નાગકન્યા નીચે ઉતરે છે. વાસવ હાથખંભેયીને એક ખભે ભરાવે છે, અને નિક્ષપદ્માસનને બીજે ખભે ગોઠવે છે. નાગકન્યા ગોમતીચક્રને ઊંચકી તેની પાછળ ચાલે છે.

વાસવ (નજીક આવી) : બધાં હાજર થઇ ગયાં છો ને શું?

બધાં : મોટાભાઇ!

[ સૌ વાસવને ઘેરી વળે છે. નાગકન્યા સંકોચાઇને દૂર ઊભી રહે છે : વાસવ સામાન ખભેથી નીચે ઉતારે છે. છોકરાં–છોકરીઓ આવાં ખમી નાગકન્યાને ટગર ટગર જોઇ રહે છે.

વાસવ : સમુદ્રને તળીયેથી એક મહેમાનને પણ સાથે તેડતો આવ્યો છું.

પદ્મા (અચકાતી) : મોટાભાઇ, તમારી સાથે આ બીજું કોણ આવ્યું છે?

[નાગકન્યા ખડખડાટ હસી પડે છે.

વાસવ : ઠેઠ પાતાળલોકમાંથી આપણી જોડે રહેવા આવ્યાં છે. (હસીને) પાતાળની રાજકુમારી આપણી જોડે ખાય, પીએ, રમે એ તમને ગમશે ખરું?

[ સૌ આનંદમાં નાચી ઊઠે છે.

બધાં : જરૂર ગમશે મોટાભાઇ!

ગોવિંદ : સાચાં મોતી જેવું એમનું રૂપ છે.

અનામિકા : ચોખરાજનીજ બનાવી હોય એવી પાણીદાર એમની આંખો છે.

**ગોપ:** માછલીઓના તરવરાટ જેવો એમનો કંઠ કેટલો ગતિમાન છે?

**પદ્મા:** નિલપદ્માસન પર બેસી બેસીને એમના શરીરની માંડણી કેટલી મોહક બની છે!

**ગોમતી:** એમના પગ ઉપર, હાથ ઉપર, લલાટ ઉપર ગોમતી–ચક્ર જેવા રંગો ચિતરાયા છે! આવી રાજકુમારી કોને ન ગમે મોટાભાઇ?

[ નાગકન્યા નજીક આવે છે.

**નાગકન્યા:** પૃથ્વીની સુગંધીએ તો ક્યારની મને પોતાની પુત્રી કરી લીધી છે. પ્રભાતનાં કિરણે કિરણે મને આવકાર મળ્યો છે. પવન તો મારા સોનેરી વાળને સ્પર્શીને કિલકલાટ હસી રહ્યો છે. ( હાથ પહોળા કરી ) અને તમારાં પ્રશંસાપુષ્પોએ મને આનંદની સમાધિમાં લીન કરી દીધી છે. અહીં આવો હું તમને કાંઇક આપું.

[ બાળકો નાગકન્યાને વીંટાઇ વળે છે.

**અનામિકા:** ( પોખરાજની ચોકડીઓ ઉપાડી ): મને રંગરોગાન વગરના પોખરાજ પહેરવા બહુ જ ગમે છે રાજકુમારી!

**ગોવિંદ** (છીપલીઓનો બોજો ભરી): આપણા રામ તો મોતીભરેલી છીપલીઓ સિવાય બીજું કશું લેવાના જ નહિ.

**ગોપ:** ( શંખને શોધતો ): પેલા પર્વતગિરિની જેમ મોં ઊંચું કરીને હું તો શંખ વગાડયા જ કરીશ ને કૈલાસપતિને જગાડીશ.

**પદ્મા:** ( નલપદ્માસનને વળગી ): મને જોઇતું હતું તે મળી ગયું.

[ બધાં નિજ નિજ વસ્તુઓ ઉપાડી ગયા પછી ગોમતી ચક્ર, તખ્તાની વચ્ચે ચંદ્રનો કકડો પડયો હોય તેમ પડયું છે. નાગકન્યા અને ગોમતી ઉભાં ઉભાં એને અત્યંત પ્રેમથી જોઇ રહ્યાં છે.

**નાગકન્યા:** જેના વિયોગે સાગરનું તળિયું પ્રકાશ વિહોણું બની ગયું, પાતાળની પગદંડી ભુંસાઇ ગઇ, મને માનવીની વચ્ચે

આનીને છીવવાનું ગમ્યું એવા ગોમતી–ચક્ર ઉપર કોની આંખો ઠરી છે, કન્યાઓ ?

ગોવિંદ:
ગોપ:
અનામિકા:
પદ્મા:
ગોમતીની, ગોમતીની.

[ ગોમતી સંકોચપૂર્વક નજીક આવી ઘુંટણીએ બેસી ગોમતી–ચક્રને હળવેથી ઊંચકી હૈયાસરસું ચાંપે છે.

**ગોમતી** : ( દયાર્દ્ર આંખે ) : એ તમામ પરિતાપ, સંતાપ, આનંદનુ મૂળ હું છું રાજકુમારી !

[ નાગકન્યા ગોમતીને ઉમળકાથી ગોદમાં છુપાવી દે છે. લાકડીને ટેકે ધીમે ધીમે પગલાં ભરતાં ગોદાવરીમા પ્રવેશે છે.

**ગોદાવરી** ( આંખ પર હાથનું છજું ધરી ) ગોમતી, બેટા, મોટા ભાઈ આવી ગયો ?

[ ગોમતી દોડીને ગોદાવરીમાને વળગી પડે છે.

**ગોમતી**: હા, હા, માડી ! મોટાભાઈ આવ્યા ને ભાભીને પણ લાવ્યા.

[ સૌ ખડખડાટ હસી પડે છે. વાસવ અને નાગકન્યા એક-મેક સામું જુએ છે. ને શરમાય છે. બાળકો આનંદમાં આવી ગીત ઉપાડે છે.

**બાલિકાઓ**:

પાણીના મ્હેલમાંથી આવી એક પદમણી
મોતીનાં લૂમખાં લાવી રે લોલ !
એકએક મોતીમાં ચંદ્રિકાનું રૂપ વસ્યું
મોતીમાં ચંદ્રી ક્યાંથી આવી રે લોલ ?
સાગરમાં ડૂબી ચંદ્રી પદમણીને જોતી નિત્ય,
રજનીની શ્યામ થતી કાયા ધોતી'તી નિત્ય,

નેપથ્યમાંથી:

નિત્ય નિત્ય એજ દશ્ય એજ રૂપમાલિકા
રૂપ જોઈને બળે છે પેલી તેજ બાલિકા:
બળીબળી–રડી પડી
લોચનો થકી ખરેલ અશ્રુબિંદુઓ
પદ્મિની કને જઈ રહ્યાં દડી–દડી
મોતી અંતરે વિચારતાં–વિમાસતાં
આપણે હશું અશ્રુબિંદુ ચંદ્રિકાતણાં ?

બાલિકાઓ:

વનવનના વાયરાને પૂછે છે પદમણી
ભીની આંખોને જુઓ લૂછે તે પદમણી
સાગરકાંઠાની જેઓ છીપલીઓ વીણનાર
તેની જોડે તું કેમ રમશે રે લોલ ?
રત્નોમાં રમનારી રાજની કુમારી તને
ધરતીની ધૂળ કેમ ગમશે રે લોલ ?

નાગકન્યા:

પાંદડીએ પાંદડીએ ઝાકળનાં મોતી ઝુલે
ફૂલનો પરાગે મને બાંધી રે લોલ !
ધરતીએ માતાનાં હેતથી બોલાવી મને
ધૂળમાંથી રતનરેખ લાધી રે લોલ !

બાલિકાઓ:

રજનીના સ્વપ્નામાં ભૂલી પડેલ શોમદા
ઉષાને અજવાળે આવી રે લોલ !
સાગરના મહેલની તું સાચી ંક પદમણી
જીવતનું સાચું મોતી લાવી રે લોલ !

[ સોનેરી પ્રકાશ તખ્તાને ભરી દે છે. પડદો.*

---

* તરતમાં પ્રગટ થનાર 'ગોમતી ચક્ર અને બીજાં ગીતનાટકો'માંથી.

# સર્જન મીમાંસા

મગનલાલ દેસાઇ

પારિજાત : શ્રી. પૂજાલાલનાં કાવ્યો

લાંબા વખતથી શ્રી. પૂજાલાલનાં કાવ્યોનો સંગ્રહ બહાર પાડવાની વકી હતી. તે સંગ્રહ પ્રો. ઠાકોરના પ્રવેશક સાથે આપણને વાંચવાનો હવે સાંપડે છે. કાવ્યોની નીચેનું ટિપ્પણ પણ પ્રો. ઠાકોરેજ કરેલું છે. મુખપૃષ્ઠ ઉપરનું શ્રી. કૃષ્ણલાલ ભટ્ટનું ચિત્ર પણ સારું છે. 'નંદનવનનાં સુમનોની કલગી' તરીકે પ્રો. ઠાકોરે આ સંગ્રહને યથાર્થ ઓળખાવ્યો છે. ભક્ત કવિ પાસે ફુલ વગર બીજા શાની આશા રાખી શકીએ? પણ એ કલગીને બે વર્ષ સુધી પ્રો. ઠાકોરે પોતાના ઘરમાંજ કરમાવા દીધી એ માન પ્રો. ઠાકોરનેજ જાય છે, છતાંયે એ કુસુમો નંદનવનનાં હતાં, એટલે આપણી પાસે આવતાં એ કુસુમો પાછાં મ્હેકી ઉઠયાં છે, શોભી ઉઠયાં છે.

આ દાયકામાં પ્રગટ થયેલા અનેક કાવ્યગ્રંથોમાં આ સંગ્રહનું સ્થાન પણ ઉંચું છેજ. એની એક વિશિષ્ટતા 'સોનેટો.' સોનેટના પિતા પ્રો. ઠાકોર! એમણે પણ સોનેટ વિષે પોતાના પ્રવેશકમાં ઉલ્લેખ કરી આપણને ભ્રમમાં નાંખ્યા છે. પ્રો. ઠાકોર સોનેટના પિતા છે છતાંયે સોનેટ નારીજાતિ કે નરજાતિ તે હજી એઓજ સ્પષ્ટ કરી નથી શક્યા એમ એમના પ્રવેશક પરથી લાગે છે. પ્રવેશકના પૃષ્ઠ ૨૬ પર 'આખા સોનેટને બચાવી લે છે' એમ લખે છે અને પૃષ્ઠ ૧લા ઉપર '**લખેલી** 'ઉપહાર' સોનેટ

જેવીજ મીઠી' લખે છે. તો જાતિ કયી? નર કે નારી? અને સોનેટના પિતા એ જાતિ નક્કી ન કરે તો કોઇ બીજું નક્કી કરે? શ્રી. પૂજાલાલનાં કાવ્યોનો પ્રવેશક લખતાં પ્રો. ઠાકોરને પ્રાયશ્ચિત કરવાની તક સાંપડી છે. અને એમની સ્થિતિ એમણે સ્પષ્ટ કરી છે. આખા સંગ્રહમાં પ્રગટ થયેલાં ચોપન સોનેટોમાં વિવિધ છંદો વપરાયેલ છે. જેમાંના એકત્રીશ પૃથ્વી છંદમાં છે. શ્રી. પૂજાલાલનાં સોનેટમાં પ્રાસ ઉપરાંત ભાવોનો ચઢાવ-ઉતાર અંગ્રેજી સાહિત્યનાં સોનેટોની લગોલગ પાસે લઇ જાય છે. સોનેટ ઉછીની માંગી આણેલી વસ્તુ છે. એનો ઉપયોગ ગમે તેમ ન જ થઇ શકે. છતાંયે જેમ જેમ એ પ્રદેશ વધારે ખેડાતો ગયો તેમ આપણને પણ ઠીક ઠીક પ્રગતિ થતી દેખાઇ.

શ્રી. પૂજાલાલનાં સોનેટો અતિ સંસ્કૃત પણ થયાં છે. કેટલીક જગાએ કર્કશ પણ થઇ ગયાં છે. એકનાએક શબ્દોનો ફરીફરીને ઉપયોગ થતો પણ દેખા દે છે. છતાંયે 'સનાતન કુમારિકાને,' 'તારો લહિયો,' 'ગગન વિહારીને,' 'દંડી,' 'જુગારીઓ,' 'મરજીવિયા,' 'રસાયન,' 'પુરાણુ પાટણના અવશેષોમાં,' 'કલ્યાણુ વિભૂતિ સાગર,' 'મેઘ-ઋણમુક્તિ,' 'અભીપ્સુ યૌવન,' 'મોના લીઝા' જેવાં સારાં સોનેટો અને 'કોયલાને' જેવું અતિ સુન્દર સોનેટ આપણને મળે છે. આ સોનેટોમાં જ્યાં જ્યાં કવિ સંસ્કૃતનો મોહ છોડી સરળ થયા છે ત્યાં સોનેટો પણ ખૂબ સરસ થયાં છે.

"બન્યો બધિર હું અસર જગલોક કોલાહલો
ભણી, શ્રવણુ પંડ માત્ર તુજ કાજ ખુલ્લો કર્યો:"
— તારો લહિયો

* * *

દંડીના વ્રત લીધાં છે, અગ્નિનાં અંબરો સજ્યાં,
વિદારી મોહના વાધા, દિશાનાં દ્વાર ભેદિયાં;
વટાવી કાળની ચોકી; ભયનાં સપનાં તજ્યાં;
કલ્પોના અધકારોનાં જાળાં જટિલ છેદિયાં.
— દંડી

* * *

અમે મરણનું રસાયન બનાવીને પી ગયા;
થયાં અજરકાય ને અમર આત્મ ઓજે ભર્યા.

— રસાયન

આમાં કેટલાંક અવતરણો જોઇએ તો કવિના ભાવો કેટલા સરળ અને સચોટ આવી સાદાઇમાં વ્યકત થયા છે એ જાણી શકીશું. કેટલાંક સોનેટમાં સંપૂર્ણ પ્રાસ જળવાયેલા નથી. પણ ઘણાખરામાં કવિના પ્રયત્નો ઘણી સુંદર રીતે સફળ થયેલા છે. અને સીધીજ રીતે સહેલાઇથી એ પ્રાસો મળી ગયા હોય એમ લાગ્યા વગર રહેતું નથી.

'બીજી કૃતિઓ'ના પૂર્વાર્ધમાં 'કુવિવેચકને' મુક્તક મૂકી 'સંતના પ્રકાર' સુધીનાં બત્રીસ કાવ્યો આપે છે. જેમાં 'પ્રિયાકવિતાને' ખરેખર ઘણુંજ સુન્દર છે. એ કાવ્યમાં એમનો ઘણો સરસ કલ્પના વિહાર માલમ પડે છે. ૧૭૨ લીટી સુધી એકસરખું એ કાવ્ય વાચકને એકસરખું ખેંચે છે. ૧૭૪ થી ૧૮૦ એ પાંચ લીટીમાં ચિત્ર તૂટી જાય છે.

રહે નિકટ નિત્ય જ્યોત બની આત્મને મંદિરે.
ત્વદીય વસનાર્થ શાળ મુજ ચેતનાની સદા
મનોહર વિચારને સરસ ભાવવાણે વણે;
અને પ્રણય કુંજનાં કુસુમ માલિકા તાહરી,

જ્યોતિ પછી વસ્ત્ર, કુંજ, અને કુસુમના ઉપમાઓની ભેળંભેળ થતાં ચિત્ર તૂટી જાય છે. છેલ્લી બે લીટીઓમાં

'પ્રિયે તું થઇ ઓતપ્રોત મુજ જીવને જા ભળી;
મહા અરવ શૂન્યમાં ય મુજ સંગ રહેજે હળી.'

જેવો સુંદર

ભાવ સરળ વાણીમાં વ્યક્ત કરી કાવ્યને સમાપ્ત કરે છે. એ પછીના 'વિશ્વદેવમાં' પણ કવિ છેવટની ત્રણ લીટીઓ ઘણી જ સરસ આપે છે.

'વાચા અને મતિ જરા મહીં હારી જાતી;
ચાહું બનીને રજ ફૂલકેરી
તારા મહા પદતળે રહું નિત્ય ચોંટી.'

એજ વિભાગમાં 'અતિથિ' 'માછીડો', 'આપીશ આપીશ,' 'જીવનદીપ,' અમૃતના યોગીઓ.' 'ધસુ જન્મ મહોત્સવે,' અને છેલ્લું સંતના બે પ્રકાર' એ ભજનિક ગીતો અને સંસ્કૃત છંદમાં લખાયેલાં કાવ્યો મજેનાં છે. 'વેચાતો રાખો' એ ગીત મીરાંનું 'ચાકર રાખો' એ પદની છાયાવાળું લાગે છે. એ ગીતની છેલ્લી લીટી 'કાળજૂની દઇ વેદના મને વેચાતો રાખો' ઘણી જ સરસ અને તરત જીભ પર ચઢી જાય એવી છે.

બીજો વિભાગ 'બીજી કૃતિઓ-ઉત્તરાર્ધ"માં ૩૫ કાવ્યો મળે છે. પહેલાજ કાવ્ય 'સૌંદર્યોપભોગ'ની પ્રથમ બે પંક્તિઓમાં સુંદર લય માલમ પડે છે.

તાજાં પ્રફુલ્લ ફૂલે શી ઉલ્લસે મધુમાલતી!
વાયુની લોલ લ્હેરીઓ હીંચોળે બાળ-ફૂલને!

એ વિભાગમાં 'સ્વાતંત્ર્યના સૈનિકો,' 'મારા સદ્ગત પિતાજીને શ્રદ્ધાંજલિ,' 'દાદા,' 'આર્ય વિધવા,' 'પહાડનો પોકાર' મજેનાં છે. 'સુંદરપાણનો ઘોષ,' 'તોફાની સાગરને આહ્વાન,' અને 'હું શું આપું' એ ત્રણ કાવ્યો ઘણાંજ સરલ-સચોટ અને સુંદર ભાવવાળાં છે.

'મારા સદ્ગત પિતાજીને શ્રધ્ધાંજલિ'માં

ખટકે અંતરે એક ખીલો અજ્ઞાન કાળનો,
ખટકયા કરશે નિત્યે ખોળિયું છે તહીં સુધી.

* * *

જડહૈયું હવે જાગ્યું! જાગ્યું ના જાગવા સમે;
પિતાના દુઃખ દહાડાની ભણી યે જોયું ના જરી!

* * *

જીવને રાખ્યું જે રૂપું મોતે તે મોકળું કર્યું!

જેવી સુંદર પંક્તિઓ પ્રાપ્ત થઈ છે.

'દાદા'એ કાવ્યમાં પણ કવિએ એક સારી ઉપમા આપી છે.

'દાદા ડુંગરના જેવા પ્રેમભાવે વિરાજતા
ખેલતાં ઝરણાં જેવાં બાળકોને નિહાળતા.'

'વસંત' શબ્દોની ઝમકવાળું બન્યું છે. માધુર્ય પણ સારું છે, પણ કાવ્ય આછું થઈ જાય છે, કલ્પના જામતી નથી. 'તોફાની સાગરને આહ્વાન'માં ઓજસ છે.

આમ આખા કાવ્યસંગ્રહમાંથી અનેક સુંદર કાવ્યો પણ મળે છે જેમાંનાં કેટલાંક અસાધારણ સારાં છે. પ્રિયા કવિતાને એ કંઈક વધારે ધ્યાન ખેંચે તેવું છે—અને તેનું મુખ્ય કારણ એ કાવ્યમાં પૃથ્વી છંદની સફળતા છે. છતાયે એવા સારા કાવ્યમાં કવિએ વ્યાકરણ દોષો–સંધિદોષો–શબ્દો સાથેની છૂટ પણ લીધી છે અને જ્યાં જ્યાં આવા દોષો આવી જાય છે ત્યાં વાચકનો રસ મન્દ પડે છે શ્રી. પૂજાલાલ જો આવા દોષો બને તેમ ઓછા આવવા દે તો એમના કાવ્યોનું માધુર્ય ઑરજ છે.

આ સંગ્રહમાં એક સામાન્ય દોષ એમનાં કૃદંતના ઉપયોગ વિષે છે. ડગલેને પગલે ચહત, જ્વલત, મચાવત, રમાડત, રાખત, દળત, ધ્વનત, ઝંખત, જગાડત, જીવત, લોલવત, સમર્પત, થનગનત, વાધત, લહકત, કરત, નિવારત, નચાવત, ઝળહળત, વિલસત જેવા પ્રયોગો આવે છે. એની સંખ્યા ગણવા જઈએ તો

શ્રી. પૂજાલાલ ગુજરાતી સાહિત્યમાં પહેલી 'સેંચરી (Century) કરવાનું માન ખાટી જાય. કેટ કેટલાએ આવતા આવા પ્રયોગો કાવ્યની ગીફાશ મારે છે.

ગુજરાતી ભાષામાં બોલત, કરત, એ પ્રયોગો સંકેતવાચક ક્રિયાપદના છે. તેને કદી પણ કૃદંત તરીકે આપણાથી વાપરી શકાય નહિ. એ શ્રી. પૂજાલાલ અને એમના જેવા નવીન કવિઓના ધ્યાન બહાર રહી ગયું છે ને જાણે એમજ બતાવે છે કે આ સંસ્કૃત છંદોની મોહિની કરવા છતાં તેમાં ગુજરાતી ભાષા વ્યાકરણ શુધ્ધિ જાળવીને લખવાની છંદોબધ્ધ હથોટી હજી એમને સિધ્ધ થઇ નથી. અને એજ અભિપ્રાય એવા પ્રયોગો વાપરતા બીજા કવિઓ માટે કહી શકાય. વળી સોનેટ જેવા હીરાના એક સરખા પાસા પાડેલો કાવ્યબંધ પસંદ કીધા પછી તેમાં જે છંદનો ઉપયોગ કરો તો તે શુધ્ધ રીતેજ કરવો જોઇએ. પૃથ્વી છંદમાં સોનેટ લખવાનું માથે લીધા પછી પૃથ્વી તિલકનું નામ આપવું એ હાસ્યાસ્પદજ છે. એ તો કવિ પોતાની છંદોરચનાની અશક્તિનું પ્રદર્શન કરે છે. બેશક શ્રી. પૂજાલાલે આ પ્રયોગ પ્રો. ઠાકોરનાજ પ્રયોગોના અનુકરણમાંજ કર્યો છે. આ પ્રયોગ શ્રી. ઠાકોરે દાખલ કર્યો છે. ખુદ પ્રો. ઠાકોર પૃથ્વીજ પાધરો નથી લખતા ત્યાં આ ટીલાં શાને વધારવા માંડયા હશે તેની સમજ પડતી નથી ? ચોદ લીટીમાં નહિ પ્રાસ-નહિ શુધ્ધિ-જાત જાતની ભાષાના શબ્દો ઉર્દૂ ગુજરાતી-ફારસી-સંસ્કૃત-નો કુંભમેળો ભેગો કરે-તેમાંયે પ્રો. ઠાકોરને અકળામણ લાગી ત્યારે આ ભેંસને માથે ટીલાં તાણવા માંડ્યાં. અફસોસની વાત છે કે પ્રો. ઠાકોર જેવા વિદ્વાનોજ આપણી કવિતાને આમ કર્કશ બનાવવામાં પોતાનો આ અગ્રગણ્ય ફાળો આપી રહ્યા છે. રબ્બરનો ફુગો હવા ભરીને જેમ ફુલાવાય તેમ આ પૃથ્વી છંદમાં પણ હવા ભરી એને

ફુલાવવા માંડ્યો છે. એ સાક્ષર કવિઓની રમત મજાની છે. પણ એ સાક્ષરો ભૂલી જાય છે કે એ ફુગો ઘડીવારમાં ફુટી જશે.! વિચાર અને કલ્પનાના મન્દિરમાં કદિયે ખડબચડા ઈંટકા ન મુકી શકાય. પ્રભુની વિશાળ વાડીમાં એ મન્દિર દિવ્ય છે અને પવિત્ર છે. તેમાં એવા કવિઓ આવા પૃથ્વીના ખડબચડા ઈંટકા મૂકીને એ મન્દિરની શોભા માત્ર બગાડેજ છે, સુધારતા નથી. એ અમારે ખુલ્લે દીલે કહેવા પડે છે. કદાચ જો એ નવા છંદો બનાવવાનો પ્રયોગ હોય તો એ પ્રયોગ પણ આવકારદાયક નથી. એમાંથી કંઇ નવો છંદ બનતો નથી.

'પારિજાત'માં જ્યાં કવિએ અતિસંસ્કૃત કર્યું છે-તેવા કાવ્યોમાં એકના એક શબ્દો-'અલૌકિક' જેવા એમણે ફરી ફરીને વાપર્યા છે. કેટલીક જગાએ 'ધ્વનિ' જેવાં નામનો પણ ક્રિયાપદમાં ઉપયોગ કર્યો છે. કેટલીક પંક્તિઓમાં નામ પંક્તિને છેવટે મૂકી બીજી લીટી તેની વિભક્તિથી શરૂ કરે છે. આની છૂટ અસહ્ય છે. નામ અને વિભક્તિ તો વરવહુ જેવાં છે અને એને છૂટાં પાડવાં એ યોગ્ય નથી. શ્રી. પૂજાલાલ જાતે તો એક ભક્ત સંત છે એટલે એમની તો કદાચ ઇચ્છા હોયજ કે આવાં વરવહુને જુદાં રાખવાં. પણ વાક્યરૂપી સંસારમાં એ શોભે તેમ નથી. કેટલેક ઠેકાણે 'અનુપમ' જેવાં તત્સમ શબ્દોને 'અનુપમાં' કરે એ પણ ખૂંચે એમ છે. કેટલેક સ્થળે 'મર્ત્ય' ને બદલે 'મૃત' જેવા પ્રયોગો ચલાવ્યા છે. પહેલાજ કાવ્યમાં

તેં આણ્યાં સ્વર્ગથી બીજ ને મારી મૃતભોમમાં

એમાં 'મૃત' એટલે મરેલી એ અર્થ ? મર્ત્યભોમમાં એજ અર્થમાં આ શબ્દ વપરાયો દેખાય છે. આવા દોષો પણ આ કાવ્યોમાં મળી શકે તેમ છે. એ દોષો પણુ ત્યારે વ્યાકરણ અને છંદોભંગ-તથા આવા વિભક્તિને છૂટા પાડવાના હોય તે અનિશ્ચિત છે. પૂજાલાલ આપણા એક સરસ પ્રતિભાશાળી કવિ હોય ને ઇચ્છીએ કે એઓ આવા દોષોને બને તેમ વહેલા ટાળે.

બીજું, આખા સંગ્રહમાંથી જે એક સરલ મુદ્દો મળે છે તે એજ કે કવિએ જ્યાં જ્યાં સંસ્કૃતનો મોહ છોડી પોતાને કહેવાનું

હોય તે પૂરપાટ કહી દીધું છે ત્યાં કાવ્ય ઘણુંજ સુન્દર બને છે. કેટલાંક ભજન–ગીતો પણ ઘણાંજ મજેનાં મળે છે. કે જે ભજનગીતો એક વખત વાંચતાંજ આપણને યાદ રહી જાય એવાં છે. અને જ્યાં જ્યાં કવિએ સંસ્કૃત શબ્દોનો મોહ છોડયો નથી ત્યાં કવિ શબ્દો તેમજ આવા અનેક દોષોમાં જાણ્યે અજાણ્યે સપડાયા છે. તે ગમે તેવું સારું કાવ્ય હોય તો પણ તેની મીઠાશને નુકશાન પહોંચાડે જ. માત્રામેળ છંદો પર કવિનો હાથ જોઇએ તેટલો સુંદર નથી બેઠો. એમ એમના માત્રામેળ કાવ્યોમાં આવેલા છંદોભંગ પરથી માલમ પડે છે.

પણ આવા દોષો તો ગુજરાતના સારા સારા ગણાતા કાવ્ય સંગ્રહોમાંથી પણ રસિક વાચકોને મળી આવે તેમ છે. આ જે થોડાક દોષો છે તે અહીં આપી માત્ર કવિનુંજ તેમજ અન્ય કવિઓનું એ પ્રત્યે ધ્યાન ખેંચવાનોજ અહીં આ પ્રયત્ન કર્યો છે.

ભકતકવિ પૂજાલાલનાં કાવ્યોનો આ સંગ્રહ એમની ઘણા વર્ષોની કૃતિઓને ભેગી કરી મૂકે છે. એમનું વાતાવરણ પવિત્ર હોઇને એ કવિ પાસેથી હજી ચઢતી કોટિનાં કાવ્યો આપણને મળશેજ. અને જે કાવ્યો આ સંગ્રહમાં એમણે આપ્યાં છે તે ખરેખર એમની પ્રતિભાનું પણ સુંદર દર્શન કરાવે છે. અમે ઇચ્છીએ છીએ કે ભાઇ પૂજાલાલ બને તેમ એમના–ભજન–ગીતો વધારે-તો–એમાંથી ખરેખર આપણને ઘણું મળશે.

ગુજરાતના અનેક કાવ્ય સંગ્રહોમાં આ સંગ્રહ પણ એનું સ્થાન ઊંચું રાખેજ છે. એટલુંજ નહિ પણ ઉપર જણાવ્યું તેમ 'સોનેટ'ની કળામાં આ સંગ્રહની સુંદર વિશિષ્ટતા વધારે સફળ થઇ એમ દેખાય છે. બીજી વિશિષ્ટતા એમનાં ભજન–ગીતોની છે. અને તેમાં પણ કવિ ખરેખર ઘણાં સુંદર ભજનો આપણને આપી શકયા છે.

જુગ જુગનો હું જાચક ને તું દુનિયાનો દાતાર :
રે હું શું આપું !

* * *

હું શું આપું? માગું તારી દયા માત્ર તલભાર,
રે હું શું આપું?

જેની અતિ મધુર કૃતિઓ કોના અન્તરમાં નહિ રણકે? ગુજરાતી કવિતાનું ભવિષ્ય દિવસે દિવસે વધારે ઉજ્જવળ થતું જાય છે. તેમાં આ સંગ્રહનો હિસ્સો બેશક છેજ.

આ સુંદર કાવ્ય સંગ્રહને આવકાર આપતાં એક વાતની નોંધ લીધા વગર રહેવાતું નથી. પ્રો. ઠાકોર પોતાના પ્રવેશકમાં શ્રી પૂજાલાલ તરફના ખાસ પક્ષપાતને કે બીજા કોઇ પૂર્વ ગ્રહને લીધે છેલ્લા પોણોસો વર્ષમાં લખાયેલાં ભજન કાવ્યોની અપેક્ષા કરીને આ સંગ્રહનાજ કાવ્યોને ઉત્તમ ભજન કાવ્યો તરીકે લેખાવા માંગે છે, પણ પ્રો. ઠાકોર ભૂલતા લાગે છે. અત્યાર આગમજ કવિશ્રી નાનાલાલના પ્રેમભકિત ભજનાવલીમાં તેમજ કવિશ્રી ખબરદારના ભજનિકામાંના તથા તે પછીનાં છૂટક માસિકોમાં પ્રગટ થયેલાં અનેક સુંદર અને ઉંચી પ્રતિનાં ભજનકાવ્યો આખા ગુજરાતમાં સારી પેઠે પ્રસરેલાં છે અને ગુજરાતી કાવ્યસાહિત્યની એ જૂની પરંપરાને વધારે શુધ્ધરૂપે વધારે ઉંડી લાગણીથી અને કલ્પનાના વધારે સુંદર પ્રભાવથી તે પરંપરાને આગળ વધારી રહ્યા છે. ભજન કાવ્યોનો ભાવ શ્રી. પૂજાલાલના આ કાવ્યોમાં તરતો હોવા છતાં એમાં રહેલી અતિ સંસ્કૃતતા અને સંસ્કૃત વૃત્તોના ઉપયોગથી એ કાવ્યો ગુજરાતના સામાજીક લોકહૈયામાં ઉપલાં કાવ્યોનાં જેવાં પ્રવેશી શકે એમ તો લાગતું નથી. અમારી સૂચના છે કે શ્રી. પૂજાલાલ પોતાની ઉંચી કાવ્યશકિતનો આ લાભ આ પ્રકારના ભજનકાવ્યોમાં આપવાને માટે એમણેજ લખેલા છેલ્લા ભજન "રે હું શું આપું"માં તથા "માછીડો"માં વપરાયેલા જેવા આપણા લોકપ્રિય અને પરિચિત ભજનોના રાહોમાં જો લખે તો જરૂર એમની પ્રતિભા પણ વધારે ખીલશે. એમના ભાવો છૂટથી વહેશે અને એમના કાવ્યોને મળવી જોઇતી લોકપ્રિયતા પણ મળી રહેશે.

# અલખજોગીઓ

(મન્દાક્રાન્તા : શિખરિણી)

આકાશે, જો, રજનિપગલે દીપી ઊઠે ત્વરાથી
ટોળેટોળાં મનુજગણ શાં તારલાનાં ઝગંતાં,
તેમાં ઘૂમે નિજ નિજ પૃથક્ વર્તુલો બાંધીને કો;[1]
યાત્રાએ કો[2] નિજભ્રમણમાં જાય લૈ હસ્ત કોના;
ને બીજા[3] યે સમૂહ મહિં, નૌ સ્વર્ગની જાહ્નવીનાં
નીરે મૂકી, અવર સહુનું ભાન ભૂલી, વહે છે.

પરન્તુ કોઈ[4] એવા–સુરસરિત લોઢો ઉછળતાં
તટે છંટાએલા શીણશકલ જેવા–ઝળકતા
ભમે બ્રહ્માંડોમાં જીવિત પરમાર્થે અરપીને
વસે દૂરે દૂરે તદપિ નિજ ધર્મે મચી રહે.

વળી એવાયે છે,[5] પ્રચલિત રૂઢિબન્ધ તજીને
સ્વયંમસ્તાદોર્યા પ્રખર ધૂમકેતુ, અગન શી
ધરી કંથા ધાયે પ્રબલ કંઇ ઉત્પાત મચવી,
છુપાયે પાછા, ને ચકિત થઇ સૃષ્ટિ સહુ રહે.

અને હા! મૂર્ખો કોઈ[6] વિયત[7] ફરતાં ઉધ્ધત થઇ,
નહિં શ્રધ્ધા, ભક્તિ નહિં, નિયતમાર્ગો વળી નહિં,
પરન્તુ ઉન્માદે ધસી રહી, વિનાશે નિજ તણા
સરીને ડૂબે એ રજરજ થઇ ગર્ત મહીં, રે!

---

૧. રાશિઓ, નક્ષત્રો. ૨. અશ્વિની વગેરે તારક મિથુનો. ૩, સ્વર્ગંગાના તારકજૂથો. ૪. શુક્ર (ભળકડિયો) વગેરે તારકો જેનાથી ખેડૂતો વગેરે નિશાસમય નક્કી કરે છે. ૫. ધૂમકેતુ (Comets) ૬. ઉલ્કા (meteors) ૭. આકાશ.

છતાં કો એવા પે૮ અગમ પથમાંહીં વિચરતા,
મનુષ્યોનાં નેત્રોથકી અકળ, દુર્બીન થકી યે
રહી દૂરે, ઊંડી ગગનકુહરોમાં સ્થિર થઇ,
બની મધ્યે બિન્દુ, અચલમણિરીતે ગ્રહી રહ્યા
સહુ બ્રહ્માંડોને, અલખબળનો જાપ જપતા.૯

ઊર્મિલા દવે બી. એ.

---

# ડુંડું

(મિશ્રોપજાતિ)

ન માનશો તુચ્છ લઘુ મને ભલા,
ડુંડું ભલે અજ્ઞજનો કહે મને;
હતો જમાનો જવ હું જવાનિયો,
પ્રફુલ્લ ચ્હેરે નવદીપ્તિ ધારતો.
ટટ્ટો ઊભો ફેરવી વંકી દૃષ્ટિને,
દિગંત રેખા દગમાં સમાવતો.
સતાવતી ... વન મ્હોરી મંજરી,
ગુલ્ફ રૂપાળું શિર નમ્ર, મુગ્ધ શી,
ચમેલી ને સુંદર કેંક વેલી,
બધીય વાંછે મમ પ્રેમ-સખ્યને.

---

૮. અલક્ષ્ય તારાઓ, જેની આસપાસ આપણી સૂર્યમાળા જેવી અનેક સૂર્યમાળાઓ નિહારિકાઓ વગેરે ફર્યા કરે છે. ૯ આખાં કાવ્યમાં ઉડુગણ-મનુજગણની વચ્ચેનું ઔપમ્ય વરતાઇ જાય એટલું સ્પષ્ટ છે.

બંકો 'હું' માપું નજરે બધાંને.
ના ચીજ એ સૌ બહુતુચ્છ ભાસતા,
વિશાળ વક્ષઃસ્થળને પસારી,
વિરાટ શો હું વરણાગીયો ખડો.

'ઉત્તુંગ હું, અન્ય નીચાં બધાં તરુ,'
ગુમાનમાં અંધ બની, વિછોડી
નવી ચમેલી નવ આમ્ર મંજરી,
સુકાઇ એની મૃદુહારી પંક્તીઓ,
નિરાશ થૈ સૌ વનવેલી સુંદરી
ગઇ બિચારી મુરઝાઇ તાપમાં.

* * *

વર્ષો વિત્યાં, ન્હાનલ એક તાડલી
અચિંત્ય દૃષ્ટિ મમ ખેંચતી થઇ,
કુમારી નીલી નવનારી બંકિમા,
અહોરૂપે સખ્ય હું વાંછતો થયો.
વધીય એ ચંદ્રકળા કુમારી શી,
મને દહાડે નિત ચિત્ત ચિંતા.
હું મર્દ નાનો બની તાડલી કને
કરી શકું કેમ જ પ્રેમયાચના ?
ઉત્તાપદાહે જલતું ય ચિત્તને,
એ વાંકી રૂડી સ્મિત મંદ ફેંકતી,
'નહોર ઓ યૌવનમત્ત ઝાડવા !
શા કાજ મારી સખીઓ બિલાઇ ?
માલૂમ તારાં સહુ છે પરાક્રમો,
લઇરા.કિન્નો તુજ રૂપ લૂંટી.'
સુણી સુણી આ વચનો અકારાં,
બળી જળીને વરવો થયો હું

વરાક શો હું તપસી બની ગયો,
અંગાંગ દાવાનલ પ્રજ્વલ્યો હા.
મેણાં અકારાં દિલ રોજ ડામતાં,
વસંતમાં નાક જરી પાંગર્યો'તું.

* * *

ત્યાં એક દા'ડે રુખડા મનુષ્યે.
કાપ્યું કુઠારે મમ ઉત્તમાંગ.
'કહે ભલા ક્યાં ગઇ દેહ લાલિમા ?
ટકી જવાની તવ ચંદરોજ.'
સમીરમાં શીશ હલાવતી ગને
જોઇ રહીયાં નનનેણ તાજીનલી.

જ્યાં લગી સૂર્ય ને ચંદ્ર, પૃથ્વીમાતા કને ફરે,
ઊંચું નીચું, જરા યુવા, છે હું હું સર્વ આખરે.

પ્રો. વસન્ત ઉપાધ્યાય

ભાષાન્તર તેણે અંગ્રેજીમાં કર્યું હશે ! આપણી ગુજરાતની અસ્મિતાને અત્યંત પોષક ને રુચિકર એવો બનાવ હજી બન્યો નથી તેથી શું ભવિષ્યમાં પણ નહિ જ બને એમ કંઇ કહી શકાય ?

સંજયરાય ડૉક્ટર

**નોંધ:**

તંત્રી લેખે અમને એક પ્રતિષ્ઠિત લેખક તરફથી મળેલું આ ચર્ચાપત્ર દાખલ કરવા પડયું છે પણ અમને એમાં કોઇ દ્દષ્ટિચૂક થએલી લાગે છે. કવિ શ્રી. ખબરદાર મુંબઇ આવ્યા પછી બિછાનાવશજ રહ્યા છે. 'માધુરી'ના ગયા અંકમાં આવેલું એ કાવ્ય 'મેઘાનું ગાન' એમના 'મનુરાજ' નાટકમાં અમે વાંચ્યું અને–અમે એ કાવ્ય 'માધુરી'માં છાપવા રજા માંગી ત્યારે કવિશ્રીએ બિછાનામાંથીજ કોઇ પણ જાતની આનાકાની વગર અમને તે આપી. એટલે આ કાવ્ય જો ઉપર પ્રમાણે કોઇ પણ અંગ્રેજી કાવ્યમાંથી લીધું હોય તો તેઓ અમને ખાત્રી છે કે આ ચર્ચાપત્રનો ખુલાસો જરૂર કરી મોકલશે..............**તંત્રી.**

## સ્વીકાર

(નીચેનાં પુસ્તકોની સમાલોચના હવે પછીના અંકોમાં આવશે.)

**રાસકૌમુદી :** કર્તા મૂળજીભાઇ પી. શાહ. વડોદરા. **કુંકુમ :** નવું હિંદી માસિક (ઓકટોબર–ડીસેંબરના અંકો); તંત્રી, શ્રીનિધિ દ્વિવેદી અને પ્રકાશક, શ્રી. મહાવીરપ્રસાદ દાધીચ. **વિશ્વશાંતિ :** કર્તા. ઉમાશંકર જોષી. ત્રીજી આવૃત્તિ **ચમકારા :** કર્તા જહાંગીર માણેકજી દેસાઇ. **પ્રાચીન ભારતની દંતવિદ્યા :** કર્તા: ડૉ. કે. ડી. છાયા. **યૌવન તરંગ :** કર્તા મહાવીરપ્રસાદ દાધીચ. **બડે મ્યાઁ :** શ્રી. ઇન્દ્ર વસાવડા. **મ્હારી જીવન સ્મૃતિ તથા નોંધપોથી :** પ્રકાશક સૌ. પુષ્પલતા રત્નીલાલ પંડયા. **આશાની પાંખે :** કર્તા શાન્તિલાલ મોહનલાલ શાહ. **દયાનંદ દિગ્વિજયમ્ :** આચાર્ય મેધાવ્રત. **કાવ્ય સંહિતા :** 'કર્તા અનામી.' **અમે છૈયે સાત :** કર્તા કુસુમ સરૈયા.

# શિસ્ત

## પિપાસુ

એમ કહેવાય છે કે જગતની સઘળી વસ્તુઓ વિકાસગામી છે, પ્રગતિશીલ છે. વિજ્ઞાનની દૃષ્ટિએ કદાચ આ ભલે સાચું હોય કેમ કે વિજ્ઞાનની દૃષ્ટિએ કોઇપણ વસ્તુ તેની તેજ સ્થિતિમાં (inert) નથી હોતી. પણ એનો અર્થ એવો નથી થતો કે ગતિ એ હમેશાંજ પ્રગતિ કે વિકાસ હોય છે. એજ ન્યાય કુદરતના સુસંસ્કૃત મનાતા માનવસર્જનને પણ લાગુ પડે છે. માનવીને કુદરતનાં બીજા સર્જનો કરતાં વિચારશક્તિનો અનેરો લાભ મળેલ છે. એ લાભને લીધે તો માનવી જો ધારે તો તેની સામે પડેલા માનવ અનુભવનો ઇતિહાસ એ સહેજે ઉકેલી પોતાના જીવનનું યોગ્ય ઘડતર કરી શકે છે. પણ માનવી સુખદુઃખ, જ્યાજય, સત્યાસત્ય, પાપપુણ્ય, પ્રેમ ને નિષ્ઠુરતાના દ્વંદ્વમાં ડૂબ્યો છે. સંસાર આ દ્વંદ્વોથી પર, નથી જઇ શકયો, જીવન જીવવાની અને જીવનવેલ ટકાવી રાખવાની કુદરતની વૃત્તિને જાણેઅજાણે પોષવા મથતો માનવી કોઇને કોઇ રીતે પ્રયત્નશીલ રહ્યો છે. પ્રયત્નશીલતામાં જેટલા પ્રમાણમાં વિવેકવિચારને અને શિસ્તને સ્થાન હોય તેટલા પ્રમાણમાં તે વિજયને વરે છે. માનવસમાજના ઉત્કર્ષમાં શિસ્તનું સ્થાન ઘણી ઊંચી કક્ષાએ રહેલું છે. દુનિયાભરમાં જે જે દેશની પ્રજા આગળ આવી શકી છે તે તે પ્રજાના શિસ્તપાલનને લીધે. અનેક સદ્ગુણોને જન્મ આપનાર શિસ્ત નાનકડા જનસમૂહને પણ સાચા સ્વાતંત્ર્યનો ઉપભોગ કરાવે છે. શિસ્તપાલનથી મળેલું કે શિસ્તપાલન સાથે સંકડાયલું સ્વાતંત્ર્યજ સાચું સ્વાતંત્ર્ય છે. એ જોતાં ભારતીય પ્રજાના ઇતિહાસ પ્રતિ દૃષ્ટિપાત કરીને એટલે કે ઐતિહાસિક દષ્ટિને પણ ધ્યાનમાં લઇ શિસ્ત વિષે વિચારવું અનાવશ્યક નજ ગણાય.

ભારતવર્ષનો ઇતિહાસ જોતાં લાગે છે કે આર્યપ્રજા પુરાતન કાળમાં શિસ્તને લીધેજ પોતાનો વિકાસ સાધી મોટા ભાગની દુનિયા જ્યારે અજ્ઞાનાગારમાં ડૂબી હતી ત્યારે ભારતને ગ્રીસ, ચીન, બેબીલોન અને મીસર જેવા તે કાળના ગણ્યા ગાંઠ્યા સુસંસ્કૃત દેશોની હરોળમાં મૂકી શકી હતી. પણ ઋષિમુનિઓનો એ શિસ્તપાલનનો યુગ વહી જતાં ભારત પોતના ગૌરવભર્યા સ્થાન પરથી પદભ્રષ્ટ થયું ને આપસઆપસમાંજ શક્તિનો વ્યય કરવા લાગ્યું. સમ્રાટ અશોક અને ચંદ્રગુપ્તના સમયને બાદ કરતાં મહાભારતના યુદ્ધ પછીથી આજપર્યંત ભારતીય જનતા શિસ્તના અભાવે પોતાની શક્તિનો દુર્વ્યય કરતી આવી છે. આપણી પ્રજાના ઐતિહાસિક યુધ્ધો જોતાં સમજાય છે કે જે યુધ્ધોમાં સ્ત્રી કેન્દ્રસ્થાને હતી તે તે યુધ્ધોએ ભારતની સ્વતંત્રતાને સાચેજ વેચી દીધી છે. સદ્‌ભાગ્યે રામાયણકાળનું યુદ્ધ લંકાની સમરભૂમિમાં લડાયું હતું તેથી ભારતને તેમાં નહિ જેવુંજ વેઠવું પડ્યુ હતું. જો તે યુધ્ધ ઇન્દ્રપ્રસ્થ નજીક લડાયું હોત તો સંભવ છે કે રામાયણ પછીના મહાભારતનો ઉજ્જ્વળ કાળ જોવાનું ભારતની પ્રજાના ભાગ્યમાં ન હોત. ને આજે આપણે જોઇ શકીએ છીએ કે મહાભારતના મહાયુધ્ધમાં ભારતે જે શક્તિ વેડફી નાખી હતી તે શક્તિ હજી પણ પાછી ભારત મેળવી શક્યું નથી. તે લડત પછીથીજ ભારતીય પ્રજા સંગબળ, બંધુભાવના અને શિસ્તને આજની ઘડી સુધી અભરાઇ પર મૂકી આવી છે ને દુનિયાની પ્રજાની સરખામણીમાં આપણા પ્રજમાનસની મોટામાં મોટી ક્ષતિ બંધુભાવના અને શિસ્તપાલનનાં અભાવની છે. એમાંથીજ આજે બધી વિકૃતિઓ જન્મેલી છે. અશોક અને ચંદ્રગુપ્તનો કાળ તો ભારતના ઇતિહાસમાં સાચેજ એક સ્વપ્નસમ છે. છેલ્લે પૃથ્વીરાજ ચૌહાણે સંયુક્તાને કેન્દ્રસ્થાનમાં રાખી ભારતનું સ્વાતંત્ર્ય વેચ્યું. બાકી સાચેજ ૧૫૨૬ ના પાણીપતના યુદ્ધમાં મુઠીભર સૈનિકો સાથે આવેલો બાબર વિરાટ હિંદી સૈન્યને ભોંયભેગું કરી શક્યો અને તે પછીથી ફત્તેપુર સિક્રીના યુદ્ધમાં એજ બાબર રાણાસંગને મહાન રજપુત સેનાનાયકને હરાવી શક્યો એ ઘટનાઓ

શું આપણે માટે ઓછી શરમજનક છે ? શિસ્તપાલનના અભાવે જન્મેલી વિકૃત વૃત્તિઓથી ઘેરાયલી હિન્દી જનતાએ એ પછી તો પરદેશીના હાથમાં ભારતનું સુકાન સોંપ્યું.

રામાયણ અને મહાભારત કાળમાં પણ ભારતવર્ષ અનેક નાના મોટા રાજ્યોમાં વિભક્ત હતું. પણ અયોધ્યા અને ઇન્દ્રપ્રસ્થના રાજવીઓ પોતાની આણ વર્તાવી ભારતવર્ષ એક ને અખંડ છે એવી કંઇક ભાવના ટકાવી રાખી શકયા હતા. ને પછી તો છેલ્લાં બે હજાર વર્ષ થયાં ભારત એક રાષ્ટ્ર છે એવી ભાવના અને એ રાષ્ટ્ર માટેનું ગૌરવ પ્રજામાનસમાં પેદા કરી શકે એવી કોઇ પ્રતિભા-સંપન્ન વિભૂતિ ભારતને મળીજ નહિ. પરિણામે એ અનેક વિભાગોમાં વિભક્ત રહ્યું. એની છિન્નવિચ્છિન્ન શકિતને સંઘટિત કરનાર કોઇ ન મલ્યું. બ્રીટીશ સરકારના આગમન પછીથી હમણાં હમણાં છેલ્લાં પચાસ વર્ષ થયાં ભારત એ એક રાષ્ટ્ર છે એ જાતની ભાવના ઉત્પન્ન થઇ. એ ભાવનાને પોષી ટકાવી રાખવા માટે જોઇતા શિસ્તનો આગ્રહ રાખનાર ગાંધીજી અને મહાસભા સામે ગંદો પ્રચાર કરનાર પણ આપણો જ અપ્રગતિશીલ સમાજ છે.

પ્રાણી માત્રને માટે નિષ્ક્રીયતા એ મોટામાં મોટો રોગ છે. ને વિચારની સ્થિરતાની સાથે જતી કાર્યપરાયણતામાં શિસ્તનો સમાવેશ થઇ જાય છે. શિસ્ત વિનાનું કાર્ય (ખાલી વૈતરૂ) વિકૃતિને જન્મ આપે છે. ને પરિણામે વિકૃતિ અને નિષ્ક્રીયતાને તો બંનેને બહેનપણાં છે. ઇતિહાસ અને માનસશાસ્ત્રના અભ્યાસ પરથી તારવવામાં આવ્યું છે કે હિન્દી જનતામાં સ્થિર વિચારસરણી balanced thinking નો અભાવ છે. જે વ્યક્તિ કે પ્રજાજીવનમાં નિયમન નથી, શિસ્ત નથી તે વ્યક્તિ કે પ્રજાજીવન માટે balanced thinking અપ્રાપ્ય છે. જ્યાં શિસ્ત નથી ત્યાં જવાબદારીનું ભાન તો હોયજ કયાંથી ? ને જે વ્યકિતને કે પ્રજાસમૂહને પોતાની જવાબદારીનું ભાન નથી તે વ્યકિતની કે પ્રજાસમૂહની હસ્તી ધરતીને ભારરૂપ છે—એવી વ્યકિત કે પ્રજાસમૂહના પગલાં ધરતી પર પડયાં તોયે શું ને ન પડયાં તોયે શું !'

શિસ્તના અભાવે આપણે આપણી રાષ્ટ્રજાગ્રતિનો જુવાળ કાબુમાં રાખી સાચી રાષ્ટ્ર-જાગ્રતિ નથી સર્જી શક્યા. આટલો મોટો માનવસમુદાય આટલા બધા લાંબા કાળ સુધી ગુલામીમાં સબળતો રહ્યાનો બીજો દાખલો ધરતીના ઇતિહાસમાં કયાંયે મળતો નથી. શિસ્તના અભાવને લીધે તો નીતિના, સેવાના, વિવેકના, સભ્યતાના, આચાર વિચારના ને સ્વાતંત્ર્યના આપણા ખ્યાલો સાચેજ અદ્ભુત છે, વિચિત્રતાઓથી ભર્યા છે, વિકૃત છે. પરિણામે આપણે કંઈક પણ મૌલિક સર્જન કરવાની શક્તિ ગુમાવી બેઠા છીએ.

આપણું રાજકીય પ્રજામાનસ લો. એમાં કયાંયે શિસ્ત નજરે પડે છે? ને જ્યાં મહાસભા જેવી સાચા આત્મભોગમાંથી પ્રાણવાન બનેલી એક સબળ સંસ્થા શિસ્તનો મહાપ્રયાસ આદરી રહી છે ત્યાં તેની સામે ઉઘાડ ને નિર્દયપણે આક્ષેપો, આરોપો મૂકવા જેટલો આપણો પ્રજાસમૂહ હલકો ને વિકૃત બન્યો છે. પક્ષના કે વર્ગના શિસ્તને સાચા સૈનિકની પેઠે આધીન રહેવા જેટલી શૂરવીરતા, સહિષ્ણુતા, સેવાપરાયણતા ને વિવેકબુધ્ધિ આપણી જનતા ગૂમાવી બેઠી છે. ને સ્વાતંત્ર્યના અને સ્વમાનના વિકૃત ખ્યાલો આગળ કરી દેશમાં અનેક પક્ષો ઉભા કરી ગુલામીના વધુ વધુ પ્રતિક્ષ ખડાં કરતી આવી છે. વિચાર અને વાણી સ્વાતંત્ર્યને નામે શિસ્તપાલનને વેગળું રાખી આપણે અનેક નાના મોટાં મંડળોનું સ્થાપન કરતા રહી નિર્વીર્યતાને પોષી, પંપાળી રહ્યા છીએ, કાયરતાનું પ્રદર્શન કરાવી રહ્યા છીએ અને દુનિયાની બીજી પ્રજાઓની નજરમાં હાસ્યપાત્ર બની રહ્યા છીએ. આમ શિસ્તપાલનના અભાવે આપણે વધુ અસહિષ્ણુ બન્યા છીએ, કાર્યપરાયણતા ભૂલ્યા છીએ, કાયરને શોભે એવા માત્ર વિતંડાવાદમાં ગુલ બન્યા છીએ; ને પરિણામે આપણે સાચા લડવૈયા મટી ગયા છીએ. આ સંજોગોમાં આપણને સ્વાતંત્ર્ય આપવામાં આવે તોયે તેને સાચવી રાખવા માટેનાં સામર્થ્ય, શિસ્ત, ને વિચારબુધ્ધિ આપણે ગૂમાવી બેઠા છીએ.

આપણી સામાજિક મનોદશાનો ખ્યાલ કરો. ધર્મને નીતિની મોટી મોટી વાતો કરનારા આપણે આપણી વિવેકબુધ્ધિ અને નીતિને ગીરો મૂકીને ફરીએ છીએ. માનવીના અંગત સંસર્ગમાં, પરિચયમાં આવ્યા વિના તેના જીવનવ્યવહારની પારદર્શકતા નથી નિહાળી શકાતી. આ નર્યા સત્યને ઉવેખી સામાજિક, નૈતિક કે ધાર્મિક જીવનના શિસ્તનો વિચાર કર્યા વિના તદ્દન બેજવાબદારપણે આપણો સમાજ આપણા કાર્યકર્તાઓના અંગત જીવન પરત્વે નિર્લજ્જ આક્ષેપો કરવામાંજ નીતિને અને ધર્મને પોષતા હોવાનો ઢોંગ કરે છે. રસ્તેથી બે સગાં કે દૂરનાં ભાઈબ્હેન, બે મિત્રો કે સાથીઓ પસાર થતા હોય તો. સમગ્રી નીતિ સાચવી રાખવાનો ઇજારો લઇ બેઠેલ કહેવાતો નીતિમાન વર્ગ તે તે વ્યક્તિઓ પરત્વે અનીતિનું આરોપણ કરવામાંજ નીતિનુ રક્ષણ થયતું જુવે છે એ કંઇ ઓછું અસહ્ય નથી. સ્ટેજ પર આવતાં સ્ત્રી પુરુષ પાત્રો વિષે આપણે આપણી જાતને નીતિના સ્થંભરૂપ મનાવતા હોવાનો દાવો કરી આપણા મોંમાંથી એટલી બધી ગંદકી ફેલાવી માનવતાને લજવીએ છીએ કે ન પૂછો વાત. શિસ્તના અભાવને લીધે સ્વાતંત્ર્યની વિકૃતિરૂપ સ્વચ્છંદ અનિયંત્રિત બન્યો છે ને તેને પરિણામે આવી ગંદકી ફેલાવનારાઓની સંખ્યા વધતી રહી છે. કોઇ પણ વ્યક્તિના અંગત જીવન પર આક્ષેપો કે આરોપો મુકવાનું, જાહેર મેળાવડા કે ઉત્સવો વેળા ગંદો પ્રચાર કરી, તોફાન મચાવી તેને તોડી પાડવાનું કાર્ય આપણા શિસ્તને ન સમજનારા, સ્વાતંત્ર્યના સાચા ખ્યાલોને અભરાઇ પર મૂકનારા, વિવેક બુદ્ધિને માટે પ્રવેશદ્વારો બંધ કરી ફરનારા સમાજમાં સહજ થઇ પડયું છે. ને આવા હલકા કાર્યમાં આપણો યુવક વધુવધુ રસ લેતો જાય તેમાં શૂરવીરતા રહેલી ભાળે છે એ ભારતનું દુર્ભાગ્ય છે. આ બધું સારી પેઠે આપણા સમાજમાં નભી રહ્યું છે તે માત્ર શિસ્તના અભાવે.

હવે અહીં આપણે વ્યક્તિના અંગત જીવનપર આક્ષેપો કરવાની વિકૃત મનોદશાને અંગે એક વાત વિચારી લઇએ. "રાવણને ત્યાં

રહી આવેલી સીતાને રાજા રામે ઘરમાં રાખી. હું તેમ ન કરૂં" એમ પોતાની પત્નીને કહેનાર એક બેજવાબદાર, મૂર્ખ ધોબીના કહેવાથી રાજા રામચંદ્રે સીતાનો ત્યાગ કરી સાચી માનવતાનું ખૂન કર્યું હતું, ને પ્રજામાનસમાં અશિસ્તના બીજને પોષી, પંપાળી વિકૃતિને જન્મ આપ્યો હતો. કેમકે રામ સિવાય એમ સીતાના ચારિત્ર્ય વિષે શંકાઓ ઉઠાવવાનો કોઇને હક્ક ન હતો. આદર્શ રાજા બનવાની ભાવનાં સેવી પ્રજાની એક બેજવાબદાર વ્યક્તિના વિકૃત તરંગને પોષી રામે પોતે વેદના વહોરી લીધી. પણ આદર્શ રાજા બનવાના લોભમાં રામે સાચી માનવતાને વેચી દીધી, સાચા પતિધર્મને ઠોકરે માર્યો તેનું પાપ તેને તરતજ ભોગવવું પડ્યું. સીતાનો ત્યાગ કરવાથી કુદરત નારાજ થઇ. પરિણામે રામની આદર્શ રાજા બનવાની ભાવના તો બાજુએ રહી ગઇ. ને રામ ઊલટું પોતાના મનનું સમતોલપણું ગૂમાવી બેઠા. આવેશમાં આવી તેણે લક્ષ્મણનો પણ ત્યાગ કર્યો. ને એની ઉજ્જવળ રાજકીય કારકીર્દીનો તરતજ અંત આવ્યો: રામાયણ કાળમાં રામે પોષેલી એ અશિસ્તરૂપ વિકૃતિ આજે આપણા સમાજમાં ઊંડાં મૂળ ઘાલી બેઠી છે ને આપણો તંદુરસ્ત વિકાસ અટકાવી રહી છે.

હવે આપણે આપણી શાળા પાઠશાળાના યુવાનો વિષે વિચારી લઇએ. આપણી શાળા પાઠશાળામાં જોવામાં આવતો શિસ્તનો સદંતર અભાવ દુનિયાના બીજા કોઇપણ દેશની શિક્ષણ સંસ્થાઓમાં જોવાનો ન મળશે. પરિણામે આપણા યુવકોના જેટલો સમયનો દુર્વ્યય કરનાર યુવકો પણ દુનિયામાં બીજે ક્યાંયે ન મળે. આપણા વિદ્યાર્થીઓને શિસ્તના બંધનો નાપસંદ છે. શિસ્તથી તો વિકાસ અટકે છે એવી અવળી મતિ તેઓ ધરાવે છે. તેમને વિચાર સ્વાતંત્ર્ય, વાણી સ્વાતંત્ર્ય ને આચાર સ્વાતંત્ર્ય જોઇએ છે. પણ એ સ્વાતંત્ર્ય કંઇ આકાશમાંથી ઊડી પડવાનું નથી. તેમજ એ એવી ચીજ નથી કે બીજો કોઇ એને આપી શકે. માત્ર ત્યાગની વાતો કરવાથી ત્યાગી નથી બની જવાતું. તેજ મુજબ સ્વાતંત્ર્ય મળવું અસંભવિત છે. એટલે આપણા યુવાનોએ તો મોટી મોટી

વાતોના વિતંડાવાદ છોડી દઇ પોતાની જાત પ્રત્યેની, કુટુંબ પ્રત્યેની, સમાજ પ્રત્યેની અને દેશ પ્રત્યેની ફરજોને આગળ કરવી રહી. જવાબદારીનું ભાન યુવાનો ન રાખે તે કેમ નભી શકે? જે દેશના યુવાનોને પોતાની જવાબદારીનું ભાન નથી તે દેશમાં બરબાદી સિવાય બીજું શું સંભવે? જવાબદારીનું ભાન થતાં કર્તવ્યબુદ્ધિ જાગ્રત થશે. ને શિસ્તપાલનથીજ એ જાગ્રતિને સાચું વ્યવહારું સ્વરૂપ આપી શકાય છે. એ જાગ્રતિને સાચું વ્યવહારું સ્વરૂપ મળતાં સ્વાતંત્ર્ય આપ મેળે ઉગી નીકળશે. સ્વાતંત્ર્ય કંઇ માગવાનું હોય! એ તો મેળવવાનું છે. કોણ જાણે કેમ તે ભારતનો યુવાનજ સ્વાતંત્ર્યની મોટી મોટી વાતો કરે છે. ને એ વાતોની સાથે સાથેજ પોતે રસ્તે જતી સ્ત્રી, યુવતી કે બાળાની ટીખળી કરવામાં, નિર્લજ્જ ઠઠ્ઠામશ્કરી કરવામાં, સભાઓમાં તોફાન મચાવી અશાન્તિ ફેલાવવામાં, પોતાની માન્યતાઓથી વિરુદ્ધની વાતો કરનારા સામે ઝુંબેશ ચલાવવામાં, જ્યાં ત્યાં હડતાળના બાઉને આગળ કરવામાં મઝા માણતો જોવામાં આવે છે. એ ભારતનું દુર્ભાગ્ય છે, આ બધી અસભ્યતાની પરિસીમાઓ સૂચવતી વિગતો સાથેજ આપણા યુવાનોમાં અને પ્રજામાનસમાં ઘર કરી રહેલા પારાવાર શિસ્તભંગનું પરિણામ છે. આવી વિનાશક અને વિઘાતક વિકૃતિઓનું પ્રદર્શન કરાવનાર વ્યક્તિના મોંમાં સ્વાતંત્ર્યની વાતો શોભતી નથી એ નગ્ન સત્ય આપણા યુવાનોએ સમજવું રહ્યું. ભારતના યુવકના જેટલા સ્વાતંત્ર્યના વિકૃત ખ્યાલો ભૂમિપરના બીજા કોઇ પણ દેશના યુવકને ન હશે?

આટલી બધી વિગતોમાં ઉતર્યા પછી શિસ્ત શબ્દનો શબ્દાર્થ આપવાની ભાગ્યેજ જરૂર રહે છે. ને તેમ છતાંયે એ તો સાચું છે કે આ ભાવદર્શક શબ્દનો શબ્દાર્થ આપવાનું કાર્ય પણ મુશ્કેલ છે. નૂતન શિક્ષણને અંગે શિસ્ત વિષે અનેક વાતો આપણે કરવા લાગ્યા છીએ. ને એ વાતો કરવામાં આજે તે આજે કલ્પનાતિત સ્વર્ગને પૃથ્વી પર ઉતારી લાવવા ઉત્સુક બનેલા આપણા કેટલાક કેળવણીકારો વધારે પડતી વાપડી વાતો કરતાં અચકાયા નથી. પોતાને બાળકોના

તરફદાર માની લઈ પોતેજ સાચા સ્વાતંત્ર્યપ્રેમી છે એમ સમજી બાળકોના શિસ્તની અને સ્વાતંત્ર્યની કેટલીક વધારે પડતી વાતો કરતા થયા છે પણ એ ભલાઓ ભૂલી જાય છે કે જ્યાં સમૂહશિક્ષણ એક યા બીજા કારણે ચાલુ રહે છે ત્યાં સુધી, ને જ્યાંસુધી એક બાળક માટે એક શિક્ષકની શક્યતા ન હશે ત્યાં સુધી એમના કહેવાતા સ્વાતંત્ર્ય અને શિસ્તની વાતો સાચેજ એકમાર્ગી છે, અવ્યવહારુ છે. એક મોટી ભૂલ તો શિસ્તને લશ્કરી ત્રાસ જોડે સરખાવવામાં આવે છે તે છે. પ્રેમ અને સ્વાતંત્ર્યનો ઇજારો પોતાનો માની બેઠેલી કેટલીક વ્યક્તિઓ કહે છે કે "મારે મારી શાળામાં મીલીટરી ડીસીપ્લીન નથી જોઇતી. ભલે મારાં બાળકો સ્વચ્છંદી બની જાય તો." આ વિચારસરણી સાવ ખોટી છે. શાળામાં પોલીસ આવીને ઊભો રહે ને તેનાથી ડરી જઇ બાળકો શાન્ત રહે એ તો એક સામાન્ય બુધ્ધિનો શિક્ષક પણ પસંદ ન કરે. બાળકોએ વ્યક્તિથી ડરી જઇને શાન્ત બનવાની જરૂર નથી. કયા કયા પ્રસંગોએ શાન્તિ રાખવી જોઇએ, વિવેક વાપરવો જોઇએ ને સભ્યતા બતાવવી જોઇએ એ બાળકોએ જાણવું રહ્યું. શિક્ષક કે આચાર્ય વર્ગમાં દાખલ થાય ત્યારે ડરી ગયા વિના આપમેળે ઉભા થઇ શાન્ત રહેવાનો વિવેક બાળકોએ બતાવવો જોઇએ. ઉપરાંત બીજો ઘંટ વાગ્યા પહેલાં વર્ગમાં દાખલ થઇ જવાનો નિયમ હોય તો તે મુજબ સ્વાભાવિક રીતેજ ડર વિના બાળકોએ વર્તી જવું જોઇએ. પછી તે નિયમ શાળાના સંચાલકોએ ઘડ્યો હોય, સંચાલકો અને બાળકોએ ઘડી કાઢ્યો હોય કે પછી એકલાં બાળકોએ ઘડ્યો હોય. પણ એ નિયમનું સ્વાભાવિક અને કડક પાલન થવુંજ જોઇએ. એમ ન થાય તો શિસ્તભંગ લેખાય. આ તો એક માત્ર દ્દષ્ટાંત છે. બીજી ગેરસમજણની શિસ્ત અને સ્વાતંત્ર્યને પરસ્પર વિરોધી ગણવામાં રહેલી છે. જ્યારે ખરૂં જોતાં તો શિસ્ત અને સ્વાતંત્ર્ય પરસ્પર વિરોધી ઉભાં નહિ. બંને એકબીજાનાં પૂરક છે. વ્યક્તિના કે સમષ્ટિના સ્વતંત્ર વિકાસ માટે એક અનુકૂળ કાર્યદિશાની જરૂર છે. ને એ અંગે મર્યાદાઓ પણ

આવશ્યક છે. એ કાર્યદિશાને લગતી મર્યાદાઓનું પાલન એજ શિસ્ત. વિકાસની મર્યાદાઓ ન હોઇ શકે. પણ વિકાસ માટેની મર્યાદાઓ આવશ્યક છે. ને વિકાસ માટેની મર્યાદાઓ અને તેનું પાલન એજ શિસ્ત ને શિસ્તપાલન.

બીજાની બાંધેલી મર્યાદાઓ વ્યક્તિ સ્વીકારવા તૈયાર ન થાય તો? આ પ્રશ્ન સાચો છે. પરંતુ જો વ્યક્તિ પોતાનો વિકાસ સમષ્ટિથી વિરુધ્ધ જઇને કરવા ઇચ્છે તો તેને સમૂહમાં રહેવાનો, સમૂહ સાથે ભળવાનો હક્ક પણ રહેતો નથી. જંગલમાં જઇને એ ભલે અમર્યાદિત જીવન જીવે, પોતાને ગમતો જીવનવિકાસ સાધે. માનવી એકાકી નથી. એને સમૂહની જરૂર છે. એનો વિકાસ સમૂહનાં વિકાસ સાથે સંબંધ ધરાવે છે. સમષ્ટિના વિકાસમાં વ્યક્તિએ વ્યક્તિગત વિકાસ સાધી પોતાનો ફાળો આપવાનો છે. સાચો વ્યક્તિવિકાસ સમષ્ટિ વિકાસનો વિરોધી કે વિઘાતક નથી. એ ન્યાયે સમૂહે કે સમાજે પોતાના વિકાસ માટેની નક્કી કરેલી મર્યાદાઓનું વ્યક્તિએ પાલન કરવુંજ રહ્યું. મર્યાદાઓ, નિયમો નક્કી કરવામાં પૂર્ણ સ્વાતંત્ર્ય હોય એ યોગ્ય છે. પણ એક વેળા મર્યાદાઓ, નિયમો નક્કી થયા પછી તેનું કડક પાલન આવશ્યક છે. એના વિના વિકાસ, પ્રગતિ અસંભવિત છે. જેમ આ સારીય વાત આમજનતાને લાગુ પડે છે તેમ વિદ્યાર્થી આલમને પણ સર્વાંશે લાગુ પડે છે. આટલું જોતાં નિઃસંદેહપણે કહી શકાય કે માનવીનો જીવનવિકાસ, ચારિત્ર્યવિકાસ શિસ્તપાલન પર નિર્ભર છે.

આમ વિચ્છિન્ન ભારતીય પ્રજામાનસમાં મૂળ ઘાલી બેઠેલા આ સદીઓ જૂના મહારોગને મારી હઠાવી શકે એવી ઉત્કૃષ્ટ સરમુખત્યારી વિના ભારતને, સ્વતંત્ર્ સાચું ભાન થવું અસંભવિત છે. દુનિયાનો ઇતિહાસ આ વાતની સાખ પૂરે છે. સાચા સ્વાતંત્ર્યનું ભાન શિસ્ત વિના અસંભવિત છે. જવાબદારી વિનાનું સ્વાતંત્ર્ય એ સ્વાતંત્ર્ય નથી, પરંતુ સ્વચ્છંદ છે. જવાબદારીનું ભાન આવતા શિસ્તપાલન સ્વાભાવિક બને છે. જવાબદારીનું ભાન અને શિસ્ત એક સાથે સાથે થતાં આપમેળે વિકૃતિઓ અદ્રશ્ય થશે ને સ્વાતંત્ર્યનું સાચું ભાન થશે.

મગનલાલ દેસાઇ

તરેહતરેહના દિવાળી અંકો અને બીજાં નિયમીત સામયિકોમાં આપણા પ્રતિષ્ઠિત કવિઓ તેમજ નવા કવિઓએ નિજ નિજ કૃતિ આપી છે. આનંદની વાત તો એ છે કે જો એ કવિઓની સંખ્યા ગણવા જઇએ તો લગભગ સો જેટલી થાય.

'ગુજરાતી'ના દીપોત્સવી અંકમાં ગ્રા. ત્રિવિત્સુનું વિષયની વૈશિષ્ટતાવાળું કાવ્ય 'બરોડા કોલેજના ઘુમ્મટને' મળે છે. વસંતતિલકાની આ ચાલીસ લીટીઓમાં કેટલેક ઠેકાણે છંદોભંગ પણ દેખાય છે—પણ કાવ્યના અંત ભાગમાં મજેની પંક્તિઓ સાંપડે છે,

હિમાદ્રિ તુલ્ય નિરખું અચલત્વ તારૂં.
* * *
ગોરંભતો કબીર શો વડલો બનીને
ત્હેં જ્ઞાનની પરબ માંડી જણાય, બંધુ.

'ગુજરાતી'ના એજ અંકમાં શ્રી લાલજી વિશ્વેશ્વર જાનીનું 'રાજર્ષિ દિલીપની ગોસેવા' કાવ્ય પણ ધ્યાન ખેંચે તેવું છે. વાણીનો પ્રસાદ પણ એ કાવ્યમાં સરસ છે.

આપણા વિદ્વાન પ્રો. ઠાકોરનાં કાવ્યો પણ જોવા મળે છે. 'પ્રતાપ'ના દીપોત્સવી અંકમાં 'બ્રાહ્મ મુહૂર્તનું સ્વપ્ન' એમની શૈલિનો આદર્શ નમૂનો બને છે. એમાં પૃથ્વી છંદને તળિયે પૃથ્વી પાવડી પહેરાવેલી દેખાય છે. જેનું નામ એમણે પૃથ્વીતિલક પાડ્યું છે. એ કાવ્યની પહેલી જ બે પંક્તિઓનો સ્વાદ લઇ લઇએ—

મનોહર સુધા લસદ્ ગગન લૉર–આસમાન તૂં
વળી ઉગ છ, વર્ષ આણ છ તું આગળે કેહતું?

ગુજરાતના ગણ્યાગાંઠયા સાક્ષરો અને કવિઓ માટે લખાયેલું આ કાવ્ય ઉમરાવ વર્ગનું પ્રતિનિધિ બને છે. પ્રો. ઠાકોરનાં આ કાવ્યો વાંચીએ છીએ ત્યારે જાણે Illustrated Weekly (ઇલસ્ટ્રેટેડ વીકલી) કે 'જન્મભૂમિ'ની શબ્દ રચના હરિફાઇનોજ ઉકેલ કરતા હોઇએ એમ લાગ્યા વગર રહેતું નથી. આ કાવ્યોમાં શબ્દોનો નહિ પણ અર્થનો ઉકેલ કરવાનો હોય છે. ભલભલી જાતના શબ્દો આવે અને તેનો અર્થ વાચકે બેસાડવો. એ ઉકેલ આણવા કેટલું બુધ્ધિ–ચાતુર્ય જોઇએ? પણ મહાસાક્ષરોની ગતિ આપણે સામાન્ય મનુષ્યોને તો અગમ્યજ રહેવાની. પ્રો. ઠાકોરના 'ભણકાર'માંથી પેલી રેવાનો બુદબુદ નાદ સાંભળી એકવાર–અનેક વાર સ્વેચ્છાથી વાંચવું ગમે–તેમ આ કાવ્યમાં અનિચ્છાથી ફક્ત એનો અર્થ બેસાડવાજ એ કાવ્ય અનેકવાર વાંચવાની પણ સામાન્ય વાચકને ફરજ પડેજ. મુકાબલે એમનું 'લોકવાણી'માંનું 'મૉત' ઠીક છે. 'મૉત'માં

કમૉન? વળી મૉન કોઇ કદિ ક્યાંય સન્મૉત શું?

કેટલી સરસ લીટી છે!

શ્રી. બાદરાયણનાં પાંચ છ કાવ્યો મળતાં દેખાય છે. 'સમાજ'ના દીપોત્સવી અંકમાં 'પૂછું છું મોતને હું' કાવ્યમાં પૂછે છે—

હું તો હવે આ ચાલ્યો, જન્મે ઉમ્મર ન રૂઝ્યા,
સહુ એ રૂઝાવવાને મળશે રૂદન ફરીથી?
ના જન્મવા તમના, પણ જન્મવું પડે જો,
હિન્દોસ્તાન જેવું મળશે વતન ફરીથી?

કેટલી સરસ પંક્તિઓ આ કાવ્યમાં મળે છે એ તો કાવ્ય રસિક જાતેજ જોઇ શકશે! ગુજરાતી સાહિત્યમાં આવી પંક્તિઓ અમર રહેવાનેજ

સર્જાયેલી છે. આ ચાર પંક્તિઓનો રણકાર કલાકો સુધી અન્તરમાં રણકયા કરશે–તેટલી સમર્થ સુંદર પંક્તિઓ એમનાં આ કાવ્યમાંથી આપણને મળી છે.

આપણા ભજનિક કવિ લલિતજી 'સમાજ'ના દીપોત્સવી અંકમાં 'કૈમારદોને' કાવ્યમાં કહે છે,

જાતિભેદ શરીરે છે, એકાંગે અલ્પ તે રહે;
અન્યાંશો વિકસે તેથી, પૂર્ણાંશે માનવી ફળે!
માનવાત્મ નિરાળા છે, દેહને જાતિથી પર:
છે તેવાજ રહેવા દો: મનુષ્યોત્તમતા ખીલે!

'પ્રતાપ'ના દીપોત્સવી અંકમાં શ્રી. હર્ષદરાય દેસાઇના 'ત્રિમૂર્તિ' કાવ્યમાંથી એ મજેની પંક્તિઓ મળે છે,

અને વસંત વાટિકા શી અંગઅંગ ખીલતી,
વિવિધ રંગ અંગમાં અનંગ–મસ્ત ઝીલતી.

લોકવાણીના દીપોત્સવી અંકમાં બીજું એક સરસ કાવ્ય 'બાળક' ι દયાશંકર પી. જોશીનું મળે છે. એવુંજ એક બીજું કાવ્ય શ્રી ιમનું 'પ્રતાપ'ના દીપોત્સવી અંકમાં 'સુહિણી' મળે છે. શ્રી. અમૃતલાલ પારેખનું 'નર્મદને નિવાપાંજલિ' એક લાંબું, ધ્યાન ખેંચે તેવું કાવ્ય છે.

કવિશ્રી ન્હાનાલાલનું 'બ્હેનડબાનું આગમન પર્વ' 'પતાપ'ના દીપોત્સવી અંકમાં આવે છે.

આંગણ વસન્તનાં તેજ ઢળેલાં,
સૂરજ પૂરતા'તા સાથિયા રે;
ઘૂઘરડે ધમધમતું શિગરામ આવ્યુ:
ઘેરી મલપતા હાથિયા રે.

આમાંની છેલ્લી બે

પંક્તિઓ તો જાણે લોકવાણીનો પડઘોજ હોય એટલી સરસ લાગે છે. આગળ જતાં એ આગમનની પ્રગતિ બતાવે છે. વસ્તુને કેટલી સુંદર રીતે કવિશ્રી આપણને એ ગીતમાં આપે છે.

નમતે પ્હોરે ગુંથ્યા ભાભીના કેશાવળ,
"વાંકી સેંથી વીરને બહુ ગમે રે."

નમતે પ્હોરે ભાભીના વાળ ગૂંથતાં ભાઇને વાંકી સેંથી બહુ ગમે છે એમ કહી ભાભીના વાળમાં પણ તેવી સેંથી પાડે છે. એ ભાવ કેટલો સુંદર ઊતર્યો છે?

શ્રી. જુગતરામ દવે 'વાદળું વેરાશે જ્યારે,' એ સુપ્રસિદ્ધ ખ્રિસ્તી ભજનનો અનુવાદ ઘણોજ સરસ રીતે કરીને લોકવાણી દીપોત્સવી અંકમાં આપે છે. શ્રી. સુધાંશુનાં પણ ઘણાં ભજનો–કાવ્યો મળે છે. જેમાં 'ઊર્મિ'ના નવેમ્બર અંકમાં આવેલું 'ખંડેર પર કોકિલા' સરસ કાવ્ય 'યું છે

શ્રી. પતીલનાં પણ બે કાવ્યો (કુસુમ–શરત્પૂર્ણિમા, રાજસ્થાન–દીપોત્સવી અંકોમાં) મળે છે. 'બુલબુલની પ્રાર્થનામાં

રોતી હતી બુલબુલ બાગમાં, કરતી હતી શોર સવારની,
ગંભીર રુદન કરતી હતી કો શાખ ઉપર ગુલઝારની.

એ બુલબુલ માત્ર એટલુંજ માંગે છે,

જે મને લહતો મોજ આ તે હોય બધાં પર મ્હેરબાં,
માંગું છું બસ એ 'પતીલ', હું એજ દુઆ કિરતારની.

શ્રી. મૂળજીભાઇ પી. શાહનું 'ભેખડી મોજ' ના દીપોત્સવી અંકમાં 'સ્મૃતિ–નિકુંજ' નામક એ સરસ કાવ્ય મળે છે. અને બીજું એક ગીત સુવાસના માર્ગશીર્ષ અંકમાં 'કોણ રે લેશે સંભાળ'

કુદરત્ દેની ન્યાય અનુપમ, સાચો છે દીનદયાળ;
સંકટ ત્હારાં કોણ રે ટાળે? દઇ બને વિકરાળ.

શ્રી. જેઠાલાલ ત્રિવેદીનાં પણ ઘણાં કાવ્યો મળે કુસુમ–શરત્પૂર્ણિમાનું મુક્તક મજેનું છે. લોકવાણીના દીપોત્સવી અંક આવેલું 'બુદ્ધ–દાસી' પણ સરળ સુંદર ગમી જાય તેવું છે.

શ્રી. મનસુખલાલ ઝવેરી 'આરાધના'-કાવ્ય (કુસુમ શરત્પૂર્ણિમ માં કહે છે,

આરાધના શી વિધ તાહરી કરું ?
*  *  *
હું મૌન એ ધન્ય ધરી તને રહું,
આરાધના એ વિધ તાહરી કરું.

લોકવાણીના દીપોત્સવી અંક

'પીયર્સ સોપ' પર કાવ્ય લખ્યું છે. નવચેતનના દીપોત્સ અંકમાં આવેલા 'શાશ્વત યૌવનશ્રી' માં પણ કવિ મૌનનીજ વા કરે છે. પણ એ કાવ્યમાં મૌનજ આખા કાવ્યના અંતિમ ભાગ એક જાતની ગંભીર શાંતિ આપી રહ્યું હોય એમ લાગે છે.

શ્રી. રતુભાઇ દેસાઇનું 'સંતાકૂકડી' પ્રજાબંધુના દીપોત્સ અંકમાં મળે છે. રોળામાં લખાયેલું આ કાવ્ય મજેનું થયું ં સંતાકૂકડીનું આખું કાવ્ય એક કરુણ પ્રશસ્તિ છે. એ સંતાકૂક કેવી હતી ?

ન્હોતી ન્હોતી ખબર મને રજ ત્યારે પ્યારી !
કે તું સંતાકૂકડી રમશે અતિ ભયકારી !
શોધાવી શોધાવી મુજને થકવી દેશે,
શોધું શોધું છતાં ક્યહીં ના જોવા મળશે !

કવિ ખબરદારનાં લગભગ આઠેક કાવ્યો જુદાં જુદાં સામયિકોમ પ્રસિધ્ધ થયેલાં દેખાય છે. જેમાં 'માધુરી' ના આ અંકમાં આવેલ 'દૂર દૂરની ઘંટડી' ઘણું સરસ લાગે છે. કવિને કાને ઘંટડી

ભણકારા પડે છે. ઘરે જવાની ઘડી થઇ છે. અને એ મૃત્યુ ઘડીને કવિ મંગલ કહી આપણને પ્રાસાદિક માધુર્યઝરતી વાણીમાં કહે છે,

પરમાત્મા માટે આ મારો આતમ અદલ બધો
વ્હાલાં! ઘેર જવાની છે લાખેણી લેહ!
વ્હાલાં મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી.

એ છેલ્લી પંક્તિઓ એક વખત વાંચતાંજ આપણા મનમાં રણકી રહે છે. એ ઘેર જવામાં કવિ 'લાખેણી લેહ' માને છે. અન્તરના આવેગને કવિ કેટલા સરલ શબ્દમાં ઉતારે છે!

લગભગ બીજા બધાજ અંકોમાં એમનાં ભજન કાવ્યોજ સાંપડયાં છે. સમાજના દીપોત્સવી અંકમાં કવિ બંધનની વાત કરતાં ઇશ્વરને પણ કેવો બાંધી લીધો છે તે વિષે કહે છે,

મને બાંધતાં તુંજ બંધાઇ ગયો,
મારે અંતર તુ સપડાઇ ગયો,
હવે આખર તો ઓળખાઇ ગયો,
મારી મુક્તિ વિના નહી તારી પ્રભો!

લોકવાણીના દીપોત્સવી અંકમાં કવિશ્રી 'માયાની લગની' કાવ્ય આપે છે. જેની છેલ્લી અતિ મધુર પંક્તિઓ,

જન્મ ને મૃત્યુની વચ્ચે છે જીવન, સિંધુની ઊર્મિનું ફીણ;
મીણબત્તીમાં અદલ જે જળે તે જ્યોતિ નથી કંઇ મીણ!
માની બેઠો તું જે અતલગની રે,
જીવ! જૂઠી તે માયા છે જગની!—

માયાની લગની શું છે તે સ્પષ્ટ કરે છે. નવચેતન (દીપોત્સવી) માં આવેલું 'મારે દ્વારે;' 'શારદાના દીવાળી અંક'માં આવેલું 'પધરામણી' અને

સૉનેટને સફળ બનાવે છે. એ સવિતાથી સુતેલા સાગરો પણ કંપ ઉઠે છે, શોષાઇ જાય છે-અંધારું પણ ભાગી જાય છે—એટલે એને ત્રાસ છે–ધરતી પણ બળી રહે છે, છતાંયે એજ સવિતાને પોતાન સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં કહે છે,

· ભાળ્યું જ્યાં સુધી મેં ન મુગ્ધ મધુરું તે ચંડ હસ્તો મહીં
બીનું માર્દવ જે જગાડી ખીલવે સંભાળથી પદ્મને!—
ત્યારે વજ્ર કઠોર ને ફૂલકુણી મેં દૃષ્ટિ તારી લહી!

જે સવિતા આટલો પ્રખર છે-તેજ સવિતામાં અનહદ દયા–માયા–પ્રેમ–અને મૃદુતા છે. એ કવિ કમળનુ દૃષ્ટાંત આપી કેટલુ સ્પષ્ટ કરે છે. અનેક વિપરીતતા ભરેલામ એક સદ્‌ગુણ પણ કેટલો સરસ હોય છે?

શ્રી. સુંદરજી બેટાઇ' હૃદયને ધૂપદાનનું રૂપક આપી આખા કાવ્યમાં એનું મૂર્તિમત ચિત્ર ઊભું કરે છે.

શબ્દો ધૂપ્યા, સૂક્ષ્મ એ ધૂપગન્ધે
જાણે સાધું 'ગન્ધ સંક્રાંતિ એમાં,
આવે ના'વે શબ્દમાં એ સુગન્ધ'
· તોયે મારે હૃદય વિલસે ધૂપરેખા સુમન્દ.

એ સુમન્દ વિલસતી ધૂપરેખા જોઇને પણ કવિ રાજી થાય છે. એમનું એક બીજું સરલ ગીત 'અશ્રુનો સાગર' 'હિન્દુસ્તાન–પ્રજામિત્ર દીપોત્સવી અંક'માં મળે છે. 'બસ સ્મશાનની હાંડલી' (બે ઘડી મોજ–દીપોત્સવી) પણ સારું કાવ્ય છે. એના અંતભાગમાં કવિ કહી સંભળાવે છે.

નિગૂઢ નિજ આતમનાં છલછલી રહ્યાં નીરમાં
કર્યાં પ્રણય સ્નાન તે: સ્મૃતિ વિશે કશું ના ટક્યું?

*　　　　　*　　　　　*

વગોવી બસ નાર તેં કહી સ્મશાનની હાંડલી.

'માધુરી'ના આજ અંકમાં શ્રી ઉમાશંકર જોશી-એક નાનું સરખું મજેનું ઊર્મિ ગીત આપે છે. ગીતમાં કવિ રમતિયાળ થઈનેજ કહે છે,

'માનવીના હૈયાને નંદવામાં વાર શી?

હા એ તો માનવીના હૈયાને નંદે ત્યારેજ ખબર પડે! પણ એ ખબર પડે તે પહેલાંજ કવિ પાછા કહે છે,

'માનવીના હૈયાને રંજવામા વાર શી?

આમ કહીને માનવહૃદય કેટલું ભોળું છે તે એમણે સ્પષ્ટ દેખાડ્યું છે. કવિ પણ ભોળાજ છે કે નંદવાનું યે કહ્યું અને સાથે સાથે રંજવાનું યે કહ્યું! એક વખત વાંચતાંજ એ ગીત ધ્યાનમાં રહી જાય તેટલી મીઠાશ એ ગીતની વાણીમાં છે. આ વખતના ઘણાખરા સામયિકોમાં એમનાં કાવ્યોએ ..ન દીધાં છે. 'પ્રસ્થાન'ના કારતક અંકમાં 'વિરાટ પ્રણય' કરીને ગભગ ૨૮૫ લીટીનું લાંબું કાવ્ય મળે છે. જેમાં અનુષ્ટુપમાં સાડા- ૧૨ લીટીઓ છે અને બાકીની પૃથ્વીમાં છે. કવિતા અને પ્રકૃતિ પર એ લાંબુ કાવ્ય સરસ છે કવિત્વના ચમકારા પણ સારા છે. કાવ્ય અતિસંસ્કૃત થયેલું હોવાથી એ કાવ્યને સમજવા વાચક પાસેથી અધિકાર માંગી લે છે. કુમારના કારતક-માગશર અંકોમાં એમનાં આત્માના ખંડેરનું ઉત્તરાર્ધ મજેનું છે.

'સત્વપુંજ'માં, 'મ્હેરામણો ગરજતા અહીં સામસામે!' કહી એક બાજુ માનવસિંધુ અને બીજી બાજુ સિંધુ એ બન્નેમાં સામ્ય છે તે સ્પષ્ટ બતાવ્યું છે. બંન્ને ઉછળે છે. બંન્ને સિંધુમાં એકસરખું જોમ છે, એમ કવિ માનવસિંધુ વિષે,

નર્તંત, ઓટ ભરની મહીં મસ્ત લ્હેરે
દે યંત્રતાલ, અણથંભી પ્રવૃત્તિ ગર્ભે.

કહી એને સવેગ
ઉછળતો જણાવે છે. હવે sestet (ઉત્તરાર્ધ) માં

એવો મહા વિરલ પ્રેરક સત્વપુંજ
આ શાંત મૌનજડ માનવરાશિ માગે,
કે કૈં કર્યે જીવન જાગી ચગે હુલાસે.

સિન્ધુ પર ચંદ્ર છે અને
તે એનાં મોજાંઓને ખેંચે છે તેવોજ સત્વપુંજ આ માનવસિંધુ પર પ્રગટ થાઓ 'કે કૈં કર્યે જીવન જાગી ચગે હુલાસે.' એ પાછું કેવી રીતે આવી શકે? માનવસિંધુ મોજાં સાથે ઉછળે છે એમ octave માં કહ્યા પછી sestet માં સત્વપુંજથી પાછો ઉછળાવવા શી રીતે માગે છે? આમ કાવ્ય અસ્પષ્ટ રહે છે.

શ્રી. સુન્દરમ્–'છતાં જે ઝંખો' (માધુરી જાન્યુઆરી '૩૯) માં કહે છે,

ફર્યા સાથે, જોયા જગજનતણાં સૌ સુખ દુઃખો,
અને જોઇ, માણી પ્રકૃતિતણી રૂડી રમણતા,
સુણ્યાં પંખી ગાનો, તરલ ડયનો પાંખ પરનાં;
અને આકાશી કૈં અજબ રચના–રંગ નિરખી.

આમાં "ડયનો"
શબ્દનો અર્થ કયા કોષમાં મળશે? એ છતાંયે કવિતા અન્તરમાં એક મુગ્ધ કરૂણ મંગલ છાયા છવાય છે.

—છતાં જે ઝંખી તે ધબક ન સ્ફુરી અંતર પરે.

એમનું આનંદ
આપે એવું–એક કાવ્ય 'રાજા' 'રાજસ્થાન'ના દીપોત્સવી અંકમાં મળે છે. રાજાનું ચિત્ર આલેખતાં એ કાવ્યમાં મનહર છંદની કરેલી પસંદગી–ઘણીજ સફળ અને સરસ થઇ છે.

'રાજા' શબ્દ નાટકના રાજાઓને જોઇ શીખ્યા
નાના હતા ત્યારે, એનું નારીજાતિ રૂપ અમે
'રાણી' હતા કરતા સૌ રાજારાણી રમતાં.

રમે પણ રાજાની નારીજાતિ 'રાણી' એમ કરતા. કેટલો સરસ—એ બાલ્યકાળનો એમાં ભાવ ઉતાર્યો છે? એજ કાવ્યમાં હાસ્ય ઉપજાવે એવું પણ ઘણું છે.

કાગળમાં છાપ પાડી રૂપિયો કમાવા જેવું
ઝાઝું ઝાઝું હરખતા; મડમ ને છાપ કેરી
રમતોમાં ઉંધે માથે રાજાને ઘુમાવતા.

દીપોત્સવી અંકોમાં શ્રી. પૂજાલાલનાં કાવ્યો પણ ઠીક ઠીક નજરે પડે છે એ ભક્ત કવિનાં કાવ્યો–ભક્તિ ભાવેજ રંગાયેલાં મળે છે. 'માધુરી' ના આ અંકમાં માયાને કવિ 'ઘેલી' કહી વિનવી રહ્યા છે,

પ્રિયા માયા! ઘેલી હઠ ન કર, છોડી દઇ મને
ઉઘાડી દે ડેલી, રવિકિરણશું દે વિહરવા.
અનેરે આનંદે પરમ દ્યુતિરંગે હુલસતાં
સદાના સધ્ધામે અમૃત શયને ત્યાંજ શમીએ.

શ્રી. રમણિક અરાલવાળાનાં કાવ્યો પણ ઘણી જગાએ દેખા દે છે. 'માધુરી' ના આ અંકમાં આવતું એમનું ગીત–ખરેખર મજેનું ગીત બને છે.

મ્હારે મ્હોલે મલકતો આવે છે
સાથ છલકાતી છાબડી લાવે છે
વંનવંનનાં વીણી ફૂલ, વંનમાલી!

પણ એજ વંનમાલીને

છેલ્લી કડીમાં

પણ અણગમતી શું અણગમતું,
ગીત ગાઇ જશે કદી પ્રીતમ તું,
મ્હારે એટલીએ ઘણી પ્રીત, વંનમાલી!

કદી સંતોષ માની લે છે.

શ્રી. ઇન્દુલાલ ગાંધીના 'ગોમતી–ચક્ર' માંથી આપણને બે ત્રણ ગીતો ઘણાં મઝેનાં મળે છે. એ ગીતો વાંચતાં–કે લલકારતાં આપણે પણ કોઇ કલ્પનાનીજ દુનિયામાં ભમતા હોઇએ એમ લાગ્યા વગર રહેતું નથી. આ અંકના પૃષ્ઠ ૬૫ પર આવતું ગીત કેટલી સુંદર કલ્પનાઓ આપે છે!

> વીર તો હીંચેછ નિત્ય વાદળીને હીંચકે
>
> વીજળીનો વેગ ભરી ઊછળે છો રે.
>
> ઇન્દ્રનું ધનુષ્ય એક આંગળીએ ઊંચકે
>
> ધરતીના ખંડખંડ ધ્રુજવે છો રે.

એવુંજ એક બીજું ગીત પૃષ્ઠ ૬૮ પર છે. આ બંન્ને ગીતો ઘણાં મઝેનાં–અને સુંદર ભભકદાર કલ્પનાથી ગૂંથાએલાં થયાં છે. એ ગીતો ગીતનાટિકાને યથાર્થ સર્વાંગ સુંદર કવિત્વના ચમકારાભરી બનાવે છે.

શ્રીમતી ઊર્મિલા દવેનું 'અલક્ષ્ય જોગીઓ' એક સુંદર આશાસ્પદ કાવ્ય છે. છંદ ઉપર પણ સારી હથોટી બેઠી હોય એમ લાગે છે. અન્વય પણ સ્પષ્ટ છે. બે ચિત્રોને એકજ પીંછીથી ચીતરવાનાં છે. અને તે એ કાવ્યમાં કેટલાં સુંદર ચિત્રો ચીતરાયાં છે તે કોઇ પણ જગાએ અસ્પષ્ટતા નથી આવતી તેજ બતાવી આપે છે. એનો એકજ નમૂનો

> વળી એવાએ છે, અચલિત રૂઢિબન્ધ તજીને
>
> સ્વયંપ્રજ્ઞાદોર્યા પ્રખર ધુમકેતુ, અગન શી
>
> ધરી કંથા ધાયે પ્રબલ કંઇ ઉત્પાત મચવી,
>
> છુપાયે પાછા, ને ચકિત થઇ સૃષ્ટિ સહુ રહે.

શ્રી. વસંત ઉપાધ્યાયને મુંબઇમાં વસીને ટુંકાં પર કાવ્ય લખવાનું સૂઝ્યું એ પણ આનન્દની વાત છે. મિશ્રોપજાતિનો પ્રવાહ આખા કાવ્યમાં ઠીક જળવાઇ રહે છે. કાવ્યની છેલ્લી બે પંક્તિઓ અનુષ્ટુપમાં મૂકવાથી ધારેલી અસર ઉપજાવી શકે છે.

'માધુરી'ના આ અંકમાં મળતાં કુંજરસિંહ મહેતાનાં બે પ્રતિકાવ્યો સૌ કોઇનું ધ્યાન ખેંચે તેમ છે. આપણા લાડકવાયા હાસ્યરસના લેખક અને વિદ્વાન વિવેચક શ્રી જ્યોતીન્દ્ર દવે પરત્વે કુંજરસિંહ મહેતાએ કોઇ ખાસ પ્રસંગ લઇને આ પ્રતિકાવ્યો લખ્યાં હોય એમ લાગે છે. એટલુંજ નહિ પણ આ બે પ્રતિકાવ્યોમાંથી શ્રી. જ્યોતીન્દ્ર વિષે આપણને ઘણુંયે નવું જાણવાનું પણ મળે છે. આ પ્રતિકાવ્યો ખરેખરાં પ્રતિકાવ્યો બન્યાં છે. એ તો નરસિંહ મહેતાના મૂળ કાવ્યો ખરેખરાં પ્રતિકાવ્યો બન્યાં છે, એ તો નરસિંહ મહેતાના મૂળ કાવ્યો સાથે સરખાવી જોતાં રસિક વાચક સહેલાઇથી જોઇ શકશે. શબ્દે શબ્દનો ધ્વનિ–તદુપરાંત જે વ્યક્તિને એ પ્રતિકાવ્ય સ્પર્શતું હોય તેની મીઠી રેવડી ! એ બંન્ને કેટલાં આબાદ ઉતર્યાં છે !

પરખને વજનમાં કોણ વાધી રહ્યો,
લેખ દઉં, લેખ દઉં, એમ બોલે;

હું અને વિજયરાયભાઇ

કે દીપોત્સવી અંકોના તંત્રીઓ એકી સાથે ખુરશી પરથી કૂદીને આ પંક્તિઓ વધાવવાના એ તો ઠીક પણ એ પંક્તિઓ અમે શ્રી. જ્યોતીન્દ્રનાં દર્શન જ્યારે કરશું તે વખતે અમારે આટલીજ બે પવિત્ર પંક્તિઓ કહી સંભળાવવાની. જોઇએ પછી લેખ મળે છે કે નહિ ?

'જ્યોતીન્દ્રનો હેમતંત'માં એમને મળેલો હોદ્દો અને થની કમાણી પર પ્રકાશ પાડે છે.

ઉદુંનું મુડદું પાછું ઉડે ખધણીને,

એ નબળી કાયવાળા

હવે સાહેબને ઉદુંનું મુડદું એઠું કરવાની તાકાત છે તે પણ આપણે અહીં જાણી શકીએ છીએ. અને એની છેલ્લી બે પંક્તિઓ

અકય અભિલાષી એ નવ ડરાવ્યે ડર્યો,
સર્પના દર મહીં હાથ ઘાલે :

ભલભલાની રેવડી

ઉડાવનાર દવેની રેવડી હુન્નરસિંહ મહેતા ઉડાવે છે—ત્યારે એ હુન્નર કરનાર મહેતાને આપણા અભિનંદન હો.

'જ્યોતીન્દ્રનું બપોરિયું' પણ ઘણુ સરસ થયું છે.—આકાશનો જ્યોતીન્દ્ર પહેલાં જાગે કે પૃથ્વીનો જ્યોતીન્દ્ર પહેલાં જાગે ? પૃથ્વીના જ્યોતીન્દ્રે ગુમાનમાં કદિયે આકાશનો જ્યોતીન્દ્ર એની છડી પોકારતો ન આવે ત્યાં સુધી નજ ઉઠવાનો નિશ્ચય કર્યો હોય એવું લાગે છે. શ્રી. જ્યોતીન્દ્ર નવ વાગ્યા પહેલાં ભાગ્યે જ ઉઠે છે. એ ખબર આપણને આ પ્રતિકાવ્યમાં મળે છે. પ્રભાત પછી બપોરજ આવે કની ! તેમ અહીં નરસિંહ મહેતાનાં પ્રભાતિયા પછી આ જ્યોતીન્દ્ર બાવાનું બપોરિયું ! અલ્લા ! અલ્લા ! નબળી કાયના જ્યોતીન્દ્રને જગાડના એમનાં બધાંજ કુટુંબીજનો આ બપોરિયું મોટેજ કરવાના એ તો ગેજ એમની રેવડી !

આ બંન્ને પ્રતિકાવ્યોમાં કળા તરફ વાચકનુ લક્ષ ખેંચું છું. પ્રતિકાવ્ય કેમ અને કેવી રીતે સફળ થાય છે, તેનો આ સુંદર નમૂનો છે. જે ભાવ, ઉતારવાના હાય તેને માટે મૂળ કાવ્યની પસંદગી— એમાંજ પ્રતિકાવ્યની અડધી સફળતા છે. અને એમ આ બંન્ને પ્રતિ-કાવ્યોમાં મૂળ કાવ્યોની પસંદગી આ બન્ને પ્રતિકાવ્યોને સફળ બનાવે છે. તે જોઇ શકાશે.

આ બધાં કાવ્યો જોતાં એટલું તો જોઇ શકાય છે કે આપણા કવિઓની કલ્પના ખીલતી જાય છે અને વિષયવૈવિધ્ય પણ વધતું જાય છે. પણ હજી નવીન કવિઓની વાણી પ્રવાહસિદ્ધ બનતી નથી. કવિતા એ કળા છે તેમજ આત્માનો અનુભવ છે, એટલે એ અલૌકિક અનુભવને ઉતારવા એની પદ્યવાણીને સિદ્ધ ને બધી બાજુથી પાસાદાર કરવાની જરૂર છે. સૌન્દર્ય વિનાની કવિતાદેવી દર્શન દેતી નથી, તો બધાં અંગોની સપ્રમાણતા અને આકર્ષકતા વિનાનું સૌન્દર્ય પણ અધુરું છે. દરેક કવિને આ સત્ય સમજાશે ત્યારે મળે છે તે કરતાં વધુ સુંદર ને ઉચ્ચ કાવ્યો પણ તે સર્જાવી શકશે. આપણા કવિઓએ દીપોત્સવીને એમ ચોમેરથી વધાવી છે, તો અમે પણ એમને આ અમારા આનંદ વચનોથી વધાવીએ છીએ.

નરૂં ચોખ્ખું દૂધ ક્યાંથી મળશે?

તમારો મુખ્ય ખોરાક

ભેળસેળ વગરનો

ક્યાંથી મેલવશો?

બજારમાં ન છેતરાવું હોય તો

અમારૂં એકજ સ્થળ

# ધી દેસાઇ ડેરી કું

વાડી તમાકુવાળાનો માળો મુંબઇ.

મુંબઇમાં કોઇ પણ ભાગમાં

ઉકડાથી દૂધ ભરીશું તથા

પાર્ટીઓ માટે કેસરીયા દૂધ

ઓર્ડરથી તૈયાર કરી આપશું

# ગ્રાહકોને

(૧) જે ભાઇઓનાં લવાજમ હજી નથી આવ્યાં તેમને અમારી અન્તઃકરણની વિનંતી છે કે વહેલામાં વહેલી તકે તેમનાં લવાજમો મોકલાવી આપી અમને સગવડ આપે.

(૨) હવેથી તમારા ગ્રાહક નંબરો યાદ રાખીનેજ પત્ર વહેવાર કે પૂછપરછ કરાવવા વિનંતી છે. ગ્રાહક નંબર નહિ હશે તો જવાબ આપતાં ઢીલ થશે.

(૩) તમારી સાંખ્યગીતની નકલ તમે મેળવી છે? કીંમત એક રૂપિયો છે. માધુરીનો આવતો અંક બહાર પડે ત્યાં સુધી–પોસ્ટેજ ફ્રી.

(૪) માધુરીમાં આવતા લેખો અંગે–અથવા બીજી કોઇપણ સૂચના હોય તો જરૂર–તે સૂચનાઓ સૂચવવા મહેરબાની કરશોજી.

(૫) જો તમારાથી બને તો એકેકેક ગ્રાહક જરૂર મેળવી આપશો.

(૬) માધુરીની પ્રકાશન તારીખ આ પ્રમાણે છે. જાન્યુઆરી ૩૧–એપ્રિલ ૩૦–જુલાઇ ૩૧–ઑકટોબર ૩૧, આ તારીખથી એક બે દિવસ આગળ કે પાછળ તમને તમારા અંકો મળી જશે.

(૭) માધુરી ઉપર જણાવેલી તારીખો પછી એક મહિનામાં ન મળે તો–કાર્યાલયને તાકીદે ખબર આપશોજી. જેથી તમને તમારો અંક તુરત મોકલી આપશું.

(૮) સ્થાનિક ભાઇઆને તેમનાં લવાજમ બને તેમ કાર્યાલયને મળી જાય એમ મોકલવા વિનંતી છે.

## માધુરી કાર્યાલય : વિલેપારલે

લવાજમ દેશમાં રૂપિયા ત્રણ

# માધુરી

લવાજમ પરદેશબહાર શીલીંગ ૭

એપ્રિલ ૧૯૩૯ : અનુક્રમણિકા : વર્ષ ૨ : અં : ૨



જાન્યુઆરી—એપ્રિલ—જુલાઇ—અક્ટૉબરની આખરમાં માધુરી બહાર પડે છે.

# સૉનેટ પર સૉનેટ

[ પૃથ્વી : સૉનેટ ]

લખો ! કવિજનો ભલે ધ્વનિત[1] શબ્દરત્ને રમી,
ગુંથો સુભગ સેર એ લલિત ચૌદ લીટી તણી—
પરન્તુ નહિ ભૅતમા રહી લગીર જ્યોતિઃકણી
વિલીન કરશો, ભલા સમજહીણ અર્થે ભમી.
બધા પ્રબલભાવ તો ઝગી રહે કળામાં સમી.
કરો વિમલ ભક્તિએ અનુપ મૂર્ત્તિ, શોભા ગણી !
પ્રમાણસર ઇશ્વરે મનુજમૂર્ત્તિ સૌ આપણી
ઘડી કુશળ દૃષ્ટિએ, નહિજ એ કળા છે કમી.

પ્રદીપ્ત પ્રતિબિમ્બ મેઘધનુનાં ચ કાસારમાં
પડી; નિજ પ્રભા જુઓ દ્વિગુણ વિશ્વમાંહે કરે.
મહોદ્ગ્રચન કલ્પના, પ્રબલ પૂર ભાવો તણું
સમાવી. ધ્વનિતે રહો ! નિરખશો ઘડીવારમાં
પ્રભા પુનિત કાવ્યની ! ધ્વનિત બન્ધને વિસ્તરે
સ્વતંત્ર પરમાવધિ કવન ચૌદ બ્રહ્માંડનું !

ફોલક

# વિદાય વેળાએ*

[ મંદાક્રાન્તા ]

ભગ્નાશાના ખડક ઉપરે કોક મૃત્યુ-પછાડા
ખાતી હોડી સમ મુજ હતું જીંદગીને પ્રવાહે
ગોથાં ખાતું વિષમ વમળે હૈયું, ત્યાં હાથ આડા
આવી દીધા પુલકિત ઉરે, ને નિરાશા તણા તે
કીધા શાન્ત પ્રલય અનિલો ને અહો! સ્નિગ્ધભાવે
આપે મારા ઉર ઉપરના સર્વ ઘા શોધી શોધી
નાના ભોળા કરથી રૂઝવ્યા, ને ભર્યું શાન્ત ગાને
સૂનું મારું હૃદય ફરીથી-ના કરી તોય કો દી
આપે તેની રમત મહીં યે વાત; એહૃશાનના તે
મૂગે મારે હૃદયખિન જ્યાં કંપ ઊઠયા ન ઊઠયા
ત્યાં તો ગાણું અધુરું મૂકીને પાય મારા ફરી તે
આપે ભાળ્યા વ્યથિત હૃદયે અન્ય સાદે પળન્તા—
તો યે શ્રદ્ધા ડગી ન જરી યે-હાથ નાના ફરી તે
વેરે પુછો મુજ નવ-પથે-ભૂલું હું તે શી રીતે!

સ્નેહરશ્મિ

---

## નિઃસ્તેજ શશી

શશી ઝાંખો લાગે દિનમણિતણા આગમનથી
છતાં એણે સ્નેહે તિમિરદુખ ટાળી જગતણાં
હસાવ્યાં હૈયાનાં કુમુદઃ અમને એ સ્મરણથી
વધારે વ્હાલાં આ દરશન શશી-ઝાંખપતણાં.

પૂજાલાલ

---

* ગોકળીબાઇ શાળાનાં બાળકોને ઉદ્દેશીને—

# વદાય વેળાએ*

[ મંદાક્રાન્તા–સૉનેટ ]

દીઠી નૌકા જલધિજલમાં કંઇ વ્હેતી તુફાને,
તેમાં વ્હાલા! નવલ નિરખી નાવ નાની તમારી;
હૈયાં હર્ષે અમ મલકતાં આવકારી, અમારી
પાસે તેડયા તટ નજીક આ નાવ લંગારવાને.
ને સૂણીને શિશુગણુ તણા રમ્ય કલ્લોલ કાને
આવ્યા ભાવે પથ દિશ તમે ફેરવી; ને વિદારી
ચિંતા ત્યાં સૌ ફરી ફરી રમ્યાં અન્ય નાવો વિસારી;
નાચ્યાં રાચ્યાં રસમય બની આત્મના સ્નેહગાને.

જાણ્યું નો'તું ઘડી મહિં જશો આમ હંકારી ક્યાંથી,
છોડી ગાતાં શિશુગણુ અહીં રંક આ ભોમ આરે.
તોડી નાંખ્યાં સકળ ઉરનાં લંગરો; ને ચઢાવ્યાં
સ્નેહે ભીના સઢ ગગનમાં શોધવા અન્ય સાથી.
છે સિન્ધુ તો સફર કરવી–કે કિનારા તમારે
જોવા કિન્તુ દિવસ ભૂલશો ના અહીં જે વિતાવ્યા!

कौलक

---

## અદશ્ય તારા

ન્હતો ચંદ્રે સૂર્યપ્રતિનિધિ સમો શક્ય મળવો,
તમે તે વેળાએ ઘન તિમિરનો ભાર હળવો
કર્યો; અત્યારે છો રવિકિરણુ–ઓથે, ત્યમ છતાં
કૃતજ્ઞી નેણોમાં સ્મરણુ તમ મીઠાં પલકતાં.

પૂજાલાલ

---

* શ્રી. સ્નેહરશ્મિને વિલેપારલે ગોકળીબાઇ હાઇસ્કૂલનાં શિશુ-
ગણુવતી એમની વદાય વેળાએ—·

# જીવન-મેખ

સામે તટે સરિતની અહીં ઇસ્પિતાલે,
આ એક વૉર્ડમહીં દ્વાર પરે જડેલી
આ એક નાની ઘડિયાળ તણા શિરે છે
ઇંડાં મૂક્યાં કબુતરે, લઘુ નીડ યોજી.

ભૂલી સમસ્ત જગભાન કબૂતરી ત્યાં
બેઠી, દબાવી નિજ પાંખની હૂંફ નીચે
સેવી રહી લઘુક જીવનઅણ્ડ સ્થૈર્યે,
ને ભાવિ-શાવકની આશ ભરેલ હૈયે
તાલે ભરી ધબકી રક્તશિરા રહી છે.

એ આશવંત ઉર હેઠળ-નીડ હેઠે
શું કાળનું હૃદય કો દઢ સ્વસ્થતાથી
છે તાલબદ્ધ ટકકાર કરી રહેલું,
ને ભૂતમાં – અગતિમાં પ્રતિ એ ટકારે
આ વર્તમાન-ગતિમાન ધકેલી દેતું.

તો યે ન એ ટકટકાર સુણંત લેશ,
બેઠું કબૂતર વિમૂઢ રહ્યું છ માંહીં,
ને દેઇ મૂક પડકાર ઉદગ્ર જાણે—
આ ઇસ્પિતાલ જહીં રોગની રંગલીલા
હૈયે ભરે અફર કાળની ઉગ્રશક્તિ
તે આ સ્થળે-અદની આ ઘડિયાળ માથે—
આ કાળ-શેષ-શિર જીવનમેખ મારી
મૃત્યુશિરે શું મઢી જન્મમણિ રહ્યું છે.

સુન્દરમ્

# દરિયા પર નાવ ડોલતી

[ ગાથા ]*

૧

દરિયા પર નાવ ડોલતી
    પણ તેની દરિયો દશા ન જાણે;
અખર પવન માંહિથી જતી
    મરણ ભણી મુખ રાખીને, કટાણે—
    દિલ તેહની કોણ દાઝ આણે!
દરિયા પર નાવ ડોલતી?

૨

પડતા બલિઓ હુતાશને
    કરતી શોચ ન તેહ યજ્ઞ-વેદી
દ્વિજ જનની સમક્ષ ધારીને
    વિદ્ય સમાધિ 'વિનાશ' જેવી બેઠી!
    ક્યમ નિષ્ઠુરતા શકે જ બેઠી
પડતા બલિઓ હુતાશને?

૩

મુજ પ્યારી નૃશંસના પદે
    ભરતો તેમ હું મૂકતો નિસાસા
કરુણ અતિશ, તોડતા રૂદે
    પ્રણય તણી ધરી વ્યર્થ હા! પિપાસા.
    શિર ટેકવવાની શી ય આશા!
મુજ પ્યારી નૃશંસના પદે?    —પતીલ

* સંસ્કૃત ભાષામાં વિષમ ચરણોવાળા શ્લોકને તેમજ ચારથી વધારે કે ઓછાં ચરણોવાળી રચનાને સામાન્ય રીતે ગાથા કહે છે; એટલે તે મુજબનોજ શબ્દપ્રયોગ અહીં કર્યો છે. પ્રસ્તુત રચનાની દરેક કંડિકામાં વૈતાલીય, માલભારિણી, અપરવક્ત્ર અને પુષ્પિતાગ્રા વૃત્તોનો ક્રમબધ્ધ ઉપયોગ થયેલો જણાશે. જેમ સૉનેટ કે ગઝલ છંદ અગર રાગનો પ્રકાર નથી તેમ 'ઉપજાતિ' અને ગાથાનું પણ છે. એ વસ્તુસ્થિતિ સ્વીકારાય એવા હેતુથી આટલો ખુલાસો કરવો આવશ્યક લાગ્યો છે. —કર્તા

# અજંતા

ભરી ઉરે સંસ્મરણો અનેરાં
જાઉં અજંતા! તવ દ્વાર આવ્યો,
સંતુષ્ટ હૈયે, મુજ ધામ પાછો.
સૃષ્ટિ વિષે સ્થાન અનેક ભાળ્યાં;
મનુષ્યની દિવ્ય કલાથી આંક્યાં;
નિસર્ગની કિન્તુ સ્વયંભૂ લીલા
ને માનવીની ગરવી કલાના
સંવાદથી તું સમ સૌમ્ય, રમ્ય,
†વિભાવના કાર્ય વિષે પ્રપૂર્ણ—
હશે થયાં કો' વિરલા જ સ્થાન.
પાષાણ કેરી પ્રતિમા મહિં યે
ત્હારા કલોપાસક યાત્રીઓએ
દિસે ભર્યું સંગીત દિવ્ય શાન્ત.
સુરેખતા ને વળી રંગ કેરા
સુમેળથી શું ઝરતી કવિતા!
પ્રબુદ્ધ આત્મા તણી ભવ્ય ગાથા,
હતી દટાઈ જગ વિસ્મૃતિમાં,
તે આજ ભેદી યુગયુગ કેરાં
અન્ધાર ગાઢાં, ફરીથી પ્રકાશે,
એ બુદ્ધના આતમદીપ જેમ.
અરે અજંતા! તવ ચિત્રકારો
સ્થાપત્ય ને શિલ્પ ધુરંધરોની

† Conception

કલા કયા શબ્દથી થાય વ્યકત ?
*અતિમનુષ્યો સઘળા હશે એ.
જેણે મહાકાવ્ય રચી સમર્પ્યું
આંકી સુરેખે ગિરિપૃષ્ટ માંહિ
ગુહા ગુહા મૌનથી ગાજતું જે.
તે કાળના ભવ્ય પ્રચંડ શબ્દો
કર્ણો તણી ગૂઢ ગુહા ગજાવે,
વિશારદો ધર્મ અને કલાના
સદેહ દિસે, અમરત્વ પામ્યા
પાષાણમાં જે નિજ પ્રાણ પૂરી.
સદાય મ્હારે ઉર અંકિતા તું
રેજે કલાપ્રેરક હે અજંતા !

રમણ ન. વકીલ

---

## વળી આજે આવ્યાં ?

[ શિખરિણી ]

"વળી આજે આવ્યાં ? શરમ નહીં, ના માન તમને;
હજારો વારો મેં તમ તરફ ના દ્વાર ભીડિયાં ?
ખસો, આઘાં જાઓ સહુ મુરખ મારી સમીપથી,
નથી મારે કાંઇ તમતણી તમા—દૂર વસજો."
વિષાદે હૈયાની ગહનખીણમાંહીં સરી પડી
હતી હું તે દી; ને તમ સહુ કનેથી દુર રહી
ગઇ શાંતિ અર્થે ઝટપટ ત્યહીં ઓરડી મહીં :
તદા ત્યાં આવ્યાં સૈ ઘણી વખત ના મેં કહી છતાં

* Superman મનુષ્ય વિશેષ

અને, 'શું છે? શાને?' નવનવીન પ્રશ્નો થકી મને
ડરાવી ડુબાવી અતિવિકટ એવાં વમળમાં :
બહુ ગોથાં ખાતાં ચિરસમય ત્યાં હું પડી રહી.
ગયાં પાછાં ક્યારે પછી સહુ તમે દૃષ્ટ તહીંથી.
કશું જાણ્યું ના મેં—વ્યથિત હૃદયે મૂર્છિત થઈ.
પછી ના બોલાવ્યાં તદપિ અહીં આવી સહુ તમે
ગ્રહી હસ્તે મુંને તમ સહુ તણી સાથ ફરવા
બહુ દૂરે દૂરે લઈ જઈ મને ઝાડીમહીં, ત્યાં
ગુંચાવીઃ—ને પાછાં ઘરમહીં સહુ એકસરખાં
અહીં આવી બેઠાં મુજ પર ટીકાહાસ્ય કરતાં.

અને તે દી મારા વડિલસહ વાતે વળગીને
ઠરેલી આત્માના અનુભવતણી વાત સુણતી
હતી, ત્યાં,—ઓચિંતાં કરક વરસે મેઘમહીંથી,
ચડે વા એ ઉંચો પુદડી ફરતો વાત, અથવા
ધસે ઘોડાપૂરે સરિત અવમાની ખડકને
તમે ત્યાં આવ્યાં સૌ ત્યમ—મુજ નિષેધો અવગણી,
અને હા-હા-હો-હો કરી ઘર ગજાવીજ, વરવાં
તમારાં હાસ્યોથી; નફટ સઘળાં નૃત્ય કરતાં.

રહું છો હંમેશાં સુહૃદવિણ એકાકી અહીંઆં,
નહીં મારે આવાં વિનયહિનની સાથ ફરવું
કદી યે હાવાં. છો સમજહીણ મૂર્ખાં સહુ તમે.
ગઈ થાકી, બાપુ, તમ થકી; હવે જાવ અહીંથી—
"અરે, કાં તું મિત્રોપ્રિય અવગણે આમ?" "નહીં રે,
કહું સંદેહોને, વીંટળી વળતા જે પ્રતિપળે."

ઊર્મિલા દવે

# ચર્ચાપત્ર

અમદાવાદ, તા. ૨૮-૪-૩૯.

મહેરબાન તંત્રી શ્રી. માધુરી,

આપ સાહેબ મારું આ ચર્ચાપત્ર જો આપના 'માધુરી'માં છાપશો તો હું આભારી થઈશ. ચર્ચાપત્ર મોકલતાં પહેલાં મારે ઘણો વિચાર કરવો પડયો હતો અને છેવટે આપને એ ચર્ચાપત્ર મોકલ્યું છે તે એટલીજ આશાએ કે આપ સાહેબ જરૂર એ ચર્ચાપત્ર છાપશો.

'શેષનાં કાવ્યો' પર જુદાં જુદાં સામયિકોમાં ઠીક પ્રશંસાનાં પુષ્પો વેરાયાં છે, અને તે યથાર્થ છે. કારણ કે પુષ્પો પથરા પરજ વેરાય છે. મૂર્તિપૂજક વિવેચકો શકિત પર પુષ્પો વેરતા નથી. પણ વ્યકિત પરજ પુષ્પો વેરે છે. પછી એ વ્યકિત પત્થર હોય કે પાણી હોય પણ મૂર્તિપૂજકે પુષ્પ વેરવાં અને પત્થરે એ પુષ્પ જાતે પૂજ્ય છે એ અભિમાને મૂગે મોઢે ઝીલવાં એ આપણા સાહિત્યની હમણાં હમણાં પ્રથા છે.

'ગુજરાતી'માં 'ધગટ'નો લેખ આવ્યો તે પછી શેષનાં કાવ્યોની ચર્ચાએ બીજુજ વલણ લીધી હતી. અને મૂર્તિપૂજકોને પણ એમ લાગ્યું કે ના ખરેખર આંખ મીંચીને પથરા પરજ ફુલો વેર્યાં-અને કેટલાએક તો એ વેરેલાં પુષ્પો પાછાં એકઠાં કરી લેવાના પણ પ્રયત્નો કર્યાં પણ તાજેતરમાં જ શ્રી. ફાર્બસ સભાના "ત્રૈમાસિક"માં પ્રો. કાન્તિલાલ વ્યાસનો 'ચિંતનશીલ કવિતા' નામક મહા લેખ વાંચ્યો. સદ્‌ગત પ્રોફેસર નરસિંહરાવની વિદ્વતાએ જઇ પ્હોંચેલા અને આપણા ગુજરાતી સાહિત્યમાં વધારેમાં વધારે જાણીતા વિદ્વાન વિવેચક-પ્રો. કાન્તિલાલે અપૂર્વ એવી મીમાંસા 'શેષનાં કાવ્યો'ની કરી છે-એમાં શંકા નથી.

હું પણ 'શેષનાં કાવ્યો' પર એવો જ એક સરસ લેખ લખી રહ્યો છું—જે થોડા સમયમાં તમને મોકલીશ જ પણ તે પહેલાં હું મારું આ ચર્ચાપત્ર મોકલી તમને જે તસ્દી આપું છું તે માટે ક્ષમા કરશો.

વિદ્વાન પ્રો. કાન્તિલાલે મીલ્ટન, બીલ્ટન, ગીલ્ટન, બધા કવિઓ વાંચી કાઢ્યા છે એમાં મને શંકા નથી. એમણે એ લેખમાં જે લખ્યું છે તેજ અહીં અક્ષરશઃ મૂકી મારી ચર્ચા બને તેમ ટુંકી કરીશ. " એમની (શેષની) ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓ મિલ્ટનની ઉપમાઓ (Miltonic similes)નું સ્મરણ કરાવે છે. આવી સુંદર ઉપમાઓ-રૂપકો ને ઉત્પ્રેક્ષાઓ ગૂજરાતી સાહિત્યમાં જડશે નહીં." એમણે કરેલું આ વિધાન કેટલું સત્ય છે તેજ આપને જણાવીશ.

'શેષનાં કાવ્યો'માં જેવી કુશળ ચોરીઓ છે તેવી આપણા સાહિત્યમાં કોઇએ કરી જ નથી. કોઇએ નવલકથામાંથી ચોરી નવલકથા બનાવી છે—કોઇએ કાવ્યમાંથી ચોરી કાવ્ય બનાવ્યું છે અને આ કુશળ કાવ્યને ગદ્યનાટકમાંથી ચોરી કાવ્યમાં ઉતારવાની કુશળતા વાપરી છે. બેશક કવિશ્રી ખબરદાર, મુન્શીજી-વિગેરે ચર્ચાયા હતા-.ચુ તેમણે મહાસાગર આપ્યો હતો અને સરવર લીધું હતું—એટલે હું બહુ વાંક જોતો નથી. 'શેષનાં કાવ્યો'માં કાલિદાસમાંથી કેટલું ચોરાયું છે તે હું મારા આવતા લેખમાં જણાવીશ. પણ પ્રો. કાન્તિલાલે કરેલી મીલ્ટોનીક ઉપમાઓની સરખામણી કેવી સરસ છે ! મને તો ખરું પૂછો તો શ. પાઠકે કરેલી ઉપમાઓ કરતાં પ્રો. વ્યાસે કરેલી એ ઉપમાઓનીજ ઉપમા બહુ ગમી ગઇ છે.

'શેષનાં કાવ્યો'માં ગણીને છ કે સાત સારાં કોઇને પણ ગમે એવાં કાવ્યો મળે—એમાં શંકા નથી. એ કાવ્યોમાં રાણકદેવી પણ એક સારું કાવ્ય છે. અને એ રાણકદેવીમાં આવતી છેલ્લી પંક્તિ આપણા સાહિત્યમાં અપૂર્વ છે કારણ કે આજ સુધીમાં એ કલ્પનાની ચોરી બર્નાડ શૉના John bull's other Island નાટકમાંથી કોઇએ કરી નથી. એ નાટકના Act 2 [પ્રવેશ બીજામાં] Father Dempsey કહે છે,

I have a knowledge of what the Roun Towers were if thats what you mean. They are the forefingers of the early church pointing us all to God. આમાં માત્ર સહેજ ફેરફાર કરી–રા. પાઠકે કેવી રીતે આ કલ્પનાને ચોરી છે-તે રાણકદેવીના કાવ્યની છેલ્લી લીટીજ અહી ટાંચી દેખાડું છું.

પૃથ્વીની તર્જની શું દેરું હજી ઉભું છે.

હવે આખા કાવ્યમાં કોઇને પણ બહુ ગમે તો આ એક સુન્દર કલ્પના ગમી જાય–અને તે ઘણીજ ગમે. પણ જે સારું છે તે જ્યોર્જ બર્નાડ શોમાંથી ચોરેલું છે. એનો ઉલ્લેખ પણ રા. પાઠકે કોઇ પણ ઠેકાણે કર્યો નથી. 'શેષનાં કાવ્યો'માંનાં જે છેલ્લા ભાગમાં સારાં કાવ્યો છે તે પણ આમજ ચોરાયેલાં છે–અને તે હું સ્વતંત્ર લેખમાંજ લખીશ.

'સંજયરાય ડૉક્ટર'ના ચર્ચાપત્ર અંગે થયેલી મુશ્કેલી જેવી મુશ્કેલી તમને આ ચર્ચાપત્રથી નહિ પડશે. એની હું તમને ખાત્રી આપું છું. તમો તમારી જાતે George Bernard Shaw નું John Bull's other Island, Act 2 માં જોશો–તો તમને આ સત્ય જણાશે. 'વાઘ આવ્યો રે વાઘ આવ્યો' એ ઘટનાની જેમ એક આ બીજું આવતું ચર્ચાપત્ર અસત્ય નથી–પણ સત્ય છે. અને એ અંગેનો દરેક પૂરાવો હજુયે આપવાને હું તૈયાર છું.

माजक

---

*. ઉપરનું ચર્ચાપત્ર છેક છેલ્લી ઘડીએ મળ્યું છે. ચર્ચાપત્ર લાંબું છે પણ–જે ચોરી એમણે પકડી છે તે તદ્દન સાચી છે–એની અમે ખાત્રી કરી છે. આબાદ ચોરીનો છેલ્લામાં છેલ્લો આ નમુનો!

—તંત્રી

# મુંબાઈ ઉપનગર જીલ્લાની જનતાને—
# સાહિત્ય સંમેલન આપણે આંગણે

આવતું સાહિત્ય સંમેલન આવતા ક્રિસ્ટરના તહેવારોમાં ઉપનગર જીલ્લામાં મળશે સાહિત્ય પરિષદે આપણું નિમંત્રણ સ્વીકારી ઉપનગરની સાહિત્યરસિક જનતાને વિશેષ ઉત્સાહ આપ્યો છે.

ઉપનગર જીલ્લો અનેક પ્રવૃત્તિઓમાં વિશિષ્ટતાભર્યો ભાગ ભજવે છે. આપણા જીલ્લામાં અનેક ઠેકાણે સાહિત્ય સંસ્થાઓ છે અને એમ આશા રાખવામાં આવે છે કે આપણે સૌ ભેગાં મળી આગામી સંમેલનની તૈયારીઓ કરવા લાગીશુ.

સૌ ભાઈબ્હેનો સંમેલનને યશસ્વી બનાવવા પુરતો સાથ આપશે.

આપણે આપણી રીતે સંમેલનને કાર્યસાધક બનાવી સાહિત્યસેવા બજાવવા સમર્થ બનીએ.

ગોકુળભાઇ દૌલતરામ ભટ્ટ

---

A sonnet consists of fourteen decasyllabic lines, rhymed according to Prescription. Any poem of more than fourteen decasyllabic lines or less than fourteen, is not a sonnet. Poems of sixteen or more lines are sometimes styled sonnets, but they have no right to the title. Fourteen decasyllabic lines without rhyme, or fourteen lines rhymed in couplets, do not constitute a sonnet.

**The English Sonnet**
**T. W. H. Crosland**

# ભગવાનનો અનુભવ

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

ધર્મમાં, કેટલી વાતો તો ખાસ અનુભવની જ છે. ત્યાં બહુ દલીલોનું કે તર્કવિતર્કનું સાધન નકામું જાય છે. મનુષ્યના અંતઃકરણમાં સ્વતઃસિદ્ધ, એક ખાત્રી છે કે પરમચેતનનું અસ્તિત્વ છે અને એ આપણને ચારે તરફથી અસર કરી રહ્યું છે. જ્ઞાનેન્દ્રિયો કે કર્મેન્દ્રિયો જે જગત્ સાથે આપણો સંબંધ કરાવે છે તેનાં સ્થાનો કરતાં પણ ઊંડેથી આપણને લાગે છે કે જાણે ભગવાન હાજરાહજૂર છે. આરોગ્ય, બળ, યૌવન અને ઉત્સાહના આપનાર આપણી પાસેજ છે, માત્ર ઇચ્છા કરો. માગો ને એ આરોગ્ય, એ બળ, એ યૌવન અને એ ઉત્સાહ તમને ગમે તેવા સંજોગોમાં મળી રહે છે. એક વાર એમની સાથે સંબંધ બાંધો એટલે દિવસે અને રાત્રે, સુખમાં અને દુઃખમાં એ તમને ધીરજ આપશે. શક્તિ આપશે અને સારાપણામાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવશે.

શારીરિક નબળાઇ અને માનસિક નિરાશાના સમયમાં, જેમણે બ્રહ્મસંબંધ બાંધ્યા છે તેમને પ્રાર્થના કરતાની સાથે ન્યાયમૂર્તિ, સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ આનંદઘન, પરમાત્માનાં દર્શન થાય છે અને પછી એ નબળાઇ જતી રહે છે. નિરાશાને સ્થાને આશા ઉત્પન્ન થાય છે. પહેલાં તો ભક્તને, એ દર્શન માટે બહુ પ્રયાસ કરવો પડે છે, આતુર થવું પડે છે, રોવું પડે છે. એકાંત જોઇએ છે. પણ પછી તો ધીમેધીમે એવો સમય આવે છે કે ચોવીસે કલાકનો જાગ્રત યોગ અને એ યોગનું સુખદાયક સ્મરણ, આપણા જીવનને ધન્ય કરે છે. ખાતાં, પીતાં, ફરતાં, સંસારની ફરજો બજાવતાં, મિત્રો સાથે વાતો કરતાં અને વસતીમાં કે ઉજડમાં, બધેજ

"આવતાં ને જાતાં મારગ વચ્ચે,
અમુલખ વસ્તુ જડી; અંતરમાંથી નહીં રે, વિસારૂં હરિ:"

એવું થાય છે વળી,

"હું તો પોઢણું કરૂં ને હરિ સાંભરે, રે;
મ્હારાં નિંદરીઆં, ઉડી ઉડી જાય રે–"*

એવું થાય છે–

એક ભકત, પોતાના ભગવાન સાથેના સંબધનું વર્ણન કરતાં લખે છે કેઃ—

"એ રાત્રી મ્હને બરાબર યાદ છે અને જે ટેકરીની ટોચ ઉપર, મ્હારા અંતઃકરણરુપી શ્વેત હંસે, પોતાની પાંખો પ્હોળી કરી અને અનંત નારાયણ સાથે ભેટ કરી તે ટેકરી પણ હું કદી ભૂલીશ નહીં. ત્યાં બાહ્ય જગત અને અંતર જગતનો જાણે ઘસારા સાથે, સંગમ થતો મ્હે અનુભવ્યો! ગહન, ગહનને બોલાવી રહ્યું હતું! એક ગહન, બહુ તપ, બહુ વ્રત અને બહુ સયમને અંતે; બહુ પશ્ચાત્તાપ અને બાહુ દેહશુધ્ધ પ્રાયશ્ચિત કર્યા પછી, મ્હને મળ્યુ હતું. એ મ્હારા અંતરનું ગહન; અને બીજું ગહન તારાઓથી પણ દૂર ઊંડા આકાશ સુધી બધે વ્યાપેલું હતું. એક પ્રશ્નો પૂછે છે. બીજું જવાબ આપે છે.

જેણે મ્હને બનાવ્યો છે તેમની સાથે હું એકલો ઉભો! અને આસપાસ, તમામ સૃષ્ટિનું સૌન્દર્ય અને પ્રેમ અને કરુણા પણ પ્રસરી ગયાં હતા. પ્રલોભન અને પાપ પણ જાણે ત્યાં હતાં પણ એ તો બિચારાં નિર્બળ અને નિર્જીવ હતાં!

ભગવાન સાથે અહીં કંઇ સંતાકુકડીની રમત જેવું કશું હતુંજ નહીં. પરન્તુ આ તો આત્મા સાથે પરમાત્માનો ગાઢ યોગ હતો. પાસે વૃક્ષો, પહાડ, સરોવર બધું હતું પણ એ તો જાણે મ્હારી

* મીરાંબાઇ.

ધ્યાનમાં જ ન રહ્યાં. ક્ષણભર તો સજોગનું સુખ આનન્દ અને સમાધિની મઝામાં હું મ્હાલ્યો. આ સુખનું વર્ણન કરવું અશક્ય છે. મધુર વાજાંની, કોઇ સુરીલા ગીતની, ભવ્ય ઝરમર જામી હોય એવું; આત્મા જાણે સ્વર્ગ પ્રતિગમન કરી રહ્યો હોય એવું, એ સુખ હતું.

આનન્દ ઉભરાઇ જતો હતો. રાત્રીની સંપૂર્ણ શાન્તિ વધારે ભવ્ય શાન્તિમાં ડુબી રહી હતી! અંધકાર હતો એ સારું હતું આ સમયે અજવાળું હોત તો મ્હારે આંખો મીંચી દેવી પડત મ્હારા અસ્તિત્વ વિષે જેવી મ્હને શક ન્હોતી તેવીજ ભગવાનના અસ્તિત્વની અને મ્હારા એમની સાથેના મિલનની મ્હને શંકા ન્હોતી હું નથી કે ભગવાન નથી એમ જો મ્હને એ વખતે કોઇ પૂછે તો હું નથી એમ બોલી ઉઠત પણ ભગવાન નથી એમ તો કહીજ શકત નહી.'

ઇશ્વર ઉપરની સાચી શ્રદ્ધાનો અને એના સત્ય સ્વરુપનો ખ્યાલ તે એકાંત રાત્રીના મિલન પછી મ્હને એવો થયો છે કે હવે મ્હારે બીજાં કોઇ વર્ણનો વાંચવાની જરૂર નથી.

તે રાત્રીથી, મ્હારાં નયન સફળ થયાં છે અનંત નારાયણ મ્હને મળ્યા છે. પહેલાંની છબી ઝાંખી હતી, હવે એ સ્પષ્ટ થઇ છે. મ્હને અખૂટ ધન પ્રાપ્ત થયું છ. હવે યે કદાપિ ઓછું થવાનું નથી. મ્હને લાગે છે કે હું મોટો ભાગ્યશાળી છું"

બીજા એક ભક્ત પોતાનો અનુભવ લખે છે:–

"મ્હારી તબિયત સારી હતી. ભૂખ, તરસ કંઇજ લાગ્યાં ન્હોતાં, થાક પણ ન્હોતો. ટુંકામાં મ્હારૂ શરીર અને મન, સમનોલ સ્થિતિમાં હતાં. કશી ચિંતા ન્હોતી, એવામાં મ્હારી સાથેનાં બાળકો અને શિક્ષક મિત્રોને મ્હેં પહાડને રસ્તે આગળ જવા દીધાં અને હું પાછળ એક સુંદર સ્થાને ઉભી રહી એકદમ જાણે મ્હને ભગવાન હાજર હોય એમ લાગ્યું અને હું ઉંચે મ્હડતી હોઉં એવો અનુભવ થયો. ભગવાનનું સારાપણું અને એમની શક્તિ જાણે મ્હારા દીલમાં પ્રવેશતાં હતાં. ભાવોર્મિ એટલી ઉગ્ર બનતી ગઇ કે હું પેલાં બાળકોને

"ચાલતાં થાવ, હું આવું છું" એટલું પણ ન કહી શકી. પગ ધ્રૂજવા લાગ્યા અને ઉભી હતી ત્યાંજ પથ્થર પર હું બેસી ગઇ. હર્ષના આંસુથી મ્હારી આંખો ઉભરાઇ ગઇ.

"હું તો ક્ષુદ્ર પાપી છું. ભગવાન! ત્હેંજ આજે મ્હારા પર

મ્હને આધ્યાત્મિક બનાવી દીધી. આપણી ભાષાના કોઇ શબ્દોથી હું એમનું વર્ણન નહીં કરી શકું. એટલુંજ કહીશ કે આંખથી જોવાય

એવા ન્હોતા પણ એમની હાજરી જાગ્રત સ્થિતિમાં "એ આ રહ્યા" એમ હું સમજી શકી.

ત્રીજું એક દૃષ્ટાંત આપીને આ લેખ હું સમાપ્ત કરીશ. એ જર્મન સ્ત્રી છે, એ લખે છેઃ–"બેટા !" એવો મ્હેં એક દિવસ અવાજ સાંભળ્યો. મ્હેં એ અવાજ ઓળખ્યો. "પિતાજી ! આ રહી" એમ કહીને, મ્હેં બે હાથ પ્હોળા કર્યા "બચ્ચા સુખી રહો ! માગ, માગે તે આપું." "મ્હારા પર દયા કરો. મ્હને તમારી સાથે રાખો." "તથાસ્તુ." એટલા સંવાદ પછી ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા. પણ તે દિવસથી એ કહે છે કે એક ક્ષણ પણ મ્હને તે દિવસથી ભગવાને વીલી મૂકી નથી. અને હું પણ એમના અરૂપ સ્વરૂપનું અનુસંધાન ચોવીસે કલાક રાખી રહી છું. એના ઉપલા અનુભવ પહેલાં એ નાસ્તિક હતી અને એનો પિતા ધર્મ અને ઇશ્વર વિરૂધ્ધ નાસ્તિક ધર્મનો પ્રચાર કરતો હતો. વિલિયમ જેમ્સના વેરાઇટીઝ ઓફ રીલીજીયસ એકસપિરિયન્સ (ધર્મના અનુભવો) નામના પુસ્તકમાંથી મી વિલિયમ જેમ્સ, માનસશાસ્ત્રીઓને અને વિજ્ઞાનીઓને જવાબ આપે છે કે આવાં દૃષ્ટાન્તો દુર્લક્ષ્ય કરી શકાય એમ નથી. બીજાં સુવિચારોથી અને પ્રાર્થનાઓથી રોગો મટાડવાનાં અને દરદીઓ પોતેજ દઢ નિશ્ચયથી અમુક મંત્રોચ્ચાર કરે એટલે ભલભલા રોગ સારા થઇ જાય છે એવા અનુભવો પણ એ પુસ્તકમાં એ આપે છે.

પ્રેરણા, અંતઃકરણનો અવાજ, વગેરે દૈવીશકિતઓનું અસ્તિત્વ એ સ્વીકારે છે અને વિલિયમ જેમ્સ માનસ શાસ્ત્રના વિષયમાં એક પ્રમાણ પુરૂષ ગણાય છે એટલું અત્રે જણાવવાની જરૂર છે.

કેટલાક માનસશાસ્ત્રીઓ, શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિએ અને બુદ્ધિ સ્વાતંત્ર્યવાદને આધારે ઉપર વર્ણવ્યાં છે એવાં દૃષ્ટાંતોને "વેવલાવેડા" "ઘેલછા" "પોતેજ ઘડેલાં કાલ્પનિક ચિત્રો," "અસંસ્કૃતજમાનાની વાતો" એવાં નામે સંત મહંતો અને ભકતોના અનુભવને કહી નાખે છે.

પરન્તુ તમામ દેશમાં અને યુગે યુગે આવાં સાચાં અનુભવી હૃદયો મળી આવે છે. જે યુગમાં જેટલો માનસિક વિકાસ તેટલા પ્રમાણમાં, આવા અનુભવીઓની ભાષા હોય છે. ગીતામાં કહ્યું છે તે ખરૂ છે કે જે જે રૂપે ભજે છે તેને તેના ભાવ મુજબ અને રૂપ મુજબ હું દેખા દઉં છું.

હનુમાનના ભક્તને ભગવાન હનુમાન રૂપે, દેવી પૂજકને દેવી રૂપે, મુસલમાનને અલ્લાહ રૂપે અને ખ્રીસ્તીને ક્રાઇસ્ટ રૂપે, એ જણાય છે. દરેકનાં એ દર્શન પછી, જીવન બદલાઇ જાય છે અને વધારે પવિત્ર વધારે પરોપકારી અને વધારે સુખી બને છે.

ઉપરનાં ભક્તો, ભગવાનને કોઇ સાંપ્રદાયિક રીતે જોનારાં નથી પણ વધારે જ્ઞાન દૃષ્ટિથી જોનારાં છે એમની પ્રાર્થના પણ કોઇ દુન્યાવિ ચીજોની નથી પણ હૃદયની પવિત્રતાની, જીવનને વધારે આધ્યાત્મિક બનાવવાની, વગેરે જાતની છે.

જો આપણે કવિજનો જે, નૈસર્ગિક શક્તિવાળા, ઊંડું દર્શન કરનારા અને સાચી સમજ ધરાવનારા સ્વીકારીએ, તો ઉપર કહેલા ભક્તોને પણ ઓછામાં ઓછા કવિ જેવા તો ગણવાજ જોઇએ કારણ કે આખરે તો એક ભૂમિ એવી છે કે જ્યાં કવિઓ ભક્તો, યોગીઓ અને તત્ત્વદ્રષ્ટાઓ બધા જઇ શકે છે અને પરમ જ્યોતિનાં દર્શન કરે છે.

---

Fount of Joy, my Lord Divine,
Thine I am, and Thou art mine,
Nought can part my soul from Thee:
I am Thine, for Thou didst give
Once Thy life that I might live,
Dearly didst thou purchase me.

—Catherine WinkWorth.

# સોણુલને કાંઠે

દુર્ગેશ શુક્લ

[ કલકલ નિનાદ સહ વહની સોણુલનો બાલસૂર્યના કિરણસ્પર્શે રજતવર્ણીય બની રહેલો કાંઠો. દૂર દૂર વલ્કલ સમી વનરાજી પરિધાન કરી ઉભેલા તપોમૂર્તિ સમા ગિરિરાજની હારમાળા. સરસ પવન, અને આહ્‌લાદ, ઉલ્લાસ પ્રેરતું વાતાવરણ.

સરિતાતટે રેતીમાં શરીર લંબાવી અનિલ અને અરુણ પડ્યા છે. થોડેક દૂર થરમોસ ફ્લાસ્ક અને ચારેક કાચનાં પ્યાલા રકાબી પડ્યાં છે. એક કપડાંથી ભરેલી ચામડાની બેગ અડધી ઉઘાડી પડી છે.

પાસે પાંઉના ટુકડાને તોડી તોડી ખાવા યત્ન કરતો કૂતરો ઉદરભરણક્રિયામગ્ન બેઠો છે. ]

અનિલઃ–( જેમાં કવિતાનું તત્વ જરા વધારે પ્રમાણમાં છે ) સોણુલ તો સોણુલ છે, અરુણ. જ્યારે આવીએ છીએ, ત્યારે કોઇ અજબ વાતાવરણનો અનુભવ થાય છે;

અરૂણઃ–( જેમાં પ્રસંગને પ્રભાવે કવિતા જન્મે છે ) ખુબીજ એ છે ને ? નિત્ય નવીન ઉષા સમી સોણુલ......

અનિલઃ–( પોતાની કલ્પના તફડાવી લીધી એમ લાગતાં, વચ્ચે ) ત્હને ખબ્બર હશે એ 'નિત્યનવીન' શબ્દનો પ્રયોગ મેં પહેલ વહેલો કરેલો; પેલા 'ઉષાપુરાણી'ના કાવ્યમાં.

અરૂણઃ–( ખીજાઇ ) જેણે કર્યો હોય એણે, મ્હારે શું ?

અનિલઃ–( આંખો ફાડી ) પહેલ વહેલા પ્રયોગની મહત્તાનુંય તને ભાન નથી ?

અરૂણ;– ( વધુ ચીડાઇ ) છાનો મર હવે. ત્હારી કવિતા ત્હને મુબારક; આપણે તો આમજ ઠીક છે. બે ઘડી શાન્તિથી જંપવા દઇશ ?

[ ક્ષણભર બન્ને શાન્તિના, પ્રદેશમાં સરી જાય છે. વળી પાછા—

અનિલ–અરૂણ, સોણલ તો સાચેજ સોણલ છે.

અરૂણ–કેટલી વાર કહેવું છે તારે ? મૂંગો મરી રહેને.

અનિલ–( અડધાં નેત્રો મીંચી ) મુંગા તે શે રહેવાય ? શમણાનાં ભુત નયનસન્મુખ નૃત્ય કરતાં હોય ત્યાં ?

અરૂણ–( હસતો ) ત્હને ભૂત દેખાતાં હશે. આપણને તો મઝાનાં સુનેરી સ્વપ્નાનાં દર્શન થાય છે, સમજ્યો.

અનિલ–( ચીડાતો ) સાવ મુરખજ છે ને સૌમ્ય શિવસ્વરૂપમાં રૂદ્રતા, અને કરાલ રૂદ્રસ્વરૂપમાં શિવનાં દર્શન ત્હને કયારે થવાનાં હતાં?

અરૂણ–ત્હને એ બધું યાવતચંદ્ર દિવાકરો હો.

[ પાછા બન્ને શાન્તિ–સરિતાની ગોદે ડુબકી મારી જાય છે.
ક્ષણભર રહી

અરૂણ–અનિલ, સાચું બોલજે હોં. ત્હને કેવો રંગ ગમે ?

અનિલ–( ગમતી વાત નીકળતાં, રસથી ) મ્હને ? કેમ વળી, સફેદ રંગ.

અરૂણ–સફેદ રંગ ! ( હસતો, ત્યારે એ કરતાં તો આછી આછી ઉષાની સુરેખ સુરખી સમી, ગુલાબી રંગની ભભક કયાંય મ્હડે.

અનિલ–( છેડાઇ પડી ) તારો તે કંઇ taste ( રૂચી ) છે, અરૂણ ! કયાં ચંદની ચંદની સમી ધવલરંગની મીઠાશ, અને કયાં તારો ગુલાબી રંગ !

અરૂણ–(ચીડાઇ) ગુલાબી રંગ કેટલો સુચક છે તેનુ ભાન છે, કે ખાલી હઠીજ રાખે છે ?

અનિલ–( સ્મિત કરી, મ્હોટાઇનું ) તું જ કહેને ત્યારે, ખબર હોય તો.

અરૂણ–ગુલાબી રંગની સાડી જોતાં એ પહેરનારીના ગુલાબી સ્વભાવની, એના ગુલાબ સમા કુમળા દેહલાલિત્યની કેવી ખબર પડી જાય છે ?

અનિલ–અને ધવલરંગ એમાં ઉતરતો હશે, ખરૂં ? એ પહેરનારીની સુઘડતા, સાદાઇ અને સ્વચ્છ જીવનકલા જોનારને જોતાંવેંત આંજી દેછે, એ ખબર છે ને ?

અરૂણ–( વળી ચીડાઇ ) ત્હારો રંગ ત્હને મુબારક. આપણે માટે તો ગુલાબી રંગજ ઠીક છે.

અનિલ–અને આપણેયે ધવલરંગને હૈયે જડી રાખ્યો છે; પછી બીજી વાત શી ?

[ ફરી પાછા બન્ને ચુપકીદીની ચાદર તળે ઢંકાઇ જાય છે; પણ થોડીજવારે માથું બહાર કાઢવા ફાંફા મારવા માંડેજ—

અનિલ–એક સરસ કલ્પના આવી, અરૂણ,

અરૂણ–તો બોલી નાખને, કોની વાટ જુવે છે ?

અનિલ–જો, આ સોણલને કોઇ સુંદરી માનીએ, અને પેલા નદીના પૂરમાં પડેલા પત્થરોને પુરૂષો કલ્પીએ.

અરૂણઃ–હં ! પછી ?

અનિલઃ–અને જાણે પ્રેમના પ્રબળ ધોધમાં નૃત્ય કરતાં માનવો !

અરૂણઃ–વ્હા ! કલ્પના તો સરસ દોડાવી.

અનિલઃ–(ચીડવતો) અંદર તારા જેવા કાળમીંઢ પથરાયે ખરાં હોં કે; સરિતાના ગમે તેવા જબ્બર ધોધમાં ન ખસે એવા.

અરૂણ–( છેડાઇ ) હું કાળમીંઢ જેવો ? અને તું ?

અનિલઃ–એમાં છેડાઇ શાનો જાય છે તે ? ત્હારે અને સમસ્ત સ્ત્રીજાતિને ક્યાં સારાસારી છે ?

અરૂણઃ–કોલેજના પ્લેટફોર્મ ઉપર થોડુંક આડુંઅવળું ફેંક્યું, એટલે આમ માની લેવું એ ઠીક કહેવાતું હશે ?

અનિલઃ (વ્યંગમાં) તું વળી ક્યારથી આમ પાળેલા ઘેટા જેવો નરમ થઇ ગયો, અરુણ?

અરુણઃ–(સામો પ્રહાર કરતો) આપના અંતરમાં આવી કલ્પનાઓ ઉગવા માંડી ત્યારથી જ તો.

[બન્ને રેતીના ઢગલા કરવામાં મગ્ન હોય તેમ ડોળ કરી મૂક રહે છે. વળી પાછાં—

અરુણ–સોણલ કરતાં કંઇક બીજું નામ પાડયું હોત?

અનિલ–(કાવ્યોને નામ આપી આપી પોતાની કૃઇબાની શકિતમાં ખુબ માન ધરાવતો) કહું?

અરુણઃ–બોલ.

અનિલઃ–(રસથી) લતિકા, વલ્લરી.

અરુણ–(ખડખડાટ હસી પડી) વાહ રે! શું મઝાનું નામ શોધી આપ્યું! મુરખ નહિ તો.

અનિલઃ–(ચીડાઇ) તુંજ કહેને ત્યારે વાંકીચુંકી લતિકાસમા દેહવાળી સરિતાને બીજું કયું નામ આપવાનો હતો?

અરુણઃ–નામ આપવું હતું તો કશુંક સુંદર આપવું હતું; તેજમૂર્તિ, કિરણાવલી, તેજોમયી જેવું. આવી ભવ્ય સરિતાને ડાળીપાંદડા સાથે સરખાવવી તે ગધેડાઇ નહિ તો શું બીજું?

અનિલ–ને તારૂં શોધેલું નામ અપૂર્વ છે, એમ ને?

અરુણ–ના ત્યારે, ત્હારું હશે?

[ફરીથી ચીડાઇને બન્ને ચૂપ થઇ જાય છે, પણ ને ક્ષણ માટે જ—

અરુણ–(સુખની લહરમાં ડોલતો) કોણ જાણે વાતાવરણ એવું મધુર છે.

અનિલ(કવિ થતો.) કેવી મંદમંદ પવન લહરીઓ આવે છે! કેવો મંજુલ કિલકિલાટ સંભળાય છે! કેવાં મીઠાં મધુરાં સ્વપ્નો પોપચાં ભરી રહે છે! કેવી ઊર્મિઓ જાગે છે!

અરુણ–(સહાનુભુતિપૂર્ણ સ્વરે) સાચું અનિલ, આવી ઊર્મિઓનો સામનો તો આ[illegible]નમાં પડેલીનાર કરૂં છું.

અનિલ-આ પૂરનો તે સામનો હોય ! એ તો તણાયે જ જવું જીવનમાં ભરતી આવે, ત્યારે ઓટની યાચના કરવી તે મૂર્ખતા નહિ તો બીજું શું ?

અરૂણ-( ધૂનથી ) હં ! તણાયે જ જવું, બસ...

[ સરિતાના સ્હામા કાંઠેથી પ્રભા, અને લતાના મંજુલ અવાજ સંભળાતાં, બન્ને મિત્રો વાતચીત કરતા અટકી જાય છે,

પ્રભા ગૌર, ગૌરવશાળી અને શરીરે ભરાવદાર પણ સુડોલ છે. એણે આછા ગુલાબી રંગની સાડીમાં દેહવેલને ઢાંકી છે તે. અનિલની બહેન. લતા નામ પ્રમાણે લતા જેવી, સહજ પાતળી પણ સુરેખ, હસતી, રમતી, વાચાળ અને સ્નેહાળ છે. એના અંગે શ્વેત રંગની સાડી શોભે છે. તે અરૂણની બહેન.

બન્ને મિત્રો, સરિતાના ચાલી શકાય તેવા આછા પટમાં થઇ, પાણીથી સાળુ ન ભીંજાય તેમ સહજ ઊંચો લઇ નજીક આવતી યુવતીઓને રસથી નિહાળે છે. અને ત્યાંજ કશુંક ધ્યાનમાં આવ્યું હોય તેમ ચમકી, અનિલ અરૂણ સામસામે જોઇ રહે છે.]

અનિલ-( ધીમેથી ) પ્રભા વિશે બકતો હતો તું, ખરું કે અરૂણ?

અરૂણ-( રોષથી) અને તું? લતા વિશે કે ?

[ બન્ને મિત્રો ઊંચા કાઢી સરોષ એક બીજા તરફ જોઇ રહે છે. પરંતુ નજીક આવતી પ્રભાના સ્મિતે અરૂણથી અને લતાના સ્મિતે અનિલથી હસહસી જવાય છે.]

લતા-( ટહુકતી ) હજી અહીંજ બેઠાં છો કે ?

પ્રભા-અમે કેટલું બધું ફરી આવ્યાં !

લતા-ચહા બનાવી નથીને હજી ? ખાત્રીજ હતી. મોટા ઉપાડે કામ માથે તો ઉપાડયું હતું, પણ કરે કોણ ?

અરૂણ-મારો વાંક કાઢવો રહેવા દે, લતા. અનિલે માથે લીધું હતું, મેં નહિ.

લતા-( સ્મિત કરી ) ચાલો હવે એક બીજા ઉપર દોળી પાડવું રહેવા દો. અમારા નસીબમાં કામ લખ્યું જ છે તે આ સુધરેલા યુગમાંયે કરવાનું ( તપેલી લઇ ) ચાલ પ્રભા પાણી લઇ આવીએ તમે સ્ટવ સળગાવો.

અરૂણ-અનિલ પાણી લઇ આવશે, હું સ્ટવ સળગાવું છું.

અનિલ-( કૂદકો મારી ) હા ચાલ લતા, પાણી લઇ આવીએ.

અરૂણ-લતાની શી જરૂર છે; જાને એકલો.

અનિલ-( ચીડાઇને ) પ્રભા અહીં શાની બેસી રહે ? આવે નહિ સાથે.

પ્રભા-( લતા સામું જોઇ હસી ) આ બેને થયું છે શું ! વાતવાતમાં ચીડાઇ જાય છે.

લતા-પ્રભુ જાણે, ચાલ પ્રભા. આપણે બેજ જઇએ.

[ લતા અને પ્રભા બન્ને પાણી લેવા હસતાં કૂદતાં ચાલ્યાં જાય છે. અનિલ અને અરૂણ એક બીજા પ્રત્યે પળભર ખીજાઇને જોઇ રહે છે. અંતે અનિલ સ્ટવ ધમ-ધમાવવા લાગી જાય છે, અને અરૂણ ખાંડચાહનાં પડીકાં ખોળવા કોથળીમાંની વસ્તુઓ વેરવા લાગે છે. પાંઉનો ટુકડો પૂરો કરી રહેલો કુતરો, અડધી આંખો મીંચી, ટુકડાનો સ્વાદ સંભારતો અને દાંત પર જીભ ફેરવતો, ટુંટીયું વાળી આરામ લે છે.]

# ચબરાકિયાં

ફિરોજશાહ રુસ્તમજી મહેતા

મૌલિકતાનું પહેલું તત્વ સુંદરતા છે. નવી બદસૂરતીને "મૌલિકતા" કહીએ તો શું જીવ રહશે?!

x x x

"વિષય વિચારીણી સભા" એટલે કે ફૂટે નહીં એવા ફટાકડા બનાવનારું જબરદસ્ત કારખાનું.

x x x

કોઇ પણ સ્થળે કૃત્રિમ સ્વર્ગ હોય તો તેના કરતાં વિશેષ ખરાબ બીજું કોઇ નર્ક નથી.

x x x

માણસ સુખમાંજ મસ્તીએ ચઢતો નથી–દુઃખમાં પણ એ મસ્તીએ ચઢે છે. બે વચ્ચે ફેર એટલોજ કે પહેલામાં માણસ મસ્તી પૂંઠે ધાય છેઃ બીજામાં મસ્તી માણસ પાછળ પડે છે.

x x x

કલા માત્રનું સૌંદર્ય ક્ષણિક હોઇ શકેજ નહીં. એ તો પોતાના અંદર "ક્ષણિક સૌંદર્ય" નામે કલાતત્વ ધરાવતું સદા ય અનંત તથા અમર છે.

x x x

"કલા પ્રદર્શન" એટલે કે સેંકડો 'જીવતી' વસ્તુઓનું મણુંએક પ્રેક્ષક-મડદાંઓથી થતું દર્શન.

x x x

પળ ભર સંયમ ખોઇ જગતનો એક મહાપુરુષ જિંદગીમાં એકવાર લપસ્યો! આખી દુનિયાએ તે જાણ્યું. ભારે નિન્દા તથા ઘાતકી ટીકાનો એ ભોગ થઇ પડયો. બધાજ સતના કાંટાઓ ન્યાયમૂર્તિ બની નીકળ્યા!

પરન્તુ તે સમયે કોઇ એકે પોતાની 'ડાયરી'માં આ પ્રમાણે લખ્યું:-"અરેરે! એ બાપડાને અપકીર્તિની ફાંસીએજ લટકાવવા ઇચ્છતા આ ફરેશતાઓ, ' ક્યારે-રે કયારે સમજશે કે તે વિશ્વવિખ્યાત 'બૅટસમૅને' 'આઉટ' થવા પહેલાં આખી જિંદગી ભર, **દેશસેવા** ની 'ટીમ' તરફથી તેના કુશળ 'કૅપ્ટન' લેખે, **લોકનીતિની** 'ગ્રાઉન્ડ' ઉપર, **જીવનસંગ્રામની** 'ક્રિકેટ મૅચ' રમતે, **કસોટી** નામે 'બોલર'ને ખૂબ હંફાવી, **સંયમ** રૂપ 'બેટ' વડે સામનો કરી, **પ્રલોભનના** હજારો મુશ્કિલ 'બોલ' તે મેંકડોવાર **પરાજયની** 'બાઉન્ડરી'એ પહોંચાડી, **નિર્બળતાનો** એક પણ 'કૅચ' આપ્યા વિના, **શક-ઉપજામણી**ની એક યે 'હાઉઝ ધેટ' બોલાવ્યા વિના, અગણિત **વિજય** 'રન્સ' મેળવી અંતે એક નબળા પળે પોતાની **આંતરબળ** 'વિકેટ' ને ગુમાવી હતી!

x x x

"બાપા! **સગવડ** અને **સવડ** વચ્ચે ફેર શો?"

"આપણી '**સગવડ**' પૂરતોજ, દીકરા!"

x x x

કલાકારોને પોતાની કલાકૃતિઓ વિષે **સચ્ચાઇની લાગણી** કરતાં **લાગણીની સચ્ચાઇ** સાથે ઘણો વિશેષ નિકટ સમ્બન્ધ હોય છે.

x x x

**વાયુ વાદળ ને વીજળી** એ ત્રણઃ કુદરતના મહાન રેખાકાર.

x x x

**સૂર્ય ચંદ્ર ને તારા** એ ત્રણઃ કુદરતના મહાન રંગકાર.

જ્યારે લડાઇનું રણશીંગુ વાગે ત્યારે આપણાં જાહેર તુફાનોમાં ભેજું ન હોય અને આપણાં જાહેર ભેજાંઓમાં તુફાન ન હોય એવી વસ્તુસ્થિતિનું બીજું નામ **આપઘાત.**

x x x

સાચો **આત્મકથાકાર** એટલે નગ્નસંઘનો ચુસ્ત સભાસદ: અરીસા સામે ઊભી મનધારી મુખસજાવટ કરતી સ્ત્રી નહીં!

x x x

મોજ અને મનુષ્યો એ બન્ને સાથેસાથજ વપરાય છે; છતાં સૂક્ષ્મતાથી જોતાં મોજવાંચ્છુઓના બે વર્ગ જણાય છે. એક: **મોજ ખાતર જ મનુષ્યોને વાપરનારો**—બીજો: **મનુષ્યો ખાતર જ મોજને અપનાવનારો.** એમાં ખરો મોજીલો વર્ગ કોણ તેની ચર્ચા નકામી છે—જો આપણે એટલું સમજી શકતા હોઇએ કે સંસારમાં વૈવિધ્ય વિના મોજની કે મનુષ્યોની મઝા જ ક્યાં છે!

x x x

કલાકારો પ્રથમત: **સૌંદર્યની** પ્રકૃતિના અભ્યાસી હોય છે. અને પછી જ તેઓ **પ્રકૃતિના સૌંદર્યને** આલેખનારા હોય છે.

x x x

"અપવાદ" એટલે સદાય છુપાવવાને અને પ્રત્યેક સમયે શોધવાને ફાંફાં મારતી કોઇ આખી વસ્તુમાં પડેલી એવી એક ફાટ કે જે, મનુષ્યોની નજરે (તેમની સગવડ પ્રમાણે) કાં તો તે વસ્તુને **પૂરવાર કરતી** જણાય-કાં તો તે વસ્તુનું **પારખું કરતી** દેખાય.

x x x

**બાહ્યવસ્ત્રપરિધાન** અને **આંતરવસ્ત્રપરિધાન** એનો અર્થ પુરુષોને મનથી, પહેરવા માટેનાં બહારનાં તથા અંદરનાં લુગડાંજ હોય છે. પરંતુ સ્ત્રીઓને મનથી મોટે ભાગે એનો અર્થ લાગતાં

વળગતાંઓ માટે યોજાએલું બાહ્યાકર્ષણ અને આંતરાકર્ષણ એવોજ થાય છે.

x x x

યુવતી–( ગર્વપૂર્વક ) પુરૂષો આપમેળે અમારી પાસે ચાલ્યા આવે છે. અમે કંઇ તેમની પૂંઠે દોડતાં નથી–છછછછ!

યુવક—ખરૂં છે. છટકાંઓને દોડવું હોતું નથી!

x x ×

ખૂણિયાં : દેહસૌંદર્યની અનાવૃષ્ટિ.

વળાંકિયાં : દેહસૌંદર્યની સમવૃષ્ટિ.

ગોલાકિયાં : દેહસૌંદર્યની અતિવૃષ્ટિ.

x x x

ખંડિયેર એટલે કે સૌંદર્ય–સંહારમાંથી જન્મેલું સંહારસૌંદર્ય.

જુવાનોને તેમ ઘરડાઓને પણ યુવતીઓના રૂપાળા ચહેરા નિરખ્યા વિના ચાલતું નથી; તો પછી ફર્ક તો એજ કે: જુવાનો સુંદરીઓના ચહેરાને પોતાની ચોપડી બનાવે અને ઘરડાઓ સુંદરીઓના ચહેરાને પોતાની આરસી બનાવે.

---

# ચર્ચાપત્ર

માધુરીના ગયા અંકમાં શ્રી. 'સંજયરાય ડૉકટરનું' ચર્ચાપત્ર અમે છાપ્યું હતું. શ્રી. સંજયરાય ડૉકટરનું ચર્ચાપત્ર આવ્યું-અને અમે તે વખતે અમારા કામના દબાણમાં બેશક બહુ ઊંડા ઉતરી શકયા નહિ—અને અંગ્રેજી કવિતા વાંચતાં—અને શ્રી. 'સંજયરાય'ને બેશક એક પ્રતિષ્ઠિત વ્યકિત તરીકે ઓળખતાં અમે એ ચર્ચાપત્રને વિનાસંકોચે સ્થાન આપ્યું હતું. અને એ ચર્ચાપત્રથીજ એ આક્ષેપ પૂરવાર નહોતા થતા-પણ એ અંગે અમે કવિશ્રી ખબરદારને એ ખુલાસો કરવાની વિનંતી કરી હતી. પંદરેક દિવસ જતાં કવિશ્રી ખબરદારેજ અમારા હાથમાં P. E. N. નો અંક મૂકયો અને તેમાંજ એ કવિતા જોઇ.

એ કવિતા કવિ શ્રી. ખબરદારની પોતાની જ છે એ માલમ પડતાં અમને આનંદ થયો. અને એ અંગ્રેજી અનુવાદ માટે અમે કવિશ્રીને અભિનંદન પણ આપીએ છીએ-એટલું જ નહિ પણ ચર્ચાપત્ર આપ્યા પછી એ કવિશ્રીએ પોતાનુ સૌજન્ય-અને સ્નેહભાવ હતાં તેવાં જ રાખ્યાં છે તે જોઇ અમને વધારે ખુશાલી ઉપજે છે. અમારો ધર્મ તો માત્ર એક ભાઇની એ ફરિયાદને જાહેરમાં લાવવાનો જ હતો. આ સાથે શ્રી. સંજયરાયનો ખુલાસો પણ આપ્યો છે. કોઇ પણ વ્યકિતને નુકશાન કરવાનો કે જાણીબૂઝીને કોઇની કીર્તિને ઝાંખપ લગાડવાનો માધુરીના તંત્રીનો હેતુ નથી—એટલું જ અમારે સહૃદય જણાવવાનું છે.

અમારા મિત્ર શ્રી. જ્યોતીન્દ્ર દવેએ પણ આ ચર્ચાપત્ર પર પ્રકાશ પાડતો એક ખુલાસો આપી અમને આભારી કર્યાં છે. **તંત્રી**

---

રા રા. તંત્રી,

'માધુરી'

'માધુરી'ના ગતાંકમાં રા. સંજયરાય ડૉકટરનું ચર્ચાપત્ર વાંચી ઘણો આનન્દ થયો. હમણાં ઘણા વખતથી ગુજરાતી સાહિત્યમાં ચોરી પકડવાનું કાર્ય બંધ પડી ગયું હોય એમ લાગે છે. શ્રી. મુનશીની

નવલકથા 'ગુજરાતનો નાથ' પ્રસિદ્ધ થઇ તે પછી તેમજ કવિ શ્રી. ખબરદારની 'કલિકા'ની પ્રસિદ્ધિ પછી આપણા વિવેચકો ભલભલા ડિટેક્ટિવોના કાન પકડાવે એવા ઉત્સાહપૂર્વક ચૌર્યપ્રકાશનના કાર્યમાં મડી પડ્યા હતા અને ગુજરાતી સાહિત્યને માટે 'What is good is not orginal and what is orginal is not good' સારૂં છે તે મૌલિક નથી ને મૌલિક છે તે સારૂં નથી, એ સિધ્ધ કરવા કટિબધ્ધ થયા હતા. ત્યાર પછી એ દિશામાં થોડા માંદલા પ્રયાસો થતા રહ્યા ને પછી તો એ પ્રવૃત્તિ સદંતર પંચત્વ પામી ગઇ કે શું એમ લાગવા માંડ્યું. એ સમયે રા. સંજયરાય ડૉક્ટરે ડૉક્ટરને છાજે એવી રીતે (હું ધારૂં છું કે એ કેવળ અટકેજ ડૉક્ટર નહિ હોય, ધંધે પણ હશેજ) ચર્ચાપત્રરૂપી 'ઇન્જેકશન' આપી અપહરણ શોધી કાઢવાની પ્રવૃત્તિને નવજીવન આપવા પ્રયાસ કર્યો છે તે સર્વથા આવકારપાત્ર છે.

પણ કેટલીક વાર સારા ડૉક્ટરો પણ ભૂલ કરે છે તેમ આ વિદ્વાન ડોક્ટર નિદાન ને ચિકિત્સા બંનેમાં 'ભીંત ભૂલ્યા છે; ઇન્જેકશન હતું તો કીમતી. પણ જે દરદીને માટે એમણે એનો પ્રયોગ કરવા ધાર્યું' તે દરદીને કોઇ દરદજ નથી!

એમણે પોતાના ચર્ચાપત્રમાં કબૂલ કર્યું છે કે 'ચોરી પકડતાં મને આવડતી નથી' અને એ વાત એમણે પ્રસ્તુત ચર્ચાપત્ર દ્વારા સિદ્ધ કરી આપી છે. ચોરી પકડવા માટે એક વસ્તુની જરૂર છે. ચોરી થએલી હોવી જોઇએ એ વાત એમના ધ્યાન બહાર જતી રહી હોય એમ લાગે છે. ચોરી થઇ છે એમ કહેવું જેટલું સહેલું છે તેટલું પૂરવાર કરવું સહેલું નથી. ડૉક્ટર સાહેબ સંજયરાય કદાચ પોતાને પોતાના નામરાશિ સંજય પેઠે 'દિવ્ય ચક્ષુ' માનતા હશે અને તેથી એમણે અંગ્રેજી કવિતા કોણે લખી છે ને ક્યાં પ્રસિદ્ધ થઇ છે તે ચર્મચક્ષુથી જોવાની દરકાર નહિ કરી હોય. બાકી એમણે P. E. N. નો ગયા ફેબ્રુઆરીનો અંક જોયો હોત તો તેમાં શ્રી.

લખેલાં કટાક્ષ વચનો જુદી જ રીતે કેવા સાર્થ બન્યાં છે તે
શક્યા હોત. શ્રી. ખબરદારનું અંગ્રેજી પદ્ય ને ભાષા પરનું
ગુજરાતી જેવું જ છે ને એ અંગ્રેજી ભાષાન્તર કવિએ
પોતાનું ગુજરાતી કાવ્યનું કર્યું છે એમ લખ્યું ન હોત તો
અંગ્રેજ કવિની કૃતિ છે એમ કદાચ કોઈને લાગત—એટલો
અનુવાદ થયો છે.—શબ્દશઃ ભાષાન્તર હોવા છતાં એમાં ક
"તરજુમિયા" લાગતું નથી. જ્યોતીન્દ્ર

---

શ્રી. તંત્રી

'માધુરી,' મુંબાઇ.

નીચેના ખુલાસા પત્રને આપના પ્રસિધ્ધ પત્રમાં સ્થાન
ઉપકૃત કરશો.

કવિશ્રી. ખબરદારના 'મેઘાનું ગાન' નામના કાવ્ય
જે ચર્ચાપત્ર મોકલાવ્યું હતું તેણે ભારે ચર્ચા જગાડી છે.
મને લાગે છે કે મારે એક ખુલાસો કરવો જોઇએ.

મૂળ અંગ્રેજી કાવ્ય મેં ક્યાં વાંચ્યું હતું અને ક્યા
એ કાવ્ય છે તે મેં મારા ચર્ચાપત્રમાં જણાવ્યું નહોતું. તે
એમ છે કે હું કાર્ય પ્રસંગે મુંબાઇ આવ્યો હતો ત્યારે મા
સાહિત્યરસિક મિત્રની નોંધપોથીમાં મેં ચર્ચાપત્રમાં
કડીઓ ઉતારેલી જોઇ હતી. એ કડીઓ વાંચતાં મને કવિશ્રી
દારનું કાવ્ય યાદ આવ્યું. એ અંગ્રેજી કડીઓ મેં ઉતારી
અને પછી 'માધુરી'માં પ્રસિધ્ધ થએલા શ્રી ખબરદારના
કાવ્ય સાથે સરખાવી જોતાં મને લાગ્યુ કે આ તો અંગ્રેજીનું
ભાષાન્તર છે અને તરત મેં તમને ચર્ચાપત્ર લખી મોકલ્યું.

એ અંગ્રેજી કાવ્ય કવિશ્રી ખબરદારે પોતેજ ગુજરાતી
લખ્યું છે એમ મને હમણાં જ ખબર પડી

અપહરણ પકડવાની મારી ધમસમાં મારે હાથે કવિશ્રી
દારને અન્યાય થયો છે તે બદલ તેમની તેમજ તમને વિના
તકલીફ આપી તે બદલ તમારી ક્ષમા યાચું છું. લી.

# વર્તમાન કવિતામાં અવિશદતા

ભાનુશંકર બા. વ્યાસ

કાવ્યશાસ્ત્રના કર્તાઓએ કાવ્યમાં પ્રવેશ પામતા શ્રુતિકટુત્વ, ભગ્નપ્રક્રમત્વ વગેરે દોષોનો ઉલ્લેખ કરી તેમનાં લક્ષણો દર્શાવ્યાં છે. તેમાં કયા દોષો અમુક સ્થાને, અમુક રસના પ્રસંગમાં દોષ રૂપ નથી બનતા તે પણ દર્શાવ્યું છે. આ બધા દોષોનું કાર્ય એક જ છે: તેમનાથી કાવ્યના મુખ્ય ભાવનો અપકર્ષ કે ક્ષતિ થાય છે.

આ બધી શાસ્ત્રીય ચર્ચાને સ્પર્શ કર્યા વગર સામાન્ય વાચકની દૃષ્ટિએ કાવ્યમાં અથવા કાવ્યની અમુક પંક્તિઓમાં જે અસ્પષ્ટતા કે ક્લિષ્ટતા નજરે પડે છે તેની વિચારણા જ અત્રે પ્રસ્તુત છે ઘણી વાર એવું બને છે કે એકાદ શ્લોકમાં આપણે ન સમજતા હોઇએ એવો એક પણ શબ્દ હોય નહિ છતાં એ શ્લોકનો સમગ્ર ભાવ આપણી સમઝમાં ન જ ઉતરે. કોઇ વાર એકાદ સમગ્ર કાવ્ય પણ એવું મળી આવે છે, જેમાં અર્થની દૃષ્ટિએ બધા શબ્દો આપણને સમજાય છતાં સમગ્ર કાવ્યમા કવિને શું કહેવાનું છે તે આપણાથી ન જ પકડી શકાય. બેશક ટેનીસન કહે છે તેમ "Words like nature half reveal and half conceal the soul within" અગ્રમ્યતાને અથવા કાંઇક અસ્પષ્ટાર્થતાને આપણે કાવ્યકલાનું લક્ષણ માનીએ તો તો આ વિષયમાં વિચારણાને અવકાશ જ નથી રહેતો, છતાં અર્ધ વ્યકત રહે તો એવો આત્મા Soul શબ્દોમાં છે એટલું તો વાચકને અવશ્ય સમજાવું જોઇએ.

કવિતા રચનામાં કવિ જે વ્યાપાર કરે છે તે લક્ષમાં લઇએ. પ્રથમ તો કવિના ચિત્તમાં અમુક લાગણી કે વિચાર જન્મે છે, એ લાગણી કે વિચાર કવિ પાસે ભાષાનું જે સાધન છે તેના વડે એ રજુ કરે છે. હવે

એ લાગણી કે વિચારનું જ સ્વરૂપ જો વિશદ ન હોય તો કવિનું આલેખન સ્પષ્ટ ન થાય એ સ્વાભાવિક છે. આને લીધે આપણને કેટલાંક કાવ્યો એવાં મળે છે, જેમાં કવિને જે કહેવાનું હોય તેજ એના ચિત્તમાં સ્પષ્ટ હોતું નથી. કોઇ એમ કહે કે કવિની ભાષાની 'સિદ્ધિ અપૂર્ણ' હોવાને લીધે આમ બને એવો સંભવ નથી? ખરું, પણ જ્યારે કવિ શિખાઉ હોય, કવિતાની રચનામાં એનો હાથ બેઠો ન હોય ત્યારે આવો સંભવ ખરો. પણ જેનો હાથ કાવ્યરચનામાં સ્થિર થયો હોય એવા કવિ પાસેથી જ્યારે આપણને અવિશદ રચના મળે ત્યારે તો આવો સંભવ ન જ કલ્પી લેવાય

એક કાવ્ય લઇએ. એ કાવ્યનું નામ અને તેમાં જે આલેખન છે તે બંને વાચક પોતાની જાતે સમજવા પ્રયત્ન કરે તો તે શું સમજશે તે પણ વિચારીએ.

**માતાનું હૈયું**

આજે પરિમલને હીંડોળે,
કાલે રમશે માલણ ખોળે;
આંગળીએ આંગળીએ તારી
કાયા કચરાશે,
ઉર વીંધાશે સુતર તારે
સુગંધ વહશે અનેક ધારે;
પળ પળ કરમાતી કાયા
આધે ઉશેટાશે.
સૂરજનાં કિરણ કંટકભર
ઝીલ્યાં અંતરની એરણપર
સુકાતાં સ્મિતને ભીંજવવા
ઉર વલોવું શેં?

(ખંડિત મૂર્તિઓ)

આ કાવ્ય રજુ કરતાં વિરામ ચિન્હો વગેરેની યોજના મેં કવિની પોતાની જ રાખી છે. ઘણી વાર વિરામચિન્હોની ઉચિત

જણાય તો આપણને નિરાશા જ થાય. અને તે નિરાશાનું કારણ કવિએ કાવ્યના નામમાં જે પ્રતિજ્ઞા કરી છે તે આપણે પૂરેપૂરી નથી અનુભવી શકતા તે જ છે. શ્રીયુત ઝવેરચંદ મેઘાણીના 'સોનાનાવડી'માં, શ્રી. ચન્દ્રવદન મહેતાના 'કાંચન જંઘા'ના કેટલાક ખંડોમાં અને શ્રી. સ્નેહરશ્મિના 'અણુદીઠ' જાદૂગરમાં આવી જાતની અવિશદતા કાંઈક બીજે સ્વરૂપે આગળ આવે છે. સોના નાવડી તે કર્મ દેવનાની કે આશાની ? અણુદીઠ જાદૂગર તે મૃત્યુ કે પ્રેમી ? અને કાંચન જંઘાનો શિવશૃંગનો યોગ તે શું !

આ ઉપરાંત અત્યારે આપણે ત્યાં અનેક કવિઓ ગ્રામ્યપ્રદેશની ભાષાનો ઉપયોગ કવિતામાં કરે છે. કાવ્યનો વિષય જ્યાં ગ્રામ્યપ્રદેશનું વાતાવરણ માગી લેતો હોય ત્યાં એવા શબ્દના પ્રયોગ દૂષણરૂપ નથી બનતા, છતાં લોકની બોલી અને સાહિત્યનું ઉપાદાન જે ભાષા એ બે વચ્ચે થોડું ઘણું અંતર તો રહેવાનું એ ભૂલવાની જરૂર નથી. માટે એવા શબ્દનો પ્રયોગ કર્યો હોય ત્યાં ટિપ્પણથી કે અન્યરીતે એ શબ્દને વિશદ કરવો એ ઇષ્ટ છે.

*લાંબાં વાક્યો કાવ્યમાં ન હોય એવો નિયમ તો નજ બાંધી શકાય.* કારણ કે આજે છંદની એકાદ પંક્તિને બદલે વિચારને આપણા કવિઓ (Unit) એકમ ગણવા લાગ્યા છે ત્યારે લાંબાં વાક્યોનો નિષેધ અસ્થાને છે. છતાં લાંબાં વાક્યો હોય ત્યારે દૂરાન્વયનો ભય બહુ રહે છે, અને દૂરાન્વયને લીધે અવિશદતા ઉત્પન્ન થાય.

એક વધારે દૃષ્ટાન્ત લઇએ. શ્રી. પ્રહલાદ પારેખનું દીવાદાંડીનું એક કાવ્ય છે. તેમાં શરૂઆતમાં દીવાદાંડીનું વર્ણન છે. એ દીવાદાંડી પોતાની સમીપ આવતાં બધાં વહાણને રોકે છે. તે પછી આવે છે:

" સંદેશાઓ ઝબકી ઝબકી આવતા પ્રાણ કેરા,
સુણીને સૌ દિશ બદલતા નાવ કેરી ખલાસી;
જાતાં મારું જીવન-જલધિ-માર્ગ જો નાવ તૂટે
દીવાદાંડી બની રહી તહીં ચેતવું સૌ પ્રવાસી.

અહિં કવિ દીવાદાંડીના પ્રકાશને જે બધા ખલાસીઓ ત્યાં મરી ગયા તેમના પ્રાણ તરીકે રજુ કરે છે. અને એ પ્રાણ હવે અન્ય ખલાસીઓને ત્યાં મૃત્યુના માર્ગમાં જતાં રોકે છે. પણ તે પછી ઉપરના શ્લોકમાં છેલ્લી બે પંક્તિઓ છે તેનો અર્થ શો ? 'મારું જીવન' તે જલધિ, કે નાવ ? અને દીવાદાંડી બંધાય તેમાં અજાણ્યા માણસે એ બંધાતા પહેલાં અથડાઇ મર્યા હોય તેનો આત્મભોગ કેટલો ? આને લીધે હું પણ મરીને દીવાદાંડી બનું એવી ઇચ્છામાં આખું કાવ્ય જોતાં વિશદતા લાગતી નથી.

વર્તમાન કવિઓમાં આવી બધી અવિશદતાઓ અનેક વાર આવે છે, કારણ કે અત્યારનો યુગ જોતાં એમની પોતાની કાંઇ ભાવના કંઇ જીવનધ્યેયજ સ્પષ્ટ નથી એવું આરોપણ કેટલીક વાર કરવામાં આવે છે. આ આરોપણને સત્ય તરીકે તો હું નથી જ સ્વીકારતો છતાં વર્તમાન કવિઓનાં કોઇ કોઇ કાવ્યમાં ઉપર દર્શાવ્યા તે અથવા એવાં કોઇ અન્ય કારણે અવિશદતા આવે છે ખરી. પણ તે માટે પ્રોફેસર ઠાકોરથી માંડીને આજ સુધીના સર્વ કવિઓનાં કાવ્યોમાંથી અવિશદ જણાય તેવાં કાવ્યો હોય તો શોધીને એક બીજો સ્વતંત્ર લેખ તૈયાર કરવાની જરૂર જણાય છે. એટલે આજે તો આ અવિશદતા વિશેની ચર્ચાની શરૂઆત કરીનેજ અટકું છું.

# અવરોહણ

[ જેમ સૉનેટો આપણે ત્યાં પશ્ચિમથી આવ્યાં તેમ પ્રતિકાવ્યો પણ પશ્ચિમથી આવ્યાં છે. પણ પ્રતિકાવ્યનાં બંધનો કોઇ પણ કવિને ગુંગળાવી મારે એમ છે. શબ્દે શબ્દનો ધ્વનિ રાખવો, પહેલેથી છેવટ સુધી ખાસ વિષયનેજ વળગી પ્રવાહિતા અને સ્પષ્ટતા જાળવવી તેમજ મૂળકાવ્યના કર્તાની શૈલીનું આબેહૂબ અનુકરણ ઉતારવું–અને એ સૌ જાળવવા ઉપરાંત હાસ્ય આણવું એ સારામાં સારા પ્રતિકાવ્યની કળા છે. આ 'અવરોહણ' પ્રતિકાવ્ય આપણા સાહિત્યમાં એક આદર્શ પ્રતિકાવ્ય તરીકે રહેશે.

અંગ્રેજી સાહિત્યમાં પ્રતિકાવ્યકર્તાઓમાં ખૂબ જાણીતા અને મોખરે ઉભા રહેનાર કૅલ્વર્લી', જેમ્સ સ્મીથ અને હૉરેસ સ્મીથ જણાયા છે. આ પ્રતિકાવ્યોમાં જે શબ્દેશબ્દના ધ્વનિ મૂળ કાવ્યના ધ્વનિ સાથે એકસરખા જણાયા છે, તેટલા સરસ ધ્વનિ અંગ્રેજી પ્રતિકાવ્યોમાં નથી. એજ આ પ્રતિકાવ્યની સફળતા–અસાધારણ સફળતા. બેયાર્ડ ટેલર અને સાઉધીનાં પ્રતિકાવ્યો પણ જાણીતાં છે. પણ એ સૌમાં કૅલ્વર્લી' વધારે સમર્થ પ્રતિકાવ્ય કર્તા જણાઇ આવે છે. જેમાં એનાં "The Cock and The Bull" અને "Wanderers" ખૂબ જાણીતાં છે. એ બધાં જાણીતાં પ્રતિકાવ્યોમાં હાસ્ય ભરપટ્ટ છે.

આપણી ભાષામાં એવાં કોઇ પણ પ્રતિકાવ્યની ટક્કર ઝીલે એવું. આ "અવરોહણ" પ્રતિકાવ્ય છે. તે ગુજરાતી સાહિત્યને માટે ગૌરવભરેલું છે. આ પ્રતિકાવ્યને મૂળ કાવ્ય સાથે સરખાવવા માટે, મૂળ કાવ્ય પ્રતિકાવ્યની સામેનાં પાનાં પર આપેલું છે. મૂળ કાવ્ય 'આરોહણ' ૧૧૫ લીટી સુધીજ છે. પછી પ્રતિકાવ્યજ બન્ને બાજુઓ પર છે. 'ફુટનોટ' બન્ને બાજુએ છે તે પ્રતિકાવ્યનીજ છે............તંત્રી ]

# અવરોહણ*

પૃથ્વી–સળંગ ને સૂકી–અગેય, અપેય ને અજેય +
યતિસ્વાતંત્ર્ય ને ક્ષતિપારતંત્ર્ય ડ. સહિત.

રખે હૃદય ! ત્યાં જશો ! પથ જુદો ધરો કાં તમે ?
પડે કવણુ આપ સંગ, અહિં જે રહ્યા ટેકીલા ?
પહુણે ભય ન લેશ જ્યાં મગજ ટીપતાં લાગતો,
દિસે અંજલકૂપ,[1] કે કથન નાકપાખાં થયાં ?
ન આ કદમમાં પ્રભાવ, સઉ વારી હારી ગયાં;

* ઇ. સ. ૧૯૨૫ માં થયેલાં પરોક્ષ સૌજન્યપ્રદર્શનમાં પ્રથમ સ્ફુર્યું અને પછી 'પરહસ્તે સર્પતાડનમ્'ની નીતિવાળાં અન્ય અનેક પ્રદર્શનોથી મગજમાં વિસ્તાર પામ્યું. એમાંનાં કથનચિત્રો દેવીના ઉચ્ચ ગિરિનિવાસ પરથી નીચે ઊંડી ખાઇમાં વહી અદૃશ્ય થતા પંથીનાં અનેક દશ્યો પરથી લીધેલાં છે. અવરોહણ=ઉતરાણ. આવાં ચિત્રો ડુંગરોને ખુંદી નાખ્યા વગર મળતાં નથી, અથવ, ડુંગર ખોદીને ઉંદર કાઢનારા મહાપુરુષોનાં સત્યદર્શન ડુંગર પર ગયા વિના પામી શકાતાં નથી.

† વિચારપ્રધાન કવિતાના ઉતરાણ માટે મેં આ સળંગ ને સૂકી પૃથ્વીના છંદની ખાસ શોધ કરેલી છે, તે તો હવે સઉ કોઇ જાણેજ છે;–કેમ ન જાણે ? ગમે તેમ ચાલો, દોડો, ગબડો કે પડો, એ સર્વ ક્રિયા માટે એની સળંગતા ઘણી જ અનુકૂળ છે. એને ખાસ સૂકી રાખવી પડે છે, અથવ એ સૂકી રહે છે, કારણ કે એની ઉપર જો અમીમય આદ્રષની દૃષ્ટિ થાય તો તે લીલી થઇને ચોચી પડે ને પગ ખુંચી બેસે. અગેય એટલે જેનું ગાન ન થઇ શકે તેવી, અપેય એટલે જેનું પાન ન કરી શકાય તેવી (સૂકીજ છે, કની !) અને અજેય એટલે જેને જીતી ન શકાય તેવી, જુવો, આ ત્રણે

પૃથ્વી-સખે, હૃદય! ક્યાં હશો ? પથ કયો ત્હ્મેં આ સમે?
ત્હ્મેં અવર કોઈ સંગ, થઇ કે રહ્યા એકલાં ?
અને નયન જે સદા મધુર દીપતાં, તે હજી
હસે અસલરૂપ, કે કંઇ શું થાકઆંખાં થયાં?
જરા વિષમ આ ચ્હડાવ, સઉ સાર્થી હારી ગયા,

---

વિશેષણો મેં સાર્થ કર્યાં છે કે નહિં ? આ પૃથ્વીને કોઇ જીતી ગયું નથી કે હું પણ તે જીતી શક્યો નથી. અગેય કવિતા માટે રૂપમેળ છંદજ જોઇએ એવું વિધાન કીધા પછી, તે પૃથ્વીને અગેય માનીલીધા પછી, હું અનાયાસે મ્હારી આંતરશક્તિના પ્રભાવે શ્રુતિઓની એકમ-એકમની નાહાબારી પણ શોધી શક્યો, અને રૂપમેળ છંદને પાછો માત્રામેળ બનાવીને મ્હારા મૂળ વિધાનની અદ્ભુતતા મેં સાબિત કરી આપી ! રા. બબેંના અનુમાન ઉપરથી 'પૃથ્વી' સુયેગ નથી એ મ્હારા સિદ્ધાંતને પુષ્ટિ મળી હતી, પણ રા. વિજયશંકર પ્રાણશંકર દેબરે પોતાના "નાદવિનોદ" માં ૭૭ મે પાને એજ 'પૃથ્વી'ને વર્ષો ઉપર રાગતાલમાં બેસાડેલો હતો, તેને "રાગ ગૌરી, તાલ ચતુશ્રજાતિ એક તાલ : માત્રા ૪ : મધ્યકાળ", એમ સુયેગ કરીને બતાવ્યો હતો; અને હવે તો બીજા રાગોમાં પણ તે ગવાય છે; પણ તે મ્હારા સિદ્ધાંતથી પર છે એટલે હું તેને ગણુતો નથી.

* આ પદ્યાલેખનમાં જે ક્ષતિઓ લાગે તેમાં 'અવરોહણ'ના લેખકનું સ્વાતંત્ર્ય નથી પણ પારતંત્ર્ય છે; મૂળમાંની ક્ષતિઓનુંજ નાનું મોટું પ્રતિબિંબ છે.

૧. જળ-પાણી-વગરનો કૂવો; મૃત્યુનો કૂવો, કલાનું મૃત્યુજ થાય છે માટે.

ગળ્યા પગ અનન્ય શું ઢગ થતી ધુળેટી વિશે?
તપો રસ ઉકાળતા સટીક તમ દુહાસુંડને[2]
ઘડ્યા મમતીલા ઘટે,[3] કચડતા નીચે ઝૂલતાં
સુગંધી કવિતા પુલો, સુપદપુંજ ફૂટી ફુટી
લીધો અણઘડેલ ભેત રસ–ઢાળ–તાળી હીણો.

અમે પણ ઘણું કહ્યું વિહરવા ઊંચે સાથમાં,
છતાં ઉતરવું, હજી ઉતરવું : તમારી દશા!
પડો, કદિ ઉભા રહોઃ મતિમદે ભુજાઓ ઘસે;
પડે વિકલ શિક્ષણે યુવક હેઠ કૈં ભેજન.
નિહાળી ઠગચિત્રની[4] ચટકતી જ[5] માયાસભા
વિસારી નવ ઘો છતી વિજયશાળી તમ શક્તિઓ;
ત્રિલોકભર સૂણી લ્યોઃ પ્રકૃતિ ગાય ના ગાયન?[6]
નહીં દીધી શું કુદ્રતે ગગનગંગશી કલ્પના?

ભલો ધ્વનિનાં[7] તજી પ્રસિત[8] આંખ વધુ જડ બની,
ભરંત ડગ ખાલરંગ ધરતાં જ આશ્વાસમાં;
રુવે, કકળતી દુખે સુભટકેરી મૈયા દિસે,
રચે કિરણ ભગ્નપંથી પર ક્યાંહિં રવિ ઉગમણા?
સ્હુડે ભૉષણ કોષમાં અધિક, ગોતી શબ્દો ભલે,

---

૨. મ્હારી 'કરેવ' વાળા દુહાસોરઠા વાંચ્યા છે ને? ૩. હૃદયે. ૪. પદ્યરચનાની અશક્તિમાંથી ઉદ્ભવેલા કવિના અગેય રૂપના માયાવી ચિત્રની. ૫. આ અને આવા અનેક ઠેકાણે વપરાયેલા 'જ'નું અહિં ખાસ કામ નથી, પણ મૂળમાંના એ પાદપૂરક 'જ'નાજ પડઘા છે. ૬. કવિતા અને સંગીત બન્ને ઓંકારમાંથીજ જન્મેલાં છે, અને જડ ચેતન, સર્વેને એ ઓંકારમાંજ અંતે સમાવાનું છે. અવકાશમાં ધ્વનિઓ અનંત પ્રવાસ કરે છે. અતિરચનાની નિયમિતતા

વળ્યા પગથીં અન્ય, જે ઉતરતી તળેટી વિશે.
અપાર સઉ ગાળશે સ્ફટિક કે ગુહાકુંડને
પડયા હિમશિલાતટે, નિરખતા નીંચે દૂરનાં
વિસર્પિ સરિતાકુલો, ઉટજકુંજ છૂટી છુટી,
અને વનવીંટેલ ખેતર વિશાળ વાળી ખીણો.

મ્હને પણ ઘણું કહ્યું વિરમવા નીંચે સાથમાં,
પરન્તુ ચ્હડવું હજી ચહડવું, એજ મ્હારી તૃષા.
ચ્હડું, વળી ઉભો રહું, પ્રતિ પદે દિશાઓ ખસે,
અને વિમલ તીક્ષ્ણ અન્તર ઉકેલતાં લોચન.
નિહાળું જગચિત્રની પલટતીજ છાયા પ્રભા;
વિચારું કંઇ જીવતી નિધનવાહિ કઇ પંક્તિઓ;
વિલોકું નર, ચિન્તવું પ્રકૃતિશાયિ નારાયણ;
અને વિધિસમુદ્રમાં નિરખું ભંગ સંકલ્પના.

જલો અવનિનાં સજી અનિલ પાંખ, નિર્મલ બની,
તરન્ત ખગમાલ સંગ ફરતાં જ આકાશમાં;
સુવે ઢળતીં ઝાડના ઘુમટ કેરીં શય્યા વિશે.
રચે ઝુલતીં લગ્નગ્રન્થિ કર સાહીં તુરુયુગ્મના;
ભરે કુસુમકોશમાં સ્ફટિક, મોતીં વેરે દલે,

અને તાલ એ કવિતા અને સંગીતનો સહીયારો અંકોડો છે. કવિતાની ગેયતા કવિતાના આત્મા સાથેજ સંકળાયેલી છે. એ ગેયતાને કહાડી નાખો તો ખુદ કવિતાજ કપાઇ જશે. ૭. સંસ્કૃત તત્સમ શબ્દોને આમ તેના જોડાક્ષરો છૂટા પાડીને લખવાથી રચનાવિધાનની શ્રેષ્ઠતા અને વિચારપ્રધાન કવિતાની મિષ્ટતા જળવાઇ રહે છે. સળંગ લખી જવા માટે પદ્યરચના માટે શબ્દો બરાબર નહિં જડતા હોય તો ધ્વનિના ધવનિ, શબ્દના શબદ, અલ્પના અલપ એમ ખેલાશક કરવા. એનાથી પેલું ખાસ 'કવિતામાધુર્ય' વધે છે. ૮. આસક્ત; બંધાયેલી.

કુદંત વળગી ખચે શબ્દગુંજ પીડામય;
વિલબ્ધ કળ નાખી દે, ગણું કરે ઘડી ક્ષોભતા,
વિલાપન કરી ધ્રુજે, અધિર ભીંત ના.દિલ ધરે!

હશે તહીં લટો અને મુરતીઆ જરી માખણું
દિમાગ ભરીં દે, પરંતુ નૂર તો હતાં તેહવાં;
નીચે યતિગતિ તણા ગત પ્રપંચ લાભો વળી
ફિસાદ જંડતા ત્યહીં, જિકર તેથીં કરતાજ એ;
નડે સફર નાવિકો, શ્રુતિ પરીખ માત્રાળુઓ,
ધરે પુલ નહીં, તથાપિ ધુળ આંખડીમાં ભરે;
ચણી વિરસ કોટડી, રણું દિસંત ફાલ્યાં ફળ્યાં,
ઉઠયા રસિક પાઠકો ચતુર શુક્લશશિ સુંદર,[૯]
અનેક નત ઊર્મિના અધમ ઊંટકવિઓ બીજા:
ઉપાધિછલ આણતા, વિતથ[૧૦] ભ્રમપ્રચારી, તદા
કલાક્ષતિ બતાવતાં ટસટસી ધરે કાંચળી!

ખરેખર કવિ, જુવો, "કુદરતે બધું સુંદર,
છતાં કયમ કવિત્વ એવું તમ ક્લિષ્ટ ને ખોખરું?"
મળે રુચિરતા કહીંક જ; પ્રલાપી બે ચાર કો
ચરોતરી લીલાઝુમી[૧૧] સુકૃતિ શુંથી ફૂલો રુડાં,
તજી સઉ અગમ્ય તાન વા ચીનમા[૧૨] શોખીને;[૧૩]
પુરાણુ રસભોગીનો ખપ તમે ન લ્યો ધ્યાનમાં,
અડાઅડ ઉભી કરી વિષમ પંક્તિઓ ઘાતકી,

૯. શુક્લ પક્ષના ચંદ્ર જેવા સુંદર ૧૦. જૂઠો; ખોટો ૧૧. ચરોતર પ્રદેશમાં જેવી લીલાંથી ઝૂમેલી. ૧૨. ચીનના જેવી દુર્ગમ ભાષાના. ૧૩. સળંગ પૃથ્વીની અપાર ખુબીઓ છતાં આ ઠેકાણે પૃથ્વીના ખાડા ટેકરા કુદાવવા પડતા હોવાથી અહીં કુદકિયા રચના થઇ છે;

શકુન્તકલગી ખચે ચળકણુંન્દ હીરામય,
વિદગ્ધ તરુ ઢાંકી લે, ક્ષણુ કરે કંપિ ય શોભતા,
શિલા પણુ પરિષ્વજે, કઠિન ચિત્ત કોમલ સરે.

વસે અહીં મઠો વિશે 'મુરતીઓ' ધરી ખાખ ને
વિરાગ વંદને, પરન્તુ ઉર અન્ય સૌ જેહુવાં;
નીચેની વસતી તણા સતત 'પંચભાગો' વળી
'પ્રસાદ' ચ્હડતા અહીં, જઠરે તેથીં ભરતા જ એ;
ચ્હડે ઉપર ભાવિકો, હુરખથીજ જાત્રાળુઓ,
ધરે 'ફુલ નહીં તથાપિ ફુલપાંખડી,' તે ગ્રહે;
ઘણી ગિરિની ઓષધિ, વને અનન્ત ફાલ્યાં ફળ્યાં,
કુઠારિ, વળી કાછિયા, કણુબી, માળી, વૈદ્યો, અને
વિવેકહુત દર્દીના અધમ ઊંટવૈદ્યો જ એ:
સમાધિછલ જાણુતા, કપટ–બ્રહ્મચારી, સદા
અધોગતિ સ્વીકારતા ચશચશીજ ગાંજાકળી.

સ્મરે કવિ કહ્યું ત્હમે " કુદરતે બધું સુંદર,
અને ફકત માનવી અધમ,"–એ અહીં તો ખરું !
અરે નહિ નહીં. અહીં પણુ કદાપિ એકાંદ કો
મઠોતણી શિલાભુમી કઠણુ વીંખી મૂલો ઉંડાં
તજી ફલક વર્તમાન, પ્રાચીનથીં પોષીને,
પુરાણુ ઋષિ યેગીનો તપ શમે અને જ્ઞાનમાં
સમોવડ બની રહે, હૃદય બુદ્ધિ આત્મા થકી

---

અધય કીધી છે, મૂળમાંના ખાડા ટેકરા ને ફૂદકા જેવીજ. ૧૪. બહુ. 'બહુ' ની આ નવી જોડણી મને 'બ્હો' ગમે છે, એથી શબ્દ સૌંદર્ય વધે છે: જુવો, સૌંદર્યમાં પણુ 'સૌં'જ છે! ૧૫, ગાડું. ૧૬. ચાર તેમજ હોશશ્યભરી, ૧૭. " પૂછું મ્હને કુટેવ, " એ તો

નસાડૉં દઇ ઝ્હો[14] વિધિ સરલ સૌમ્ય ચરણો બધા
ન જોયું કયમ કુદરતે ભરૉં રહ્યુંજ સૌંદર્ય રે?

વડું દુખદઃ હા! સખે, સખત આ ઢળાવે મળે
નહીં શકટઃ [15] કર મુકો ચતુર[16] રોજની ટેવથી[17]
કહીં મગતરાં મચ્યાં; ઉંદર ઝ્હાડ ફોડી ધસ્યા,
અને સુર-ખતાતણી કવન ઝાડી આ જાલમી!
પદે પદ વણું, દિસે ઉકરડા તણા ઢગ સમું,
અને જહિં તહીં ખસે લઘુગુરુ સ્વરોની કણી.
અહા! થઇજ ઝાડી, નિર્જલ તપે બધી ભોમ શું!
–અરે સબર ક્રૂર, કૃત્ય તમ મત્સરે શું શમે!

હશે રુદ્ર શે અહીં રચ્યું વિલાતનું શાસન?[18]
છપાવ્યું છવિએ, તથાપિ લડૉં થાકયું ધૂતારું શું?
નિહાળીં પથ એ જુવો, નવરસો જ બીજે વણાઃ[19]
કળાય ન કળાય અંદર ધુપેલ કે તેલ છે!
સબાપત ઉજાળતો મુકુરદીપ[20] શું શે મહીં
ખરે સ્વપનમાં જ કીણુ, ઢગ ગાદળામાં ડુબ્યો!
હવે શયનધામમાંહ્ય[21] નિજ લેખિનીને પુરી
ઉશેટૉં પતનેથીં હીણુ[22] સ્યો, હાસ્યવિમોચન![23]

મહા નર દીઠો, હરિ! અગર આ સ્વપન[24] ગર્વનું?
ફરીજ ભણકાર?–હા, અનિલ ફાવતો આં દિસે[25]

પ્રસારી વળી કૌમુદીધવલ સૌમ્ય કિરણો સદા,
ન હોય જડ કુદરતે ધરી રહેલ જ સૌંદર્ય તે.

સ્હડું ઉપર. હા ! સખે, વિકટ આ સ્હડાવે ત્હમે
નહીં નિકટઃ કર ચહે તમ ખભો જુની ટેવથી.
નહી પગથિયાં રચ્યાં; પથર ધારવાળા લીસા;
અને તરુલતાતણી નિબિડ ઝાડી આ કારમી !'
પદે પદ વળું નીચો, ઉઝરડા તથાપિ ખમું,
અને કયહિં કયહીં દીસે પદવિ વ્યાપ્ત ચિત્તા તણી.
અહા, ગઇ જ ઝાડી, નિર્મલ લસે ઉંચું વ્યોમ શું !
–અરે પ્રખર સૂર્ય, સત્યવર વત્સને શો દમે !
દીસે કુદરતે અહીં રચ્યું શિલાતણું આસન.
તપાવ્યું રવિએ. તથાપિ ઘડિ થાક ઊતારું હું.
નિહાળું પથ જે સ્હડયોઃ જલરસો જ નીચે રહ્યા;
જણાય ન જણાય સૃષ્ટિ સુન્દર ગુંથેલ રંગેલ એ.
હવાદળ વિશાળ આ ભુખર દીપતું તેમહીં,
સરે રસળતાં જ મીન ખગવાદળાં ઓ ડુબ્યાં !
ખ્હણેની ઘનશ્યામ છાય નિજ મોહિનીમાં પુરી
લપેટી જતનેથી ખીણ, લોભાવતી લોચન.

અહા સ્વર મીઠો ! ફરી ! નગર આ શું ગન્ધર્વનું ?
ફરીજ રણુકાર ?–હા, અનિલ આવ રમ આ દિશે;

---

છેઃ 'હીણું પતનેથી.' ૨૩. હાસ્યાસ્પદ થવામાંથી મુક્ત કરનાર. ૨૪. પાસેના તત્સમ શબ્દ 'ગવ'નું વપન કરી નાખતા આ ખાસ પૃથ્વીછંદનેજ માટે 'સ્વપ્ન'માંથી આ 'સ્વપન' શબ્દ બનાવ્યો છે. તે બહુ મધુર લાગે છે ! ૨૫. અનિલ–પવનઃ ભણુકારને પડઘા એક પછી એક સાવ્યાજ કરે છે; એટલે ભણુકાર પછી બીજો ભણુકાર આવે તેમાં ફરતો પવન લાગે છે.

ઘડેલ ત્યજી દીધ શા કવિકલાતણા કંદરો[૨૬] ?
સદા વિવિધ દંત ને વિવિધ આળના ધારક
કરે બધી સુગંધ બંધ; હઠીલાજ કૂચા વિશે
ન હારી નમતા, વળી ઠરી રહી ખતા એ પર,
બનાવી મથકો, કરે ગલિત ગોખને થાંભલા.[૨૭]

અહા અસુર દંત! અંતર બને કલાનાશથી
હુતાશ બહુ,—શા ચીરા પ્રગટ જો દમે આ ઉરે!
ગણ્યો શું કવિનાં કલાપ્રબલ તત્ત્વકાર્યો તણો
ઊંડો પરમ મર્મ—કંઠરવ ક્લિષ્ટ ને કર્કશ?
અહો નયનબંધ કાવ્યદ્યુતિ[૨૮] ભૂલતા કવિજનો!
લગીર નવ યત્નથી રસરહસ્ય જાણ્યું તમે;
વહે સલિલ[૨૯] છીછરી સરિતમાં, તથાપિ મદે
તરો કવિતનાવડે, તરણ[૩૦] તોય પકડાય ના.[૩૧]
ન કવાપિ[૩૨] તમને જડી ખરી વિભૂતિ કવિધર્મની;
ન એ રસપ્રસાદ, આંખ જકડ્યા જ મનના સમો,
અરોચક,[૩૩] નહીં શકે ઉતરી અન્ય અંતર વિશે.

થઇ ઘણી સજા; થયા શિર પ્રહાર પણ કેટલા:
થયાં વચન કેટલાં: તદપિ સ્વમનાં પૃષ્ઠ એ
ઘૃણા સહિત છે ખુલ્યાં ઉપહાસ –સાહિત્યમાં[૩૪]!

---

૨૬. અંકુશો. ૨૭. અને વળી પોતાની ખતા પર જે ઇમારત ઊભી કીધી છે, તેના ગોખ ને થાંભલા પણ ગલિત—ગળતા—બનેલા છે. ૨૮. કવિતાની ખરી જ્યોતિ. ૨૯. પાણી ૩૦. હલેસું ૩૧. એક તો છાલરી નદીમાં પાણી આછાં વહે. તેમાં કવિતાનું નાવડું તરાવવા મૂકાવ્યું, ને તો પણ હલેસું તો પકડવા આવડતું નથી ૩૨. કદચિત ૩૩. પ્રકાશ વગરનો.

પડેલ ત્યજી દીધ આ ઉંચીં ટુંકો વિશે મન્દિરો,
રહ્યાં વિવિધ પન્થ ને વિવિધ કાલનાં સ્મારક,
ધરે હજી સુકંઠ ઘંટ; અનિલો જ પૂજામિષે
વગાડી રમતા, વળી ધરી વહી જતા એ સ્વર,
સુનાવીં પથિકો, કરે ચકિત લોક વ્હેમી ભલા.

અહા મધુર ઘંટ, મન્દિર વિશે અનાયાસથી
થતા મુખર,-શા વિચાર પ્રકટો ત્હમે આ ઉરે!
રહ્યો શું પૂર્વજ મહા પ્રબલસત્ત્વ આર્યો તણો
ખરો વિમલ ધર્મ—ઘંટરવ મિષ્ટ આ કેવલ?
અહો જગતવંદ્ય ધર્મદ્યુતિ સેવતા પૂર્વજો,
ભગીરથ પ્રયત્નથી જગરહસ્ય પામ્યા ત્હમે;
વહે અનિલ ઇશ્વરી નિયમથી, કદાપિ વહે
સ્વરો તમ તણા, પડે શ્રવણ, તો ય સમજાય ના.
કદાપિ નજરે સ્હુરે સજીવ મૂર્તિ તમ ધર્મની,
ન એ નિજ પ્રકાશ, રાણકજળ્યા જ તનખા સમો,
નપુંસક, કરી શકે પ્રકટ અન્ય આત્મા વિશે.

ગઇ ઘણીં પ્રજા; ગયા વિરમી ધર્મ પણ કેટલાઃ
રહ્યાં વચન એમનાં, ફકત કલ્પનાસૃષ્ટિ એ
ગણાય, ગતકાલના ઇતિહઆસ-સાહિત્યમાં.

૩૪. ઉપહાસના સાહિત્યમાં. ત્હમને ઇતિહાસની વ્યુત્પત્તિ માલુમ નહોતી, તેથી તેને ખુદ મ્હારી કવિતામાંજ વ્યંગપણે બતાવી દેવાનું ઇષ્ટ ગણીને મેં ત્યાં 'ઇતિહાસ'ને 'ઇતિ–હ–આસ' એમ લખ્યું. ત્હમારે એમ નહી સમજવું કે પૃથ્વીમાં ઇતિહાસ બરોબર સમાઇ ન શકતો તેથી પૃથ્વીનો ખાડો પૂરવા મેં "ઇતિ–હ–આસ" એમ વ્યુત્પત્તિમય

તને, ગરવી ગૂજરાત, ખમ્મા ! શું વંત્રી નડી ?
બળી ડુબવશે શું સંકુલ[35] અગેયસિંધુ વિશે ?
બસારત ન જાણી, હોમ કરવા બકાળ્યો[36] ઘણું :
નહીં કવિકલા ઠરી, રસ શું આપશે અક્ષરો ?
સખે ! દમ ઉઠે, રુંધાય જીભ કંઠ મોઝારથી.
અને મગજને દળે પ્રલયકાળરૂપ ચિત્ર એ !
પ્રભો ! ગ્રહણ ભાસતું ! ફરતી વ્હોરી જંજાલ આ !
ગ્રહી દલિલસ્હોતી તેગ, ઉધ્ધારવા ગુર્જરી ! ૭

મ્હડો ઉપરઃ દોષ ના; ફક્ત પૂર્ણ નિશ્ચય કરો :
બધે શું ન પડે કઠોર પડઘા તમારા જ આ ?
અવાજ પણ એ રુવે, ફરી તમે સુણાવ્યા મળે,
ઢળી વિરસ શૂન્યમાં ભળી જશે હતા ના હતા;
તમે ફસી વસી રહ્યા બસ અગેય ભ્રાંતિ મહીં
અધીર મદડોલ,—જે મગજતેલ આ જાતનું,
વળી રચન-માપ-અંક, સુર મૂળ રાગો તણા,
ડુબાડી, ડુલવી, વળી ગુચવી, પંક લોટાડીને,
ધરંત કવિનામ ભોગ્ય ભ્રમભગ્ન આધાશીશી ![38]

---

શબ્દ લખીને હાંક્યું. કવિતાના સત્ય સ્ફુરણમાં મને મ્હારા વિચાર-પ્રધાન મગજને અંગે એટએટલા વિચારો આવીને ઘેરી લે છે કે તેને આવી રીતે મ્હારે સ્થાન આપવુંજ પડે છે. એજ રીતે અહીં 'ઉપહાસ' શબ્દને મેં 'ઉપહઆસ' એમ લખ્યો છે, અને મ્હારે મતે 'ઉપહાસ'ની વ્યુત્પત્તિ પણ એમજ છેઃ ઉપ=પાસે, હ=આનંદ (જુઓ સંસ્કૃત કોષ !) અને અસ્=હોવું. ગુજરાતી કવિતાલેખનમાં

જશે ગરવી આર્ય જાત, બ્રહ્માની પુત્રી વડી ?
ત્રયી શમી જશે અસંગુર શું ક્ષીરસિન્ધુ વિશે ?
થશે શું ભારત યુનાની હોમર તણાં જ કાવ્યો સમું ?
નહીં શશિકલા ધરી, કુસ શું ધારશે મન્દિરો ?
સખે, ઉર તૂટે, રુંધાય જીવ કાલ-ઓથારથી,
અને મુજ વિશે બળે અયુત આર્યકુલપિતૃઓ !
પ્રભો, કિરણ આશનું ! ધરતી કોરી દુષ્કાલમાં
ચહે સલિલજ્યોતિ મેઘ, ઊગારવા સન્તતિ !

ચ્હડું ઉપર; હોંસ ના; ફક્ત પૂર્વ નિશ્ચય થકી
વધે પગ,—પડે કઠોર પડઘા પદાઘાતના.
'અવાજ પણ એ સુવે પલ મહીં સુના આ સ્થલે,
મળી, ડુબી અશબ્દમાં ગળી જઇ થતો ના થયો.
વસે શ્વસી લસી રહે વિશદ દિવ્ય શાન્તિ અહીં,
ગભીર, અવિલોલ,-જે જગતમેલ આત્માતણો,
વળી જગત-પાપ-ડંખ, દુખ સ્થૂલ રાગોતણાં,
ઉતારી ભુલવી વળી રુઝવી, અંક પોઢાડીને,
કરન્ત નિજ ધામ યોગ્ય શ્રમમગ્ન આત્માશિશુ.

આમ કવિઓ શબ્દો વ્યુત્પતિમયજ લખે તો કેવું સારું વારું ? જ્ઞાનની કેટલી ભરતી થાય ! નજાને ! ૩૫. ગુંચવાયેલા; ડહોવાઇ ગયેલા. ૩૬. ભૂલવણીની 'ભુરકી' નાખી ઉડાવ્યો; શ્લેષ : બ. ક. આવ્યો. ૩૭ દલીલની તલવાર ધરીને ચલાવી એટલે વળી આ ઠેકાણે પૃથ્વીમાં વચ્ચે ટણકો મારવો પડ્યો છે; તલવાર પકડી એટલે ઉછળ્યા વગર છૂટકો નહીં. આ બધા કવિતાની મહાકલાના ઊંડા ભેદ છે, તે આમ હું પ્રગટ કરી દઉં છું. ૩૮. આ પાંચ પંક્તિના મહાવાક્યમાં મગજનું

દિગંતચર[૩૯] આશના જિત પ્રેજંત[૪૦] વેધનશૂર !
દિગંતપટ ઝાલતા સમયસ્તૂપ[૪૧] નશ્વર[૪૨] જડ !
અનંત નભ:જ્યોતિનાં ભ્રમણ ઓતી છે કલ્પના,
વિલંકૃત વિધાન, તોય ઘમસાણ સંઘર્ષણ ![૪૩]
અનંતયુગ જે સ્મરે, સ્મરણમાંજ જીતી ફુલે,
ઉચ્ચાર, અનુપ્રાસ, તાલ, યતિ, તે તણા નસ્તર !
તજે સુરકુઢંગ તો સરલતા ભળે ભાવતી,
અને રસપ્રદેશનો પરમ સાનુલ્હાવો[૪૪] મળેઃ
છતાં, અમૃત ચાળતી વિકલ ચાળણી જ્યાં ધરી,
ઠગો હૃદય તોય માલ અમીરૂપ ત્યાં ક્યાં રહે?—

ડગે ડગ દિસે કૃતિ વિફલ પુત્રી વંધ્યાતણી !
હશે કંઇ મજા? સરે અરર આથી શું કાજ કો?
થશે વિપથ માર્ગ ગુર્જરીતણો ઉદય કે કદા?
ભલે વિવિધ લેખ લાખ અક્ષરાજ વર્ષાવશો,
હસે સરવ[૪૫] વ્યંગમાં : નહીંજ સૂત્ર તમ હાથમાં![૪૬]

---

તેલ કહાડીને કવિત્વનું એવું આમડગુંચડ પ્રકટન કીધું છે કે એમાનું પાતાલ પાણી કહાડતાં જરુર મગજમાં આધાશીશી થાય ! ૩૯. દષ્ટિમર્યાદામાંજ રહેનારી, ફળે નહીં તેવી. હવે પછી, આકાશને ફાડી નાખનારા ને પૃથ્વીજનોને મૂંજાવનારા મહાશબ્દોના મોટા ખડકોમાંથી અવરોહણ કરવું પડે છે. એ ચાર પંક્તિઓમાંના ધ્વનિગાંભીર્યની અદ્ભુતતાથી ત્હમારી નાડીઓ એવી ફુલાશે કે બીજી બેજ પંક્તિમાં એના સર્જનહારને (સર્જન એટલે યંત્ર ચિકિત્સા કરનાર વૈદ્યને) નસ્તર લઇને આવવું પડશે. ૪૦. જિત તરફ જતા. ૪૧. વખતના—

અનન્ત અવકાશના હિત સૃજન્ત ચેતન ઉર !
અનન્તપટ કાલના સતસ્વરૂપ શબ્દપ્રભ !
અનન્ત જીવયોનિના સગુણ કોટિ સંકલ્પના
અવિકૃત નિધાન આદિ અવસાન શંકર્ષણ !
અનન્તમુખ જે સ્ફુરે, સ્ફુરણમાં જ જીવી રહે,
વિચાર અભિલાષ ગાન રતિ, તે તણા ભાસ્કર !
ભજે ઉર ઉમંગથી સરલ દીન શિશુભાવથી,
અનેક યુગ દેશના અગણ મ્હાનુભાવો ત્હનેઃ
પીતાં મૃતસજીવની વિમલ વારુણી તાહરી,
દગો સકલ દેશકાલ લખરૂપ ઝાંખાં લહે,

રગે રગ વસી રહે અચલ જ્યોતિ શ્રદ્ધાતણી.
જશે કંઈ પ્રજા ? પડે કડડ ભાગી શું સત્ય કો ?
થશે અમુક ધર્મ સંસ્કૃતિ તણો પ્રલય કે કદા ?
ભલે વિવિધ ખેલ કાલ નટરાજ વર્તાવતો,
વસે તું નિજ રંગમાં, સકલ સૂત્ર તું-હાથમાં. †

કોળના-થાંભલા. ૪૨. નાશવંત ૪૩ અલંકાર વિનાનું વિધાન-રચના છે, છતાં એ રચનામાં કેટલાં થમસાણ ને ગુંછળાં ને કેટલાં સંઘર્ષણ એટલે અથડામણો ! ૪૪. સાનુ=શિખર, ટોચ. રસપ્રદેશના શિખર પર જવાનો લ્હાવો મળે ૪૫. સર્વ. ૪૬. અહીં "અવરોહણ"ના ભણકાર પૂરા થાય છે. હવે પછી આમતેમની વિશિષ્ટ કૃતિઓના ભણકાર સંભળાશે.

† શ્રી. બ. ક. ઠાકોરની આશી સાથે આ "આરોહણ" કાવ્ય પ્રતિકાવ્ય સાથે સરખાવવા માટે છાપ્યું છે.— તંત્રી.

સખે ! બસ હવે : અગેય ધુનત્રસ્ત બ્રહ્માંડમાં
નહીં યતિતણી રહી શિકલ પંડ-બૂડાણમાં,[૪૭]
અલંકૃતિ, સુગેયતા, યમક, બંધનો વૃત્તનાં,
કર્યાં ગુજરીપાર સૌ-યતિ, જતી સમા જોગટા !
હજીય બટુ પોપટો સ્હડસ્હડ ઝુલે પારણે,
હજીય કવિણાસ ઠાષ્ટ અસપે[૪૮] અને સ્વાર હા ![૪૯]
સુવર્ણ તજી લોહશો વિકટ અર્થ રાખ્યો બધે;
થશે શું કવિતાસ્વરો કદિ વિભક્ત સંગીતથી ?
રહી સ્યુતિ ઘણી પદેપદ સમસ્ત કૈભાંડથી,[૫૦]
જુવે જન ઘડી ઘડી કવિતદેવી શું રાંડતી !
દીઠી નવ દીઠી અરી કવિતજ્યોતિ શું ભવ્ય કે ?
સબર સબર સબર બ્રાંણુ ! સટરપટર કશી પુસ્તકે ?[૫૧]
થઇ પરશુરામને કર પરાસ્ત[૫૨] નક્ષત્રી[૫૩] જે,
અગેય ફરી શું કઢંગી કરી તેમ 'પૃથ્વી' તમે ?
અહીં ત્યહીં 'જને મુકી સુલભ કૈં' બીંલા ઠોકિયા,

---

૪૭. આ બે પંક્તિ તથા ૧૨૩-૧૨૪ મ્હારી ' જ્યોતિકણી 'ના ભણકાર છે. ૪૮. અસ્પ. ફારસી શબ્દોનો ગુજરાતી અવતાર. ૪૯. મ્હારૂં " પોપટને પોઢાવનારૂં ગીત તો તમે જાણતા હશો. ૫૦. ખોટા દાવાથી. ૫૧ મ્હારા " માહતમ બોધ " ની છેલ્લી પંક્તિમાં આ ' પૃથ્વી ' ના જુલમોથી કંટાળી-હારી બાઇને મેં પ્રભુને કેવા સ્મર્યા છે! અને મ્હને કેવી મ્હીડ ચ્હડી છે કે ' પૃથ્વી ' નું નામનિશાન પણ ફેંકી દઇ હું નિરાંત ' પદ ' ધારણ કરી બેઠો છું !!

૫૨. હારેલી. ૫૩. ક્ષત્રીઓ વગરની. પરશુરામે અનેક વાર બ્રાહ્મણોને પીડતા ક્ષત્રીઓનો પરાજય અને નાશ કરીને પૃથ્વીને ક્ષત્રીઓ વગરની બનાવી હતી એવી પુરાણકથા છે.

બહુ શ્રમથકી જ પૃથ્વીતલના જ ખાડા પુર્યા ![૫૪]
નહીં સરિત[૫૫] કો રહી, પછી પ્રવાહની વાત ક્યાં ?
ન વૃત્ત પણ પાધરાં, પછી કરાય 'અભ્યસ્ત' ત્યાં.[૫૬]
નહીં ચમકમૌકિતકો, નહીં પ્રબંધના કૌતુકો,
બધી ધમક કોપની અર્દ્ધ સંસ્કૃતે ટેકવી;
કર્યો મધુર 'શબ્દ'ના 'શબદ' એજ પૃથ્વી થકી,
'પ્રવૃત્તિ' સઉ જૈ શમી અધિક શુદ્ધ 'પ્રબ્વૃત્તિ'માં ![૫૭]
ક્વચિત્ અજબ રૂપમાં શ્રુતિસમાસ દેખાડિયા—
જુવો : રચનશ્રેષ્ઠ શું વિરલ વચ્ચસ્ આ અદ્દ્ભુત ![૫૮]

---

૫૪. આ પંક્તિમાં એ વિધાન પ્રત્યક્ષપણે બતાવવા તે પૃથ્વીમાંના ખાડા પુરવા બબ્બે વાર ખાસ 'જ' વાપર્યાં છે. ૫૫. નદી પૃથ્વી સૂકીજ પસંદ કીધેલી છે, પછી ત્યાં નદી શાની ને પ્રવાહ શાનો ? ૫૬. છંદના ખોખામાં કવિત્વમય વિચાર સમાવી શકાય તો અફાળઝીંક કરીને સમાવવો, નહીં તો પછી એ ખોખાનાં પાટિયાં ઉખેડી ઢીલાં કરી બીજાં પાટિયાં સાંધીને કે કાપીને કામ ચલાવવું, અને એ મહાક્રિયાને જેવું પ્રચંડ નામ ઘટે તેવું નામ 'અભ્યસ્ત' કરીને આપવું ૫૭. આ બધાં શબ્દમૌકિતકોના ચમત્કાર ઠેરઠેર આબ્ન ફરે છે. ૫૮. આ શ્રુતિસમાસનો ચમત્કાર તો બહુજ વિરલ છે. કવિ દલપતરામે તો પિંગળમાં કહ્યું છે કે 'જોડાક્ષરથી જો પ્રથમ થડકે તો ગુરુ થાય' અને તે નિયમ પ્રમાણે 'વર્ચસ્' શબ્દમાંનો 'ચ' તેની પછીના જોડા 'સ્'ને લીધે ગુરુ થવો જોઇએ; પણ અહીં આ 'પૃથ્વી'નો બંધ સાચવવા જોડા 'સ્'ને તેની પછી આવતા 'આ'ની સાથે મેળવી દઇ તેને 'સા' કરી દીધો છે. આ અદ્દ્ભુત વિધિ સંસ્કૃત સમાસ નિયમમાંથી મેં ગુજરાતીમાં પ્રથમ જ દાખલ કીધો છેઃ જુવો મ્હારા પોપટને પોઢાવનારા ગીતની ૧૫ મી પંક્તિ; પણ મેં 'વિદ્યુત્ આ' માં એવોજ પ્રયોગ કીધો છે ! મારા શિષ્ય રા. રામપરાયણે પણ મારા આ પ્રયોગની નકલ કરીને મને ટેકો આપ્યો છે !

ભયંકર, પ્રચંડ, દુર્ગમ, કઠોર શબ્દો ભર્યા;
સુગંધ ન 'પ્રસૂન' હે,[59] થયો ન 'પ્રાવૃષે'[60] વૃષ્ટિ કો !
નહીં ઉર ઠરે, નહીં કદર થાય એ રીતથી,
વડા સુત બની શું 'ગાંડી ગુજરાત'[61] ઉચ્ચારશો ?
વિચાર ન બને કદી સબલ ક્લિષ્ટ ઉચ્ચારથી,
વિચાર ધુમ્મસે ગુંચ્યા અટપટા વહે દુર્ગમઃ
વિચાર ઝળકે સદા સરલ સ્પષ્ટ ઉદ્ગારથી.
સખે ! સદય ! કાં હસો ? રથ રુડો મ્હડો આ તમે !
જડયો વિરલ આ પ્રસંગ, ન રીસે રહો એટલા !
સહો નવ સહો ભલેઃ સ્તુતિ કરું ખરી પ્રીતથીઃ
વહે ગગનનેત્ર ભવ્ય અવરોહણેઃ[62]—શું થયું?[63]

---

૫૯. ફૂલ, પુષ્પ, કુસુમઃ આ બધા શબ્દોને સુંઘતાં તેમાંનો સુવાસ ઉડી ગયો છે, તેથી સંસ્કૃતની વાડીમાંથી નવું 'પ્રસુન' લાવ્યો છું, જેથી પાછી સુગંધ બ્હેકી રહે. ૬૦. વરસાદ. ૬૧. જુવો મ્હારો બીજો ભણકાર.

૬૨. આ મ્હારું અવરોહણ પણ કેવું ભવ્ય છે કે તેને જોતાં આકાશની આંખમાંથી આંસુ પડે છે ! ધ્વનિતાર્થઃ આ અવરોહણને લીધે ગગનમાંથી ભલે પૃથ્વી પર પાણીની વૃષ્ટિ થાય, પણ એ 'પૃથ્વી' એવી પ્રથમથીજ મહાસુકી છે કે એ પાણી તે પર પડી તુરત તેમાં શોષાઇ જશે, અને એ પૃથ્વીને લીલાભર કરવાની કશી આશા રહેશે નહીં. ૬૩. વિચાર પ્રધાન કવિ બ્રાઉનિંગે પોતાની કવિતામાં જેવું નાટય વિધાન બતાવેલું, તેવું વિધાન મેં પણ અહીં દાખવ્યું છે. ઉતરાણમાં વિચારનાં ઝાંખરાં વધતાં ગયેલાં હશે કે તેમાં પૃથ્વી પર ચાલતાં પદ ગુંચવાઇ જતાં કંઇ અકસ્માત થઇ ગયો હશે કે, શું એવા ભણકાર આવ્યા.

અરે ગબડ ગબડ ગબડ ગબડતો પડયો પંડ ક્યાં ?
અને ધબક ધબક ધબક ગુર્જરી લે ધબાકા મહા !૧૪ ૧૫૨

વદ્દફલરાય

---

૧૪. મ્હારી ' જ્યોતિકણી ' ની છેલ્લી પંક્તિ તો ત્હમે વાંચી છે ને? એ આદર્શરૂપ પદ્યબંધ અને કાવ્યને મ્હારા નવીન પુસ્તક "આપણી કવિતા દમરૂધી" માં મ્હાન ઇષ્ટ શિષ્ય રા. રામપરાવણે વીસમી સદીના ઉગતા વિચારપ્રધાન ગુર્જર કવિયુવકોસમક્ષ મ્હારા તરફથી દાખલ કીધું છેઃ આ અવરોહણમાં ચાલતાં ગબડી જવાયું છે, ને પૃથ્વી સરી ગઇ છે: એ નથી રહી અક્ષરમેળ, નથી રહી માત્રામેળ, કે નથી રહી પંજાબમેલ ! એ તો હવે ભારના ડબ્બા ધસડતું રહી ગયું ગુડ્સનું ગાડું ! બિચારી ગુર્જરી તે બીજું શું કરે ? ન અન્યથા !



આરસીમાં જેમ આપણી છબી છે ને નથી-કારણ કે જમણું તે ડાબું ને ડાબું તે જમણું તેમાં દેખાય છે-તેમ કંઇક પ્રતિકાવ્યની ગતિ છે. Parody એ માત્ર અનુકરણ નથી. કોઇપણ કાવ્ય કે લેખની પ્રતિકૃતિ કરવી તે જુદીજ ચીજ છે.

ખરા પ્રતિકાવ્યમાં હાસ્યરસ સાથે કટાક્ષની તીણી ધાર હોય તોજ તાકયું તીર સચોટ વીંધી નાખે પ્રતિકાવ્યમાં મૂળમાંના શબ્દો નહીં પણ તેની છાયા ને તેના પડઘા પડવા જોઇએ, અને મૂળની શૈલી સદેહાત્માએ ઉતરવી જોઇએ. ભાષા પર અને કલા પર સંપૂર્ણ પ્રભુત્વ વિના પ્રતિકાવ્ય-ખરેખરાં પ્રતિકાવ્ય-લખવા અઘરાં છે.

—અ. ફ. ખબરદાર

# ભરતી ને ઓટ

ભરતી ને ઓટ લખ્યાં માનવ—લલાટમાં;
એ તો આવે ને જાય :
એની વાતો વંચાય : ભરતી.

*

દિવસ ને રાત એ તો પ્રકૃતિની કૃતિઓ;
રમે તેજ ને અન્ધાર :
પેલા સ્વપ્નને મિનાર : ભરતી.

*

આશ ને નિરાશ એ તો સિન્ધુના ઉભરા;
કેવા ઊભરે સદાય :
સૌનાં અંતરની માંય : ભરતી.

*

સુખ અને દુઃખ ઘટમાળ છે જીવનની;
રોજ ફરતી શી ગોળ :
ભૂગોળ ને ખગોળ : ભરતી.

*

જીવન ને મૃત્યુ એ તો કાળ તણાં નોતરાં;
જાણે ચેન કે બેચેન
ચડે નિંદરનાં ઘેન : ભરતી.

*

કાળની કિતાબ કેરાં પાનાં કો વાંચશે?
એ અક્ષરો અદૃશ્ય :
તોય સાચા અવશ્ય : ભરતી.

મૂળજીભાઈ પી. શાહ

૧૯૨૭.

# મેઘાણી

**ઉમાશંકર જોષી**

'વિદ્યાર્થી' અવસ્થામાં અને તેમાં ખાસ કરીને શાળા જીવનમાં નવલકથાઓ અભ્યાસક્રમમાં આવતી નથી એ જાણીતી વાત છે. છતાં એ પણ જાણીતી વાત છે કે નવલકથાઓનું વાચન સારા એવા પ્રમાણમાં થતું હોય તો તે વિદ્યાર્થી અવસ્થામાં જ. કેટલાને તો નાનપણમાં નવલકથાનું વ્યસન પણ પડી જાય છે. અત્યારના વિદ્યાર્થીઓ સાચેજ નસીબદાર છે. એમની આસપાસ ઉત્તમ કોટિના લેખકોની નવલકથાઓ છે. ચાહે તો એ ગોવર્ધનરામ કે મુનશી, રમણલાલ કે મેઘાણીની નવલકથાઓ વાંચી શકે છે. પુસ્તકો મેળવવામાં પણ કશી મુશ્કેલી રહે નહિ. એટલો બધો એ લેખકોનો પ્રચાર પણ થયો છે. નહિ તો થોડાંજ વરસ પૂર્વે અમે જ્યારે શાળામાં હતા ત્યારે કાં તો વાર્તાની ચોપડીઓ અમને મળતી નહિ અને કદી મળે તો તે રત્નગઢની રંભા, કાળરાત્રિનું ખૂની ખંજર, એવી રોમાંચક વાર્તાઓજ હોય. થોડાંજ વરસોમાં ગૂજરાતી નવલકથાનું ધોરણ કેટલું આગળ વધ્યું છે એ આથી સમજાશે. અને અત્યારે મેઘાણી વિષે બોલતી વખતે હું માની લઉં તો વધારે પડતું નથી કે અત્યાર પહેલાં એમનાં કોઇને કોઇ કાવ્યો, વાર્તાઓ કે નવલકથાઓ તમારી નજર નીચે પસાર થઇ ચૂકેલ છે.

મેઘાણીને નવલકથાકાર તરીકે ઓળખાવવામાં આવતા જાણી કોઇને નવાઇ થાય એ સંભવિત છે. મેઘાણી કવિ તરીકે પ્રખ્યાત છે. ગૂજરાતે એમને "રાષ્ટ્રીય-શાયર"નું લાડીલું નામ પણ આપ્યું છે. વર્ષોથી એ પત્રકારત્વમાં પડ્યા છે; છતાં પત્રકાર તરીકે આપણે એમને ઓળખતા નથી, કવિ તરીકે ઓળખીએ છીએ. ગયા કરાંચી સંમેલન વખતે પત્રકારત્વ વિભાગના અધ્યક્ષ તરીકે એમને આમંત્રવામાં આવ્યા ત્યારે એમણે એ આમંત્રણનો આરજૂપૂર્વક ઇન્કાર કર્યો

હતો. જાણે પત્રકાર તરીકે ઓળખાવાની એમની ખૂદની પણ ઇચ્છા નહોતી. પોતાના વર્તમાન પત્રોમાં સતત વિવેચનો પણ એ કરે છે. જન્મભૂમિના બુધવારના અંકના કલમ અને કિતાબ વિભાગની કયો સાહિત્ય પ્રેમી રાહ જોતો નથી હોતો? નવાં પુસ્તકોની કોઇપણ વિવેચક કરતાં વહેલી નોંધ લેનાર અને નિખાલસપણે ઉમંગભેર વિવેચન કરનાર ગૂજરાતમાં અત્યારે તો મેઘાણી જ એક છે, છતાં આપણે મેઘાણીને વિવેચક તરીકે ઓળખતા નથી. તો પછી પાંચપંદર નવલકથાઓ કે વાર્તાઓ લખી એ ઉપરથી આપણે એમને નવલકથાકાર તરીકે ઓળખવા શા માટે પ્રયત્ન કરીએ? આ પ્રશ્ન બરોબર છે. મેઘાણી મુખ્યત્વે કવિ છે. અને એ જો વિવેચક હોય પત્રકાર હોય તો એ બધું પોતે કવિ હોવાને કારણે જ છે અને એથી નવલકથાકાર મેઘાણીને જાણવા પહેલાં કવિ મેઘાણીને જાણવા જરૂરી છે અરે પણ પ્રથમ આપણે એમના જીવનની તો ઝાંખી કરી લઇએ.

પનાલાલ પટેલની વાર્તાઓથી ખુશ થઇને મેઘાણીએ એમની હકીકત અને ફોટોગ્રાફની માગણી કરી. જે જવાબ મળ્યો તે ઉપરથી મેઘાણીએ જન્મભૂમિમાં લખ્યું હતું કે આ વનવાસી વાર્તા લેખકને ખબર પણ નથી કે એને કેટલા વરસ થયાં છે, અને ફોટોગ્રાફ તો કહે છે કે હજી પડાવવો છે: મેઘાણીનો ફોટોગ્રાફ તો જાણે કે બહુ જાણીતો છે. ૧૯૩૦ માં દેશ નેતાઓની છબીઓ સાથે પૂજાતો આ બોલનારે જ જોયો છે, અને અત્યારે ગ્રામોફોન રેકર્ડોની જાહેરાતમાં પણ જોઇ શકાય છે. પરંતુ પોતાની ઉંમર વિષેનું મેઘાણીનું જ્ઞાન પેલા પનાલાલ કરતાં વિશેષ નથી. કહેશે, હા ભાઇ, પાંચાલમાં ચોટીલાના ડુંગરોમાં જન્મ્યો હતો. અને આપણે એમની મૂર્તિ ઉપરથી જ અટકળ કરી શકીએ કે એ વીસમી સદીના તો ન જ હોઇ શકે. અંધ અને અંધકાર નામના પુસ્તક પરથી એમને ૪૨ વરસ થયાં કહી શકાય. બાળપણ એમણે પોલીસ અધિકાર ભોગવતા પિતાથી જોડે ગાળેલું. એવું તાદશ વર્ણન કોઇને જોઇતું હોય તો "સોરઠ તારાં વહેતાં પાણી"ના નાયકનું બાળપણ જોઇ લેવું. પછીથી

જુનાગઢ ભાવનગર કૉલેજમાં અભ્યાસ કરી બી. એ.,ની ઉપાધિ સંસ્કૃત ઐચ્છિક વિષય લઇને મેળવી. પછી કલકત્તાના એક એલ્યુમિનિયમના કારખાનામાં જુવાન મેઘાણી કામે ચડયા. એને અંગે થોડોક સમય ઇંગ્લેન્ડ પણ જઇ આવેલા. આમાંથી ઉપાડીને અનુકૂળ પરિસ્થિતિમાં એમને 'સૌરાષ્ટ્ર'ના તંત્રી શ્રી અમૃતલાલ શેઠે મૂકયા. મેઘાણી પોતાના પ્રિય કાઠિયાવાડમાં આવી વસ્યા. સૌરાષ્ટ્ર પત્રે જે નવી ઊર્મિ અને ઓજસ ભરી ગુજરાતી જન્માવી એના મુખ્ય વાહક બની રહ્યા. દરમ્યાન એમની આગલી પ્રતિભાએ પોતાનું યોગ્ય ક્ષેત્ર તો કયારનું શોધી કાઢ્યું હતું, ધીરે ધીરે સર પણ કરી લીધું હતું. સોરઠને ગામડે ગામડેથી ધીમે ધીમે નષ્ટપ્રાય થતા આવતા મુખપરંપરાગત ચારણી સાહિત્યનો એમનો વ્યાસંગ વધતો જતો હતો. ચોરે ને ચૌટે ગવાતાં લોકગીતોનો એમણે પૂરો આસ્વાદ લીધો હતો. વ્રતકથાઓ, ઋતુગીતો, ગીતકથાઓ, દુહાઓ, સોરઠાઓ વગેરેનો સંગ્રહ કરવા માંડયો હતો. એલ્યુમિનિયમના કારખાનામાં રહી નોકરી બજાવી આગળ વધી ધનિક થવાનો ગૂજરાતીને સુલભ એવો વણિક ધર્મ જતો કરીને ઝવેરચંદ આ લોક સાહિત્યનું મૂલ્ય આંકતાં સાચા ઝવેરી બન્યા. અમદાવાદ ગૂજરાત વિદ્યાપીઠ અને મુંબઇના સાહિત્ય પ્રેમીઓએ પ્રથમ પરિચયે જ એમને વધાવી લીધા.

સૌરાષ્ટ્રમાં કામ કરતાં કરતાં એમણે લોકસાહિત્યની અનેક વાનગીઓ ગુજરાતને આપી. 'રઢિયાળી રાત' 'ચુંદડી' 'કંકાવટી'ના ઓળખ આપવાની ન હોય. અને 'સૌરાષ્ટ્રની રસધાર'ના પાંચ ભાગથી કયો સાહિત્ય પ્રેમી અજાણ હશે? તેમાં ખાસ કરીને પાંચમા ભાગની પ્રેમકથાઓ તો આપણા સાહિત્યની અમૂલ્ય સંપત્તિ છે. 'શેત્રુંજીને કાંઠે' તો અનુપમ કથા છે. આણલદેને નાનપણથી દેવરા પર પ્રીતિ હતી પણ એને પરણાવે છે ત્યારે કોઇ ઢોલરા જોડે. આ ઢોલરો અદ્ભુત માણસ નીકળ્યો. પોતે જાતે થઇને આણલદેને એના દેવરાના હાથમાં સોંપી આવે છે. પોતાની બે બેનોને દેવરો ઢોલરા જોડે પરણાવે છે. એ વખતે કહે છે.–

દીકરીયું દેવાય, વનું દેવાય નહિ,
એક સાથે બે જાય તોય ઢાલ તું માગે ઢોલરા.

રસધારમાં એમણે જૂની વાતોને જૂની શૈલી પણ નવા કલાદર્શન-અને ઔચિત્ય બુદ્ધિથી દીપાવી છે. એકંદરે એમનું આ લોકસાહિત્યના સંશોધન અને સમુધ્ધારનું કામ એટલું તો સંગીન છે કે ગુજરાત તો હમેશ માટે એમનું ઓશીંગણ રહેશે જ પણ ભારતીય લોકસાહિત્યના એક અગ્રણી સંશોધક તરીકે એમનું નામ જાણીતું રહેશે. મેઘાણીને બુલંદ અવાજની બક્ષીસ છે. મીઠી હલકથી એ ગાય છે. નીચેનાં ગીત એમની કનેથી સાંભળવાં એ મોટો લાવો છે. 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' કે 'પગલીનો પાડનાર દ્યોને' અથવા 'શેરી વચાળે ઉભી'તી, નરમળ નરમળ જોતી'તી, વાટલડી જુએ રે સુંદર શ્યામની.'

લોકગીતના ધાવણથી પોષાયેલો કવિ પોતાના કાવ્યોમાં પણ લોકગીતોનો જ આદર્શ રાખે એ સ્વાભાવિક છે. મેઘાણીનાં ગીતોમાં જૂના ભજનોના, ગીતોના, ચારણીછંદોના રાહ જોવામાં આવે છે. 'શિવાજીનું હાલરડુ' એ એનો ઉત્તમોત્તમ પૂરાવો છે.

આભમાં ઊગેલ ચાંદલો ને જીજાબાઈને આવ્યાં બાળ
બાલુડાને માત હિંચોળે
ઘણણણ ડુંગરા બોલે !

આ ગીત તો બહુજ પ્રખ્યાત છે. બીજું એમનું એક ઉત્તમ ગીત જોઈએ. ઘણને એરણ વાતો કરે છે શાની, તો તરવારોને તોપો ભાંગીને હળને દાતરડાં ઘડવાની. ઢાળ ભજનનો લીધો છે:—

ઘણ રે બોલે ને એરણ સાંભળે હોજી
બંધુડો બોલે ને બેનડ સાંભળે હોજી.
બહુ દિન ઘડી રે તલવાર
ઘડી કાંઇ તોપોને મનવાર

પાંચ સાત થર્રના જયકાર
કાજ ખૂબ ખેલાણા સંહાર
હો એરણ બેની ધણરે.

મેઘાણી સાદા લોકઢાળ દ્વારા ઊંડી લાગણી સહેલાઇથી દર્શાવી શકે છે. એ કળા એમની આગલી છે. જેલમાં રહ્યો રહ્યો એક કેદી પોતાની સ્ત્રીને શો સંદેશો કહેવરાવે છે એ જોઇએ—

પંદર મિલેટના મેલાપ છે ભાઇ
પંદર મિલેટના મેલાપ છે
ભુંડી! જાળવજે રોઇ ના જવાય રે.

મરિયમ નાની છે મારી દીકરી રે ભાઇ
મરિયમ નામે છે ડાહી દીકરી
એને કે'જે જાળીને ન અડકાય રે.

મેઘાણીએ આપણા ઐતિહાસિક પ્રસંગો પર અમર કાવ્યો લખ્યાં છે.

'છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ!
સાગર પીનારા! અંજલિ નવ ઢોળજો બાપુ!'

આ શબ્દો ગોળમેજીમાં જતા બાપુને એમણે સંભળાવ્યા હતા. ગાંધીજીએ પોતે કહ્યું હતું કે એમના હૃદયના ભાવ બરોબર એવાજ હતા. મેઘાણીને ભાગ્યેજ આથી વધારે મોંઘું પ્રમાણપત્ર આ જિન્દગીમાં મળશે.

મહાત્માજીના અનશન વખતે પણ એક અત્યંત કરુણભવ્ય કાવ્ય મેઘાણીએ આપ્યું હતું:

જુગનો મારાજા આજે મહાકાળ જાગિયો ને
ધરમ કેરાં ધારણ કાંટા માંડે હો જી.
સતને ત્રાજવડે મારા કલેજાં ચડાવિયાં મેં.

'કોઈનો લાડકવાયો' એ ગીત તો સૌ કોઈનું લાડિલું થઈ પડ્યું છે. એની વાત ન કરતાં બીજું એક કવિતા પર કટાક્ષ કરતું ગીત જોઈએ.

ધરતીને પટે પગલે પગલે
મૂઠી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશથી આગ ઝરે
અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે
ત્યારે હાયરે હાય કવિ તને પૃથ્વી ને પાણી તણાં શેણે ગીત ગમે?

'શેણે' શબ્દનો પ્રયોગ અસરકારક છે.

મન! છોડ નિહાળવા તારલિયા
કાળાં કેદખાનાં કેરા જો સળિયા
એનાં ક્રન્દન શું નથી સાંભળિયાં?

પછી ગરીબોની ભૂખ્યાંની વાત કરીને કહે છે —

એને શાયર શું? કવિતા શું? ફૂલો અને તારલિયામાં એ કેમ રમે?
ત્યારે હાયરે હાય કવિ! તુને કૃષ્ણકનૈયાની બંસરી શેણે ગમે?

કવિતા સામેનો આ પ્રહાર વ્યાજબી નથી એમ કોણ કહેશે? પણ આપણે કવિને યાદ તો કરી આપીએ જ કે કવિતા સામેની ફરિયાદ પણ પોતે તો કવિતામાં જ ગાઈ ત્યારે આટલી સચોટ નીવડી!

સરળ ઢાળમાં લખેલાં 'એકવાર ઊભાં રો' રંગવાદળી' કે 'સૂરજ ધીમા તપો, ધીમા તપો' કે 'હાં રે મને લાગ્યો કસુંબીનો રંગ' એ મસ્ત ગીત મઝાનાં ને દીલ હરી લે એવાં છે. છેલ્લે હું એમના એક બાળ કાવ્યનો દાખલો આપીશ. બાળકો મોટેરાં કરતાં વધારે પ્રેમી અને નિષ્પક્ષપાતી હોય છે. મેઘાણીએ એમનો પશુઓ માટેનો પ્રેમ નીચેના ગીતમાં અદ્ભુત રીતે દર્શાવ્યો છેઃ

કાળુડી કુતરીને આવ્યાં ગલૂડિયાં
ચાર કાળાં ને પાંચ ભૂરિયાં જી રે.

અને ઘુરિયાં નો પ્રાસ તૂરિયાં સાથે શોધી કાઢીને કવિ એક સુંદર ચિત્ર આપણી આગળ રજૂ કરે છે.

માડીને સૌ બચબચ ધાવે
વેલીએ લાગ્યાં જેમ તૂરિયાં જી રે.

બીજી કલ્પના પણ કરે છે. બચ્ચાં કેવાં લાગે છે, તો કે,

જોગણુનાં જાણે લટૂરિયાં જી રે.

મેઘાણી ફૂલછાબમાં અવારનવાર ચાલું પ્રસંગો ઉપર પણ અજબ ગીત રચી કાઢે છે. એનો ઉત્તમ દાખલો રાજાઓને હમણાં બિકાનેર નરેશે શીખામણ આપી હતી તે ઉપરનું એમનું ગીત છે:

આઇ મેં માલન બિકાનેરકી

નું બદલીને મેઘાણીએ ગાયું

હુશિયારી લેલો આયો મેં રાયો બિકાનેરકો.

એમનાં પુસ્તકો 'વેણીનાં ફૂલ' અને 'યુગવંદના' પૂરતાં જાણીતાં છે. ૧૯૨૯માં અમદાવાદની યુવક પરિષદમાં જેણે મેઘાણીને 'જાગો જગના ક્ષુધાર્ત' અને 'કવિ તને કેમ ગમે?' ગાતા સાંભળ્યા હશે એ એમને કદી ભૂલી શકે એમ નથી. ૧૯૩૦માં વગરગુને એમને સજા થઇ ત્યારે 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ' એ ગીત મેઘાણીએ રુદકરણ કંઠે ગાયેલું ત્યારે ન્યાયાધિશ સુદ્ધાં સૌ પ્રેક્ષકો ચોધાર આંસુએ રડી પડયા હતા. લોકસાહિત્યનું હાર્દ મેઘાણીએ એવું સમજી લીધું છે કે કોઇ પણ ઐતિહાસિક પ્રસંગ ઉપરની એમની કૃતિ તે માત્ર મેઘાણીની વ્યક્તિગત રચના કરતાં સારા લોકસમૂહની રચના જેવી લાગે છે. મેઘાણી તો માત્ર વાહક છે. મેઘાણીની કવિતા વિષે આટલું બસ છે.

રાષ્ટ્રીય આંદોલન પછી મેઘાણીના અંગત જીવનમાં ભારે ઉથલપાથલ થઇ. એમનાં પ્રથમવારનાં પત્નીના કરુણ મૃત્યુ

પછીના ભારે આંતર્યાતનાના સમયમાં ખેલપટો ઉપરથી 'પલકારા' અને સ્વતંત્ર નાટકો એમણે બહાર પાડ્યાં હતાં. તે પછી શ્રી. ચિત્રાદેવી જોડે લગ્ન સંબંધમાં આવતાં એમને થાળે પડેલા જોઈ શકાય છે. છેલ્લા એ ત્રણ વરસથી એ પોતાના બોટાદ મુકામે ચણાવેલા મકાનમાં જઈને વસ્યા છે. શાંત ગૃહસ્થજીવન ગાળવાના ઉદ્દેશથી નહિ પણ 'ફૂલછાબ'નું ધમાડોળ તંત્ર હાથમાં લેવા એમનું ત્યાં જવું થયું. છતાં છાપાને અંગેની રાતદિનની સતત પ્રવૃત્તિ દરમ્યાન પણ એમણે આપણને કેટલી બધી નવલકથાઓ આપી છે, એ જોઈએ ત્યારે આશ્ચર્ય થાય એવું છે. 'ચિતાના અંગારા'ના બે ભાગ અને 'આપણા ઉંબરમાં' એ વાર્તાઓ વરસો પહેલાં બહાર પડેલી. ૧૯૩૪ પછી 'ધૂપછાયા' 'નિરંજન' અને 'પુરાતન જ્યોત' બહાર આવ્યાં. તે પછી 'સોરઠ તારાં વહેતાં પાણી' 'વસુંધરાનાં વહાલાં દવલાં,' 'સમરાંગણ' 'અપરાધી' અને 'વેવિશાળ' બહાર પડયાં. બધી જ વાર્તાઓ કે નવલકથાઓની આપણે અત્યારે ઇચ્છા હોય તો પણ ચર્ચા કરી ન શકીએ. ટુંકામાં જ એ કથાઓનો ખ્યાલ મેળવીશું.

ટુંકી વાર્તાઓમાં મેઘાણીએ આગળ પડતું સ્થાન મેળવ્યું છે. 'કલાધરી,' 'ડાબો હાથ,' 'હું,' 'ઠાકર લેખાં લેશે' અને ખાસ તો 'બુરાઇના દાર ઉપર' એમની ન વિસરાય એવી વાર્તાઓ છે. 'બુરાઇના દાર ઉપર' એ વાર્તામાં એક કોળી દંપતી ચીભડાં વેચવા કસબામાં આવે છે. એ વેચવામાં જે દિવસો ટાઢા રોટલા કરડીને કાઢવા પડે છે ને ખરીદનાર, પોલિસ, વ તરફથી જે અપમાનો ખમવાં પડે છે એ પરથી કોળીનો મિજાજ હાથ પર રહેતો નથી. કોળણ એને ફલાવીફલાવીને ઠેકાણે રાખે છે. પોતાના વરને એ તો એને વેચવા માટે બૂમો પાડવા શીખવે છે. 'એ લ્યો આ સાકરિયા મેવા, ઘીના ગાડવા, અમૃતના કૂપા' વર બિચારો બોલી શકતો નથી ત્યારે કોળણ એને ચીડવે છે કે લે નવી વહુની જેમ શરમાઈ શેનો જાઉ! આમ અનહદ સૂક્ષ્મ હૃદયભાવથી કોળણ પોતાના પતિને બુરાઇના દાર ઉપરથી હેમખેમ ઘેર પ્હોંચતો કરે છે. આ વાર્તા આપણા સાહિત્યનું એક રત્ન છે. કોળણનું પાત્ર હમેશનું હૃદયંગમ રહેશે.

નવલકથાઓમાં 'નિરંજન'નું આકર્ષણ બહુ ટકી શક્યું ન હતું. આપણો વાચકસમાજ શીરાના કોળિયા જેવી ઝટ ગળે ઉતરી જાય એવી, છેવટે ખાધુંપીધું ને રાજ કર્યું' એમ આલેખતી વાર્તાઓનો શોખીન છે. એટલે મેઘાણીની વાર્તા નિરંજન ઝટ ગૂજરાતને ગળે ન ઉતરે એ સ્વાભાવિક છે. પણ આધુનિક યુવકોના એક વર્ગને ઓળખવા ઇચ્છનારને એ વાંચ્યા વગર છૂટકો નથી.

'સોરઠ, તારાં વહેતાં પાણી' એ નવલકથા તરતજ આકર્ષક થઇ પડી હતી. કાઠિયાવાડની અસ્ત થતી સંસ્કૃતિના આખરી અવશેષોનો આ નવલકથા એ સ્મરણસ્થંભ છે. મેઘાણીએ એને સ્વાનુભવે રંગી છે. એ આત્મકથાત્મક છે એમ પણ કહી શકાય. આમ હોવાથી એનો રણકાર જૂદોજ છે. બાળક શામજીનું પાત્ર, બહારવટે ચડેલી ચંડી જીતું અને ખેતીમાં ખૂંપેલા વણિકનું પાત્ર અત્યંત મનોરમ છે. આ નવલકથામાં પાને પને સુંદર ચળકતી ઉપમાઓ મેઘાણીએ વેરેલી છે. તે પછીની શુદ્ધ ઐતિહાસિક નવલકથા 'સમરાંગણ' ભૂચરમોરીના પ્રખ્યાત પ્રસંગને અમર કરવાના હેતુથી લખાયેલી છે. એમાં પણ ગૂજરાતના છેલ્લા સ્વતંત્ર સુલ્તાન મુઝફ્ફર ને નાગડાનાં પાત્ર હૃદયને હલાવે એવા છે.

મેઘાણી પરદેશની પ્રખ્યાત વાર્તાઓનું ભાષાંતર કે રૂપાંતર પણ મોજમાં આવે તો કરે છે. એવો પ્રથમ પ્રયોગ તે અપ્ટન સિંકલેરના સેમ્યુઅલ ધી સિકર ઉપરથી 'સત્યની શોધમાં' નામની નવલકથા છે. એનું લેખકે વળી નાટક પણ કરેલું જાણ્યામાં છે, પણ હજી પ્રગટ થયું નથી. સિવાય હમણાં હોલકેઇનના 'માસ્ટર ઑફ મેન' ઉપરથી રૂપાંતરિત "અપરાધી" નામની એમની નવલકથાબહાર પડી છે. તેમાં નાયકના નોકરનું પાત્ર અને નાયિકા અંજુડીની માનું પાત્ર અત્યંત આકર્ષક છે. રૂપાંતરની કળા મેઘાણીની પોતાની જ છે. ગીતોમાં પણ ટાગોર, હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય અને પરદેશી કવિઓનાં ઉત્તમ કાવ્યોના એમણે ભાવવાહી ભાષાંતર કે રૂપાંતર

આપ્યાં છે. કેટલીકવાર એમની કૃતિ રૂપાંતર પણ નહિ. કિંચિત્ તાંતણો ક્યાંકથી ઉપાડી લઈને રચેલી સ્વતંત્ર રચના જેવી હોય છે. આ જાતના લેખનકાર્યથી કોઇ કહેવા પ્રેરાય કે મેઘાણીની પ્રતિભાનું આગળ પડતું લક્ષણ એ બીજા પર આધાર રાખવાનું હશે. મેઘાણીની સર્જકતા મૌલિક (Original) નહિ પણ ઇતરોત્થ (Derivative) હોવી જોઇએ. આમાં ઠીકઠીક તથ્યાંશ હોવાનો સંભવ છે. પણ આપણે એ પણ ખ્યાલમાં રાખવું જોઇએ કે બહુ મોટી શક્તિવાળા દા. ત. સ્વીનબર્ન જેવા લેખકો માટે પણ આમ કહેવાયું છે. અને મેઘાણીની બાબતમાં તો કહી શકાય કે એમને ધંધો કરવો પડે છે તેમાં સ્વાસ્થ્ય ભરી સાહિત્યરચનાનાં સ્થાપત્ય માટે અવકાશ ભાગ્યેજ હોય. કદાચ આ કારણનેજ મોટું રૂપ આપીને આપણા સાહિત્યના બડેખાંઓ મેઘાણીની સમગ્ર પ્રવૃત્તિ પ્રત્યે શંકાની નજરથી જોતા રહ્યા છે. જો કે ખરી વાત એ હોવાનો સંભવ છે કે કોઇ પણ લેખક લોકપ્રિય થયો એટલે મુરબ્બીઓનાં દિલથી ઉતરી જ ગયો સમજવો, અને મેઘાણી કોઇ પણ લેખક થઈ શકે એટલા લોકપ્રિય થઇ પડયા છે. તમે ગામડાગામમાં ભટકતા ભરથરીને રાવણહથ્થા ઉપર 'ભેરે ઝૂલે છે તલવાર' ગાતા સાંભળી શકશો. મુરબ્બીઓને મેઘાણીના લોકસાહિત્ય અંગેના સંશોધન માટે સારી પેઠે માન છે, એ માટે એમને મોટે મોભે રણજીતરામ સુવર્ણચંદ્રક પણ બક્ષવામાં આવ્યો હતો. પણ હજી નથી તો અઢળક સમૃદ્ધિશાળી ગણાતી ગુજરાતની કોઇ સાહિત્ય સંસ્થાએ કે નથી તો યુનિવર્સીટીએ મેઘાણીને એક બાજુ ખસી ૭ મહિના વરસ પલાંઠી વાળી બેસીને લોકસાહિત્યના એમના અભ્યાસના પરિપાક રૂપે નિબંધ અને આકરગ્રંથ લખવા લલચાવ્યા કે ફરજ પાડી.

આ અઠવાડિયામાં બહાર પડેલી, દેશના ને દેશાવરના સેંકડો વાંચકોના હૃદયને ફૂલછાબમાં હપ્તેહપ્તે પ્રકટ થતી આવતી ત્યારે સ્પર્શનારી સામાજિક નવલકથા "વેવિશાળ" મેઘાણીની મૌલિક સર્જકતાનો જ્વલંત પુરાવો છે. ગામડાના દીપચંદ વાણિયાના

ભલાભોળા પુત્ર સુખલાલનું વેવિશાળ બે શેઠ ભાઈઓમાંથી નાનાની દીકરી સંતોક વેરે થયું છે. ભાઈઓ પૈસાદાર થતાં મુંબઈ જાય છે ને ત્યાં રહે છે. સંતોકને ભણાવે છે. મુંબઈમાં 'સંતોક'ની સુશીલા બની ગઈ. સુખલાલને ભણાવવા મુંબઈ બોલાવી મોટા શેઠ એને પેઢી પર મજૂરી કરાવે છે. માંદો પડી એ હસ્પિતાલમાં ગયો છે. ત્યાં મોટા શેઠ એનાં પિતા દીપચંદને બોલાવી, સુખલાલ-સુશીલા ની જોડી બંધબેસતી નથી એ દર્શાવી અને સુખલાલ માણસમાં નથી એવું તરકટી ડાકટરી સર્ટીફિકેટ બતાવી વેવિશાળની ફારગતી ઉપર સહી કરાવી લે છે. સુશીલા કોણ જાણે પણ શરૂથી જ મોટા શેઠ જે રીતે પોતાના ભાવિ પતિ પ્રત્યે વર્તે છે તે તરફ અણગમો બતાવે છે. સરળ સુખલાલ પ્રત્યે સુશીલાની મૂક સહાનુભૂતિને લેખકે વાચા નથી આપી એ યોગ્ય જ કર્યું છે. મોટા શેઠનાં વહુ સુશીલાનાં ભાભૂ એક અજબ બાઇ છે, છેવટે એનીજ આવડત અને હિંમતને જોરે સુશીલા એક વિજયચંદ નામના ઉઠાવગીરના પંજામાંથી ઉગરીને સુખલાલને પરણી શકે છે જો કે મોટા શેઠ સજા કરવામાં બાકી મેલતા નથી. બધાંને રામપાતર પરખાવી બહાર ધકેલી મૂકે છે. આ નવલકથામાં ભાભૂ અને દીપચંદનું પાત્ર એવાં તો સૂક્ષ્મ ભાવાલેખનથી અંકિત છે કે આપણાં અમર પાત્રોમાં એ ગણાશે એમાં શંકા નથી, અને મેઘાણી આ દસકામાં જ એક પ્રથમ પંક્તિના નવલકથાકાર તરીકે સ્થાન પામી ચૂકયા છે એ પણ નિઃસંશય છે.

મેઘાણીએ કાવ્ય, નાટક, વાર્તા, નવલકથા, વિવેચન, પ્રવાસ, જીવનચરિત્ર, સંશોધન, આદિના પચાસેક ગ્રંથો બહાર પાડ્યા હશે. છતાં હજી નવેસરથી શરૂ કરતા હોય એટલો એમનો ઉત્સાહ અને શક્તિ છે. પોતાની સતત વાઙ્મય સેવામાં એક કામ એમણે કર્યું છે. સાહિત્યને લોકને ઉંબરે પહોંચાડવાં ગાંધીજી પછી બીજા કોઇએ સહૃદયતાપૂર્વક અવિશ્રાંત જહેમત ઉઠાવી હોય, તો તે મેઘાણીએ. પોતાને સાક્ષરપદ ન મળે તો ભલે પણ નિર્બંધ-

મધુરજની'માં આખરાંત લેખક છોકરાંઓ પાસે જે કોલાહલ મચાવડાવ્યો છે; વાત્સલ્યનો 'અભિષેક' એ વાર્તામાં તરંગ ને સંજીવન સુરેન્દ્રને સંભારે ત્યાં સુરેન્દ્ર આવીજ રહ્યો હોય તેવી પતાકા સ્થાનક જેવી યોજના, વા સુરેન્દ્રના સ્વજનોનાં એક પછી એક મૃત્યુ એ બધું અપ્રતીતિકર લાગે છે. અને વાર્તામાં જેટલે અંશે આકસ્મિક પ્રસંગોનો આશરો લીધો હોય તેટલે અંશે વાર્તાની ગૂંથણીમાં શૈથિલ્ય આવે જ.

વાતાવરણનું વૈવિધ્ય પણ પ્રથમ દષ્ટિએ ખરૂં પરન્તુ, જરા વિચાર કરતાં કરાંચી અને સીમલા એ બેની આસપાસ જ એમની વાર્તાઓનું વસ્તુ અને વાતાવરણ પરિભ્રમણ કરે છે. 'ચિત્તરંજન' 'જીવન સ્વપ્ન' ઉપલા કથનની સાક્ષી પૂરશે.

આ બધું જવા દઇએ તો પણ એમની વાર્તાઓને નિર્બળ બનાવી દે, એવો અંશ એમની અલંકાર અને ઉપમાપ્રધાન-શૈલીનો છે. વળી, એમનાં પાત્રો જ્યારે અલંકારપ્રધાન શૈલીનો ઉપયોગ કરે છે, ત્યારે તો લેખકજ પાત્રમુખે બોલતા હોય એવું લાગે છે, અને તેથી પાત્રોનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઉઠતું નથી. ઉપન્યાસથી વકતવ્ય કેટલું નિર્ગંળ બને છે તે માટે પૃ. ૧૫૬ માં અને છેલ્લો પેરેગ્રાફ અને ઉપદેશકવૃત્તિ ટૂંકી વાર્તાની સચોટતાને કેટલે અંશે બાધક છે તે માટે ૮૯ મે પાને, પ્રેમ વિષે એમણે જે નિબંધ લખ્યો છે તે જોઇ જવો.

આમ વસ્તુની નિર્બળતા કરતાં, આ લેખનશૈલીની નિર્બળતા કૃત્રિમતા તથા અલંકારીકતા એમની વાર્તાને પ્રયોગદશાની કક્ષામાં મૂકી દે છે, અને લેખકે એમના એક પાત્ર માટે કહ્યું છે કે, વસ્ત્રા-ભૂષણોથી એના દેહમાં લાલિત્ય ન્હોતું પ્રગટ્યું તે 'એમની વાર્તા કલાને માટે સર્વાંશે સાચું જ છે.

આમ છતાં, જો આડંબરી શૈલી અને ઉપદેશક બનવાની લાલસાનો એઓ ત્યાગ કરે તો એમનો સ્પૃહણીય વિકાસ થઇ શકે એમ છે.

ચન્દ્રકાન્ત મ્હેતા

# રૂપલેખા

( નવલિકા હિંદી )

નરીમાન સોરાબજી ગોળવાળા

રંગરેજ અજાણ હતો. દુનિયા એણે જોઇ હતી, જાણી નહોતી. તે ઉઠયો, તેણે લીધી એક સફેદ ચુંદડી, ડુબાડી તેને રંગમાં. રંગ ગુલાબી, ચુંદડી સફેદ અને રંગરેજ અજાણ. તે તેણે બહાર કાઢીઃ કહીં રંગ લાગ્યો હતો અને કહીં નહિ; કોઇ ઠેકાણે વધારે, કોઇ ઠેકાણે ઓછો.

અને એવીજ હતી રૂપલેખા–પૂજારીની પુત્રી. સફેદ સંગે મરમર જેવો ચહેરો અને તેના ઓષ્ઠ લાલ અને ગુલાબી ગાલ. તે મુખ પર પડના વાળોએ પૂછયું, "લેખા, તને પેલા રંગરેજે તો નથી રંગી ?"

એ જવાબ દેત પણ તેટલામાં એના પિતાએ એને હાક મારી; "લેખા કયાં ગઇ, લેખા ? જોને મુરારી તને બોલાવે છે."

"આવી બાપુ" લેખા બોલીઃ "અરે આ મુરારી તો દમ લેવા નથી દેતો. જરા વાળ સુકાવતી હતી તેટલામાં તો બોલાવી મંગાવી."

તેના પિતાએ મન્દિરના દરવાજાનો આશરો લેતાં કહ્યું: "બેટા સવારથી તેં મુરારીની ખબર લીધી નથીઃ ન ફૂલ, ન માલા, ન ભોગ પ્રસાદી."

"તો શું થઇ ગયું બાપુ ? મુરારીને જરા થોભવાનું તો શીખાવો. મોટો અંગ્રેજ બની જાય છે.બધું વખત પરજ જોઇએ એમ ?"

પૂજારી હસી પડયો. ઘરડો હતોને ? ભોળી દીકરીની ભોળી વાતો સાંભળતાં સાંભળતાં તેણે આજ સુધી પોતાની જિવન–આશા

બનાવી રાખી હતી. તેમ ન હોત તો એણે મુરારીને તે દિ'નો છોડી દીધો હોત તેને આજ સુધી લેખા કે મુરારી સિવાય બીજા કશાનો મોહ ન હતો. એજ એનો સંસાર હતો. એજ એનું ઘરબાર હતું.

દેશના રાજાએ એને કંઈક વાર કહ્યું હતું: "પૂજારી બાબા, આ જંગલમાં, આ તૂટા ફૂટા મન્દિરમાં એકલા શા માટે રહો છો ? આવો, શહેરમાં; ત્યાં ઘણાં મુરારી છે."

પરંતુ તેણે કદિ કોઈને પણ 'ધન્યવાદ' સિવાય બીજું કશું કહ્યું નથી. તેને માટે તો આ તૂટા ફૂટા મન્દિરના મુરારીજ ભગવાન છે. તેની આરાધનામાં અતિ રૂપલેખાનું પાલન કરવામાં તેણે પોતાનું જિવન વ્યતીત કર્યું હતું. લેખાની મા તો તેને જન્મ આપ્યા બાદ મૃત્યુ પામી હતી–જાણે તેને જંગલનું જીવન ન ગમ્યું હોય.

સવાર સાંજ બાપ બેટી બને મળીને મુરારીની આરતી ઉતારતા ત્યારે એ પત્થરનો પૂજારી મસ્ત બની જતો અને પોતાની મધુર વાંસળી વગાડવા માંડતો. વાંસળીના લયમાં આખું વન લીન થઈ જતું, ફૂલોની ખેત હર તાલની સાથ ઝુમી જતું, પંખીઓ કલરવ કરી ઉડતાં અને સુંદર મનમોહન મૃગ મન્દિરના જૂના દરવાજે કાન લગાડી ઉભા રહેતા.

પૂજારી ખુશાલ હતો. લેખા આનંદી હતી. તેઓને કાંઈજ કષ્ટ નહોતું. રાજાએ તેઓ માટે ખાવા પહેરવાનો પ્રબન્ધ કરી દીધો હતો. રહેવા માટે આ મન્દિર પૂરતું હતું. જંગલની તાજી હવા, મયૂરોના નાચ અને ભ્રમરોનું ગુંજન અને ઠેકડા મારતાં હરણો–એ બધાં તેઓને કદિ ઉદાસ થવા ન દેતાં.

સરિતાના તરલ તરંગો પર જ્યારે રૂપલેખા ફરતી ત્યારે પૂજારીનું દિલ નાચી ઉઠતું. સ્નાન કરી હોઠો પર અખરોટનો રંગ ચઢાવીને પીળા સાડી પહેરી તે જ્યારે આરતી ઉતારતી ત્યારે પૂજારીનું મન બોલી ઉઠતું : " લેખા, રૂપલેખા, તું દેવી છો. "

અને ઘણી વાર તે તેના પગ પર પોતાનું મસ્તક મૂકી દેતો અને રાખી મેલતો. લેખાને એની ખબર નહોતી રહેતી. તે તો મુરારીની પૂજા કરવામાં એટલી લીન થઇ જતી કે તેને શુધિ પણ નહિ રહેતી. જ્યારે પૂજા ખતમ થતી, પંખીઓનો કલરવ બંધ પડતો ત્યારે-ત્યારે લેખા જોતી અને કહેતી : "બાપૂ" પણ તેની આંખમાંના આંસુ તેને આગળ કંઇ કહેવા દેતાં નહિ. તે જેમની તેમ ઉભી રહી જતી—જાણે પત્થરની મૂર્તિ—જાણે સૌન્દર્ય જડ બની ગયું હોય : સ્થિર, અચલ ?

આવી હાલતમાં તે ઘણી વાર ઉભી રહેતી. તેઓ બંને એટલાં બેહોશ બની રહેતાં કે જાણે તેઓની મા, ઘણા પ્યારથી હાલરડું ગાઇ ગાઇને તેઓને સુવાડી ગઇ હોય, અને માની પ્યારભરી વાતો સાંભળીને તેઓના હોઠ પર મંદ મંદ મધુર મુસ્કાન ધીમે ધીમે તાલ લઇ અત્યંત સુંદર નૃત્ય કરી રહ્યું હોય ?

"લેખા જોને."

માળા હાથમાં લઇ, એક વૃક્ષને અઢેલી પ્રકૃતિનું અપાર સૌન્દર્ય પૂજારી જોઇ રહ્યો હતો. કાળાં વાદળોની પાછળથી સૂર્યનાં ચમકતાં કિરણો એવી રીતે નીકળતાં હતાં કે જાણે ચાંદીના ફૂવારામાં કોઇએ સોનાની રજકણો મેળવી દીધી હોય ત્યારે પૂજારી બોલ્યો : "લેખા જોને."

"શું છે બાપુ ?" પોતાની વીણા એક બાજુએ મેલી, વિખરાએલા વાળો સંભાળતી લેખાએ પૂછ્યું.

"જરા મારી પાસે તો આવ."

"બાપુ. પ્રકૃતિના નિખારે આપને એટલું આકર્ષણ કીધું છે કે તેનાં સૌન્દર્ય સિવાય બીજું કશું આપ તો જોઇજ નથી શકતા. જરા જુઓ તો હું આપની પાસેજ ઉભી છું."

"મારી પગલી !" તે મલકાયો : "સૌન્દર્ય તો ક્ષણભંગુર છે, અસ્થાયી છે."

"બાપુ, હર કોઇનું સૌન્દર્ય ક્ષણભંગુર નથી? આજ જે વસ્તુમાં અનંત આકર્ષણ છે તેજ કાલે નીરસ કુરૂપ બની નથી જતું?"

"નહિ બેટી, નહિ. ભગવાનનું સૌન્દર્ય અનત છે. તે કદિ સમાપ્ત નથી થતું. જોતે આ મુરારી! મન્દિર તૂટી ગયું છે. કંઇકોએ એના પર હુમલો કીધો છે, એને નષ્ટ ભ્રષ્ટ કર્યું છે, તેનાં સૌન્દર્યને પોતાની તરવારોથી મિટાવી દીધું છે; છતાં ભગવાન તરફ જો; તેના શરીર પર કોઇ શણગાર નથી પણ તેની આંખોમાં સૌન્દર્ય કેટલું નિઃસીમ છે, તેના મુખપર આજ પણ કેટલું આકર્ષણ છે–અપાર મોહિની શક્તિ લેખા, ભગવાનનું સૌન્દર્ય અનંત છે, અપાર અને ચિરસ્થાયી છે."

ત્યારે લેખાની વીણાના તાર ઝણઝણી ઉઠ્યા, હોઠ હાલ્યા અને ડોલ્યું સારૂં જંગલ.

અનોખા તેરા રૂપ મુરારી,
સુંદર તેરી કાયા;
દુનિયા બદલી જમાના બદલા,
બદલી ન તેરી માયા.

પૂજારી ઉભો હતો તેમ ઉભોજ રહી ગયો. અને લેખા પોતાની વીણા સાથે સુધ્ધ ગઇ. એકાએક પૂજારી ચોંકયો. કોઇ સુખદ સ્વપ્ન તેનું, તૂટી ગયું હોય. "લેખા, લેખા."

લેખા ગુમ રહી હતી–ના, એ લીન થઇ ગઇ હતી. બાપુના અવાજે એ ચોંકી ઉઠી, ગભરાઇ "બાપુ, શું થયું!" તેણે જોયું બાપુની આંખમાં આંસુ હતા–જાણે છલકતાં બે મોતી! બાપુ તો આજ સુધી કદિ રડયા નહોતા; આજ શું થઇ ગયું?

પૂજારીએ ફરી મુખ ખોલ્યું: "બેટા, તું નથી જાણતી. આપણો આ સુખમય સંસાર સદા એવો સુખમય નહિ રહી શકે. હવે તું

મોટી થઇ ગઇ છે. યુવાન થઇ છે. તું હવે એકલી આ જંગલમાં કેમ રહી શકશે?"

"એકલી? એમ કેમ કહો છો બાપુ. શું તમે ક્યાંક જવાના છો?"

"નહિ બેટી, હું તો નથી જવાનો. તને કદાચ જવું પડે-તને હવે સાથીની જરૂરત છે ને?

લેખા બાળક નહોતી તે બધું સમજતી હતી. હમણા પણ તે બધું સમજી. તેણે જાણ્યું કે મારા જવાથી બાપુને દુઃખ થશે. આજ સુધી તેણે કદિ બાપુને દુઃખ દીધું નથી. આજ તેને લીધે તેના બાપુને દુઃખ પડે? નહિ નહિ તે બોલીઃ "બાપુ, સાથી કેવો? મારો સાથી તો આ જંગલમાંજ છે. અને તેની શોધમાં કહીં જવુંજ ન પડશે."

પૂજારી ચોંકયો: : "શું કહ્યું બેટી? તારો પ્રિતમ-સાથી આજ જંગલમાં રહે છે? તે છે કોણ?

"એમ શું કહો છો બાપુ! બીજો વળી કોણ? એ તો આ મન્દિરમાં જ છે. એનું નામ છે મુરારી."

પૂજારી હસી પડયો-ભોળી બેટીની ભોળી વાતો પર તે હસ્યો. અને લેખા ફરીથી બોલીઃ "કેમ બાપુ, ઠીક છેને! મેં તો એજ નિશ્ચય કીધો છે. કોઇ બીજાને મારો પ્રિતમ નહિ બનાવું. મુરારી મારો પ્રિતમ છે. મુરારીજ મારો પરમાત્મા છે. બાપુ, હવે તો હું એકલી રહી શકીશ. હવે આપને કશુ કષ્ટ નહિ રહેશે. આપેલો સુખમય સંસાર નહિ ઉપડશે."

એજ સમયે લેખાના હાથમાંથી વીણા છૂટી ગઇ અને તેના ઉપર બે આંસુ પડયાં. લેખાએ તેને જલ્દી લૂછી નાખ્યાં કે રખે પૂજારી જોઇ લે.

આ પછી કંઇક વાર લેખાના લગ્નની ચર્ચા થઇ. પણ લેખાએ માન્યું, નહિ. મુરારીજ એનો પ્રિતમ હતોને? દેશના રાજાના દીકરા

આવ્યા, રાજા પોતે આવ્યો–તેણે તેને ઘણીયે સમજાવી. પણ લેખાએ હા ન પાડી. તે તો બોલતી રહી: "મારો આ પ્રિતમ છે તેની સેવા અને આરાધનામાં જિવન ગાળીશ."

પરંતુ લેખા અંતરે ખુશ નહોતી. રહી રહીને તેના દિલમાં કોઇ પ્રિતનું ગીત ગાતું. યુવાની હેલે ચઢતી હતીને? ઘણી વાર પૂજારીને પોતાની નબળાઇ પર અફસોસ થતો. તેને લાગ્યું–લાગતું કે તે તેનું જિવન બરબાદ કરે છે. છતાં એકલા પડવાના વિચારથી તે કંપી ઉઠતો.

એ રાત!

એ રાતે આકાશ પર મેઘરાજાએ રાજ્ય સ્થાપી દીધું હતું. વીજળી ચમકતી. લેખા દરિયાને કિનારે કોઇ અજ્ઞાત વેદનાની યાદમાં લીન થઇ બેઠી હતી. પૂજારી ક્યારે આવ્યો તેની યે તેને ખબર નહિ પડી. તે બોલ્યો, આજ દરિયા તરફ જો. એમાં કેવી યુવાની આવી છે. એનું પાણી જોઃ એમાં કેટલી રવાની (દોડ) આવી છે. એમ લાગે છે કે આજ રાતે ભારે તોફાન જામશે. રંગ પણ લાલ છે. ચાલો બેઠી જઇએ અંદર."

અને સાચેજ રાતે ભારી તોફાન નીકળ્યું. દરિયાનું પાણી કિનારાને પાર કરીને મન્દિર સુધી ગયું. મોટાં મોટાં વૃક્ષો તૂટી પડ્યાં. નદિના ઉતાલ મોજાંઓ મન્દિરની જૂની દિવાલો સાથે અથડાવા લાગ્યાં. પૂજારી અને પૂજારીની પુત્રી ઘણી શાંતિથી મન્દિરમાં સૂઇ રહ્યાં હતાં. તેઓને તોફાનનો ભય હતો–ચઢતાં પાણીનો નહિ. મુરારીના આશરામાં તેઓ આરામથી સુતાં હતાં. પાણીના મોજા મન્દિરને કરી યે શું શકે! એણે તો એવાં કંઇક તોફાન જોયાં હતાં. એકાએક જબરદસ્ત ધડાકો થયો. જાણે બે પહાડો ટકરાયા હોય! પૂજારી ચોંકી ઉઠ્યો. લેખા ગભરાઇ ગઇ. બંને બહાર આવ્યાં. ત્યાંનું દશ્ય જોતાંજ સહમી ગયાં. એક મોટું વહાણ મન્દિરની દિવાલો સાથે ટકરાઇ ચુરેચુરા

થઇ ગયું હતું. પૂજારીએ કહ્યું: "બેટી, અંદરથી દીવો લાવ, જોઇએ કોઇ એમાં અહીં છે કે?"

"બાપુ, આવા તોફાનમાં દીવો શું કામ આવશે? ચંદ્ર પ્રકાશ કાંઇ થોડો નથી. ઓહ બાપુ, જુઓ-સામે કોઇની લાશ-નહિ નહિ, તે જુવે છે."

અને લેખાને પ્રભુ જાણે શું થયું? સાડીને કછેરો મારી તે એકદમ દરિયામાં કૂદી પડી. પૂજારી ચીસ મારતો રહીજ ગયો. જબરદસ્ત મોજાંઓને હઠાવી તે એક સાંધાં વૃક્ષની સાથે અટકી. પડેલા આદમીની પાસે પહોંચી ગઇ અને ઘણી મુશ્કેલીથી તેને સાથે લઇ તે મન્દિરના પગથીએ આવી. પૂજારીના જીવમાં જીવ આવ્યો, લેખા તે આદમીને અંદર લઇ ગઇ અને તેની બરદાશ કરવા મંડી. પૂજારી બોલ્યા: "બેટી, હું એને જોઇશ. તું કપડાં બદલી લે. નહિ તો શરદી લાગી જશે."

લેખાને શરદીની પરવા નહોતી. તેણે તો તેની સેવામાંજ બધું ધ્યાન રોક્યું. ધીમે ધીમે તે હોંસમાં આવ્યો પણ તે ઉઠી નહિ શક્યો. તેના હોઠ હાલ્યા-ગણ ગણ કરતા શબ્દો લેખાને કાને પડયા, "મન મન્દિરમેં તેરે પગલી:"

એ પછી તે ચૂપ થઇ ગયો. લેખા ઉભી રહી. થોડા સમય પછી તેણે આંખો ખોલી તેણે જોયું કે તેની સામે એક દેવી ઉભી છે, તેના કાળા વાળોમાંથી પાણી ટપકી રહ્યું છે-જાણે કે વાળો મુખની જ્યોતિથી ગભરાઇને કાળાં વાદળોનો અંધકાર આંસુ વહાવી રહ્યો હોય! સહસા તે આદમીની આંખમાં ચમક આવી. તે બોલી ઉઠયાં: "દેવી, તું અહિં છે,"

તે વધુ બોલી શક્યો નહિ. તેનું ગળું રૂંધાઇ ગયું. તે ફરી બેહોશ થઇ ગયો. બેહોશમાં તે કહેવા લાગ્યો: "દેવી તું અહિં; તારી શોધમાં સંસારનું ખૂણેખુણો ફરી વળ્યો. અને દેવી'

મન મન્દિરમેં તેરે પગલી
જોત જગાને આયા."

આકાશી એનું નામ હતું. ચંડીગઢનો એક કવિ, પણ મતવાલો, દીવાનો. તેણે ખુલાસો કર્યો: "આજથી કંઇ વર્ષો પહેલાં મેં એક સ્વપ્ન દીઠું હતું. મેં જોયું હતું કે એક મન્દિર છે–બરાબર આના જેવુંજ: તેની સામે દરિયો છે–બધી બાજુ જંગલ છે અને તેમાં મેં એક દેવીને જોઇ. એ દેવીએ મને પોતાની તરફ બોલાવ્યો. હું પાગલની જેમ તેની તરફ વધ્યો પણ તેટલામાં મારૂં સ્વપ્ન તૂટી ગયું.

"અને તે દિવસથી આજ સુધી એ મન્દિરની શોધમાં ફરતો રહ્યો છું–સંસારનો કોઇ ભાગ મેં છોડયો નથી. પણ આજ જ્યારે મારૂં વહાણ તૂટી ગયું ત્યારે મેં આ મન્દિર મેળવ્યું અને સાથેજ મેળવી મારી દેવીને."

લેખાએ તેના પ્રત્યે જોયું. તેના કાળાં ઝુલ્ફાં, મોટી આંખ, પાતળા હોઠ, ફૂલશો ચહેરો અને તેના ઉપર છવાએલું અનોખું રૂપ. તે બધું ભૂલી જઇને વીણા લઇ આકાશીના પગ આગળ બેઠી અને તેને ધીમેથી ચૂંબી લીધા, પણ પછી શું થયું તેની તેને ખબર નહિ રહી. તે ગભરાઇ ગઇ, જલદીથી ઉઠી, તે બહાર નાસી ગઇ.

તેની આંખોમાં આંસુ ઉભરાયાં. તેને સમજ ન પડી કે તેને શું થઇ ગયું છે. એ આકાશી પ્રત્યે એટલી બધી કેમ ખેંચાઇ ગઇ! એ છે કોણ? અને શું કામ આવ્યો છે?

એજ વેળા મન્દિરમાં લેખાની વીણાના તાર ઝણઝણ્યા. લેખા સાંભળી રહી.

મન મન્દિરમેં તેરે પગલી
જોત નિરાલી જગાને આયા
ઝિલમિલ કરતે તારે લેકર
દૂર અંધેરા ભગાને આયા

લેખા આ ગીતમાં લીન થઇ ગઇ. ગીત બંધ પડયું ત્યારે તે હોશમાં આવી. એ ગીત તેના કાનમાં ગુંજી રહ્યું 'મારા મન મન્દિરમાં એક જ્યોત નિરાળી–કેમ શા માટે? મારા મનમાં ભગવાનના

પ્રેમની જ્યોત અંધારૂ દૂર નહોતી કરી શકતી. તો પછી એમ કેમ? ઝિલમિલ કરતે તારે લેકર-શી જરૂરત હતી એની? ઓહ' આથી તો એણે મારાં તન બદનમાં આગ લગાવી દીધી છે.'

પૂજારી બોલ્યો: "લેખા, તને શુ થયું છે? મુરારીની શુદ્ધબુદ્ધ પણ ત્યાગી દીધી? પોતાના પ્રિતમની સાથ કોઇ એમ કરે પરૂં?

લેખા પાગલ બની ચીસ મારી બોલી: "મુરારી, હા મુરારી મારો પ્રિતમ છે, મારો પરમાત્મા છે. મેં નિશ્ચય કીધો છે કે બીજા કોઇને મારો પ્રિતમ નહિ બનાવીશ."

તે કિંકર્તવ્ય વિમૂઢ થઇ ગઇ. તે અજબ ઉલઝનમાં ફસી પડી, સોચી ન શકી: શું કરૂં, શું ન કરૂં?

લેખા હવે લેખા રહી ન શકી. હવે તો જ્યારે એ પૂજા કરતી ત્યારે મુરારીનો જગાએ તેને આકાશી નજરે પડતો. તે પાગલ બની જતી અને મતવાલી બની ગાવા લાગતી:

> છોડ કર જબ અપના પરાયા
> લૌ તેરે સે લગાઇ,
> ફિર સુંદર આકૃતિ ઉસકી
> મન મેરે ક્યોં ભાઇ?

એમ ગાતાં તે બેહોશ બની જતી અને વીણા તેના હાથમાંથી પડી જતી. પૂજારી અજબ થતો કે એને થઇ શું ગયું છે? પણ તેણે દુનિયા જાણી હતી, દુનિયાવાલાઓને જાણ્યા હતા. ધીમે ધીમે તે બધું સમજવા લાગ્યો. હવે તેને પોતા ઉપરજ ગુસ્સો આવ્યો. તેણે ઇચ્છયું કે તે ગળું ઘોંટી લે ને મરી જાય. પણ લેખાના વિચારે તે તેમ ન કરી શક્યો 'લેખા મેં તારી સાથે અન્યાય કર્યો છે. હું સ્વાર્થી', સ્વાર્થવશ મેં તારૂં જિવન નષ્ટ કર્યું છે.'

રાતે વાદળ ફરી ઘેરાયાં હતાં. વીજળી ચમકી રહી હતી. નદીનાં પાણી ફરી ચઢી રહ્યાં હતાં. લેખા મન્દિરના દરવાજે ઉભી

હતી. સામે મુરારીની મૂર્તિ હતી. લેખા રડી રહી હતી. તેની વીણા કંપી રહી હતી ને તેમાંથી ઝણકાર નીકળતોઃ

છોડ કર જબ અપના પરાયા
લૌ તેરે સે લગાઇ,
ફિર સુંદર આકૃતિ ઉસ કી
મન મેરે કયોં ભાઇ ?

તે ચાહતી હતી કે કોઇ તેને જવાબ દે. તેના દિલનાં તોફાનને ઠંડું કરે. પરંતુ પત્થરની મૂર્તિ શો જવાબ દે ? છતાં લેખા પોતાનું સઘળું બળ એકઠું કરી ઉંચે અવાજે બોલવા માંડયું: 'મુરારી બોલો ! મુરારી કહો.

છોડ કર જબ અપના પરાયા
લૌ તેરે સે લગાઇ,
ફિર સુંદર આકૃતિ ઉસ કી
મન મેરે કયોં ભાઇ?'

તે રડવા લાગી, તેનું ગળું રૂંધાઇ ગયુ. અને સહસા મન્દિરમાંથી અવાજ આવ્યો. કોઇ ગાઇ રહ્યું હતુંઃ

'છોડ કર જબ અપના પરાયા
જો મન તેરે ભાયા,

લેખા ચોંકી ઉઠી. તેના પ્રશ્નનો ઉત્તર મળતો હતો. પૂજારી તેનો બાપ ગાઇ રહ્યો હતો. તે ધ્યાનથી સાંભળવા લાગીઃ

છોડ કર જબ અપના પરાયા
જો મન તેરે ભાયા,
વહી દેવતા તેરા, ઔર તુને
ભગવાન હૈ પાયા.'

લેખાના મુખે મધુર મુસ્કાનની રેખા ખેંચાઇ. તેનું હૃદય નાચી ઉઠ્યું: "શું ? ભગવાન મળ્યા ?"

"હા બેટી" મન્દિરમાંથી બહાર નીકળતાં પૂજારી બોલ્યો: "હા

'છોડ કર જબ અપના પરાયા
જો મન તેરે ભાયા
વહી દેવતા તેરા, ઔર તૂને
ભગવાન હૈ પાયા.

ખુશાલીના આંસુથી લેખાની આંખ ભીની થઇ. તે પૂજારીના પગે પડી ડચકાં ખાતી બોલી પૂછ્યું: "બાપુ, શું તે મારો દેવતા છે?"

"કેમ નહિ બેટી ? જેની આરાધના એક દેવી કરે તે દેવતા નહિ તો કોણ ?"

"પણ બાપુ, આજ હું હારી. મારો નિશ્ચય નિશ્ચય નહિ રહ્યો. મેં કહ્યું હતું કે મુરારી મ્હારો પ્રિતમ છે, મુરારી મારો પરમાત્મા છે. તો શું હું મારા નિશ્ચયમાં ચલિત નથી થઇ? બાપુ એ શુ પાપ, નહિ ?"

"નહિ બેટી, એ પાપ નથી જો સાંભળ, આકાશી ગાય છે."

'પ્રિત કરન કી રીત અનોખી
હાર કો માનો જીત
પ્રિત મેં સબ કુછ ખો ડાલો
તભી મિલેગા મીત'

"સાંભળ્યું બેટી. પ્રિત કરવાની રીત અનોખી છે. હારને તું જીત માન. આ આકાશી સાચેજ આકાશી છે. એ દેવતા છે. લેખા જા તારા દેવતા પાસે જા એની આરાધના કર. એ દેવતા છે. તેની પૂજામાં કંઇ કસર રહી નહિ જાય, એ જોજે દીકરી."

લેખા દીવાની બની દોડી—પણ ડગમગતી—પડતી આખડતી; અને વીણામાંથી અવાજ આવ્યો:

'મન મન્દિર મેં તેરે પગલી
જોત નિરાલી જગાને આયા
ઝિલમિલ કરતે તારે લેકર
દુર અન્ધેરા ભગાને આયા.

લેખાના પ્રાણમાં જાણે કોઇએ સંજીવની ફૂંકી દીધી હોય તેમ લેખા દોડી—ખૂબ દોડી. તેણે જોયું: આકાશી ચંદ્ર પ્રકાશમાં એક મોટાં વૃક્ષને સહારે ઉભો છે ને ગાઇ રહ્યો છે.

'પ્રિત કરન કી રીત અનોખી
હાર કો માનો જીત
પ્રિત મેં સબ કુછ ખો ડાલો
તભી મિલેગા મીત.'

લેખાને આજ તેનો આરાધ્ય મળી ગયો. તે તેના ચરણે પડી.

આકાશી બોલ્યો: "દેવી ઉઠો, તમારો પૂજારી તમને બોલાવી રહ્યો છે."

લેખા આનંદસાગરમાં ડુબી ગઇ.

આકાશીએ તેને ઉઠાવી.

પૂજારી મન્દિરના દરવાજે ઉભો હતો.

તેની આંખમાં આંસુ હતાં—એ આનંદના આંસુ હતાં.

તે ગાઇ રહ્યો હતો:

'યહી દેવતા તેરા, ઔર તૂને
ભગવાન હૈ પાયા.'

# મિતાક્ષરી

મગનલાલ લાલભાઇ દેસાઇ

## કવિતામાં નવીન દૃષ્ટિ કયી?

સાંધ્યગીતના પ્રવેશક અંગે કેટલીક ટીકાઓ 'સાહિત્યપ્રિયે' પ્રસ્થાનના સાહિત્યચર્ચાના વિભાગમાં કરી હતી. તેનો જવાબ શ્રી. 'સહેલાણી'એ પ્રતાપના અંકમાં આપ્યો હતો અને બીજો જવાબ 'ગુજરાતી'ના ૫ મી ફેબ્રુઆરીના અંકમાં 'વાણિયા! તજી દેને તકરાર!' નામક 'ભોજા ભગત'ની સહીવાળા પ્રતિકાવ્યથી અપાયો હતો. 'સાહિત્યપ્રિય'ની ટીકા એમનાજ શબ્દોમાં આ પ્રમાણે છે, 'જેઓ અભ્યાસ કે છંદમાપ વગેરેની સમજની ન્યૂનતાને લીધે તરેહવાર દોષો કરે છે તેમનો બચાવ કરવાનું કશું કારણ નથી તે માટે તો શ્રી. ખબરદારનો પ્રકોપ પુણ્યરૂપજ છે. પરન્તુ જે નવીન દૃષ્ટિ કવિતાને કેવળ 'અણીશુદ્ધ પદ્ય' તરીકેજ જોવા નથી ઇચ્છતી પણ તત્વવિશિષ્ટ કવિતા રૂપેજ જોવા ઇચ્છે છે, અને જે દૃષ્ટિ કવિતાના અંગોપાંગના દોષોને સમજે છે, છતાં તેના આત્માની વિશુધ્ધતા જાળવવા માટે પદ્યવમાંજ સર્વથા અટવાઇ જવા ઇચ્છતી નથી, તે દૃષ્ટિ પણ આવેલી છે, જવાની નથી, અને તે ઉપેક્ષાને પાત્ર પણ નથી, એમ કહેવાનો મારો આશય છે.' આગળ જતાં એમણે લખ્યું છે, 'એવી દૃષ્ટિએ પ્રાચીન અર્વાચીન કવિઓને હાથે દોષો કરાવ્યાના અને એ દોષો રૂઢ થયાના દાખલા પણ મળે તેમ છે. એ દૃષ્ટિને ડામવાથી કદાચ શુધ્ધ પદ્ય રહેશે પણ દરેક શુધ્ધ પદ્યમાં કવિતા નહિ રહે.'

જે નવીનો સમજની ન્યૂનતાને લીધે દોષો કરે છે એઓ વિષે અમારે કશું કહેવાનુંજ નથી. એ ભાઇઓ સમજતાં સમજતાં એજ દોષો સહેલાઇથી ટાળી શકશે. જેઓ જાણીબૂઝીને દોષો કરે

છે–તેમને માટે શ્રી. 'સાહિત્યપ્રિય' 'લાયસન્સ' રાખે છે. અને એકજ વાત અહીં કરીએ છીએ કે અદાલતમાં જે જાણીબૂઝીને કાયદાનો ભંગ કરે છે તેને માટે બમણી સજા છે. જેઓ અંગત કરે છે તેઓ નો નિર્દોષપાત્ર પણ ઠરે છે. જેઓ કવિ તરીકેનો દાવો કરવા કરાવવા માગે છે, જેઓ પોતાના કવિત્વને અહંકારથી પણ પોષવા માગે છે તેઓ ફાંફાં મારીનેજ એ એવું કવિત્વ દેખાડે છે. જે પદ્યમાં કાવ્ય નથી છતાં છંદોભંગ કે એવા દોષો આવે છે એવા કાવ્યહિન પદ્યની અમે કશી ચર્ચા કરતાજ નથી. કારણ કે જે કાવ્ય નથી તેની સાથે આપણે કશું નથી. વાત તો એ છે કે જે ખરેખરાં કાવ્યવાળાં પદ્ય છે જેમાં કવિતા ખરેખરી ઝળકે છે, એવાં કાવ્યોમાં કવિ જાણીબૂઝીને કહો કે પોતાની વિદ્વતા દેખાડવા કહો કે પછી અધુરી શક્તિ કહો, કે ગમે તે કારણે આવા દોષોને લાવે છે તેને માટેજ અમારી દલીલો છે એક વ્યક્તિ કાવ્યજ્ઞ હોય તો તે પદ્ય જોડી શકે, પણ એ પદ્યને કાવ્ય કોણ કહેશે ? પણ કાવ્ય કરવું ને કાવ્ય ગણાવવું હોય તો તેના તમામ અંગોની સમતોલતા, પરિપૂર્ણતા ને સુંદરતા તેમાં સુકવિએ લાવવીજ જોઈએ.

જેને શ્રી. 'સાહિત્યપ્રિયે' નવીન દ્રષ્ટિ કહી છે તે નવીન દ્રષ્ટિ લાવનાર પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. પ્રો. ઠાકોરનાં હમણાં હમણાંના કાવ્યો નવીન દ્રષ્ટિએજ લખાય છે એ આપણે જોઈએ છીએ. એ નવીન દ્રષ્ટિને લીધે કાવ્યના દશા ગુજરાતમાં શી થઈ છે તે 'સાહિત્યપ્રિય' પણ જાણતા હશે દ્રષ્ટિ સાચી કે ખોટી એનો વિચાર કરતાં પહેલાં એક સત્ય જણાઈ આવે છે કે પ્રજાને એવી કવિતાઓમાં રસ રહ્યો નથી તો પછી એ દ્રષ્ટિને આવકારવામાં શો સાર છે? કોઈ પણ કારણે વિરૂપતા એ વિરૂપતાજ રહેવાની. એ દ્રષ્ટિએ જે કાવ્યો રચાયાં અને આપણી જાણમાં આવ્યાં, તે પરથી સ્પષ્ટ દેખાશે કે એ નવીન દ્રષ્ટિથી કાવ્યો કર્કશ થયાં છે. જાતજાતની ભાષાના શબ્દોનો કુંભમેળો ભેગો કરવો–ફાવે ત્યાં છંદોભંગ કરવો–શબ્દો મારીમચડીને મૂકવા વિગેરે. આમ કર્યા પછી

પણ એ ખોટાં વિધાનોને મજબૂત બનાવવા, સામાના મન પર ઠસાવવા લાંબાં લાંબાં ટિપ્પણ મૂકવાં. એવી રચનાઓનાં ગુજરાતીની સાચી કવિતાનું ગૌરવ નથીજ. દેહનું એક અંગ જતાં તેની ખામીજ રહે છે, અને તે ખામીવાળુજ દેખાય છે કાવ્ય તો દોષરહિત પદ્યમાં પણ રહેશે અને દોષવાળા પદ્યમાં પણ રહેશે જો એ પદ્યનો રચનાર કવિ હશે તો પણ કયું પદ્ય કાવ્યમય અને સારું લાગશે? એનોજ વિચાર કરવાનો છે. જેમ આત્માને શોભાવવા સુન્દર દેહની જરૂર છે–આત્માને સુરક્ષવા સુન્દર દેહની જરૂર છે તેવીજ રીતે કાવ્યને શોભાવવા અને સુરક્ષવા સુન્દર પદ્યની પણ જરૂર છે.

બીજી વસ્તુ એ છે કે જે નવીન પ્રતિષ્ઠિત કવિઓ છંદોભંગ કરે છે તેમની એવી દલીલ પણ હોય છે કે સુંદર પદલાલિત્ય લાવવાને એ છંદોભંગ જાણીબૂઝીને કરવામાં આવ્યો છે. એવાં દૃષ્ટાંતો જોઇએ તેટલાં એ કવિઓના કાવ્યોમાંથી મળી રહેશે. પણ જો પદલાલિત્ય કે ધ્વનિ માધુર્ય વધારવાને એ દોષ કરવામાં આવે છે, તેજ માધુર્ય કે તેથી વિશેષ ઓજસવાળું માધુર્ય વગર દોષે કવિતાના નિયમોને અંતશઃ આધીન રહી લાવી શકાય છે ! તો પછી એવી દલીલો કરીને એવી નબળાઇને સહકાર આપવામાં સાહિત્યપ્રિયનો શો આશય છે તે સમજાતું નથી.

'અર્થ પ્રધાન' એ નવીન દ્રષ્ટિનું બીજું સૂત્ર. અર્થપ્રધાન શામાં નથી? અર્થ વગર કયી વસ્તુ છે? જે કાવ્યો રચાય છે તે શું અર્થ વિનાનાં છે? શબ્દ અને અર્થ એ વાણીથી જૂદાં થઇ શકે નહિ. અને શબ્દ અને અર્થની એકાત્મતા, એકતા એ વાણીનો સનાતન અભિન્ન આત્મા છે–એજ એકતા વાણીનું ઓજસ છે–જે નરસિંહ મહેતાના કાવ્યોથી માંડી ગુજરાતના આજ સુધીના અનેક કાવ્યોમાં આવ્યું છે. તે શું એ કવિઓ નથી જોઇ શકયા? વાણીના વાઘા ચીરીને અર્થને નગ્ન બતાવવામાં શું એ સાક્ષર કવિઓનો આશય છે? મારી મચડી વાકયોની અટપટી રચના કરી અર્થને છિન્નવિછિન્ન કરવામાં શું એ નવીન દ્રષ્ટિ રહેલી છે?

સારા વિચારને-ભાવને પદ્યના બંધનને આધીન રહી, ધારવા જેટલી સુંદર રીતે કવિતા ન આપી શકતા હોય તો તેમને કવિ કહેવડાવવાનો શો અધિકાર છે? જે તરિયો હોય તે પાણીમાં ઉતરે જેને ડુબવાની બ્હીક છે તે ભલે તુંબડું લઇને ઉતરે પણ તે તેની જાતને તરિયો કહેવડાવી શકે નહિ. કવિ તો શબ્દ અને અર્થ એ બન્નેને રમાડતો રસાત્મા હોવો જોઇએ. અને જો અર્થનેજ પ્રાધાન્ય આપી શબ્દને શિથિલ રાખતો હોય તો ગદ્યનું રણ ખુલ્લુંજ પડયું છે, જ્યાં નથી ડુબવાનો ભય કે તણાઇ જઇને કોઇ ભેખડ પર પછડાવાનો ભય.

## પ્રતાપમાં સાહિત્ય મહેફીલ

તા. ૧૧ મી ફેબ્રુઆરી સને ૧૯૩૯ના પ્રતાપના અંકમાં શ્રી. 'સહેલાણી'એ અમારા પર 'બેજવાબદારી' અને 'બેદરકારી'ના આક્ષેપો મૂકયા છે. આ આક્ષેપો 'માધુરી'ના ગયા અંકમાં આવેલા 'ચર્ચાપત્ર' અંગે થયા છે. એ ચર્ચાપત્રનું સત્ય હવે જાહેર થયું છે કે એ અંગ્રેજી કાવ્ય કવિશ્રી ખબરદારનુંજ હતું. ભાઇ સહેલાણી એમ માને છે કે તંત્રીઓએ આખા જગતના સાહિત્યનો અભ્યાસ કરવો જોઇએ. તેમજ કવિશ્રી ખબરદાર સાથે અમારે ઘનિષ્ઠ સંબંધ હોવાથી એ ચર્ચાપત્ર એમને દેખાડીનેજ છાપવુ જોઇએ. 'ચર્ચાપત્ર' આવ્યું એટલે ચોરી સિદ્ધ થઇ ગઇ એમ કોણે કહ્યું? અમે તો એક તંત્રી તરીકે 'ચર્ચાપત્ર' આવ્યું તે-તે વ્યકિતને ધ્યાનમાં લઇનેજ છાપ્યું. અને તે વિષે અમે તંત્રીનોંધમાંજ ખુલાસો કર્યો છે.

સંબંધીઓ સાથેનીજ ચર્ચામાં તંત્રીઓએ કેમ વર્તવું એ તંત્રીઓને પૂરેપુરું ભાન છે. એ સુરત શહેરની શેરીઓમાં સહેલ-કરનાર સહેલાણી-રાજમાર્ગે ચાલનાર તંત્રીઓને શીખવાડી શકે તેમ નથી. 'બેદરકારી'થી કવિ ખબરદારની આબરૂને અમે નુકસાન પહોંચાડયું. પણ એ ભાઇ ભૂલે છે કે આ કોથળામાંથી બિલાડું નીકળતાં કવિ ખબરદારની આબરૂ વધી હશે. જે કાવ્ય અંગ્રેજી

સાહિત્યનું મનાયું તેના કર્તા ગુજરાતી કવિજ છે એ તો ગુજરાત માટે અને અમારે માટે ગૌરવભર્યું છે.

અમને ખાત્રી છે કે ભાઇ સહેલાણીએ તંત્રીઓના સંજોગો પહેલાં જોવા હતા. ચર્ચાપત્ર કે લેખો આવે તો તંત્રીએ તે જોઇને–તે ચર્ચાપત્ર મોકલનારને ન્યાય મળે–એટલુંજ જોવાનું હોય છે. કારણકે ચર્ચાપત્રનો ખુલાસો મળ્યા પછીજ–તે આક્ષેપો પૂરવાર થયા કહેવાય. તે આક્ષેપો સાચા ઠરે.

## શ્રી. કનુ દેસાઇને અભિનંદન

જેમ એક બાજુ સાહિત્યકારો પોતાના સાહિત્યપ્રદેશને જાતજાતની સામગ્રીઓ આપી દીપાવી રહ્યા છે, તેમ શ્રી. કનુ દેસાઇ એકલે હાથે પોતાના ચિત્ર–કળાના પ્રદેશને વિધવિધ ચિત્રો વડે વર્ષોથી શોભાવી રહ્યા છે. સાહિત્યમાં જેટલાં પુસ્તકો પ્રસિધ્ધ થાય તેમાં થોડાંકજ બાદ કરતાં બધાં પુસ્તકોને સુશોભિત બનાવવામાં શ્રી. કનુ દેસાઇનો ફાળો છે. એમનાં ચિત્રોએ ગુજરાતની જનતાને આકર્ષી છે. એમના ચિત્રોમાં કવિની જેમ કલ્પનાઓ પણ મૂર્તિમંત રૂપ ધરે છે. ચિત્રોની ગમેતેવી હરોળમાં એમનાં ચિત્રો–એમનાંજ છે એમ રેખાઓ પરથી કે ચિત્રના સમગ્ર-દેખાવ ઉપરથી ટેવાયેલી આંખોને જણાયા વગર રહેતું નથી. એમનાં ચિત્રોના અનેક સંગ્રહો પણ બહાર પડેલા છે. અને તે કલા વિવેચકોની પણ પ્રશંસા પામી ચૂક્યા છે. થોડાં વર્ષોમાં જાતમહેનતે–ખંતથી કળાને વફાદાર રહી જે સિધ્ધિ એમણે પ્રાપ્ત કરી છે તે ખરેખર અભિનંદનીય છે. અને એજ સિદ્ધ કરેલી કળા વડે એમણે ગુજરાતને શણગાર્યું છે તે માટે ગુજરાતને પણ ગૌરવ લેવા જેવું છે. કળા અને કાવ્યતત્વ એ બન્ને શ્રી. કનુમાં ઓતપ્રોત થયેલાં જણાયાં છે. એ કાવ્યતત્વ રેખારૂપે અવતાર લે છે અને ચિત્રના દેહનો આત્મા બને છે એ શ્રી. કનુની કળાની વિશિષ્ટતા છે. ગુજરાતી સાહિત્ય સભાએ એમની એ કળાની કદર કરીને રણજીતરામ સુવર્ણચંદ્રક બક્ષ્યો છે. અને આમ એ યુવાન ચિત્રકારથી ગુજરાત વધારે પરિચિત થયું છે.

## સાહિત્ય સમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી આ વર્ષે સાહિત્ય સમીક્ષા પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને સોંપી છે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને ગુજરાતો ક્યારનુંયે ઓળખે છે. કદાચ એમનો શરમાળ સ્વભાવ ન હોત ગુજરાતી સાહિત્યને વિવેચનના ક્ષેત્રમાં ઘણુંયે આપી શકયા હોત. એમનો અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ દરકોઇ વ્યક્તિને માન ઉપજાવે તેવો છે. એમનું વિવેચન-એટલે નિષ્પક્ષપાત. આજે એવા નિષ્પક્ષપાતી વિવેચકો ગુજરાતમાં ગણ્યા ગાંઠ્યાજ મળી શકે છે. અને એવા વિવેચકોમાં શ્રી. વિષ્ણુપ્રસાદ ગુજરાતના સાક્ષરો, લેખકોની કે માન્ય વિવેચકોની પણ પ્રીતિ એક નિષ્પક્ષપાત વિવેચક તરીકે મેળવી શકયા છે. વસ્તુનું ગુણદર્શન કરવામાં કદીયે એઓ હદ ઓળંગતા નથી. જે વસ્તુ સામાન્ય વાચક અને કેટલીક વાર વિદ્વાનોની નજરમાં પણ નથી આવતી-એવી વસ્તુઓને એઓ એમના વિવેચનમાં બહાર લાવી શકયા છે. અને એજ એમની અસાધરણ સારા વિવેચકની શક્તિએ એમને સાહિત્યકારોમાં તેમજ સાહિત્યરસિકોમાં પ્રિય બનાવ્યા છે. એક મિત્રની વાતમાં એક પ્રસંગ વખતે સાંભળેલું કે "જેમ ઝવેરી બજારમાં ધર્માદાનો કાંટો તેમ ગુજરાતી સાહિત્યમાં વિવેચનનો કાંટો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી છે. સાહિત્યસભાએ મોડા મોડા પણ એમને પકડયા છે-તે આનંદની વાત છે અને ખાત્રી છે કે એમનું મૂલ્યાંકન સાહિત્યકારોને કે વાચકોને મહત્વનું રહેશે.

## સાહિત્ય સંસદનો વસંતોત્સવ

શ્રી. કનૈયાલાલ મુન્શી પ્રધાન થયા એટલે આપણે સ્વપ્ને પણ ન લાવી શકીએ કે એઓ સાહિત્યમાં આપણને હવે કાંઇ પણ નવું આપી શકે. પણ હમણાંજ જોયું કે ગુજરાતના મુન્શીએ ગુજરાતના ઇતિહાસ પર ઠક્કર વિશનજી વ્યાખ્યાનમાળાના મણકા તરીકે એક વિદ્વતાભર્યું વ્યાખ્યાન આપી આપણને અજાયબીમાં નાખ્યા છે. એમણે

એમની ખટપટમાં રહીને પણ એ વખત ક્યાંથી મેળવી એમણે આખું વ્યાખ્યાન તૈયાર કર્યું–એ આપણને સૌ કોઇને અજાયબીમાં નાખે એમ છે. શ્રી. મુન્શીજી સંસદના સ્થાપક, સંસદની નાડી પણ હંમેશાં મુન્શીજી તપાસતા રહેજ છે. એજ સાહિત્ય સંસદે હમણાંજ વસંતોત્સવ ઉજવ્યો–અને સંસદ જીવતી જાગતી છે એ સત્ય સ્પષ્ટ સૌ કોઇને જણાવ્યું.

વસંતોત્સવ ઉજવનારા ભાઇઓએ ખરેખર ખૂબ શ્રમ લીધો દેખાતો હતો. શ્રી. મુન્શીજીનું સ્નેહસંભ્રમ નાટક પણ ઘણીજ સરસ રીતે ભજવાયું હતું. એ નાટકમાં ભાગ લેનાર ભાઇબેનોએ પોતાની નટ તરીકેની અજબ શક્તિ દેખાડી હતી. કેપ્ટન જોરાવરસિંહ નો પાઠ લેનાર શ્રી. જયોતીન્દ્ર દવે આખા નાટકને સફળ બનાવવામાં મુખ્ય હતા. નાટક જોતાં કોઇને પણ એમ લાગ્યા વગર નહિ રહે કે કદાચ મુન્શીજીએ શ્રી. જ્યોતીન્દ્રને જોઇનેજ કેપ્ટન જોરાવરનું પાત્ર એ નાટકમાં આલેખ્યું હશે. શ્રી ધનસુખલાલ મહેતા તેમજ પ્રો. ભાનુશંકર વ્યાસે પણ સરસ પાઠ ભજવ્યા હતા, હજરત બ્હેનો પણ સ્ત્રી પાત્રોમાં સફળ થયા હતાં. લખેલું સ્નેહ સંભ્રમ નાટક ભજવતાં–ઘણુંજ સફળ થયું હતું. આપણાં સાહિત્યમાં આવી કૃતિઓ ગમે તેવા આમ વર્ગને કે ઉમરાવ વર્ગને પૂરેપૂરા આનંદ સાથે બબ્બે કલાક સુધી મુગ્ધ કરી રાખી શકે છે–એ જોતાં આનંદ થાય છે વસંતોત્સવ અંગે સારી રકમ ભેગી થઇ હતી અને તે સંસદના લાભાર્થે હતી. એ નાટક હજીયે એક બે વાર એ ભાઇઓ ભજવશે તો બેશક સંસદને તેમજ જનતા બન્નેને લાભ થશે.

શ્રી. મુન્શીજી પણ મડાગાંઠ વાળીને સંસદના આવા કાર્યક્રમ પ્રસંગે ત્રણ ત્રણ કલાકો સુધી બેસીને સંસદના સભ્યો સાથે હેતથી મળે છે. એજ 'ગુજરાતની અસ્મિતા.' એ અસ્મિતાને જીવનમાં ઉતારનાર મુન્શીજી ઘણું જીવો–અને મુન્શીજીની સંસદ અમર રહો!

## સખેદ નોંધ

સ્વ. મોતીભાઇ અમીનને ગુજરાત આખું જાણતું હતું. એમની સેવાઓ અને એમના સૌજન્યથી ભાગ્યેજ કોઇ અજાણ હશે. વડોદરા રાજ્યની સેવા કરનાર સાહિત્યનો ખરેખરો પ્રચાર કરનાર મોતીભાઇનું અવસાન સૌને માટે દુઃખદ છે. એમનીજ સાથે થોડાજ દિવસોને અંતરે મહારાજા સયાજીરાવ ગાયકવાડનું પણ અવસાન થયું. સ્વ. સયાજીરાવ ગાયકવાડની મદદ ગુજરાતી સાહિત્યને ઘણી મળી છે. વડોદરા રાજ્યમાં લાયબ્રેરીઓ ગામેગામ કરનાર એ મહારાજા-પ્રજાના આત્મામાં અમર રહ્યા છે. હમણાં હમણાં તાજેતરમાં સાક્ષર શ્રી. નર્મદાશંકર મહેતાના અવસાનના સમાચાર સાંપડે છે. એ ત્રણે સ્વર્ગસ્થ આત્માઓને પ્રભુ શાંતિ આપે એટલી અમારી અન્તઃકરણની પ્રાર્થના!

પણ નથી કે જેથી નવા ત્રણસો ચારસો ગ્રાહકો થાય તોજ માધુરીની ખોટ પૂરાય. અમે ફરીફરીને અમારા ગ્રાહક ભાઇઓને અંતઃકરણથી એ એકજ વિનંતી કરીએ છીએ.

માધુરીના વિકાસમાં દરેક ગ્રાહકનો ફાળો રહે અને તંત્રી અને ગ્રાહકો વચ્ચેનો સંબંધ કેળવાય! હવે તો જે કમર કસીને કરવાનું છે તે એટલુંજ કે માધુરીને સધ્ધર બનાવવું. જો આ વર્ષમાં હજુયે ગ્રાહક સંખ્યા વધશે–તો માધુરી પાનાંની સંખ્યામાં કે બીજી અનેક રીતે એનો વિકાસ સાધશેજ. માધુરીને આજ સુધી ચલાવનાર એજ ભાઇઓ છે કે જેમના લવાજમો બદલેજ એ નભે છેઃ નહિ તો તંત્રી પાસે તો મૂડી જેવું કશું નથી કે જેમાં એ લવાજમોની તમા ન કરતાં માધુરી સહેલાઇથી ચાલે. 'માધુરી'ના વિકાસમાં પોતાનો સીધો ફાળો આપે તો અમે એ ભાઇઓના અંતઃકરણથી આભારી રહીશું.

## હૈમ સારસ્વત

શ્રી હેમચંદ્રાચાર્યના સ્મરણ નિમિત્તે પાટણમાં શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુન્શીના પ્રમુખપણા નીચે હૈમ સારસ્વતસત્રની ઉજવણી થઇ. મુન્શી પાટણને ભૂલે તેમ નથી. અને પાટણ મુન્શીને ભૂલે તેમ નથી. પાટણને અમર કરનાર મુન્શી એને મુન્શીને અમર કરનાર પાટણની પ્રભુતા. સિધ્ધરાજ અને હેમચંદ્ર ગુજરાતના ઇતિહાસમાં અમર છે. સ્વ. મોહનલાલ મોતીચંદ ઝવેરીના સ્મરણાર્થે પાટણ ખાતે હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરની ઉદ્‌ઘાટનક્રિયા પણ શ્રી. કનૈયાલાલ મુન્શીએ કરી છે. કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય સાહિત્યના જ્યોતિર્ધર હતા. ગુજરાતના ઇતિહાસના એ મહાન આત્માને ગુજરાતે આમ અંજલી આપી–પોતાની ફરજ અદા કરી છે.

## આગામી સાહિત્ય પરિષદ

આગામી ચૌદમા સાહિત્ય સંમેલનનું નિમંત્રણ વિલેપારલા તરફથી મુંબઈ પરાંઓમાં ભરવાનું અપાયું છે તે નિમંત્રણ સ્વીકારાતાં આવતું સાહિત્ય સંમેલન વિલેપારલામાં ભરાશે એ આનંદની વાત છે. મુંબઈ પરાંની સાહિત્યરસિક જનતાને આંગણે એ સાહિત્યકારોનું અને સાહિત્યરસિકોનું સ્નેહપર્વ ઉજવાશે. તે ખરેખર ઉમળકાથી અમે વધાવીએ છીએ.

અમારે આંગણે આવતું એ સ્નેહ-પર્વ સાહિત્યના ઇતિહાસમાં અને મુંબઈનાં પરાંઓના ઇતિહાસમાં અમર રહે. એજ અમારી તમન્ના છે.

---

### धीयोयोन :: प्रचोदयात् !...

પશેઠનો પુણ્ય હિમાદ્રં અંચળો
ખસી જતો ને રવિ-રશ્મિ રેલતાં;
સોના રજે ગુંબજ આભનો લિંપી
પૃથ્વી તટે લોલ વિલોલ ખેલતાં.

નમો! આદ્ય અભિનેતા, સૃષ્ટિના સૂત્રધારને,
પ્રણેતા વિશ્વલીલાના, નટરાજ નમોસ્તુતે.

ત્હારા સમો કુશળ કોઇ ના ખીલે
તખ્તા પરે આલમના કયહીં દીઠો;
તું ખેલતો તાંડવ આદિકાલથી
ચૂકયા વિના ચાલ અભંગ તાલથી.

ભવ્ય એ ભર્ગલીલાને અર્પી છે અર્ધ્ય અંજલિ
આર્ષદ્રષ્ટા મુનિશ્રેષ્ઠે, 'धियोयन : प्रचोदयात्!'

બાલમુકુન્દ દવે

મગનલાલ લાલભાઈ દેસાઈ

રે કચ્છ ભૂજના રાજા જાતે જનમારે ખાડા ખોદ્યમાં
જાતે જનમારે ચાળા ચુંથ્યમાં
જાતે જનમારે કાં'પણ રોજ્ય માં
કાં'પણ રોજ્યે કુક્ષરો તારાં રાજરે કચ્છ ભૂજના રાજા...જાતે.

+

સુરીયો સુકાની તારો સુકકડો
ડોલતાં તારાં દરીયે જૂનાં જા'જ રે કચ્છ ભૂજના રાજા...જાતે.
ગામડે ગામડે છુટા ફરે ચીતરા
માનવીયુંના ચીતરા ખેલે ખાજરે કચ્છ ભૂજના રાજા...જાતે.
કુડીયાં ચલણ ને કુડા કાયદા
કુડીયા તારા કારભારી કુડબાજરે કચ્છ ભૂજના રાજા...જાતે.

+

હઠ રે છોડી મનાવી લે હંસલા
હંસલા કચ્છી સારશે તારાં કાજ રે કચ્છ ભૂજના રાજા...જાતે.

નવસૌરાષ્ટ્રના તા. ૨૩ ફેબ્રુઆરીના અંકમાં આવેલા 'રે કચ્છ ભૂજના રાજા...'એ ગીતમાંથી કેટલોક ભાગ ઉપર આપ્યો છે. દેશી રાજ્યોની લડતે પ્રજામાં પણ એક પ્રકારનો વેગ આણ્યો છે અને કેટલાંક કવિહૃદયોમાં રાષ્ટ્રભક્તિની તમન્ના ગીત રૂપે મૂર્ત થયેલી માલમ પડી છે. ફુલછાબ, અને નવસૌરાષ્ટ્રમાં એવાં અનેક સારાં ગીતો દેખાયાં છે. ઉપરનું ગીત દૂરદૂરના દરિયા કિનારેથી આવેલું છે એમ 'નવસૌરાષ્ટ્ર'ના તંત્રીએ જણાવ્યું છે. 'અઘોરી' એ તખલ્લુસથી આવેલું આ ગીત ગમે તે વાચકની છબે એક વખત પોતાનો રણકાર જગાડશે એમાં શંકા નથી. સત્તરમી સદીમાં કે અઢારમી

એમાંની ત્રીજી પંક્તિ શાર્દૂલવિક્રીડિતની જ છે કે કોઇ મહાછંદ શોધી કાઢ્યો છે તેની છે, તે કંઇ સમજાતું નથી. આમ આખા કાવ્યમાં મિથ્યા શબ્દાડંબર સિવાય કશુંયે નથી. અને બેશક કલ્પનાના કે ભાવના રંગ છે ત્યાં તે છિન્નવિછિન્ન દશામાં જ છે.

'પ્રભુતાનું પંખી' એ નામનું એક સરલ ગીત શ્રી. પૂજાલાલનું 'ઊર્મિ'ના ફેબ્રુઆરી અંકમાં મળે છે. એ 'પ્રભુતાનું પંખી' શું કરી રહ્યું છે.

પંખીડું આવે આવે ને જાય ઊડી
આંખોને અમરત પાઇ અમોલું
થાય અલોપ ઘડી રહી—પંખીડું...

આમ એ દિવ્ય પંખીને આંખોને અમરત પાતું કલ્પ્યું છે. પણ કવિ એ પંખીની 'સ્નેહની જાળ'માં શી દશા થશે એનો વિચાર કરે છે,

લાવે આનંદ ને જાયે આનંદ લઇ:
અણસૂણ્યા સૂરની તો વાને મોંઘી થઇ;
તોય રહી આશા કે નેહતણી એક દિન
જાળ એને ઝાલશે ભદુડી.—પંખીડું.

'ઊર્મિ'ના એજ અંકમાં શ્રી 'જટિલ'નું "કાંટા વિનાનું ન ગુલાબ સંદેશે' સ્પષ્ટ વાણીની પ્રવાહિતા સાથે ગમી જાય એવું છે. કાંટા-ગુલાબ-અને સુગંધી એ ત્રણેનો મેળ યથાર્થ છે એમ કવિ જીવનનો કોયડો ઉકેલતાં કહે છે.

આગાહી મૃત્યુ જીવ જન્મતી છે,
ને જીંદગી મૃત્યુભયે ભરી બધે;
અનંત એ ગણિત શૂન્ય માત્ર છે,
ને શૂન્ય માતા સમ છે અનંતને.
માટેજ કાંટા મહીં છે ગુલાબ
અને ગુલાબે જ ખરી સુગંધ.

અને એજ કવિ છેલ્લી બે પંક્તિઓમાં કહે છે કે કાંટા વિનાનું ગુલાબ હોઇજ ન શકે અને હોય તો તે મને ગમતું નથી. એ બે પંક્તિઓ સ્પષ્ટ અને સચોટ છે.

કાંટા વિનાનું ન ગુલાબ સંભવે
ને સંભવે તો મુજને ન એ ગમે.

શ્રી જટિલનું એક બાળું સરસ ગીત 'પ્રસ્થાન'ના માગશર અંકમાં મળે છે. 'તું અને હું' એ આખા ગીતને ત્રણ કડીઓમાં વ્હેંચી કવિએ એકમાં 'તું ફુલડું ને હું સુગંધ; બીજામાં 'તું બંસરી ને હું સૂર' અને ત્રીજામાં 'તું સહુ અને હું સગીર' કહી ગીતને સરસ કર્યું છે.

કુમારના જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ એ ત્રણે અંકોમાં એક પછી એક ધ્યાન ખેંચે તેવાં કાવ્યો આવ્યાં છે. જાન્યુઆરીના અંકમાં શ્રી. ઉમાશંકર જોષીનું 'નિશીથ' કાવ્ય આવ્યું છે.

શરૂઆતમાં નિશીથને 'નર્તક રુદ્રરમ્ય,' 'નટરાજ ભવ્ય' કહીને એને ખરેખરો નટરાજ બનાવ્યો છે. એ આખું ચિત્ર પહેલા ખંડમાં સારું ઊઠે છે.

આ કાવ્યમાં કવિએ કલ્પના સાથે ખેલ કર્યા છે. એમાંની ઘણી કલ્પનાઓ બેશક ક્રાન્તપ્રતિભાના ચમકારા છે. અને તે કલ્પનાઓ યથાર્થ છે. પણ કવિ એકજ વાત ભૂલ્યા છે—કે કલ્પના એકલીજ કાવ્યમાં ન નભી શકે. ગમે તેવી કલ્પનાઓ હોય પણ તે તે કલ્પનાઓથી એક ચિત્ર ઉભું થવું જોઇએ. જો નિશીથને 'નટરાજ' કહ્યો તો ભલે એ નટરાજને હજારો પંક્તિઓ સુધી કવિ કલ્પનારંગથી ચીતરે—પણ એ છેવટની પંક્તિ સુધી નટરાજ જ રહેવો જોઇએ અને તેમ જો ન રહે તો તે આખું ચિત્ર તૂટી જાય અને કાવ્ય નિષ્ફળ જાય. આ આખા કાવ્યમાં એમજ થયું છે.

એક માળામાં અનેક મણકા હોય પણ તે સૌ મણકાઓ એકજ દોરીને વળગેલા જોઇએ. એજ કાવ્યમાં કવિ કોઇ બીજીજ કલ્પનાઓ કરે છે.

દઈને હેમંત મહીં વળી, મઘા
તણું લઈ દાતરડું નિરંતર
શ્રમે નભક્ષેત્ર તણા સુપકવ
તારાગણો-ધાન્ય કણો-લણુતો.
ને વર્ષામાં લેટતો અભ્ર ઓઢી.
હે રૂપોમાં રાચતા નવ્ય યોગી !

તારાઓને ધાન્યના કણ કહી એને લણતો દેખાડે છે. વળી પાછું વર્ષામાં અભ્ર ઓઢીને સૂઈ જતો દેખાડે છે. વર્ષામાં કદિયે ધાન્ય લણાય છે ખરૂં કે-અને ધાન્ય લણાય છે ત્યારે વર્ષા હોય છે ખરી? આમ કવિ કલ્પનાઓના રંગમાં મસ્ત બની વાસ્તવિક ક્રમને વીસરે છે. અને ત્યાં તો તરતજ છેલ્લી પંક્તિમાં કહે છે. 'હે રૂપોમાં રાચતા નવ્ય યોગી?' યોગી હોય તે શું ધાન્ય લણવા જાય? અને જે ધાન્ય લણનાર ખેડુત છે તેને વળી રૂપ કેવાં? અને આ પંક્તિઓ વાંચતાં એ નિશીથ નટરાજ જેવો દેખાશે ખરો કે? અનેક કલ્પનાઓમાં એક સરસ કલ્પના.

સંન્યાસી હે ઊર્ધ્વમૂર્ધા અઘોર!
અંધાર અર્ચેલ કપોલ ભાલે,
ડીલે ચોળી કૌમુદીશ્વેત ભસ્મ,
કમંડલું બંકિમ અષ્ટમીનું
કે પૂર્ણિમાના છલકંત ચંદ્રનું.

અહીં એને સંન્યાસી કહી કવિ મનોરમ ચિત્ર દોરે છે. કદાચ આખા કાવ્યને આ એકજ કલ્પના પર જમાવ્યું હોત તો એ કાવ્ય ઘણું સરસ થાત.

એ આખા લાંબા કાવ્યને આમ ભતગ્નનનાં રંગ ચટાવ્યા પછી છેલ્લી બે પંક્તિઓમાં

કહે, કહે,
નિશીથ વૈતાલિક હે ઉપાના!

એમ કહી કવિ કાવ્યની સારી અસર ઉપજાવવામાં સફળ થાય છે. આ કાવ્યમાં જાણીબૂઝીને છંદોભંગ-તથા શબ્દોના પણ વિચિત્ર

પ્રયોગો થયેલા જણાયા છે પણ અહીં લેખની મર્યાદા હોઇને એની ચર્ચા થઇ શકે તેમ નથી. અને આટલી ચર્ચા આ કાવ્ય અંગે કરી છે એનું એકજ કારણ કે એ કાવ્ય કહીં કહીં બેશક ઊંચા કવિત્વથી અંકિત છે. અને હજીયે કવિ જો એ કાવ્યને-કે એ કલ્પનાઓને ચોક્કસ રૂપ આપશે તો એક ઘણું સરસ કાવ્ય થઇ રહેશે.

'કુમાર'ના માર્ચ અંકમાં થી, 'સુન્દરમ્'નું 'કર્ણ' નામનું ખંડ-કાવ્ય મળે છે.

'કર્ણ' લાંબા ખંડ-કાવ્યમાં મહાભારતના કર્ણને આખા કાવ્યમાં ચીતરવામાં આવે છે. અને કવિ એમાં સફળ થયા છે. વિષયની નવીનતાની વિશિષ્ટતાવાળા આ કવિએ-આ કાવ્યને ઘણુંજ સુંદર બનાવ્યું છે-પણ તેની સાથે એમ પણ નોંધ કરવી જણાય છે-કે જાણીબૂઝીને સંસ્કૃત શબ્દો આણવાજ-જાણે કેટલાક શબ્દો મૂકયા હોય એમ સ્પષ્ટ જણાય છે. અને એ સંસ્કૃત શબ્દો વાપરતાં પણ તેની સાથે છુટ લેવી તે અનિચ્છનીય છે. રથોધ્ધતા-વંશસ્થ-અને દ્રુતવિલમ્બિત તથા અનુષ્ટુપ એ છંદોના ઉપયોગમાં એઓ અનુષ્ટુપમાં વિશેષ સફળ થયા છે. રથો-દ્ધતામાં ઘણી જગાએ મારીમચડીને વાકય ઉભાં કરવાં પડયાં છે. પણ તે તે સ્થળે ફકત સંસ્કૃત શબ્દોને અંગેજ એ સ્થિતિ બની હોય એમ લાગે છે. અર્જુનને હણવા કર્ણે પોતાના બનતા પ્રયત્નો કર્યા-અને તેનુ વર્ણન પણ કવિએ તેટલીજ સુન્દર રીતે યુકિતપૂર્વક કરેલું છે.

અંતે સુગોપ્યું બહુ પાર્થ મારવા
ને પૂજી સોનારજમાં સુવાડીને
અમોઘ જેને કીધ તેહ કાઢીને
આકર્ણ જયા ખીંચી બલાઢય કર્ણે
વ્હેતું મૂકયું શર યમકર શું પાર્થ કેરી દિશામાં.

ચારે પંકિતથી છૂટી પાડી પાંચમી પંકિત અહીં યથાર્થ મૂકેલી જણાય છે. અને એમાંયે 'યમકર' કહેતાં એ બાણની કી મત આંકે છે.

આ છેલ્લી લીટીના વચલા ખંડમાં એક શ્રુતિ વધી ગયેલી છે, તે લયને તોડી નાંખે છે.

કવિ કાવ્યના અંત ભાગમાં કહે છે,

જય હે ભાનુના ભર્ગતણા વર્ચસ્વી વારસ,
તારી યશઃકથા તીણા ત્યાગના ટાંકણા થકી
કોરેલી અંતરે ધારી રહેશે કાલ-આરસ !

આરસ કહી-કવિત્વભર્યુ' સમાપન કરી કવિ કર્ણની કથા આમ કરીને પૂરી કરે છે.

સેંટ ઝેવીયર્સ કૉલેજના 'રશ્મિ'માં પણ સાધારણ સારાં કાવ્યો સારી સંખ્યામાં આવ્યાં છે. પ્રો. ઝાલાના સંસ્કૃત કાવ્યનો અનુવાદ પ્રો. ભાનુશંકર વ્યાસે ગુજરાતીમાં કર્યો છે. અનુવાદ તરીકે એ કાવ્ય ખરેખર ઘણું સફળ થયું છે. અનુવાદમાં પણ શુદ્ધિ સરસ જળવાઈ છે તે પણ પ્રશંસનીય છે. શ્રી. સુંદરજી બેટાઈનું 'અર્ઘ્ય આવ્યાં' મળે છે. મંદાક્રાંતામાં પણ જ્યારે કવિ યતિભંગ કરે છે ત્યારે તે દોષજ છે. મંદાક્રાંતાની ધીમી ગતિમાં યતિ જાળવવાની ચીવટતા કવિએ રાખવીજ જોઈએ. સાત પંક્તિઓ મંદાક્રાંતામાં રહ્યા પછી આઠમી પંક્તિથી સ્રગ્ધરામાં રહે છે. જીવનમાં અનેક ઠેસ ખાવી પડી-પણ એ ઠેસ ખાતાં કવિ કહે છે,

ઠેશે ઠેશે મળ્યું કૈં અનુભવ બલ;ને છકડે છકડે યે
લાધી ના સિદ્ધિ મોંઘી નવલ નવલ શું દૃષ્ટિ ને શક્તિ કેરી !

આખા કાવ્યમાં છેલ્લી પંક્તિઓજ ગમી જાય એવી છે.

રંગચ્છાયા થકી સૌ રચિત ખચિત શી શોભના પ્રીતિલીલા !
જે હો તે હો ભલે હો અગ્રગટ મુરખે ભાવિના, ચન્દ્રશીલા !

શ્રી. મનસુખલાલ ઝવેરીનું 'અજબ દયિતે' કાવ્ય સ્પષ્ટ અને હૃદયંગમ છે. અઅ, બબ, કક, આમ પ્રાસ મેળવેલા એ ચૌદ પંક્તિના કાવ્યને જો કદાચ 'સૉનેટ'ના બન્ધન પ્રમાણે પ્રાસ ગોઠવાયા હોત તો એક સારું સૉનેટ થાત. એ કાવ્યમાં કવિ નિર્વાણને ક્યાં વિરમતું જુએ છે !

અને હો છો ત્યારે પણ ન નયનો કાંઇ નિરખે,
બધું કાં કે, એનું ભવભવનું નિર્વાણ વિરમે
તમારાં નેત્રો ને અધર વિકસાવન્ત સ્મિતમાં,
રૂપાળી છાતીની ચડઉતર થાતી ધબકમાં;

પણ કવિ આખરના ભાગમાં મઝેનું સમાપન કરીને કહે છે,

તમે એ કેવાં છો અજબ દયિતે ! કે નયનમાં
અભાવે ને ભાવે પણ મુજ રમી એકજ રહ્યાં !

શ્રી. બાદરાયણનું 'અભિનન્દનો' કાવ્ય પણ સારૂં છે. એ કાવ્યની છેવટની પંક્તિઓ મઝેની છે. અને એ અભિનન્દનોનો ઉદ્ગાર કવિતામાં સુસ્પષ્ટ પણ ઉતર્યો છે.

આજ તો કાચી ઘડેલ આ માનવલેખણથી જે લખાય,
વિશ્વને કારમે બન્ધન બાંધેલ હૈયા થકી જે ગવાય,
અંધારાના પટ ભેદતાં આંખને ઝીણું ઝીણું જે દેખાય
તેહ ધરૂં મારા તૂટેલ પાત્રમાં, ઊણું ઊણું છો જણાય.

શ્રી. નન્દકુમાર પાઠકનું 'એક પત્થરને વિંટળાએલી લતાને જોતાં–' એ કાવ્ય પણ ઘણું સરસ છે. કાવ્યમાં પ્રવાહિતા પણ સારી છે. :વિ લતાને પૂછે છે,

મૂકીને ખેલનો તારાં અકેલી સર્વને ત્યજી,
વિંટાઇ પત્થરે શાને પુષ્પને પલ્લવો સજી !

પણ કવિ એનું સમાધાન તરતજ શોધે છે,

પડે પારબ્ધના પાસા ઊંધા ત્યાં શું થઇ શકે !
વ્હેતાં વ્હેણુ નદી કેરાં રણે રોકી ન કો શકે !

કાવ્યનો અંતિમ ભાગ પણ ઘણોજ સુન્દર બન્યો છે. કવિ પોતાનું મંતવ્ય ઘણીજ સરસ રીતે વ્યકત કરે છે.

જો ચાહનું, પત્થરમાં ય તો પછી
ન પ્રાણ કાં પાથરવા ઉમંગે ?

એ વિશ્વની ગૂઢ વિચિત્રતામાં
છે જીવવું તો ખીલવું બધે ન કાં ?

શ્રી. વસ્પદ્ તું 'એની મનોવ્યથા' એ કાવ્ય પણ મિશ્રોપજાતિમાં સુરેખ બન્યું છે.

માધુરીના આ અંકમાં પણ સારાં સારાં કાવ્યો અને 'અવરોહણ' જેવું અસાધારણ પ્રતિકાવ્ય મળ્યું છે. શ્રી. સ્નેહરશ્મિનું એક કાવ્ય 'વિરાટ લઘુતા' પ્રસ્થાનના માગશર અંકમાં મળે છે. બીજું કાવ્ય 'મિલનનું સ્વપ્ન' કુમારના ફેબ્રુઆરી અંકમાં મળે છે. અને ત્રીજું કાવ્ય 'વિદાય વેળાએ' માધુરીના આ અંકમાં મળે છે. 'વિદાય વેળાએ' એ સ્નેહનું કરૂણ કાવ્ય બને છે કવિ એ સ્નેહ પર્વમાં-કોઇ અનેરો લ્હાવો લુએ છે—એ બાળકોને કવિ એમના જીવનમાં નવચેતન લાવનાર કહ્યે છે અને તે સૂચક વાણીમાં વ્યકત કરે છે,

આપે મારા ઉર ઉપરના સર્વ ઘા શોધી શોધી
નાના બોળા કરથી રૂઝવ્યા, ને ભર્યું શાન્તગાને
સૂનું મારું હૃદય ફરીથી–ના કરી તોય જો દી
આપે તેની રમત મહીં યે વાત;

છતાંયે વિદાય લેતાં કવિની શ્રદ્ધા જરીએ ઘટતી નથી-એ તો જોઇ રહે છે,

હાથ નાના ફરી તે
વેરે ફુલો મુજ નવ પથે-ભૂલું હું તે શી રીતે ?

શ્રી. પૂજાલાલનાં 'નિરતેજ શશી' અને 'અદૃશ્ય તારા' સ્વતંત્ર મુક્તક જેવાં-તરત સમજાય જાય અને ગમી જાય એવાં સરસ કાવ્યો-વાણીપ્રભાવથી આલેખાયેલાં છે.

શ્રી. સુન્દરમનું 'જીવનમેખ' પણ શ્રી. સુન્દરમની પ્રતિભાનું જ પ્રતિબિમ્બ બને છે. આવા વિષયોનાં કાવ્યો ગૂંથવામાં શ્રી. સુન્દરમ્ હંમેશાં સફળતા મેળવે છે અને એવીજ સફળતા આ કાવ્યમાં એમણે મેળવી છે. એ હરિપતાલમાં શું હતું ? છતાંયે કવિની દૃષ્ટિએ કયું દર્શન થયું–એ છેલ્લી પાંચ પંક્તિઓમાંજ જણાઇ આવે છે.

આ ઇરિપતાલ જહીં રોગની રંગલીલા
દેગેં ભરી અફર કામની ઉગ્ર શકિત
તે આ સ્થળે-અદની આ ઘડિયાળ માથે-
આ કાળ-શેષ-શિર જીવન મેખ મારી
મૃત્યુ શિરે શું મઢી જન્મ મણિ રહ્યું છે.

શ્રી. 'પતીલ'નું' દરિયા પર નાવ ડોલતી' કાવ્ય એમની લાક્ષણિક શૈલીમાં મળે છે. એમનો આ પ્રયોગ સફળ થયેલો દેખાય છે. શ્રી. પતીલના કાવ્યોમાં એ હમેશાં વિશિષ્ટતા હોય છે અને અને 'પતીલ'ના નામની સાથેજ આપણને એમની ગઝલ અને છંદોની શૈલી સાંભરે છે. આ કાવ્યની પહેલીજ બે પંકિતઓ,

દરિયા પર નાવ ડોલતી
પણ તેની દરિયો દશા ન જાણે;

કેટલી સરસ ઉતરી છે. કવિ એમાં બેશક કશું કંઇ નવું નથી કહેતા પણ જે કોઇને ખ્યાલ ન થાય એવુંજ સત્ય કવિ દેખાડે છે. પણ એ દરિયો નાવની દશા નથી જાણતો એટલું કહીને કવિ આપણને છેલ્લી પંકિતઓ સુધી ખેંચી જાય છે.

મુજ પ્યારી નૃશંસના પદે
મરતો તેમ હું મુકતો નિસાસા
કરુણ અતિશ, તોડતા રૂદે
પ્રણય તણી ધરી વ્યર્થ હા! પિપાસા.
શિર ટેકવવાની શીય આશા!
મુજ પ્યારી નૃશંસના પદે?

શ્રીમતી ઊર્મિલા દવેનું 'વળી આજે આવ્યાં?' કાવ્ય પણ ઘણું ગમી જાય એવું છે. આખા કાવ્યમાં પ્રવાહિતા એકધારી જળવાઇ રહે છે. અને છેવટની પંકિત સુધી વાચકને 'એ કોણ આવ્યાં' તે જણાવવાને ઉત્સુક રાખી મૂકે છે એ આખા કાવ્યનું સફળ સામર્થ્ય છે.

"વળી આજે આવ્યાં? શરમ નહીં, ના માન તમને;"

એ પંક્તિથી આખું કાવ્ય સરસ રીતે ઉપડે છે. પ્રથમ પંક્તિમાંજ આ ઉદ્‌ગાર તદન સ્વાભાવિક છે. પછી એક પછી એક પંક્તિ એની મેળે વાચકને રસમય કરી રાખે છે. પણ છેલ્લી પંક્તિમાંજ ખરેખરો ચમત્કાર દેખાતાં આખું કાવ્ય અતિ સુન્દર થઇ રહે છે.

શ્રી. રમણ ન. વકીલનું અજંતા પણ એક સુસ્પષ્ટ સુન્દર કાવ્ય છે. એ અજંતાને જોતાં કવિ કહે છે.

પાષાણ કેરી પ્રતિમા મહિં યે
ત્હારા કલોપાસક યાત્રીઓએ
દિસે ભર્યું સંગીત દિવ્ય શાન્ત.
સુરેખતા ને વળી રંગ કેરા
સુમેળથી શું ઝરતી કવિતા !

આમ કવિ પાષાણ પ્રતિમામાં કવિતા ઝરતી જુએ છે ! અને એટલેજ છેલ્લી પંક્તિઓમાં કવિ ગાય છે,

સદાય મ્હારે ઉર અંકિતા તું
રે'જે કલાપ્રેરક હે અજંતા !

શ્રી. મુળજીભાઇ શાહનું 'ભરતી ને ઓટ' પણ વાંચતાં વારજ સમજાય એવું સરળ ગીત છે. ગીતની છેલ્લી પંક્તિઓમાં કવિ શ્રદ્ધાપૂર્વક કહે છે,

કાળની કિતાબ કેરાં પાનાં કો વાચશે ?
એ અક્ષરો અદૃશ્ય:
તોય સાચા અવશ્ય: ભરતી.

આ ત્રણ માસમાં પ્રતિકાવ્યો પણ ઠીક ઠીક નજરે પડે છે. પ્રાચીન 'નૌકા' નામના સામયિકમાં કલાપીનું 'વિધવા બ્હેન બાબાંને' કાવ્યનું પ્રતિકાવ્ય 'સરોડિયા ભાઇ કાબાને' નામક મળે છે. અને એ આખું પ્રતિકાવ્ય મઝેનું થયું છે. બીજું એક પ્રતિકાવ્ય 'એલારામ'ના તખલ્લુસથી ઇસ્માઇલ કૉલેજના 'પાલ્મ્સ' મેગેઝીનમાં 'નીંદર ભરીરે,' કરીને મળે છે. જેમાંની ચારેક સરસ પંક્તિઓ નીચે ઉતારી છે.

નીંદરને દેશ બેની નત્ય નત્ય જતાં
'ગાઇડ'ને 'ટેક્સ્ટ'ની હોડી કરી.–બેની.
વાંચે 'ફીઝીક્સ' ત્યાં આવે બગાસાં
આંખો મંડાય ના કેમે કરી.–બેની.

આ અંકમાં આવેલા અવરોહણ પ્રતિકાવ્ય અંગે અમે તેની નોંધજ પ્રતિકાવ્ય આગળ કરી છે. અને સાથે મૂળ કાવ્ય પણ આપેલું હોવાથી રસિક વાચક આ કાવ્યમાંથી ખરેખરી મઝા મેળવી શકશે એમાં અમને જરીયે શંકા નથી.

બીજા સામયિકોમાં આવેલાં છુટાંછવાયાં પ્રતિકાવ્યોમાંથી સારામાં સારું પ્રતિકાવ્ય 'વાણિયા! તજી દેને તકરાર' 'ગુજરાતી'માં આવ્યું હતું.– જે પ્રતિકાવ્ય ફરી ફરીને વાંચવા મન થાય એ પ્રતિકાવ્ય પ્રજાબંધુના તંત્રી શ્રી. ચુનીલાલ વ. શાહને જવાબ રૂપે છે. જેમાંની કેટલીક પંક્તિઓજ એ પ્રતિકાવ્યનો ખ્યાલ આપવા બસ થશે.

વાણિયા! તજી દેને તકરાર, તારા વેપલામાં નથી સાર!
ભૂ પરે તૂમડાં ખડખડે ને આભે કવિત વિચાર;
ઝીણી ફૂટી પૃથ્વી ખાટલીમાં બાંધ્યાં, પછી વાંચ્યે પડે પોકાર રે–વાણિયા
વાણી લાઘવ કે ઘાણી કાદવ એ, સંસ્કૃતિયા અવતાર?
કવિતા શબ્દાર્થના રસની છે રેલ કે કાચું સંભારિયું અચારરે!–વાણિયા
ધોરી કેડીએ ગજબ એ વલખાં, રોક તજ્યો વ્યાપાર:
ખોડ કહી લે વક્રગતિઃ અલ્યા, ખેડ ગમ તાળા માર રે!–વાણિયા
એટિયા સોનેટિયા ઠાલી નીકળ્યા, તમરાં બોલે અંધાર:
આજે ભગત કહે રસકસ ખોઈને, મિથ્યા ખેડ્યો રણખાર રે! –વાણિયા

આ પંક્તિઓમાં કરેલી ટકોર રસિક વાચકોએ સમજી લેવાની છે.

---

# સમાલોચના

Selections From Classical Gujarati Literature. Edited by Dr. I. H. Taraporewala. B A; PH. D; Bar-At-Law

ડૉ. જહાંગીર મેરાબજી તારાપોરવાલાથી ભાગ્યેજ કોઇ સાહિત્યરસિક ગુજરાતી અજાણ્યુ હશે. ગુજરાતી સાહિત્યની કીર્તિને બીજા પ્રાન્તોમાં ફેલાવનાર તરીકે એમણે તનતોડ મહેનત કરી છે અને ફત્તેહ મેળવી છે. એમણે હમણાં કેટલીક સરસ ગુજરાતી કવિતાઓનુ અંગ્રેજી-પદ્યમાં ભાષાન્તર પણ કર્યું છે. જે હજી અપ્રગટ છે. કલકત્તા યુનીવર્સીટીમાં એઓ ગુજરાતીના લેકચરર તરીકે નીમાયા હતા. અને કલકત્તામાંજ આ Selections from Classical Gujarati Literature નાં ત્રણે ભાગો બહાર પડયા છે. તે જાણતાં આપણને વિશેષ આનંદ થાય છે. એનો પહેલો ભાગ ૧૯૨૪ માં બહાર પડયો હતો જેમાં પંદરમી સદીનું ગુજરાતી સાહિત્ય તથા તે સદીના કવિઓનો ઉલ્લેખ હતો, ૧૯૩૦ માં બીજો ભાગ બહાર પડયો જેમાં ૧૬ મી અને ૧૭ મી સદી, તે છેક શામળ ભટ્ટ સુધીનો સમાવેશ હતો. અને છેલ્લા ત્રીજા વિભાગમાં શામળથી દયારામ સુધીના ગુર્જર કવિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. અને એજ ગ્રન્થનો ચોથો વિભાગ ડૉ. આનન્દશંકર ધ્રુવને સોંપાયો છે. જેમાં અર્વાચીન સમયના કવિઓનો સમાવેશ થશે. પણ હજી તે ગ્રન્થ બહાર પડયો નથી.

આ ત્રણે ગ્રન્થો ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને ઘણાજ ઉપયોગના છે. ખાસ કરીને જે પરદેશીઓ ગુજરાતી લખી વાંચી જાણે છે તેમને માટે પણ ગુજરાતી કવિતાઓ સમજવા માટે તેટલાજ મહત્વના છે. આપણે કાવ્યદોહનના જે ભાગો છે-તેના કરતાં પણ આ વાચન એકંદરે અભ્યાસીઓને ઠીક પડે તેમ છે. એનું મુખ્ય કારણ

Selections છે. સારાં સારાં કાવ્યો જ ચૂંટાયેલાં હોવાથી એકંદર કવિનો સંપૂર્ણ નહિ પણ-ઘણો ખરો પરિચય વાચક મેળવી શકે. અને ખાસ કરીને નરસિંહ મહેતો, નાકર-મીરાં-પ્રેમાનંદ-અખો-દયારામ એ જાણીતા કવિઓનાં કાવ્યો વધારે પ્રમાણમાં છે પણ તે તે કવિઓની ખરેખર ઘણીજ સરસ કૃતિઓ છે. અને એ ચૂંટણી કરવામાંજ ડૉ. તારાપોરવાળા સફળ થયા છે. એ ઉપરાંત દરેક કવિની અંગ્રેજીમાં-જ ટુંકી નોંધ લખી છે તે પણ રસ પડે તેવી છે. આમ આ ત્રણે સંગ્રહોમાં દયારામ સુધીના બધા કવિઓની. સર્વ શ્રેષ્ઠ કૃતિઓને સમેટવામાં આવી છે. તે સરસ થયું છે. ડૉ. તારાપોરવાલા આપણા ગુજરાતી વિદ્વાનોમાંના એક છે. એમનો આપણા કવિતા સાહિત્યનો અભ્યાસ પણ ઉંડો છે. અને તેમાં ખાસ કરીને જૂની કવિતાઓ. અને એથીજ એઓ આ સંગ્રહોના સંપાદનમાં ઘણા સફળ થઇ શકયા છે. ત્રણે ગ્રંથોનું પ્રીન્ટીંગ પણ સરસ છે અને પાનાંની આજુબાજુ જગા રહેવાથી હોંસથી વાચક કે અભ્યાસીઓને નોંધ કરવાની પણ ઘણી સગવડ છે

દરેક ગ્રન્થની આગળ સંવત પ્રમાણે કવિનો સમય આપ્યો છે. તેમજ આ ત્રણે વિભાગોમાં કવિઓના તેમજ કવિતાના કાળના ચોકકસ વિભાગો પાડયા છે તે પણ તદ્દન વાજબી છે. ગુજરાતને તેમજ બીજી ભાષાઓને આ ગુજરાતી કવિતાના સંપાદન કરેલા ગ્રન્થો આપી ડૉ. તારાપોરવાલાએ એક સાહિત્ય સેવક તરીકેની ફરજ અદા કરી છે. ગુજરાતના એ કવિતાધનને આમ પાછું પ્રકાશિત કરનાર વિદ્વાન ડૉ. તારાપોરવાલાને અમારાં અભિનંદન ! —મ. લા. દે.

**ગુજરાત સાહિત્ય સભા :** વાર્ષિક હેવાલ કાર્યવહી
અમદાવાદ. **કીંમત બાર આના**

અમદાવાદનો વાર્ષિક હેવાલ દર વર્ષે બહાર પડે છે. તેમ આ કાર્યવાહી પણ સને ૧૯૩૭-૩૮ ની બહાર પડે છે. પ્રો. અનંતરાય રાવલની 'સાડત્રીસનું ગ્રંથસ્થ વાઙ્‌મય' સમીક્ષા તેમજ સાહિત્ય

સભાના આશરા હેઠળ અપાયેલાં વ્યાખ્યાનો અને રંગભૂમિ પરી-ષદનો હેવાલ–એ સૌનો આ ગ્રન્થમાં સમાવેશ થાય છે.

એક બે ખૂબ ચર્ચાએલા ગ્રન્થોને બાદ કરતાં રા. રાવળનું વિવેચન વાચકોને તેમજ લેખકોને બેશક લાભદાયક છે. રા. રાવળ 'રતન'નું અવલોકન કરતાં લખે છે, "આ કથાકાવ્યની સૌથી મોટી વિશિષ્ટતા તો આમાંના વસ્તુના અતિ પાતળા ઝઘડાઓને જરાય અધીરા થયા વિના ધોધબંધ વહેતા ધીર ગંભીર સળંગ અગેય પૃથ્વીછંદમાં કાવ્યના કરુણુ કોમળ અન્ત સુધી વણ્યે રાખી રા. ચંદ્રવદને પૃથ્વીછંદની શક્તિનો તેમજ તેના પરના પોતાના પ્રભુત્વનો પરિચય કરાવી દીધો છે તે છે." પૃથ્વી અગેય નથી પણ ગેય છે. તે ગુજરાતના અનેક કવિઓએ મોઢે કર્યું છે. એટલુંજ નહિ પણ રા ચંદ્રવદન મહેતા પણ પૃથ્વીને સરસ રીતે ગાઇ શકે છે. ખુદ પ્રો. ઠાકોર પણ હવે કદાચ થોડા વખતમાં જાહેર કરશે કે પૃથ્વી અગેય નથી પણ ગેય છે. જો છંદ સુગેય ન હોય તો તે કાવ્યમય હૃદયને મુગ્ધ કરી શકે તેમ નથી. છંદનો વિજય તેના ગેયત્વમાં છે, અગેયત્વમાં નહિ. તો પછી રા. રાવળ પૃથ્વીને આ સમાલોચનામાં અગેય તરીકે શા માટે વર્ણવતા હશે તે સમજાતું નથી ? રા. રાવળ સમાલોચનામાં પણ ઘણુંજ સરસ ચિત્ર લાવી શકે છે. એ શુષ્ક વિવેચનને પળવાર કાવ્યમય પણ બનાવી દે છે. તે એમણે શેષ તખલ્લુસ વિષે લખ્યું છે કે, "રા. રામનારાયણના કવિત્વની શુભ્ર ગંગા 'શેષ' નામના પડ નીચે ધીરે ધીરે વહ્યે જતી હતી તે આણુ પ્રગટ થાય છે." તખલ્લુસને પડનું રૂપક આપી–કાવ્યોને શુભ્ર ગંગા કહેવામાં આ વિવેચક એક યથાર્થ કલ્પના આપે છે. તે વિવેચકની સુંદર દષ્ટિ બતાવી આપે છે. એકંદરે બધા ગ્રન્થોનું (એક બે અપ-વાદ સિવાય) અવલોકન સાચી નિષ્પક્ષપાત દષ્ટિએ થયેલું છે. અને આમ એમણે એમની ફરજ અદા કરી છે.

બીજા વિભાગોમાં સ્વ. દી. બ. રણછોડભાઈ ઉદયરામ શતાબ્દી નિમિત્તે રંગભૂમિ પરિષદનો હેવાલ માહિતીપૂર વાંચતાં રસ આવે

એવો છે. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇનું "ચીનની દુર્દશાનાં કારણો" એ વ્યાખ્યાન ઘણુંજ સરસ છે. —મ. લા. દે.

અમે છૈયેં છ. કુમારી કુલસુમ સરૈયાએ વડ્ઝવર્થના જાણીતા કાવ્ય 'વી. આર. સેવન'નું આ ભાષાન્તર કર્યું છે. ભાષાન્તર માત્રામેળ છંદમાં કરેલ છે. અને એમના પ્રથમ પ્રયત્ન પ્રમાણે ઠીક થયેલું જણાય છે. આ માત્રામેળ છંદને લીધે કરુણતા પણ ઠીક ઉતરેલી જણાય છે. કેટલેક ઠેકાણે છંદ તૂટે છે અને રસ સ્ખલિત પણ થાય છે. પણ આ પ્રથમ પ્રયત્ન આટલો ફળીભૂત થયેલો જોતાં અમને આનંદ થાય છે. કેટલાંક ભાષાંતરોમાંનો આ એક નમૂનો નીચે છે.

Then did the little maid reply,
'Seven boys and girls are we;
Two of us in the churchyard lie,
Beneath the churchyard tree '

" બેટા બેટી સાત છીએ અમ, " બાળકિશોરી કથી એ થીર;
" કબરસ્તાને ઝાડ તળે મમ, પોઢયાં છે બેની ને વીર. "

—શ.

## મહેન્દ્રનો પત્ર*

પ્રિયભાઈ સુધાકર,

લાંબા સમયે આટલો વિસ્તારથી તેં પત્ર લખ્યો તેથી ખૂબ આનંદ થયો. નાતાલની રજાને અંગે કદાચ તને આટલો લાંબો પત્ર લખવાની ફુરસદ મળી હશે. બીજું તો ઠીક પણ ભાઇ સ્વપ્નસ્થ આ વખતે તારી ઝપટમાં ક્યાંથી ચડયા! 'અચલા' પ્રગટ થયું ત્યારે પણ તારો ગણગણાટ તો ચાલુજ હતો પરંતુ "નિનાશના અંશો" અને "માયા" એ કાવ્યો વાંચીને તો તેં દુર્વાસાનું સ્વરૂપ ધારણ કર્યું હોય એવું તારા પત્ર પરથી લાગે છે. તું તો તદ્દન છેલ્લે પાટલે બેસીને કહે છે કે "આ કાવ્યમાં નથી સમાધાન કે નથી શુભ તરફ જોવા જોવરાવવાની કોઇ ભાવના! છૂટાછવાયાં (Scattered)

* "નિનાશના અંશો અને માયા" ની સમાલોચના. લેખક: સ્વપ્નસ્થ.

મિત્રોને વિગતથી ચીતરીને એકેક દંપતિની જીવનલીલા સાથે સાંકળ વાથી અને ઔચિત્ય બુધ્ધિનો આશ્રય લીધા વિના તત્ત્વચિંતન ગૂંથી દેવાથી કયું સમાધાન મળે છે? કાવ્યત્વ તો શું પણ કથા વસ્તુમાં પણ સમપ્રમાણતા ક્યાંય શોધી જડે છે? નર્મદના 'જોસ્સા'ની પેઠે Intensity ને નામે કાવ્યદેવીની આવી અવગણનાથી હું તો કકળી ઉઠું છું.—"

ભાઇ સુધાકર! તારૂં મંતવ્ય ખરેખર ભલભલાને વિચાર કરતું કરી મૂકે એટલું ઘાતક છે. અને આકરી કાવ્યકસોટિથી અકાળે જેનું કાવ્યત્વ ઓસરી ગયું હતું એવા Keats ની જેવી સ્થિતિ ઉગતા કવિ પરના આવા હુમલાથી થાય છે એ તું કેમ ભૂલે છે! અલબત, 'વિનાશના અંશો'–એ કાવ્યમાં પાયખાનામાં વિષ્ટા અને ઇયળ પરથી ચિંતન ઉપજાવનારો પ્રસંગ શિષ્ટરૂચિને ભડકાવનારો છે એ તારા મત સાથે હું પૂર્ણ સંમત છું. છતા પણ અન્યત્ર કવિની વર્ણન શક્તિની તારીફ કર્યા વિના તો હું રહી શકું એમ નથી. 'પાણિયારૂં' અને 'બજાર' એ એનાં વર્ણનો નમૂના લેખે આપું છું. વળી એ ઉપરાંત બીજાં ચિત્રાત્મક વર્ણન પ્રસંગો એ કાવ્યમાં ઘણા છે પરંતુ તેમાંના ઘણાખરામાં તું કહે છે તેમ "હાથ પગ દોરડી અને પેટ ગાગરડી"ના જેવું બન્યું છે.

સામાન્ય રીતે પ્રસ્તાવના વાંચવા તરફ મને ચીડ છે એ તો તું જાણે છે. રામનારાયણ પાઠક, બ. ક. ઠાકોર, નરસિંહરાવ, ન્હાનાલાલ અને કોઇવાર મેઘાણીની પ્રસ્તાવનાઓની લાલચ હું નથી છોડી શકતો પરંતુ એટલા અપવાદો સિવાય હું પ્રસ્તાવના તરફ દૃષ્ટિ પણ ફેંકતો નથી. પરંતુ સ્વપ્નસ્થની કાવ્યપુસ્તિકાની પ્રસ્તાવના વાંચવાનો તારો આગ્રહ હું ઉવેખી શક્યો નથી. પણ તું પણ મને આવી રીતે બનાવી જઇશ એનો તો મને ખ્યાલ જ નહોતો. સ્વપ્નસ્થની પ્રસ્તાવના વાંચ્યા પછી મેં બંને કાવ્યો ચીવટપૂર્વક વાંચ્યાં અને મને તારા પર ખૂબ રોષ ચડ્યો; પ્રસ્તાવનામાં જણાવ્યું છે તે મુજબ Symbolic શ્રી

આવી સગવડ આપે છે એ ખરેખર આદરણીય છે.” તારા એ દૃષ્ટિબિંદુ સાથે હું પણ મળતો થાઉં છું પરંતુ એ ઉપરાંત હું તો એમ પણ કહ્યું છું કે આવી પુસ્તિકાઓની કીંમત બે આનાથી વધુ તો નજ રહેવી જોઇએ. અને એક બીજું સૂચન કરવાનું મન થાય છે કે કાવ્યકલાને ખૂબ ઘૂંટયા પછી, કાવ્યમાં અનેક ફેરફાર કર્યા પછી, પરીપક્વ રૂપ પામ્યા પછી, શુદ્ધ કાંચન રૂપે જણાય એવી કૃતિઓને જ પુસ્તિકારૂપે પ્રગટ કરવી જોઇએ. નહિતર તો કાચી કૃતિઓનો ફાલ આપણા કાવ્ય સાહિત્યને ભેળસેળવાળું, રોગીષ્ટ અને ફિક્કું બનાવશે. અસ્તુ. ફરી પત્ર તો લખીશને?

તા૦ ૨૩-૧૨-૩૮ લ્હારો ભાઇ

ભાવનગર. મહેન્દ્ર

**વિશ્વશાંતિ** **ઉમાશંકર જોષી**

નવજીવન કાર્યાલય.
કીંમત બે આના

કાવ્યનાં પુસ્તકોનું વેચાણ નથી થતું એમ ફરિયાદ કરનારાઓને 'વિશ્વશાંતિ'ની ત્રીજી આવૃત્તિ બહાર પડે છે, એજ જવાબ બસ થશે. વાણી વગરનાં કાવ્યોની પહેલી આવૃતિ પણ ખપવાની નથી. વાણીની ગંગા સનાતન વહેશે અને જ્યાં સુધી ગુજરાતી ભાષા બોલાશે ત્યાં સુધી એ વાણી-માધુર્ય રહેશે. શ્રી. ઉમાશંકરે પોતાની કવિ તરીકેની નાની વયમાંજ આ કાવ્ય બહાર પાડી ગુજરાતના વિવેચકોની તેમજ અન્ય કાવ્યરસિકોની પ્રીતિ મેળવી હતી. અને આમ ગુજરાતે આ ખંડ કાવ્યની સાચી કદર કરી છે. કાવ્યની પહેલી આવૃતિ વખતે એમાં જે છંદોભંગ અને બીજા દોષો હતા તે હજી પણ ત્રીજી આવૃતિએ પણ સજીવન રહ્યા છે. આજે તો શ્રી. ઉમાશંકર આપણા સાહિત્યના એક પ્રતિષ્ઠિત સુવાન કવિ તરીકે ગણાયા છે.' અને અમારી તો વિનંતી છે, કે આમ કાવ્યમાં 'છંદોભંગથી તૂટતો લય એઓ ન ચલાવી લે. અને આ છંદોભંગ એક કે બે નથી પણ ઠેકઠેકાણે છે. બીજા કેટલાક વ્યાકરણભંગના પ્રયોગો પણ અરૂચિકર છે.

(૧) જલે, વ્યોમે, પૃથ્વીપડ ઉપર, સર્વત્ર, કપરી
વહાવી સંસારે અબુધ મનુજે શુદ્ધ લહરી !

એમાં ' કપરી સાથે લહરી 'નો પ્રાસ મેળવવા કે ગમે તે કારણે ' કપરી' અને ' લહરી' સાથે આવે છે. ' લહરી' તો કોમળ મૃદુજ હોય તે 'કપરી' થાય કે કહેવાયજ નહીં.

(૨) 'સ્મશાને ઘોર જે શાંતિ તે ફેલી હતી દિદમાં' ( પૃષ્ઠ. ૨૨)
એમાં ફેલી ન પણ 'ફેલાઇ' જોઇએ.

(૩) હસી, ફાલી, ફૂલી હર્વે સવે માનવ ક્યારીઓ ;
અનેરાં પ્રેમનાં તેજે ઝગી ઉર–અટારીઓ ! (પૃ. ૨૩)

એમાં માનવ ક્યારીઓ કહ્યા પછી ઉર-અટારીઓ કહેવાથી કયું ચિત્ર ઉભું થશે ? એમાંયે 'ક્યારીઓ' સાથે 'અટારીઓ' પ્રાસ લાવવા માટે મૂકી દીધું હોય એમ લાગે છે. પણ આખું ચિત્ર ચૂંથાઇ જાય છે. તે ધ્યાન બહાર રહે છે. ' માનવ ક્યારીઓ 'માં ' ઉર–અટારીઓ ' કેવી રીતે આવી શકે ?

(૪) એવો પુરા સંત થયો કબીર,
વણ્યાં જતો ચાદર એ ફકીર. (પૃ. ૨૫)

એમાં ' વણ્યે જતો ' એને બદલે ' વણ્યાં જતો ' એમ લખ્યું છે. જે પ્રમાણે આપણે શુદ્ધ ગુજરાતીમાં બોલતાં નથી.

(૫) ' ને ના પાછી ડગ પણ હતી હિંદ વીરાંગનાઓ ' (પૃ. ૩૧)

એમાં ' પાછી ' એ શબ્દ ખોટી રીતે વપરાયો છે. ખરો શબ્દ ' પૂઠે ' જોઇએ. આપણે ' પાછી હતી ' એમ નથી કહેતા, ' પૂઠે હતી ' એમ કહીએ છે. કે પાછળ હતી.

(૬) પૂંજી ન એ કેવલ વર્તમાનની ?
ત્રિકાળની પાળ વિશાળ ભેદતી
એ તો અનંતે દિનરાત ઉભરે,
અખંડ વહેને અવકાશને ભરે. (પૃ. ૩૬)

એમાં, પૂંછ કલા પછી—એ ઉભરે શી રીતે બને? અને વળી પાછું 'વહેન' કયું આવ્યું? આમ રૂપકોનો ખીચડો થયો છે.

આ થોડાક પ્રયોગો માત્ર કવિનું ધ્યાન ખેંચવાજ અહી ટાંચવામાં આવ્યા છે. આ સિવાયના અરૂચિકર પ્રયોગો શબ્દના તેમજ અંગોની અકળિત તોડફોડના પણ જોઇએ તેટલા મળે એમ છે. અમારી તો કવિને વિનંતી છે કે ગુજરાતી સાહિત્યના આ એક સરસ કાવ્યને બને તેમ દોષરહિત કરવા પ્રયત્ન કરશે તો એનું મૂલ્ય છે તેનાથી ઉંચું રહેશે.

કાવ્ય સારું છે એ કહેવું જ અનર્થ છે. કારણ કે ગુજરાતી જનતાએ એની ત્રીજી આવૃત્તિ જોઇ છે એજ એ કાવ્યના અસાધારણ ગુણનું માપ છે. પણ માત્ર આ જે થોડાક દોષો છે તે ટાળવા કવિ પ્રયત્ન કરે તે અમે ઇચ્છીએ છીએ.                                    મ. લા. દે.

**કાવ્ય સંહિતા** કર્તા. અનામી. પ્રકાશક રણજીત એમ. પટેલ ડભોડા, (એ. પી. રેલ્વે).

પ્રો. અનંતરાય રાવળની પ્રસ્તાવના સાથે શ્રી. અનામીનાં કાવ્યોનો આ સંગ્રહ પ્રસિધ્ધ થયો છે. આ કાવ્યોમાં બીજા કવિઓની જ છાયા ઘણે ઠેકાણે દેખાય છે. 'ત્યારે', 'પાત્રભેદ' 'પ્રેર' અને એવાં બીજાં થોડાંક કાવ્યો બેશક ઘડીભર વાંચવા મન થાય એવાં છે. પણ કોઇ પણ કાવ્યમાં કવિનું વિશિષ્ટ વ્યક્તિત્વ નથી જણાતું. જ્યાં જ્યાં સારા વિચારો અને ભાવો જણાયા છે ત્યાં અનુકરણ છે તેમજ અન્ય કવિઓની જ વાણીને છંદના ખોખામાં મૂકી હોય એમ જણાઇ આવે છે. આ સંગ્રહ પ્રગટ કરતાં પહેલાં કર્તાએ ધીરજ રાખીને પોતાની કૃતિઓનો સારો સરખો સંગ્રહ થવા દેવો હતો. તો થોડાંઘણાંયે સારાં કાવ્યો મળી શકયાં હોત. આ કર્તા જરૂર ભવિષ્યમાં સારાં કાવ્યો આપી શકશે એમ લાગે છે. માત્ર કવિતાની શુધ્ધિ અને અનુકરણની હદ કે એ અનુકરણમાંથી સ્વતંત્ર વિશિષ્ટતાનો વિકાસ કેળવે એટલી જ અમારી આ આશાસ્પદ કવિને વિનંતી છે.

—શાં.

**સાહિત્યકળા** — પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે
પ્રકાશક: પોતે   મૂલ્ય રૂા. એક

જ્યારે ગુજરાતી સાહિત્યમાં વિવેચન કળાનો પ્રદેશ અલ્પપુષ્ટ ગણાય ત્યારે 'સાહિત્યકળા' જેવું સુપુસ્તક એ ક્ષેત્રને વધુ સમૃદ્ધ કરવામાં એક ડગ આગળ ભરે છે. અધ્યાપક મોહનલાલ દવેના વર્ષોનાં મંથનનું આ તાજું નવનીત છે. સર રમણભાઈના અને દી. આનંદશંકર ધ્રુવના અપત્યભાવને પામેલું 'વસન્ત' કેટલાય શરમાળ લેખકને કલમ પકડાવવામાં અગ્રણીય સામયિક છે. અત્યંત સંકોચ અનુભવતા અ. મોહનલાલના 'સાહિત્યકળા' શીર્ષક લેખનો રા. આણંદશંકરભાઈએ પુરસ્કાર કર્યો; અને તેમ કરીને તેમની અન્ય લેખાવલિને વહેતી મૂકી. આમ 'વસન્ત' દ્વારા અને સાહિત્ય પરિષદ દ્વારા યોજાયલી વિવેચન કળાને 'સાહિત્યકળા'માં સાદર કરવામાં વિવેચકે નિજ પર્યેષક દૃષ્ટિ રજુ કરી છે

પ્રથમ દૃષ્ટિએ 'સાહિત્યકળા' સાહિત્યને કળા તરીકે પીછાનવામાં વિવેચકનું દૃષ્ટિબિન્દુ અનેક પાસાદાર અને સૂક્ષ્મદર્શી લાગ્યા વિના રહેતું નથી કવિના ધર્મો તરફ વિવેચકવૃત્તિ કેમ ઢળે છે તે તપાસીએ. "કવિના હૃદયમાં લાગણી થયાથી પોતાના અનુકરણ શક્તિ કે કલ્પના શક્તિ વડે દુનિયાના બનાવો કે પદાર્થોનું સુન્દર ચિત્ર આપવું અથવા તો તેમાંથી અવનવી સૃષ્ટિ ઉત્પન્ન કરવી, તેની સુન્દરતાથી વાંચનારને આનન્દ આપવો, અને તેના હૃદયમાં પણ એવીજ લાગણીઓ જગવવી એ કવિનું કામ છે." આ વિધાનમાં લેખક પશ્ચિમનું લાગણી અને કલ્પના તત્ત્વ અને સાથે સંસ્કૃતનાં આનન્દ અને પ્રસન્નતા તત્ત્વોનો સુભગ સંયોગ કરે છે, આપણા સાહિત્યના વિવેચકોનો ઝોક મુખ્યત્વે પશ્ચિમના સિદ્ધાંતો પર અવલંબે છે; જ્યારે રા. મોહનલાલ સંસ્કૃત અને પાશ્ચાત્ય બન્ને પ્રણાલીઓને અનુસરે છે. અંગ્રેજી ભાષાના વધુ પડતા સંપર્કને લીધે આપણા વિવેચકો સેન્ટ્સબરી અને એડમંડ ગોસ, સેન્ટ બવ અને ક્રોસેનાં સિધ્ધાન્તો પર વિવેચનોનાં મંડાણ કરે છે અને સંસ્કૃત આલંકારિકો

મમ્મટ, વિશ્વનાથ અને દંડિનાં સિદ્ધાન્તોને ઉવેખે છે. સંસ્કૃતના મર્મગ્રાહી અભ્યાસને લીધે રા. દવે તેમની વિવેચન કળામાં આપણા આલંકારિકોની છટાનો વિવેક કરે છે.

'સાહિત્યનો બગીચો' વિવેચન અને કલ્પનાનું સુન્દર મિશ્રણ છે. આપણા સાહિત્યની ફૂલીફાલી વાડી વિષે વિવેચક કથે છે, "એકવાર ફરીથી એ સુન્દર બગીચા તરફ નજર કરો. સાહિત્યના બગીચામાં પણ નરસિંહ, પ્રેમાનંદ, દયારામ અને નર્મદનાં પુષ્પો પોતાનાં સૌન્દર્યથી અને સુગંધથી સર્વ કોઇનાં હૃદય હરે છે !.... સઘળા ફુવારાઓમાં, પેલો મોટો ફુવારો, જેની નીચે "ગો. મા. ત્રિ." એ સુન્દર અક્ષરો લખેલા છે તે તો અલૌકિક જ લાગે છે !"

'ભાષાન્તર અને અનુવાદ ગ્રન્થો' માં 'ભાષાન્તરીયા' જેવા હીનપદને પામેલાઓનો સમર્થ અને સયુક્તિક બચાવ છે. ઉપર ટપકે વાત કરનારાઓ ભલે અનુવાદકોને હસી કાઢે પણ જો તેઓજ એ કાર્ય હાથમાં લે તો તેમને તેની વિકટતા સમજાય.

ટુંકી મર્યાદામાં પણ જણાવવું બસ થશે કે રા. મોહનલાલ જરનની નમતી સંધ્યાએ પણ તેમના આગામી "કાવ્યકલા" ગ્રન્થ ઉપરાંત તેમના સંસ્કૃતના અભ્યાસના પરિપાક રૂપે અન્ય વિવેચન કૃતિઓ આપે એમ આશા રાખવી રહી. આ પુસ્તકની તૈયારી અને પ્રકાશન ભાર સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજીએ સ્વીકારેલો પણ 'આશા અધૂરાં રહે' એ ન્યાયે તેમના અકાળ સ્વર્ગવાસે રા. મોહનલાલની વિદુષી પુત્રી જયમનગૌરીએ કાર્ય શરીર અને ધનની ખોટે [illegible] છતાં કર્યું એ દૈવની વિચિત્રતાનું સૂચકતત્ત્વ કેમ [illegible]? [illegible] જ્યારે આર્થિક સંક્રમણમાં પુસ્તક વસાવવાં ભારે પડે છે [illegible] 'સાહિત્ય કળા' જેવું દળદાર પુસ્તક માત્ર એક રૂપિયાની [illegible] એની નોંધ લેવી ઘટે.

# ધુરી



જુલાઇ ૧૯૩



જે ભાઇઓના લવાજમ હજી નથી આવ્યા તેઓ બને તેમ વહેલાં મોકલી આપી અમને આભારી કરે.

## માધુરી કાર્યાલય : : વિલેપારલે

# માધુરી

વર્ષ. ૨] ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક [અંક: ૩.

તંત્રી:
મગનલાલ લાલભાઇ દેસાઈ

માધુરી કાર્યાલય : : વિલેપારલે

લવાજમ દેશમાં રૂપિયા ત્રણ

# માધુરી

લવાજમ પરદેશબહાર શીલીંગ ૭

એપ્રીલ ૧૯૩૩: અનુક્રમણિકા : વર્ષ ૨ : અં : ૩



જાન્યુઆરી-એપ્રિલ-જુલાઇ-અકટોબરની આખરમાં “માધુરી” બહાર પડે છે.

# ગુજરાતને ખોળે

( એધવજી, સંદેશો કહેજો શ્યામને )

ધન્ય થયો તુજ ખોળે મા અવતાર આ,
માશ પ્રભુની મ્હેરે એ આનંદ જો !
અન્તરનાં આંસુની અર્પી અંજલી
પામું પુણ્ય હરીને આજ અખંડ જો !
ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

મા ! મુજ પાવન ગુણિયલ ગરવી ગુર્જરી,
તારે ખોળે ઉછર્યાં કૈં ભડપુત્ર જો !
'શૌર્ય' તણા ઇતિહાસે કીર્ત્તિ તેં કરી—
સત્ય અહિંસાનું તેં દીધું સૂત્ર જો !
ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

મારા તાતે દીધી મુજને વેદના
ઝીલી મેં તે મારે બન્ને હાથ જો !
એજ અમૃત સીંચનથી ઉગ્યાં ફુલડાં
ગૂંથી તેની માળા ઉમંગ સાથ જો !
ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

કરવાં કીર્ત્તન આજે તે કિરતારના
ગાવાં ગુર્જરી તારાં નવલાં ગીત જો !
છેલું જીવન મારું જગના મન્દિરે,
એ લાખેણો લ્હાવો, પામું અમિત જો !
ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

હસનો, રડનો તોયે તારે ખોળલે,
પામું આશ્વાસન હું તારે પાય જો !

મા ! મુજ અન્તર દરિયે પાકયાં મોતીડાં,
　　દેતાં ધર્મ અદા એ કવિનો થાય જો !
　　ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

તુજ ધરતી પર જન્મી ગુજરાતી થયો,
　　મોંઘામૂલું પામ્યો પ્રભુ વરદાન જો !
જીવી આખર સૂધી સાચો પુત્ર હું
　　ઘૂમું જગમાં ચોગમ લઇ અભિમાન જો !
　　ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

ઇન્દ્રધનુષ કે પલકયાં તારે આંગણે,
　　તેમાં ઝળકયું વિશ્વ પિતાનું નૂર જો !
સંધ્યા સુંદર સરતી તારી સોડમાં
　　એ દર્શનથી લ્હેરે મારૂં ઉર જો !
　　ધન્ય તુજ ખોળે આ અવતાર જો !

જીવું રંક રહી અહીં તારી ભોમમાં
　　સોયે આખર મારી તું મ્હેલાત જો !
જનની ગુજરી ગઇ મુજ, પણ તું ગુર્જરી
　　અમ કોટિક બાળુની એકજ માત જો !
　　ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

તારે નામે જીવન ધનધન રંક આ—
　　તારું ગાયું ગાઉં મંગલ ગાન જો !
ગાતાં ગાતાં ગુર્જરી તારે ખોળલે
　　અમર થઇશ પાથરતાં મારો પ્રાણ જો !
　　ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

कोलक

# વર્તમાન કવિતામાં અવિશદતા

ભાનુશંકર બા. વ્યાસ

[ ગયા અંકમાં મને જણાતી અવિશદતાનો નિર્દેશ કરવા ખાતર દૃષ્ટાન્ત તરીકે બે ચાર કાવ્યો રજૂ કરેલાં અથવા તે વિશે સૂચન કરેલું. આ વખતે પણ એવી રીતે કાવ્યોની રજૂઆત કરવી પડશે. તેમ કરતાં અમુક કાવ્યના કર્તાના સમગ્ર સર્જન વિશે હું અભિપ્રાય આપું છું એમ કોઇ પણ વાચક ન સમજે એવી મારી નમ્ર વિનંતિ છે. અહીં જે ચર્ચા કરવામાં આવે છે તે રજૂ કરેલા કાવ્યને અથવા અમુક કાવ્યની રજૂ કરેલી પંક્તિઓને ઉદ્દેશીનેજ છે એટલું વાચક સમજે તો બસ.—લેખક ]

સામાન્ય રીતે કાવ્યમાં વિશદતા કેમ નથી આવતી એ વિચાર્યા પછી ખરું કામ તો બને તેટલાં અવિશદતાવાળા દૃષ્ટાન્તો જોવાનું રહે છે. પરંતુ કોઇ કોઇ વાર કર્તા સમજૂતિ આપે છે તેના તરફ નજર કરતાં અર્થ તરત સ્પષ્ટ બને છે. એટલે ટિપ્પણ કે નોંધ લખતાં ઘણીવાર કર્તાના મનમાં અવિશદતા ક્યાં છે તે જણાઇ આવે અને પરિણામે નોંધ અથવા ટિપ્પણમાં અર્થના સ્પષ્ટીકરણને બદલે બીજી સામાન્ય ચર્ચાઓજ પ્રવેશ પામી જાય છે. આવાં ટિપ્પણો ગુજરાતમાં નથી એમ તો કવિતાના વાચકો નહિ જ કહે.

કોઇ વાર એવું બને છે કે કવિના જીવનમાં અમુક પ્રસંગ ઉપસ્થિત થાય છે. એ પ્રસંગમાં અમુક પ્રકારની વિશિષ્ટતા હોય છે. અને આવો પ્રસંગ જો કાવ્યનો વિષય બને તો કવિ એ પ્રસંગ વાચક પૂરેપૂરો સમજી શકે તે માટે બને તેટલી વિગતો આપે છે અને આવી વિગતો સમગ્ર કાવ્યનો અર્થ સમજવામાં મદદરૂપ નીવડે છે. આ વિગતો ન હોય તો કાવ્યમાં આપણને અવિશદતા લાગે પણ આ અવિશદતા ટાળવા સ્વ. નરસિંહરાવે એમનાં ટિપ્પણોમાં અનેક સ્થળે લાંબી લાંબી વિગતો આપી છે તે એમના કાવ્યગ્રન્થો પરથી દેખાય છે. બીજા કેટલાક ગ્રન્થોમાં આવી વિગતો મળી આવશે.

પંક્તિમાંજ સમાપ્ત થઇ જાય છે. અને સમ્પૂર્ણતાકે જીવનને લોકોપયોગી, લોકને માટે માર્ગદર્શક બનાવવાનો જે ભાવ મારે રજુ કરવો કરવો છે તે એ એક પંક્તિમાં સંપૂર્ણતઃ આવી જાય છે. પણ એ એક પંક્તિને હું કાવ્ય તરીકે કેમ રજુ કરું? અર્થમાં સંપૂર્ણ છતાં દેખાવમાં એ એક પંક્તિનું કાવ્ય કેવું લાગે? આવું કંઈક વિચારીને હું મારી પાસે જે શબ્દો છે તે વડે મારી વિચાર શક્તિની મદદ લઇને એ કાવ્યને લંબાવવા પ્રયત્ન કરું છુ. એ પ્રયત્નમાં આ એક પંક્તિમાં મેં જે કહ્યું તેથી વિશેષ અથવા તેનાથી નવું બીજું કાંઇ હું ભાગ્યેજ કહી શકું. પરિણામે મેં પ્રયત્નથી સાધેલા લંબાણમાં ગમે તેમ કરીને હું કંઈક કહેવા પ્રયત્ન કરું છું અને તેથી મને ખબર ન પડે તેમ અથવા મારી બેદરકારીને લીધેજ કોઇક સ્થળે અવિશદતા પ્રવેશી જાય છે. આવાં કાવ્યોના દૃષ્ટાન્તો ગુજરાતી ભાષામાં દુર્લભ નથી અને જગતની અન્ય ભાષાઓમાં પણ મળી આવે એમ મારું માનવું છે.

હવે આવી સામાન્ય ચર્ચાને વિશેષ લંબાવવાને બદલે બે ચાર કાવ્યોનું પ્રત્યક્ષ દર્શન કરીએ. હું જ્યાં અવિશદતા જોઉં ત્યાં બીજા કોઇ વિશેષ અધિકારી વાચકને વિશદતા જણાય તો તેમને માટે મારો આ પ્રયત્ન વ્યર્થ છે એમ પણ હું સંકોચ વગર સ્વીકારું છું. મારો પ્રયત્ન તો સમાનધર્મા વાચકો માટે જ છે!

પ્રાર્થના

પ્રભો, શિર નમ્યૂં નમ્યૂં જ ધરું સર્વદા એટલી
વિશુધ્ધ મતિ આપજેઃ સકલ અન્ય એમાં લહૂં.
જુવે શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળિ જુવે ઉંડી ફરિફરી તરંગો ઉપર,
પ્રસારિ નિજ મૅલ ફીણ વમળો અરે ક્રીડકો
લસે અમિત,ને શમે તદપિ ખાર મૂકી જતા.
અરે સરિત માહરા જીવનની! અરેરે, પ્રભો!

(બ. ક. ઠાકોર)

પ્રાર્થના એ નામના સોનેટની શરૂઆતની સાત પંક્તિઓ મેં લીધી છે. પ્રથમની બે પંક્તિઓમાં અર્થ સ્પષ્ટજ છે. પ્રાર્થના છે એટલે પ્રભુને સંબોધીનેજ કાવ્ય લખાયું છે એ પણ સમજાય તેવું છે. શિર સદા નમ્યું રહે એ માટે પ્રભુ પાંસે વિશુધ્ધ મતિની યાચના કરી છે એ પણ સાર્થક હોવાથી આપણને તરત સમજાય છે. અને તે પછી બીજી પંક્તિને અન્તે આ જાતના નમનમાં જીવનની સકલ સિધ્ધિ સમાઇ છે એવી પ્રતિજ્ઞા છે. તે પછી જે વાક્ય શરૂ થાય છે, તેનું પૂર્ણ વિરામ છઠ્ઠી પંક્તિને અન્તે આવે છે. એ આખા વાક્યમાં કવિને શું કહેવું છે તે સમજવા પ્રયત્ન કરો. ત્રીજી પંક્તિમાં 'જુવે' અને ચોથી પંક્તિમાં 'જુવે' એ બે ક્રિયાપદો છે. આમાં કોણ 'જુવે' છે? શિશુતણી-માનવબાળની ઉગરમાં રહેલી બધી અને (?) લાલસા તરંગો ઉપર ફરી ફરીને જાગ્રત થઇને જુવે એમ કહેવાનો આશય લાગે છે. પણ તરંગો અને તે પછી આવતા વમળો શાના? વમળો અને ફીટકો બંનેનો લસે સાથે સંબન્ધ હોય-કર્તા તરીકે-એવું લાગે છે? છતાં તરંગો અને વમળોના નિરાકરણ માટે તો સાતમી પંક્તિ સુધી જવું જ પડશે. છઠ્ઠી પંક્તિ અંતેનું પૂર્ણ વિરામ વટાવીને પણ. આમ કરતાં પંક્તિઓનો સમગ્ર ભાવ આપણા લક્ષમાં ઊતરે છે પણ એક પછી બીજો એમ શબ્દો લઇ લઇને અર્થ બેસાડવા પ્રયત્ન કરો એટલે મુશ્કેલી તરત સ્પષ્ટ થશે. અને શમતા તથા પ્યાર મૂકી જતા કોણ છે? વમળો અને ફીટકો બંને? સંક્ષેપમાં કહું તો જીવન-સરિતાની રજુઆત કરવાનો કવિનો આશય જે સાતમી પંક્તિમાં વ્યક્ત થાય છે તે સાતમી પહેલાંની ચાર પંક્તિઓમાં કેટલે અંશે સફળ થયો છે એજ વિચારવાનું છે. ૩-૬ પંક્તિઓ સરિતાનું ચિત્ર રજુ કરે છે. એ સાતમી પંક્તિ વાંચતા પહેલાં કેટલે અંશે સમજાય છે? ત્રીજી પંક્તિ લખાઇ ત્યારે સરિતાનો-જીવન સરિતાનો વિચાર કવિના ચિત્તમાં હશે ખરો? અને હોય તો ત્રીજી પંક્તિમાં એ વિચારનું સૂચન કેટલું છે? આ પ્રમાણે પૃથક્કરણ કરતાં અવિશદતા હોય તે અવશ્ય પકડાઇ જાય છે.

કવિ નાનાલાલનું 'વેણુ' કાવ્ય તો કવિતાના વાચકોને પરિચિત છેજ. અને એ કાવ્ય એટલું લાંબું છે કે એ આખું અહીં રજુ કરવાનું મને અનુકૂળ લાગતું નથી. એ કાવ્યમાં ગોવાળોની દિનચર્યા રજુ કરવાનો આશય કવિનો સ્પષ્ટ છે. એ કાવ્યમાં વચ્ચે બે ત્રણ ઠેકાણે—(૧) મા છેડીશ તું આજે તારી વેણુ રે—

(૨) સંકોરી લે પાલવ તારો ઊડતો રે—

(૩) આછા ઘૂંઘટ ઉઘાડ વદન વિકસાવ રે—,

આ પ્રમાણે પંક્તિઓ આવે છે. વર્ણનવિષયમાંથી કવિ કોઈ બીજા ક્ષેત્રમાં પ્રવેશ કરતા હોય એવું આ પંક્તિઓની વાક્યરચના ઉપરથી આપણને લાગે છે. એમાં કોઈકને સંબોધન છે એટલું આપણને સમજાય છે. પણ એ સંબોધન કોને છે તેનું નિરાકરણ થઈ શકતું નથી. અને એ નિરાકરણ માટે કવિએ કાવ્યની અંદર કાંઈ પણ સૂચન મૂક્યું નથી. પછી અર્થ બેસાડવા ખાતર આપણે એક સ્થળે ગોવાળને સંબોધન ઉદ્દિષ્ટ છે એમ લઈએ, બીજે સ્થળે કવિને નિત્યસહચરી જીવનસખીને ઉદ્દિષ્ટ છે એમ લઈએ અને વળી ત્રીજે સ્થળે...સમસ્ત માનવજગતને ઉદ્દિષ્ટ એમ લઈએ એટલુંજ. પણ તેમ કરવાથી અર્થ બેસાડ્યો એટલો સંતોષ આપણને ભલે થાય પણ કવિના ચિત્તમાં જે વિચાર મૌક્તિક હતું તે આપણે પ્રાપ્ત કર્યું છે, એવો સંતોષ તો આપણને ભાગ્યેજ થાય.

## સાન્ધ્ય તેજ

સન્ધ્યારંગ ઉઘડશે, તેજો આવશે,
હો! તેજો આવશે;
વાદળી ધરી ઢાંકે તુજ વ્યોમ,
નથી નથી એ રજનીનાં રોમ:
હો! તેજો આવશે.

*

સન્ધ્યારંગ ઉઘડશે, મુક્તિ લાવશે,
હો! મુક્તિ લાવશે;
પાપ ઊભું દઈ ઘુમ્મટ ઘેર,
તૂટશે, રણ શમશે જયભેર:
હો! મુક્તિ લાવશે.

(ના. દ. કવિ)

સાન્ધ્ય તેજ નામના કાવ્યમાંથી આ બે ખંડો લીધેલા છે. આ આખું કાવ્ય Light at evening એ નામના એક અંગ્રેજી કાવ્યનું ભાષાંતર છે એમ કવિએ પોતેજ ટીકામાં કહેલું છે એટલે આમાં તો મૂળ કાવ્યનો જે અર્થ હોય તેજ કવિને રજુ કરવાનો છે. છતાં કવિ નાનાલાલ અનુવાદ કરતી વખતે પણ કેવો સ્વતંત્ર વિહાર કરે છે તે મેઘદૂત અને બીજા અનુવાદોના વાચકોથી અજાણ્યું નહિજ હોય.

વાદળી ઘડી ઢાંકે તુજ વ્યોમ– એ પંક્તિમાં નથી તુજ એટલે કોનું ? બેશક, માનવનું. પછીની પંક્તિમાં નથી નથી એ રજનીનાં રોમ છે ત્યાં એ એટલે શું ? વાદળી તારા રોમને ઢાંકે છે ખરી પણ રાત્રી નથી પડી–એ રાત્રી નથી એટલુંજ કવિને કહેવાનું છે તેને બદલે 'રજનીના રોમ'માં સ્વતંત્ર વિહાર, કરવાથી રાત્રી નથી પડી એવો સ્પષ્ટ અર્થ જરા અંધારામાં પ્રવેશી ગયો હોય એવું લાગે છે.

બીજા ખંડમાં સાન્ધ્ય તેજમાં મુક્તિનું દર્શન છે. ત્રીજી પંક્તિમાં ઘુમ્મટઘેર પછીનું અલ્પવિરામ તો નિરર્થક જ લાગે છે; કારણ કે પાપ શબ્દ જ 'તૂટશે' ક્રિયાપદનો કર્તા છે; તેમાં એ અલ્પવિરામ નિરર્થક છે એટલો નિર્ણય આપણે ન કરી શકીએ ત્યાં સુધી તો ગૂંચવણમાં અટવાવુંજ પડે. અથવા તો 'ઘુમ્મટઘેર દઇ'એ Phrase માટે અલ્પવિરામ આવશ્યક છે એમ ગણીએ તો કર્તા ક્રિયાપદથી વિશ્લિષ્ટ થઇ ગયેલો દેખાય છે. અને જયભેર એટલે જયદુંદુભીનો અવાજ રણમાં શમશે–એમાં કોના જયના દુંદુભીનો અવાજ ઉદ્દિષ્ટ છે એમ સમજાય છે? મૂળમાં તો આટલુંજ છે:—

Thy conflict besetting sin, shall ended be.

પછી આજ સુધી વિજય મેળવતું જે પાપ છે તેના જય દુંદુભીનો અવાજ રણમાં શમી જશે એમ અર્થ આપણે બેસાડીએ. પણ પાપ તૂટશે તો તેની સાથે એના પરાજયની ચીસો સાંભળવામાં આવશે એવું કાંઇક કહ્યું હોત તો વધારે સરળતાથી અર્થ સમજાઇ જાત. કારણ કે પાપનો જય થનો અને તેનાં દુંદુભી વાગતાં એ સ્થિતિ તો પૂર્વની Conflicts માં હતી, હવે તો એ સ્થિતિનો સંભવજ નથી. આ પ્રમાણે મૂળને વળગી રહેવાને બદલે નવો વિચાર પ્રવેશાવવા કવિ ઉદ્યત થાય અને એ નવો વિચાર મૂળની વિચાર–સરણી સાથે સર્વાંગે સંગત છે કે નહિ તે જોવા પણ અટકે નહિ તો અવિશદતાને પ્રવેશવાને છિદ્ર મળે એ સ્પષ્ટજ છે.

# ભગવાનનો અનુભવ

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

અમેરીકન કવિ અને સુપ્રસિધ્ધ લેખક, વૉલ્ટ વ્હિટ મેનનું, "ઘાસનાં પાન" (લીવ્સ ઑફ્ ગ્રાસ), આપણા કવિવર રવીન્દ્રનાથ ટાગોરની "ગીતાંજલી" જોડે સરખાવામાં આવે છે. પશુ પંખી સાથેના એમના પ્રેમનો ખ્યાલ નીચેના કાવ્ય પરથી આવશે.

## પશુપંખી

(રાગ–સીતાના મહિનાનો)

મ્હને પશુઓ ને પંખીની સાથે, ગમે બહુ રે'હેવું રે;
કેવાં શાન્ત અને સંતોષી. નથી કશું કે'હેવું રે ! ૧

હું તો સ્થિર રહી, ઘણી વારે, ઉભો ઉભો જોતો રે;
નહી શ્રમની કરે ! ફરિયાદ, ન કો દશા રોતો રે. ૨

નથી પાપના પશ્ચાત્તાપ, નહીં રાત ડંખે રે;
નથી એકકે ને અસંતોષ, કે લોભ ન ઝંખે રે ૩

નથી સંચયની એને વૃત્તિ, જન જેમાં ગાંડા રે;
એને શેઠ નથી શાહુકાર નથી સીધાં આડાં રે ૪

એને હજારો વર્ષોનાં જુનાં, નથી કોઇ તીરથીં રે;
નથી મિથ્યા સ્તુતિ કરવાનાં, મહાઋષિ પીત્રી રે! ૫

નથી પૃથ્વી પથરાયેલ ફૂળે, કો' આબરૂવાળો રે;
પદિને દરજ્જા સમાન, ન કો' ઓશીયાળો રે! ૬

એમના જમાનાનાં જે જે દુષણ એમણે જોયાં, તે તે પશુ પંખીમાં નથી એમ માનીને, પોતે કુદરતી ધર્મના આચાર્ય બન્યા હતા–પ્રાપ્તસ્થિતિથી સંતોષ માની, સંચય માટે ચિંતા કરવાની જરૂર નથી એમ એ માનતા લાગે છે અને તેથી તો આપણે આજ પણ જોઇએ છીએ કે માનવીઓ, સંચય પાછળ ગાંડાં બન્યાં છે અને શ્રધ્ધા ગુમાવી બેસવાથી લોભ, કંજુસાઇ, સુદીવાદ અને સામ્રાજ્યવાદથી અત્યારે વ્યક્તિઓ અને પ્રજાઓ, હેરાન થઇ રહી છે.

ભૂતકાળનાં મિથ્યાભિમાન, ઋષિઓ અને તીર્થોથીજ આપણું આધ્યાત્મિક કલ્યાણ થઇ જશે એવી આત્મબળને ભુલાવી નાખનારી માન્યતાઓ, મ્હોટા ન્હાનાના ખોટા ખ્યાલો, જાતિ અને કુળનાં ખોટાં ગૌરવ એ બધાં ઉપર કવિ ઉપરના કાવ્યમાં વરાળ કહાડે છે. વળી કેટલાંક, જીવનનો મ્હોટો ભાગ થઇ ગયેલાં પાપોના અતિ પશ્ચાત્તાપમાં ગાળે છે એ પણ કવિને ગમતું નથી લાગતું. કારણ સ્પષ્ટ છે. આપણામાં જેમ "નશીબમાં હશે તે મિથ્યા થવાનું નથી અને પૂર્વ ભવોનાં કર્મોને લીધેજ હાલ જે આપણી દશા છે તે ભોગવી રહ્યા છીએ" એવી માન્યતામાં પડી રહેવાથી "ભૂતકાળમાં જે થવાનું હશે તે થયું પણ આજદિનથી આપણાં કર્મો સુધારો અને સ્વાશ્રય તથા પુરૂષાર્થને માર્ગે ચ્હડવા કેડ બાંધો" એવો બોધ થતો નથી તેજ પ્રમાણે ખ્રીસ્તી ધર્મમાં ભૂતકાળનાં પાપોના પશ્ચાતાપ કરવાની જરૂર બતાવી છે. એ વાત મૂળમાં સાચી છે, પરન્તુ એમાં એ "ભૂતકાળમાં થવાનું હતું તે થયું પરન્તુ હવે પછી ટેવો સુધારી, ચારિત્ર્યવાન બનીને હાલનાં ભવિષ્યનાં કર્મો ઉત્તમ પ્રકારનાં કરવા તરફ વધારે ધ્યાન આપવાની જરૂર" "હું પાપી છું. પાપમાંથી ઉત્પન્ન થયો છું" એમજ માન્ય કરી, રોતું કકળતું, ઉજાગરા કર્યાં કરવા અને અને કર્ત્તવ્યમાં શિથિલ થઇ જવું એ યોગ્ય નથી. એક વાર પશ્ચાતાપના અગ્નિમાં પડી સાફ થવાની જરૂર તો બધાંને છેજ પરન્તુ એમાંથી ઝટ પરવારી પછી તો આપણે પોતપોતાનાં જીવન કાર્યો નક્કી કરી નાંખવાં જોઇએ.

હસમુખા રહી શકે-પોતે હસે અને બીજાને હસાવે-એવાને પણ એ ભગવાનનાં માણસ ગણવા કહે છે. કારણ કે એમનો આત્મા, કંઇક અંશે પણ, જીવન મુક્ત ન હોય તો તેઓ આવા આનંદી રહી શકેજ નહીં એમ એમનું માનવું છે અને હું પણ એમના મતને ટેકો આપું છુ. ખાસ કરીને એટલા માટે કે આપણે હિન્દવાસીઓ ગૂજરાતીઓ, સ્વભાવે નિરાશાવાદી છીએ. દીવેલીઆં મ્હોડાં લઇને ફરીએ છીએ. ઉદાસી અને દુ:ખી ચ્હેરાવાળાં અને રોતી સુરતનાં રહીએ છીએ.

આપણાં નાટકોમાં પણ હાસ્ય રસ નથી. વાર્તાલાપો પણ ગંભીર અને નીરસ હોય છે. નિત્ય જીવનમાં નિર્દોષ આનન્દ, ઉલ્લાસ કે હાસ્યવિનોદ મળે એવું કઇ નથી.

એક જર્મન લેખક સી. હીલ્ટી કરીને છે. તે કહે છે કે ભગવાનનું સાચું સાન્નિધ્ય અનુભવાયું છે કે નહી તેનો એક પુરાવો એ છે કે આપણને જીવનમાં એક જાતનું અસાધારણ સુખ લાગ્યા કરે. એ સુખની સરખામણીમાં વાસનાઓનાં કે વિષય સુખ તો કંઇજ હિસાબમાં નથી. આ અલૌકિક સુખ જે જીવો ભોગવે છે તેમને જો કંઇ રંગ હોય તો વાદળ જેવા આસમાની ભુરા કે ગુલાબના જેવા ગુલાબી રંગ હશે એમને પક્ષીઓ અને ફુલો ગમશે. સૃષ્ટિ સૌન્દર્યમાં રસ પડશે કોઇ પણ માણસનું એ ભુંડું ચ્હાશે નહી, ગીતો ગાયા કરશે અને એક જાતની આધ્યાત્મિક લ્હેરમાંજ જીવન નિર્ગમન કરતાં હશે. ફ્રાન્સીસ -ડબ્લ્યુ ન્યુમેન "આત્મા એના શોક અને આદર્શો" માં લખે છે કે દ્વિજ બનેલા જીવો, પરમેશ્વરને ન્યાયાધીશ જેવો કે દૂરના દબાદબા ભર્યા મહારાજા જેવો જોતાજ નથી. એ તો, પરમેશ્વરને આ મધુર અને સુંદર સંસારનાં પ્રાણજીવન જેવો, કલ્યાણકારી, દયાળુ અને પાવનકારી રૂપે જુવે છે. આમના પેટમાં ઝાઝુ પાપ હોતું નથી અને બીજાંમાં પણ એ પાપ જોતાં નથી. લોકોનાં દુ:ખ જોઇને એ ગળી જાય છે. પરમેશ્વર પાસે જતાં એમને કંઇ

કુદરતની તમામ ચીજો તરફ એમને એક જાતની મોહિની હતી. દરેક દેખાવ અને દરેક નાદથી એ ખુશ થતા જે જે બાળકો, સ્ત્રીઓ કે પુરૂષોના સંબંધમાં એ આવતા તે બધાં એમને સારાં લાગતાં હતા. બહુ દલીલો કરતાં ઝીણજોડી કરતાં મ્હે એમને કદી સાંભળ્યા નથી.

પૈસા સંબંધી કોઇ દિવસ, એમણે, કશી વાત કરી નથી. એમના નિંદકોનું પણ કોઇ વાર એ ઘસાતુ બોલ્યા નથી. ઉલટા દુશ્મનોનો વિરોધ જોઇને તો, એ ખુશ થતા હોય એમ લાગતું.

પોતાની જાતપર એ સખ્ત ચોકી પહેરો રાખતા. ક્રોધ દબાવવા, માન અપમાન સહી જતા અને કોઇ જાતની ફરિયાદ ન કરવા એ હમેશાં પોતાની જીભને અંકુશમાં રાખવા તજવીજ કરતા. કોઇ પ્રજાનું કે કોમનું એ ભૂંડું બોલ્યા નથી. ઇતિહાસના કોઈ યુગની એમણે નિન્દા કરી નથી. કોઇ ધંધાને કે વેપાર સુધ્ધાંને એમણે વગોવ્યો નથી.

જીવ કે અજીવ સૃષ્ટિના નિયમોની એમણે સ્તુતિ કરી છે. હવાની કોઇ દિવસ એમણે ફરિયાદ કરી નથી. કોઇ જાતના ભયને કે મૃત્યુ સુધ્ધાંને એમણે ગણ્યાં નથી.

સાહિત્યમાં એમનું લખાણુ હ્રદયની વિશાળતાને માટે પ્રસિધ્ધ છે. માનવ પ્રેમ અને સૃષ્ટિતત્વ તરફ ઉભરાઇ જતો ભાવ તમે એમના શબ્દોમાં જ્યાં ને ત્યાં જોશો. સાહિત્યદ્વારા જે સંદેશો એમણે આપણને આપ્યો છે તે પણ એજ કે "આ સંસારમાં પુરૂષો, સ્ત્રીઓ, જીવન, મૃત્યુ એ બધું સારૂં છે અને દૈવી છે."

કુદરતી ધર્મના, આ નવા આચાર્યનો જાણે સંપ્રદાય નીકળ્યો હતો. મંડળીઓ નીકળી હતી, ભજનો ગવાતા અને એમનીજ સરળ શૈલીમાં કાવ્યો રચાતાં હતાં. સંસારની ઉજળી બાજુએ જોતા કુદરત અને જગત તરફ એ સ્વભાવેજ પ્રશંસા કરતા હોય એવો સદાકાળ સ્તુતિનો ભાવ રાખતા અને આમાંનાં ઘણાં આનંદી, પ્રેમાળ પરોપકારી અને સદાચારી પણ હતા.

સુપ્રસિદ્ધ લેખક, હેવલોક એલીસ, આ કુદરતી ધર્મને વખાણુ-નારા છે. એના બધા સિધ્ધાંતો ના પાળે પણ માત્ર સદાકાળ

હસમુખા રહી શકે–પોતે હસે અને બીજાને હસાવે–એવાંને પણ એ ભગવાનનાં માણસ ગણવા કહે છે. કારણ કે એમનો આત્મા, કંઇક અંશે પણ, જીવન મુક્ત ન હોય તો તેઓ આવા આનંદી રહી શકેજ નહીં એમ એમનું માનવું છે અને હું પણ એમના મતને ટેકો આપું છું. ખાસ કરીને એટલા માટે કે આપણે હિન્દવાસીઓ ગૂજરાતીઓ, સ્વભાવે નિરાશાવાદી છીએ. દીવેલીઆં મ્હોડાં લઇને ફરીએ છીએ. ઉદાસી અને દુઃખી ચ્હેરાવાળાં અને રોતી સુરતનાં રહીએ છીએ.

આપણાં નાટકોમાં પણ હાસ્ય રસ નથી. વાર્તાલાપો પણ ગંભીર અને નીરસ હોય છે. નિત્ય જીવનમાં નિર્દોષ આનન્દ, ઉલ્લાસ કે હાસ્યવિનોદ મળે એવું કઇ નથી.

એક જર્મન લેખક સી. હીલ્ટી કરીને છે. તે કહે છે કે ભગવાનનું સાચું સાંનિધ્ય અનુભવાયું છે કે નહી તેનો એક પુરાવો એ છે કે આપણને જીવનમાં એક જાતનું અસાધારણ સુખ લાગ્યા કરે. એ સુખની સરખામણીમાં વાસનાઓનાં કે વિષય સુખ તો કંઇજ હિસાબમાં નથી. આ અલૌકિક સુખ જે જીવો ભોગવે છે તેમને જો કંઇ રંગ હોય તો વાદળ જેવા આસમાની ભુરા કે ગુલાબના જેવા ગુલાબી રંગ હશે એમને પક્ષીઓ અને ફુલો ગમશે. સૃષ્ટિ સૌન્દર્યમાં રસ પડશે કોઇ પણ માણસનું એ ભુંડું ચ્હાશે નહી, ગીતો ગાયા કરશે અને એક જાતની આધ્યાત્મિક લ્હેરમાંજ જીવન નિર્ગમન કરતાં હશે. ફ્રાન્સીસ –ડબ્લ્યુ ન્યુમેન "આત્મા એના શોક અને આદર્શો" માં લખે છે કે દ્વિજ બનેલા જીવો, પરમેશ્વરને ન્યાયાધીશ જેવો કે દૂરના દયાદ્યા ભર્યા મહારાજા જેવો જોતાજ નથી. એ તો, પરમેશ્વરને આ મધુર અને સુંદર સંસારનાં માણજીવન જેવો, કલ્યાણ કારી, દયાળુ અને પાવનકારી રૂપે જુવે છે. આમના પેટમાં ઝાઝુ પાપ હોતું નથી અને બીજામાં પણ એ પાપ જોતાં નથી. લોકોનાં દુઃખ જોઇને એ ગળી જાય છે. પરમેશ્વર પાસે જતાં એમને કંઇ

આદર્શોને પહોંચવા માટે નિશ્ચય બળ દૃઢ કરો એથી ગંદી વાસનાઓ છુટી જશે. વ્યભિચાર વગેરે નૈતિક દોષો પોતે હલકા હોય તેના કરતાં યે, એ આપણને ઉન્નત માર્ગે જતાં રોકે છે તે માટે વધારે ખરાબ છે.

માણસ માત્રમાં સદ્‌બુદ્ધિ અને અસદ્‌બુદ્ધિ બન્ને છે નિશ્ચયી, સદ્‌બુદ્ધિનોજ પ્રેરાયલો રહેશે. એના હૃદયરૂપી મંદીરનું દ્વાર પછી ઉઘડી જશે અને અંતર્યામીનો ધીમો શાન્ત અવાજ એ રોજ સાંભળશે. એના કાન, હૃદયવીણાનું મીઠું ગીત સાંભળવાના અધિકારી થશે. એનાં નેત્રો સૌન્દર્યનું પાન કરશે અને જીવન ભવ્ય બનશે. એક સંત પુરુષ, પોતાનો ધાર્મિક અનુભવ વર્ણવતાં કહે છે:-" જેમ જેમ, આરોગ્યના નિયમો, હું વધારે પાળુ છું, અને મન, વધારે પવિત્ર કરૂં છું, તેમ મ્હને ભગવાન વધારે પાસે લાગે છે. સૂર્યના પ્રકાશમાં અને વરસતા વર્ષાદમાં હું એમનાં દર્શન કરૂં છું. એમના સાન્નિધ્યમાં સ્નેહ, કૌતુક અને આનન્દનો ભાવ હું અનુભવું છુ. અમારૂં મિલન બાહુ મધુર હોય છે. એમની સાથે, મ્હને મીઠો આરામ મળે છે.

ઘણા વખતથી ન સમજાતું હોય એવું શાસ્ત્રવચન, એ મ્હને ઝટ સમજાવી દે છે. મ્હારા તરફ એમનો પ્રેમ ઘણો છે. મ્હારી સલામતી માટે ચિંતા કરતા હોય અને મારી હમેશા સંભાળ લેતા હોય એમ મ્હને લાગ્યાજ કરે છે. ધંધાની બાબતમાં, કુટુંબ કબીલાના ખટરાગમાં અને પૈસાટકાની મુશ્કેલીનો વખતને પણ હું સેંકડો દાખલા યાદ કરૂં છું, કે જ્યારે ભગવાને, મ્હને માગ્યે કે વગર માગ્યે સહાયતા કરીજ છે. હું એમનો છું અને એ મ્હારા છે એ લાગણી ઘડીભર પણ દૂર થઇ નથી. એથી તો હુ નિત્ય સુખી રહું છું.

ભગવાનના આ સુખ વગર મ્હારૂં જીવન શૂન્ય થઇ જાત, અને સંસાર વેરાન જેવો લાગત-"

બીજા સંત કહે છે:-મ્હારે, મન તો ભગવાન, ખરાજ છે અમે તો ઘણીવાર વાતો કરીએ છીએ. એ મ્હને પ્રશ્નોના જવાબ સુધ્ધાં આપે છે. એમને પૂછ્યા પછી મનમાં જાણે વિચારોનો

આંટી ઘુંટીના આપોઆપ ખુલાસા થઇ જાય છે અને ગુંચો ઉકલી જાય છે. એ મ્હને જાણે ઘણી વાર કહે છે કે, 'ત્હારે માટે મ્હારા મનમાં પુષ્કળ કરુણા ભરી છે.' એ મ્હારી આસપાસ ફરી વળ્યા છે. મ્હારા શ્વાસોચ્છ્વાસ કરતાં પણ એ, વધારે પાસે લાગે છે. હું એમનામાંજ રહું છું.આમ છતાં, કોઇ વાર એ, મ્હારાજ દોષોને લીધે મ્હારાથી દૂર જતા રહે છે."

વિલિયમ જેમ્સ કહે છે કે, "આ બધું આપણાજ પોતાના અંતઃકરણની પ્રેરણાનું પરિણામ છે. મનની જાગ્રત સ્થિતિની નીચે, એક બીજી સુષુપ્ત સ્થિતિ છે. તેમાં બધી વૃતિઓ, શ્રધ્ધા, વાસનાઓ, ભગવાન વિષેના આપણા પોતપોતાના ખ્યાલો એ બધું ભર્યું છે. આમાં આપણા ધાર્મિક વિચારોની પૂર્વભૂમિકા રચાય છે. અને પરિણામે જેવા ભગવાન વિષેના આપણા ખ્યાલ હોય તેવા અનુભવ થાય છે." પરંતુ આ કહેવાનો અર્થ, ભકતોના અનુભવ કાલ્પનિક છે કે ખોટા છે એવો નથી. દૃશ્ય જગતની અંદરજ ચેતન, ઓતપ્રોત ભર્યું છે. આપણે પણ જગતનાજ ભાગ છીએ,તેથી એકે એક માણસમાં રહીને, એ ચેતન દરેકની ઉત્ક્રાંતિ માટે ધક્કા માર્યા કરે છે. મનન અને ધ્યાનથી જ્યારે બુધ્ધિ પરિપકવ થાય છે ત્યારે એને પ્રજ્ઞા કહીએ છીએ, અને એ પ્રજ્ઞાજ આપણને પોતપોતાના ઇષ્ટદેવનું અથવા અંર્તાયમિનું દર્શન કરાવે છે.

કેવળ દેહનીજ વાસનાઓમાં ફસાઇ રહેતા મનને પ્રયત્નપૂર્વક મુકત કરી, નિઃસ્વાર્થ, ઉચ્ચ માર્ગે વાળીશું તો ભગવાન પોતેજ આપણા જીવનમાં ઉતરશે. અનંતની સાથે એકતાર થઇને આપણું જીવન નિર્ગમિત કરવું એમાં ખરા ધાર્મિક જીવનની સાર્થકતા છે. અમેરીકાના પ્રો. સ્ટારબકે, ઘણા ભકતોના સાચા અનુભવોની એક નોંધપોથી કરી હતી. એવી નોંધપોથી આપણા વિદ્વાનોમાંથી પણ કોઇ કરે તો બહુ સારૂ. જુદા જુદા પ્રચલિત ધર્મોની, અનુયાયિઓના જીવન પર કેવી અસરો થાય છે તેની આપણને એનાથી સાચી

સમજ પડશે. આપણા ધર્મોની સુધારણા કરવામાં અને જમાનાને યોગ્ય પ્રગતિને માર્ગે જુદાજુદા ધર્મોને વધારે સક્રિય કરવામાં આવી નોંધો મદદરૂપ થઇ પડશે વળી મનોવિજ્ઞાન પણ હજી અધરું છે. એ વિદ્યાના વિકાસમાં પણ આપણે હિન્દવાસીઓ, નવી દૃષ્ટિએ પણ કંઇ ફાળો આ રીતે આપી શકીશું

છેક જંગલી દશાના ધર્મોથી માંડીને શુધ્ધ અદ્વૈત સુધીના ધર્મોનું મ્હોટું જીવતું પ્રદર્શન આપણા દેશમાં છે. ભૂત, પ્રેત, મેલડી, દેવો, દેવીઓ, મૂર્તિપૂજા, યોગ, કર્મકાંડ, તીર્થયાત્રા, શક્તિપૂજા ઇત્યાદિ અહીં પુષ્કળ છે.

ત્યાગધર્મ અને ભોગધર્મ, પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ; આશાવાદ અને નિરાશાવાદ; સાધુઓના અખાડા; મઠો, સંન્યાસીઓ, જોગીઓ અને જંગમો; મ્હોટાં ગામ જેવાં મંદીરો અને એના આચાર્ય, આ બધી ધાર્મિક પ્રવૃત્તિઓની શાસ્ત્રીય રીતે તપાસ કરવાની બહુ જરૂર છે. આપણા વિશાળ દેશનું ધાર્મિક જીવન જે રીતે ઘડાઇ રહ્યું છે. અને સાથે સાથે જે અઢળક દ્રવ્ય ખર્ચાય છે, અને ઘણી શક્તિઓનો વ્યય થઇ રહ્યો છે; એની શાસ્ત્ર આધારે, બુદ્ધિ પુરઃસર અને સમાજના કલ્યાણની દૃષ્ટિએ, પુરેપુરી તપાસ આપણે નહીં કરીએ તો કોણ કરશે?

કોઇપણ પ્રજાની તર્ક વિતર્ક કરવાની શક્તિ, એનું બુદ્ધિબળ —ધર્મ અને જીવનના સિદ્ધાંતો, એજ મુખ્યત્વે કરીને એના શારિરીક, નૈતિક અને રાજકિય જીવનને ઘડે છે, અને કોઇપણ પ્રજાના જીવનનો પુનરુદ્ધાર કરવો હોય અને યુગપરિવર્તન પ્રગતિને માર્ગે કરવું હોય તો તે તે પ્રજાના શ્રદ્ધાની, જ્ઞાન અને માન્યતાઓમાં, યોગ્ય પરિવર્તન થવાં જોઇએ. આપણા દેશમાં અત્યારે ધર્મજીવનમાં પણ પુષ્કળ પરિવર્તન તો થઇ રહ્યું છે. પરન્તુ એ હજી સમાજના ઉપલાજ થરમાં છે—વ્યક્તિ માત્રને એની અસર પહોંચવી જોઇએ—રાષ્ટ્રીય સરકારોનું આ પણ એક અગત્યનું કામ ગણાવું જોઇએ

તત્વજ્ઞાન એટલે ધર્મનું વ્યાકરણ ભાષા વધે તેમ વ્યાકરણ પણ નવાં નવાં કરવાં પડે છે. હિંદી પ્રજાનું આધ્યાત્મિક જીવન સતેજ કરવા, તત્ત્વજ્ઞાન પણ નવાં નવાં દૃષ્ટિબિન્દુઓથી લખાશે તો સમસ્ત પ્રજાજીવનને એ સમૃદ્ધ કર્યા વગર રહેશે નહીં.

આ યુગના સાધુઓ અને તત્ત્વજ્ઞોએ હમેશાં એકાન્ત સેવવાની જરૂર નથી. એમણે તો ખાસ પ્રજાજીવનને શુદ્ધ, સાત્વિક બનાવવું અને પ્રેરક બનાવવાના કામમાં લાગી જવું જોઇએ. નવાં નવાં સર્જન ને માર્ગે વિકાસ કરવાની શક્તિ આપણી પ્રજામાં ક્ષીણ થઇ ગઇ છે તે પ્રદીપ્ત થવી જોઇએ.

પશ્ચિમનાં ઇશ્વરપરાયણ સાધુ સાધ્વીઓ, દૂર મુલકોનાં એકલાં અને અટૂલાં પતિત અને દુઃખીઓની નિઃસ્વાર્થપણે સેવાઓ કરે છે. કેટલાંક વિજ્ઞાન અને જ્ઞાનને માર્ગે વિદ્યાવૃધ્ધિના કાર્યમાં રોકાઇ ગયાં છે. કેટલાંક આદર્શ ગૃહસ્થાઇ, આદર્શ દેશ જીવન અને આદર્શ સેવાઓમાં પડયાં છે. એમાંનાં ઘણાએ જીવનની સાદાઇ રાખી, વિવેક, વિચાર અને નિષ્કામભાવે કર્તવ્ય નિષ્ઠાઓ કેવી કેળવી છે તે જોઇ આપણે એમાંથી બોધ લેવો જોઇએ.

---

જે ભાષા વિષયને અનુસરતી હોય, પ્રૌઢ અને ગાંભીર્ય યુક્ત ઘટે ત્યાં પ્રૌઢ અને ગાંભીર્ય યુક્ત, સાદી ઘટે ત્યાં સાદી, ચમત્કારી ઘટે ત્યાં ચમત્કારી, તેજસ્વી ને તીક્ષ્ણ, ધ્વનિયુક્ત ઘટે ત્યાં ધ્વનિયુક્ત, હાસ્ય ઉત્પન્ન કરવાની જરૂર હોય ત્યાં હાસ્ય ઉત્પન્ન કરે એવી, કોમળ અને લલિત પદ ઘટે ત્યાં કોમળ અને લલિત પદથી યુક્ત, સંક્ષેપમાં જેવો રસ જમાવવો હોય ને જેવો ભાવ સૂચવવો હોય તેવા રસ અને ભાવવાળી હોય, પણ સર્વત્ર સ્પષ્ટ, અસંદિગ્ધ અને મિથ્યા આડંબર, અસંસ્કાર, શ્રુતિકટુત્વ વગેરે દોષ વિનાની, સામાન્ય અધિકારી વાચક વાંચતાં વારજ કે સહજ પ્રયત્ને ગ્રહણ કરે એવી જે ભાષા તેજ ઉત્તમ ભાષા સમજવી.

સ્વ. રા. બા કમળાશંકર પ્રા. ત્રિવેદી

# સુહિણી

નદીતીરે નેત્રપ્રકાશસેતુ
પરે નિમંત્ર્યા નયનો અજાણ્યાં.
તું મોહી! ના મોહક થૈ વધુ વધુ
પીયૂષ ભૂલ્યે વિષ ઘેર આણ્યું!
આછાં, અધીરાં જલબિંબમાં સખિ,
તારી છબી તે દિ' પડેલ છાની:

તારો ઘડો જોઈ ભરેલ નીરથી
પાછી વળી વાદળી કૈંક નાની.
છૂટી ગઈ હોઠથી પ્હેલી વાર
ઘવાયલા ઉરની સ્મિતચંદની;
પ્હોંચી જવા, પાર થવા ખપી જવા
તે દિ'જ તેં ગાંઠવળેલ છાની.
વીંખાયલાં સ્વપ્નની વેળુમાં તને
મળી ગયું અંતરસ્વપ્ન જૂનું,
સૂકેલ ક્યારી મહીં વારિસિંચને
આપ્યું તને સ્મિત વસંતિકાનું.

ખસેડીને ઘૂંઘટ ઉરઉરના
લાધ્યાં તને દર્શન દૂરદૂરનાં.
વર્ષો ગયાં, વિતર્ક કૈં વટાવ્યાં
ધૈ સ્વપ્નની જ્યોત દીવેલહોણી
તારી નવી ઓઢણીએ અદેખી
સંતાણી કૈં આંખડીઓ અજાણી.
વેળુ ઉપાડી લઈ જાય વારિ,

પરંતુ તું તો રસિકા-રસાંગના
તારો શકે પાલવ કોણ તાણી?
કવિત્વની વિશ્વવિલોલ વાણી!

માણી શકે કોણ મધુર વેદના?
તને નિશાદર્શનને અજંપે
ન્હોતી ગમી કિરણવેલ કુંણી:
વિભાવરીનાં વચને હળેલી
આંખો હંમેશાં વહતી ઉષાને.

તને નં'તું છત્ર, અછત્ર જેવી
તું અન્યનું છત્ર બની'તી એકલી
ને વીર્યવન્તા પગલાંની પાંખે
ઊડી રહી'તી અણદીઠ પંથમાં.
ઘડાપરે કોમલ હાથ ટેકવી

બેઠી હતી અંતરશૂન્ય અંગના
પાણીતણા જબ્બર લોઢ સામે
એને હતી પાર થવાની ઝંખના.
રાત્રિ, નદીતીર, ઉતાવળી ગતિ
પાણી અને ઉરની એક સાથે

કહી શકે શેં વગડાઉ વાણી
એ બેઉમાં આગળ કોણ આવશે?
"અમે, અમે!" મોહક ને ગુલાબી
કાને પડ્યાં ચાંદુડિયાં તરંગનાં:
કાચે ઘડુલે નિજ અંગ ગોઠવી
પંથે પડી દીપસુધા, પતંગના.
દળી દળી અંગ વસુન્ધરાનાં

કાચે ઘડે કેમ જ પાર પ્હોંચશે
કાયાતણી આ મનવાર તારી?

તું થોભ, જો ઘુમ્મરીઓની ઘેલછા
નિમંત્રતી કાળની નેત્રવાણી
ઉતાવળી અંતરની ગતિને
પિછાનશે કેમ અતાગ પાણી?
નિહાળીને પથ્થરને તણાતાં
થંભી ગયેલી મહિષીની મેદની:
પરંતુ થંભે પગ કેમ જેના
કાને પડેલો મૃદુવેદનાધ્વનિ!
ઓ સિંધુ, તે સુંદરીઓ ભલેને
હશે શમાવી ઉરમાં અનેક
તને ય તે અંતરમાં શમાવવા
સર્જાઇ છે આંહી ગૃહિણી એક.
વીંટાઇ તારા જલઉત્તરીયમાં
કોઇ વિજાણંદની સિંધુરોણી
ખેંચી રહી પંથ અપંથમાં જો,
તારી નિરંકુશ સલીલશ્રેણી.
ઘડો વછૂટયો વછૂટેલ જીંદગી
આયુષ્યની કોમલ આંગળી મૂકી:
થંભી ગઇ તું કયમ થાક ખાવા?
કે કાળની જીભથી કોમલાંગી
તણાં, ઊભી અંગ બધાં ગળી જવાં?
ના, થોભજે તું લગીરે વિચારવા,

અંખીરહી જો વિરહિણી ભેટવા.
સૂની પડી કોકિલની સિતારીઓ,
સુતા શિલા પથ્થર કેમ જાગશે?

લપાઇને એક બીજાની હૂંફે
પડી હતી ચેતનહીણ ડાળીઓ
અજંપ મ્હેરામણુને ઉરેઉરે
પડ્યા ઋજુકોમલ ઘાવ મ્હોાળતી
નથી રૂઆયા હુજી સાદ દૈને
શોધેછ એ નિત્યનવીન સોબતી.
થાકેલ અંગે રણુ ખંદવાની
વેળા નથી, હામ નથી ન સ્પંદનો;
ચાલી ગયેલી સ્મૃતિઓની ભીની
પાની રહુ આજ નિહાળી હું તો.
હું સિંધુના અંતરને ઉંડાણે
શોધી રહ્યો છું કંઇ મોતી મોંઘાં.

ઇન્દુલાલ ગાંધી

---

## કમળ અને તરંગ

પૃથ્વી

સહસ્રદલ પદ્મ કો સર મહીં ખીલ્યું-વાત એ
તરંગદલમાં ગઇ પ્રસરી-ને મહાવેગથી
હુરીફ અસવાર જેમ મદમત્ત અન્યોન્યની
નિહાળી ગતિ દ્વેષથી વિષમ મૃત્યુ-ફાળે ધસે
તરંગ લખ કોટિ તેમ ઉછળી અસૂયા વડે
ઉડ્યા ખળભળી અને સતત ભાંડી અન્યાન્યને

રહ્યા અફળ કૂદી ત્યાં અમર પામવા પદ્મને !
મૂછી શરમથી રહી અધમ ભાળી એ સ્વાર્થને
વિનમ્ર મૃદ વીચિ કો-નયન ઢાળી લજ્જા થકી
ક્ષમા સરની માગતાં કિચડ-પાય જ્યાં ઝૂકી તે-
સરે મૃદુ કરે ઉઠાડી ધરી તેહને પદ્મને
પ્રફુલ્લ ઉર, ને તરંગ શ્રવણે પડયા બોલ કે-
ઉતારવું જ હોય સ્વર્ગ અમૃતે ભર્યું ભૂપરે
ઉલેચી મળ પૃથ્વીના વિષ અનેક પીવાં પડે.

સ્નેહરશ્મિ

---

## પંગુ જેવા

" જો જો ! સદા યે ડગ દૃષ્ટિપૂતમ્
સંસારને મારગ માંડવાનું"
આ બોધના શબ્દ અનેક વેળા,
આજ્ઞાતણા મર્મથકી ભરેલા,
કાને પડયા, જીવનમાં જડાયા.
અને અમે આજ તમે રચેલી
આ લોમકેરે, પટ પંગુ જેવા
પડી રહ્યા, ના ડગ એક આગે.
વિશાળ છે વિશ્વ, અનેક તત્ત્વો
તેમાં ભર્યાં; એ સહુ સાંભળીને
આગે જવા ચિત્ત કદીક ઝંખતું,
ને પાયને ઊપડવા પ્રબોધતું.
પરંતુ નિશ્ચેષ્ટ પડી રહેલા
એ પાયમાં ચેતન ના જરી સ્ફુરે.

बाबूरायण

# અપહ્નુતિકાવ્ય

ડોલરરાય ર. માંકડ

'શેષનાં કાવ્યો'માં 'થાકયા આવડું બેરીથી ?' નામે એક કાવ્ય છે. ટિપ્પણમાં રા. પાઠકે નોંધ્યું છે કે "સંસ્કૃતમાં જેને છેકાપહ્નુતિ કહે છે તે અલંકારની પદ્ધતિનું આ કાવ્ય છે."[1]

આવી જાતનાં બેપાંચ કાવ્યો હમણાં હમણાં ગુજરાતીમાં લખાયાં છે. આ જાતનું લાગે તેવું એક કાવ્ય કવિ નથુરામ સુંદરજીનું લખેલું જાણીતું છે.[2] પણ એમાં તો એકેક મુક્તકમાં જ આ અલંકાર સમાયો છે. એવા મુક્તકોની વાત અહીં નથી કરવી. પણ કોઈક લંબાણનાં કાવ્યમાં આવી ચમત્કૃતિ કવિએ વાપરી હોય તેની વાત અહીં કરવી છે.

સંસ્કૃત આલંકારિકોમાંથી મમ્મટ અપહ્નુતિની વ્યાખ્યા આમ આપે છે:

प्रकृतं यन्निषिध्यान्यत्साध्यते सा त्वपह्नुतिः ।

મમ્મટના વખત સુધીના આલંકારિકોની અપહ્નુતિની વ્યાખ્યામાં પ્રકૃતનો અપહ્નવ થવો જોઈએ એ એક જ લક્ષણ હતું. મમ્મટે

---

૧. રા. રામનારાયણ પાઠક પોતાનાં 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો'માં (પૃ. ૬૫) આ બાબતનો ઇશારો કરે છે. "શ્લેષની સાથે સંબંધ ધરાવનારો એક કવિતાપ્રકાર સંસ્કૃતમાં છે. અલંકારની પરિભાષામાં તેને છેકાપહ્નુતિ કહે છે." પણ સંસ્કૃતમાં તો છેકાપહ્નુતિનું સ્થાન અલંકારપૂરતું જ છે, કવિતાપ્રકાર તરીકે એનો સ્વીકાર સંસ્કૃત અલંકારશાસ્ત્રમાં થયો નથી. ઉપર જે વાત ચર્ચી છે તેમાં આવનાં દૃષ્ટાન્તોને જ આ જાતનો કવિતાપ્રકાર કહેવાય.

૨. 'કાવ્યમાધુર્ય'ની પ્રસ્તાવનાને અન્તે.

જોઇએ અને પછી પ્રકૃતનો નિષેધ અને અપ્રકૃતની[5] સ્થાપના થવી જોઇએ.

આટલી ચર્ચા ઉપરથી આપણે એટલું તો સ્વીકારશું જ કે શંકાત્મક પ્રશ્ન પૂર્વક કે પ્રશ્ન સિવાય જ જ્યાં પ્રકૃતનો નિષેધ અને અપ્રકૃતની સ્થાપના થાય ત્યાં આ જાતનું અલંકારચમત્કારિત્વ આવે છે. આવો ચમત્કાર જ્યારે ઠીક ઠીક લંબાઇનાં[6] કાવ્યમાં આવે ત્યારે એને આપણે અપહ્નુતિકાવ્યનુ નામ આપી શકીએ.

એનાં ખાસ વિશિષ્ટ લક્ષણો નીચે મુજબ જણાય છે. (૧) કાવ્યના મુખ્ય ભાગમાં વિષયનું એવું વર્ણન હોવું જોઇએ કે તે વિવક્ષિત વિષયને તેમજ અમુક એક અવિવક્ષિત વિષયને-બન્નેને સરખી રીતે લાગુ પડે. (એટલે એ બન્ને વચ્ચે ઉપમાનોપમેયભાવ

---

૫ સંસ્કૃત અલંકારમાં અને આપણાં અપહ્નુતિકાવ્યમાં થોડોક ભેદ દેખાય છે. દા. ત. ઉપર આપેલ છેકાપહ્નુતિના દાખલામાં 'કાન્ત' વિવક્ષિત છે છતાં તેને નકારીને નૂપુર જે અવિવક્ષિત છે તેનું સ્થાપન છે. રા. પાઠકનાં કાવ્યમાં એમ નહીં કહી શકાય. એમાં 'વંડેલી વૈરી વિવક્ષિત લાગતીજ નથી, સ્મૃતિજ વિવક્ષિત લાગે છે. પણ આ કાવ્યમાં તેમજ કુ. ઊર્મિલા દવેનાં કાવ્યમાં કવિને વિવક્ષિત શું છે તેના વિશે મતભેદ કદાચ રહે, પણ રા. રાજશેખરનાં 'મારી ચંપીને' નાં કાવ્યમાં તો 'દયિતા' અવિવક્ષિત અને 'બિલાડી' જ વિવક્ષિત છે. છતાં વિવક્ષિત કે અવિવક્ષિત એ બન્નેમાંથી એકનો નિષેધ અને બીજાની સ્થાપનાથી આ અલંકાર થાય એવો સંપ્રદાય સંસ્કૃતમાં પણ જણાય છે.

૬. મુક્તકોનાં સૌન્દર્યમાં અને આવાં ઠીક ઠીક લંબાઇના કાવ્યનાં સૌન્દર્યમાં પણ થોડો ફેર પડવાનો સમ્ભવ છે. પંદર વીશ કે વધારે ચરણોનાં કાવ્યમાં કાવને કોઇક ભાવ કે રસને વિકસાવવાનો પણ અવકાશ મળે છે. (અલબત્ત એમ તો નહીંજ કે મુક્તકમાં રસનિષ્પત્તિ નથી થતી.) અને તે તે અનુભાવ કે વ્યભિચારી બે જૂદા જૂદા વિષયોને લાગુ પડે છે એમ જણાતાં ભાવ કે રસનિષ્પત્તિના આનન્દમાં પણ એક જાતનું ચમત્કારવૈલક્ષણ્ય ઉમેરાય છે.

અવિવક્ષિતમાંથી અનુદાત્ત વિવક્ષિતમાં અન્ત આવ્યો છે. (૨) પ્રકારનું ઉદાહરણ રા. પાઠકનું "થાકયા આવડું બૈરીથી?" નામે કાવ્ય છે. તેમાં પ્રશ્નપૂર્વક સ્ફોટ થાય છે અને વડેલી બૈરી જેવો અનુદાત્ત વિષય અન્ને સ્મૃતિ જેવા ઉદાત્ત વિષયમાં પરિણમે છે. (૩) પ્રકારનું ઉદાહરણ માધુરીના ગયા અંકમાં (વ.૨.અં. ૨) છપાયેલ કુ. ઊર્મિલા દવેનું "વળી આજે આવ્યા?" નામે કાવ્ય છે. તેમાં પણ પ્રશ્નપૂર્વક સ્ફોટ થાય છે અને સમાનમાંથી સમાનમાં અન્ત આવે છે, કેમકે પજવતા મિત્રોનું વર્ણન પજવતા સન્દેહોમાં પરિણમે છે.

રા. સુન્દરમ્‌નાં કાવ્યમંગલામાં 'ભાંગેલી ઘડિયાળને' નામે એક કાવ્ય છે. તે કાવ્યનાં ૩૨માં ચરણ સુધી જ વાંચીએ તો લગભગ આ કાવ્યપ્રકારનું એ ઉદાહરણ લાગે એવું છે. પણ એ આ કાવ્યપ્રકારનું ઉદાહરણ છે નહીં જો એવું શીર્ષક 'ભાંગેલી ઘડિયાળને' ને (જે વ્યંગ્યને પહેલેથી જ વાચ્ય બનાવી દે છે તેને) બદલે બીજું કંઈક હોત અને એમાં એક બે જગ્યાએ આવતા 'કાંટા', 'ટિકરવ' જેવા વાચક શબ્દોને બદલે સૂચક શબ્દો વપરાયા હોત તો એ કાવ્ય, એનાં ૩૨ માં ચરણ સુધી તો અપહ્નુતિકાવ્યનો દૃષ્ટાન્ત ગણી શકાત.

આવાં કાવ્યની રમણીયતા કયા તત્ત્વમાં રહેલી છે ભલા? રા. પાઠકનું જ ઉપર નોંધ્યું કાવ્ય લઈએ. એમાં લગભગ છેવટે સુધી વાંચતાં, આખું વર્ણન વડેલી બૈરીનું જ છે એમ વાંચનાર સમજી લે છે, પણ અન્તે કવિ એનો એ ભ્રમ ટાળીને કહે છે કે એ તો પોતાની સ્મૃતિનું વર્ણન છે. ત્યારે વાંચનારનાં માનસને આનન્દકૌતૂહલનો એક આંચકો લાગે છે અને એ પોતાનાં મનમાં જ બોલી ઊઠે છે, 'એમ? આ કાવ્ય સ્મૃતિને પણ લાગુ પડે છે શું? ત્યારે તો ફરીને વાંચીએ.' અને ફરીથી વાંચતાં એનું એ વર્ણન સ્મૃતિને પણ લાગુ પડે છે એમ જાણીને એને આનંદ થાય છે.

અલબત્ત આવા કાવ્યપ્રકારને ઉત્તમ કાવ્યની ગણત્રીમાં તો મૂકી ન શકાય, પરંતુ જેને આપણે સભારંજની શૈલી કહીએ છીએ

તેવી શૈલીવાળાં કાવ્યોમાં આ કાવ્યપ્રકાર સવિશેષ ચમત્કારયુક્ત જણાશે. અન્તે તો એમાં વાચ્યાલંકારનું જ પ્રાધાન્ય[૯] રહે છે તેથી એ બુદ્ધિને અથવા કલ્પનાને આનન્દ આપી શકે, હૃદયને એથી આનન્દ મળતો નથી. અને પ્રતિભા-યુક્ત કવિને હાથે આ કાવ્યપ્રકારમાં પણ (ખાસ કરીને એના મુખ્ય ભાગમાં) હૃદયને આનન્દ મળે એવું નિબન્ધન થાય તો ત્યાં પણ અન્તે તો એ તત્ત્વ ગૌણ જ રહેવાનું. છતાં આવાં કાવ્યો માત્ર શબ્દ ચિત્ર જેવાં અધમ તો નથી જ, મધ્યમ કોટિનાં જ એ ગણાય, કેમકે વ્યંગ્ય એમાં, એક રીતે, ગુણીભૂત છે.

કલ્પનાજન્ય કે બુદ્ધિચાતુર્યજન્ય આનન્દ મેળવવા માટે આ કાવ્યપ્રકારનો ઉપયોગ સારી રીતે થઇ શકે એમ લાગે છે. કવિ-સભાઓમાં આ કાવ્યપ્રકાર લોકપ્રિય બનવાનો સમ્ભવ છે.

---

૮. આવાં અપહ્નુતિકાવ્યમાં ધ્વનિનું તત્ત્વ પણ અમુક પ્રમાણમાં દેખાય છે. આખું કાવ્ય વાચીએ ત્યાં સુધી વાચ્યાર્થમાં જ આપણે માનીએ છીએ, પણ છેલ્લે આપેલી ચાવી ઉપરથી વ્યંગ્યાર્થનાં બારણાં ઉઘડતાં એ બીજો ખંડ પણ આપણને જોવા મળે છે. અપહ્નુતિમાં ધ્વનિનું તત્ત્વ છે એમ ધ્વન્યાલોકના બીજા ઉદ્દ્યોતમાં આવેલી ચર્ચા ઉપરથી સ્પષ્ટ છે. ત્યાં ધ્વન્યાલોકકાર કહે છે કે અપહ્નુતિમાં ગુણીભૂતવ્યંગ્ય છે, ધ્વનિ નહીં. આમ આ ગુણીભૂત વ્યંગ્યનાં તત્ત્વની ઉપર તેમજ વાચ્યચિત્રની ઉપર આ અલંકારનું બધું ચમત્કારિત્વ અવલમ્બે છે. આપણાં અપહ્નુતિકાવ્યમાં પ્રશ્નથી કે સ્પષ્ટ કથનથી સ્ફોટ થતાં આ ગુણીભૂતતત્ત્વ પણ વાચ્ય બની જાય છે એમ તાત્ત્વિક દ્રષ્ટિએ કહી શકાય, પણ ચમત્કૃતિ તો એ વાચ્ય બની જતા ગુણીભૂત વ્યંગ્યનાં અનુરણનથી જ ઉદ્ભવે છે.

# સ્નેહ–સંભ્રમ

ધનસુખલાલ કૃ. મહેતા

નર્મદ શતાબ્દીની ઉજવણીની વાતો ચાલતી હતી તે વેળા એટલે કે ૧૯૩૨ ની સાલમાં મુનશીજી જોડે અમારે વાતો થયેલી અને એમાં એમ નક્કી થયેલું કે એ ઉજવણી વખતે, બીજા કાર્યક્રમ સાથે 'સ્નેહ-સંભ્રમ' પણ ભજવવું. એ વખતે મુનશીજી જેલમાં જવાની ઉતાવળમાં હતા એટલે થોડા કાળમાં ઘણી વાતો એમને કરી લેવાની હતી. છતાં પણ વખત કાઢીને એમણે આ બાબતમાં અમારી સાથે લંબાણથી વાત કરેલી અને તે દરમ્યાન એમણે અમુક વ્યક્તિનો નિર્દેશ કરીને એમ પણ કહેલું કે જરૂર પડશે તો તે તમને મદદ કરશે મુનશીજીની ઇચ્છા જલદીથી પૂર્ણ થઇ અને એ જેલમાં ગયા અમારી મંડળીમાંના એકને સુરત જવાનું થયું, અને જે વ્યક્તિઓ અમને મદદ કરશે એમ અમને મુનશીજી તરફથી કહેવામાં આવ્યું હતું તે વ્યક્તિઓ તરફથી અમને કંઇક મળ્યું ખરૂં, પણ તેને મદદ કોઇ રીતે કહી શકાય નહિ. મદદ કોઇ હોય તો નાટક ભજવવાનું જેમ બને તેમ મુશ્કેલ થાય એવું કરવામાં એમની મદદ મળી, આ ઉપરાંત, એક ભ્રમ પ્રચારમાં મુકાયોઃ 'સ્નેહ સંભ્રમ' માં રંગભૂમિને અનુકૂળ તત્ત્વ નથી" જાણીતા ફ્રેંચ માનસશાસ્ત્રી કુએના સિદ્ધાન્ત અનુસાર એ ભ્રમ ઘણાંએએ ઝીલ્યો અને આખરે મનુષ્યો એમ માનતાં થયાં કે સ્નેહ સંભ્રમ તખ્તા લાયક નથી એટલુંજ નહિ. એ અશિષ્ટ–Vulgar પણ છે. અલબત્ત, આવી બાબતોમાં બને છે તેમ આમ માનનારાઓમાંથી એંશી ટકાએ એ નાટક વાંચ્યુંજ નહતું. બાકીના વીસ ટકાએ એ પોતાનો ભ્રમ દૃઢ કરવાના ઇરાદાથીજ વાંચેલું. પરિણામે એ નાટક તે વેળા ભજવવાનો વિચાર અમારે માંડી વાળવો પડ્યો.

ઉપર જણાવેલ ભ્રમ સાથે એક બીજો મત પણ અમુક વર્ગ તરફથી પ્રસિદ્ધિમાં મુકવામાં આવ્યો, " મુનશીમાં Dramatic Sense રંગભૂમિને અનુરૂપ દ્રષ્ટિ " નથી. આ મત અત્યારે પણ મુનશીના નાટકો સંભાળથી વાંચ્યા વગર અનેક માણસો ઉચ્ચારે છે. ટુંકાણમાં કહીએ તો ' સ્ટેઇજેબીલીટી ' અને ' ડ્રેમેટીક સેન્સ ' એ બે શબ્દોના અર્થને બદલે અનર્થ ઘણીવાર કરવામાં આવે છે. 'જયા-જયન્ત' જેવું નાટક જેમાં ' સ્ટેઇજેબીલીટી ' ઘણી ઓછી છે એમ કહેવામાં આવતું હતું તે પણ સફળતાપૂર્વક ભજવી શકાયું તો પછી એ શબ્દના ઓઠાં હેઠળ મુનશીના નાટકો તપાસ કરવાં એ માત્ર હાસ્યાસ્પદજ ગણાય. અને, અમુક નાટકમાં 'સ્ટેઇજેબીલીટી' ન હોય કે ઓછી હોય તો તે લાવવાનુ કામ દિગ્દર્શકનું છે.

સત્ય હકીકત એ છે કે જો અચેતન નટ-નટીઓને માટે ભજવવાનાં નાટકોનોજ વિચાર કરીએ તો ગુજરાતમાં મુનશીજીના અમુક નાટકોની બરાબરી કરી શકે તેવાં બીજાં નાટકો આજે દેખાતાં નથી. મુનશીજીનામાં જેટલી ' ડ્રેમેટિક સેન્સ ' છે તેટલી અન્ય કોઇ ગુજરાતી નાટ્યકારમાં નથી. ખરું પૂછો તો એમની નવલકથાઓમાં પણ નાટકનું તત્ત્વ પ્રધાન પણે રહેલું છે. પાત્રાલેખન ને સંવાદની ખુબી તેમજ ઉચ્ચ કોટિનું વસ્તુ વિધાન જેમ એમનાં નાટકનાં તેમજ એમની નવલકથાનાં પણ વિશિષ્ટ લક્ષણો છે.

આશરે ૭ વર્ષ પછી ૧૯૩૮ ના ઓકટોબર તા. ૨ જીએ ગોવર્ધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજના વિદ્યાર્થીઓ-વિદ્યાર્થીનીઓએ અમારી સૂચના અનુસાર રોયલ ઓપેરા હાઉસમાં સ્નેહસંભ્રમ ભજવ્યું. દિગ્દર્શકો તરીકે ધનસુખલાલ મહેતા, ભાનુશંકર વ્યાસ અને અનંત વીણુ હતા. ૧૯૩૯ ના માર્ચની ૨૯ મી તારીખે રોયલ ઓપેરા હાઉસમાં ધનસુખલાલ મહેતા અને મિત્રમંડળે એજ નાટક ભજવ્યું-તેમાં દિગ્દર્શક ચંદ્રવદન મહેતા હતા. મેડીકોઝ તરફથી ભજવાયેલ નાટકમાં ધનકોર તરીકે મનોરમા હઝરત અને વસુંધરા તરીકે મંજરી પંડયાએ કામ કર્યું હતું જ્યારે બીજા નાટકમાં ધનકોર તરીકે મનોરમા

હઝરતેજ કામ કર્યું હતું પણ વસુંધરાનું પાત્ર મૃણાલિની હઝરતે લીધું હતું. પહેલો પ્રયોગ ભાવનામયતા (Idealism) ના દૃષ્ટિબિંદુથી રજૂ કરવાનો દિગ્દર્શકોએ યત્ન કર્યો હતો જ્યારે બીજા પ્રયોગોને વાસ્તવિક Realism બનાવવાનો આશય હતો એટલે એ ઉભય પ્રયોગોની તુલના કરવાના પ્રયાસ નકામા છે. બંને પ્રયોગો સફળ થયા એ હકીકતે એ નાટકના વિરોધી વિવેચકોના વાંધાનો સચોટ જવાબ આપી દીધો છે.

ખામી વગરનું વસ્તુવિધાન, આકર્ષક, તલસ્પર્શી અને ધારેલી અસર ઉત્પન્ન કરી શકે તેવા સંવાદ, નાટકની ક્રિયા સાથે સાથે રંગભૂમિ ઉપરજ થતો પાત્રોનો વિકાસ આવા ગુણો જેમાં હોય તેજ નાટક ઉચ્ચ કોટિનું કહી શકાય. આ કસોટીએ કસતાં ગુજરાતી સાહિત્યમાં માત્ર મુનશીજીના-અને તે પણ એમનાં ઉત્તમ-નાટકોજ પાસ થઈ શકે એમ છે એ કડવું સત્ય કબૂલ કરીએ તોજ મુનશીજીને નાટ્યકાર તરીકે થયેલો અન્યાય દુર કરી શકાય તેમ છે.

આ પ્રખર લેખકે ઘણાં નાટકો લખ્યાં છે. પ્રહસનથી માંડી કરુણાન્ત સુધીનાં જુદા જુદા પ્રકારનાં નાટકો ઓછીવધતી સફળતાથી એમણે આલેખ્યાં છે.

એમણે જે સુખાન્ત નાટકો લખ્યાં છે તેમાંનાં ઘણાંખરાં ઘણી વાર રંગભૂમિ પર ભજવાઈ ચૂક્યાં છે, અને ખાસ કરીને તેમાંના હાસ્ય રસને લીધે પ્રેક્ષકોને આકર્ષક પણ નિવડ્યાં છે. પાત્ર ને પ્રસંગ બન્નેને મુનશીજી હાસ્યના આલંબન બનાવી શકે છે. પણ એમના વિનોદરસિક નાટકો પણ બે પ્રકારનાં છે, 'વાવા શેઠનું સ્વાતંત્ર્ય' ને 'બે ખરાબ જણ' એ 'ફાર્સ' પ્રહસનના વર્ગના નાટકો છે, અને 'કાકાની શશી' તથા 'સ્નેહસંભ્રમ' સુખાન્ત-Comedy-ના પ્રકારનાં નાટકો છે. પ્રહસનનાં પાત્રો વિચિત્રતાથી ભરેલાં હોય છે. પ્રસંગો પણ અણધાર્યા અકસ્માત જેવા આવે છે ને વસ્તુગુંથણી પણ પ્રમાણમાં શિથિલ હોય છે. પરંતુ બીજા પ્રકારના નાટકોમાં વસ્તુગુંથણી, પ્રસંગાલેખન તથા પાત્ર નિરૂપણ પરત્વે વધારે ધ્યાન

આપવું પડે છે. આ પ્રકારના મુનશીજીના નાટકોમાં 'સ્નેહસંભ્રમ' સહેલાઇથી પ્રથમ સ્થાન લઇ શકે છે. એનો નાયક સંસ્કૃત નાટકોના ધીરલલિત નાયક જેવો છે. ને નાયિકા સંસ્કૃત નાટકોમાં ન ચાલી શકે એવી પરકીયા છે. સદ્‌ભાગ્યે પરકીયા તરફના પ્રેમને હવે કોઇ રસાભાસ ગણતું નથી એટલે આ નાટકનો શૃંગારરસ-છે એટલો પણ-રસાભાસ નથી. નાટકનો પ્રધાન રસ હાસ્ય છે પણ એ હાસ્ય રસ મનુષ્યના સ્વભાવમાં રહેલી નબળાઇનું કરુણ ભાન કરાવે એવો છે.

નાટકની પાત્રદૃષ્ટિ જીવંત લાગે એવી છે. કેટલાક અમુક વર્ગના પ્રતિનિધિ હોય તેવાં પાત્રો છે તો કેટલાંક પોતાના વિશિષ્ટ વ્યકિતત્વવાળાં પાત્રો પણ છે અને દરેક પાત્ર પોતાના સ્વ-ભાવ ધર્મને અનુસરે છે. મુનશીજીએ ભિન્નભિન્ન સ્વભાવનાં માનવીઓને જાણે એકસ્થળે ભેગાં કર્યાં હોય એમ, નાટક જોતાં કેટલીક વાર લાગે છે.

કોઇ પણ નાટકની સફળતાનો આધાર મુખ્યત્વે એમાં આલેખાયેલાં પાત્રો પર છે. એ પાત્રો સદ્‌ગુણ દુર્ગુણના પૂતળાં જેવાં, કે કોઇ વિચારના મૂર્ત રૂપ જેવાં હવાઇ હોય તો આખું નાટક, રંગભૂમિની દૃષ્ટિએ તો, મારું જાય છે. તેમજ પાત્રોમાં વૈવિધ્ય ન હોય તો પણ એકજ જાતની પાત્રસૃષ્ટિ નિહાળી કોઇ પણ રસિક પ્રેક્ષકને કંટાળો આવ્યા વિના રહે નહિ.

મુનશીજીનાં પાત્રો હંમેશ પ્રાણવાન ને વૈવિધ્યવાળાં હોય છે. નવલકથા તેમજ નાટકમાં એમને મળેલી અપૂર્વ સફળતાનું એક કારણ એમની પાત્રાલેખનની કુશળતા છે.

તેમના 'સ્નેહસંભ્રમ'માં કુલ્લે, પટાવાળા, આયા, માટી, સેક્રેટરી, જયંતીલાલ વગેરે પાત્રો બાદ કરીએ તો માત્ર નવ પાત્રો છે. તેમાં છબીલદાસ સોલીસીટર, વિદ્યાર્થિની મોહિની અને વિદ્યાર્થી સુમન એ ત્રણ સૌથી ઓછાં મહત્વનાં પાત્ર છે અને એ ત્રણે અમુક વર્ગના પ્રતિનિધિરૂપ છે-વિશિષ્ટ વ્યકિતત્વવાળાં પાત્રો નથી. છબીલદાસ ફક્કડ, બિનજવાબદાર જુવાન સોલીસીટર છે અને જુવાનીના આનંદમાં

નીતિ-અનીતિની મર્યાદાના બંધનો એને ખાસ નડતાં નથી. મોહિની ત્રિભુવન કાકાની લાડકી છોકરી આધુનિક જમાનાના લક્ષણો અંકિત કોલેજીયન છે. બટકબોલી, બોલકી, ગુમાની છતાં સંસ્કારી છોકરીમાં કોઈ પણ અવગુણ નથી તેની જોડે પરણનાર સુમન બીજાં મનુષ્યના દબાણમાં રહેવા સરજાયેલ અને છોકરીઓના ચોપડાં ઉંચકી પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેઠેલ જુવાન કોલેજીયન છે. આ ત્રણે પાત્રો નાટકના મૂળ વસ્તુને બનાવવા માટે મૂકવાં હોય એમ લાગે છે. છતાં એમનો રંગભૂમિ ઉપર વધુ વિકાસ કરી શકાત અને તેમ કરવાની જરૂર પણ જણાય છે. જો કે કેટલાક માણસો મોહિનીને સામાન્ય પતંગિયાં જેવી યુવતી લેખે છે એ ખોટું છે.

આ ત્રણ પાત્રોથી વધુ મહત્ત્વનાં અને પ્રોફેસરના જીવન પર સારા પ્રમાણમાં અસર કરનાર બીજાં ત્રણ પાત્રો ધનકોર, ત્રિભોવન કાકા અને જસકોર કાકી છે. આ પાત્રોના ખીલવટ જો કે પહેલી ત્રિપુટી કરતાં વધારે પ્રમાણમાં કરવામાં આવી છે છતાં એમનો વિકાસ રંગભૂમિ ઉપર નાટકની ક્રિયા દરમ્યાન થતો નથી અને એટલે અંશે એઓ પણ વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવનારાં પાત્રો કરતાં અમુક વર્ગના પ્રતિનિધિરૂપ પાત્રના વર્ગમાં વધારે આવી શકે.

ધનકોર ઉગ્ર સ્વભાવની છતાં સ્નેહાળ પત્ની છે. એની છભ અને પતિનો પોતે જાણે એનો ઇજારો રાખ્યો હોય એવા એના વિચારોને લીધે આ સ્નેહ ઘણા પારખી શકે નહિ એ સ્વાભાવિક છે; અને એથીજ મોહિની એને કહે છે કે "ધનકોર બહેન, તમારૂં ચાલે તો પ્રોફેસરને તમે કંકુની દાબડીમાંજ પુરી રાખો" પરંતુ એમ પુરી રાખવાની ઇચ્છામાં ક્રૂરતા નથી. પતિને કોઇપણ પ્રકારે નુકશાન ન થાય એજ એનો આશય છે. પણ આવી રીતે પુરનાર માણસ પોતાને પુરનારનો શુભ આશય ન સમજે અને એને તો માણસ એક આરાય બંધનજ લાગે-અસહ્ય બંધન લાગે એ પણ સમજી શકાય તેમ છે. ખરી ધનકોરનો પતિ પ્રત્યેનો પ્રેમ-એની સમજણ મુજબ-તો ડગલે પગલે એના વાક્યોમાંથી જણાઈ આવે છે. આરંભમાંજ, ડાક્તર

ધનકોરનો હાથ એ ચંપા એને પોતાને ત્યાં બોલાવે છે. હમેશની માંદી, માંદગીમાંજ એક પ્રકારનો આનંદ માનનાર ધનકોર કાંગી થાય છે, ગમરાય છે એટલે પતિ સાથે જવા તૈયાર થાય છે. તરતજ પોતાનું કાંગળાપણું છોડીને ધનકોર કહે છે:

"ના, તમારે નથી આવવું. હું મોહિની જોડે જઈશ. રોજ ઉસ ઉસ જમો છો તે તબીયત બગડે છે." ને ઉપરાંત, વસુંધરા અને પ્રીતમલાલનો સંબંધ કલ્પિત છે એમ માનનાર અને એથી પ્રીતમલાલને ડગલે અને પગલે મહેણાં મારનાર ધનકોર, જ્યારે વસુંધરા એને લડકાવીને સમશેર બહાદુર જેકે ચાલી જાય છે ત્યારે મહેણાં મારવાને બદલે, હેતથી ઉભરાતા અવાજે પ્રીતમલાલને કહે છે: "ને હું તો છું જને!"

ત્રિભુવન કાકા તદન જુદાજ પ્રકૃતિના છે. યેનકેન પ્રકારેણ પૈસા પ્રાપ્ત કરીને સમાજમાં શેઠના પદવી મેળવનાર કાકાજીએ અમુક પ્રકારની જીવનની ફિલસુફી પોતાને માટે ઘડી મૂકી છે, જીવનનો રસ ચખાય એટલો માણ્યો છે. દુનિયા છે તેવી ઓળખી લઇને તેઓ પોતાનુ કામ કર્યે જાય છે. તેમના ફીલસુફીના સિધ્ધાંતાનુસાર 'ખરી અગવડ નીતિભાન થવામાં નથી પણ ગણાવવામાં છે.' ચોરી કરવામાં એમને ખોટું જણાતું નથી પણ ચોરી કરતાં પકડાવું એ એમને મન ગધેડાઇની પરિસીમા છે મુંબઇ શહેરમાં બધુ બની શકે પણ ઉઘાડે છોગે કૈં થવું ન જોઇએ' એમ એ શ્રધ્ધાપૂર્વક માને છે અને 'પારકાની બૈરીની મૈત્રી કરવાની પણ રીત હોયને' એનો ઉપદેશ બહુ સ્વાસ્થ્યથી તે આપી શકે છે. આવાં માનસને પરિણામે કાકાજી કસણોમાં ચાંદીના ટમ્બલરમાં વ્હીસ્કી-સોડા આસાનીથી પીતા અને જીવન તેમજ સમાજ પ્રત્યેના આવાં વર્તનથી પોતાને મળેલી ફેસલને લઇને પોતાની ફિલસુફીમાં તેને અચળ શ્રધ્ધા બેસી ગઇ હતી આવા લગભગ રીઢા થઇ ગયેલ કાકાજીનુ હૈયું જો કે 'ઘડાઇ ઘડાઇને પત્થર જેવું થઇ ગયું હતું' છતાં એ હૈયાંના અમુક ભાગમાં અતિશય કોમળતા હતી. મોહિની, ધનકોર વગેરે પ્રતિ એમને

પ્રેમ હતો અને પ્રીતમલાલ માટે તો એમને અદ્દભુત સ્નેહભાવ હતો. જીંદગીની મોટી ખટપટોથી જેવું ફેલાવું પણ ફરકે નહિ એ કાકાજી ઘેર એચાર મહેમાન અચીંતા આવે તેમાં અને મોટા બંગલામાં એકલા સુવું પડે તેટલામાં નાના બાળક જેવે ગભરાઈ જતા એ પ્રસંગ પણ એમના હૈયાની કરૂણાઈમાં કચરા બતાવે છે. આવા વડીલો અત્યારના જમાનાને અનુસરતા ન હોઈ આપણા સમાજમાંથી એક પછી એક વિલુપ્ત થતા જાય છે.

વૃદ્ધ છતાં રસિક વિધવા જસકોર કાકી ત્રિભુવન કાકાની જોડી છે. વસુંધરા ખીજવાઈને એના ઉપર ભયંકર સ્વાર્થીપણાનો આરોપ મુકે છે પણ એ આપણને સાચો લાગતો નથી. પ્રીતમલાલનો એણે ખોટો ઉપયોગ કર્યો છે એ સાચું નથી. એ પ્રોફેસર જેવા અવ્યવહારી પોતાના સ્વપ્નોમાંજ રાચનાર અને છતાં જીવનમાં રહેલ આનંદ પોતાની આસપાસના બધાંજ માણે એવી તીવ્રેચ્છા ધરાવનાર માણસ પાસે આ રંગીલી, નાચમુજરાની શોખીન ડોસી શાં કામની આશા રાખે? એણે તો ઉલટું એ પ્રોફેસરને લાડ લડાવી ફટવી મુકયો છે એમ કાકાજી અને ધનકોર માને છે. અને એજ આપણને વધારે સાચું લાગે છે. સમશેર બહાદુર જોરાવરસિંહ પોતાને થયેલાં અપમાનથી રાતો પીળો થઈને પ્રીતમલાલ પાસે માફી મગાવવાનો આગ્રહ રાખે છે ત્યારે આ જસકોર કાકી પૂરેપૂરી તમીઝથી, અપૂર્વ અદાથી અને એક ક્ષુદ્ર જંતુને પગ આગળથી ખસેડી નાખતી હોય તેવી બેદરકારીથી બધાંની વચમાં ખડખડ હસીને જોરાવરને કહે છે: " અરે! આ તો પ્રેમાનો જોરુ! મેં ઓળખ્યો. આનો બાપ જામનગરમાં મારી શેરીમાં રહેતો હતો. અલ્યા જોરુ, તું કયાંથી? "

પોતાની પ્રતિભા અને પૈસાના પ્રતાપે આસપાસનાને ડારતી ભલભલા મરદોને પણ એકેક વાકયથી ચીત કરી દેતી આવી કાકીઓ પણ કાકાજી જોડે સમાજમાંથી અદૃશ્ય થતી જાય છે-લગભગ થઈ ગઈ છે એમ કહીએ તો પણ ચાલે.

આ પ્રમાણે મુખ્ય નવ પાત્રોમાંથી છ આવી ગયાં એટલે રહ્યાં ત્રણ અને તે સમશેર બહાદુર જોરાવરસિંહ, પ્રોફેસર પ્રીતમલાલ અને જોરાવરસિંહની પત્ની વસુંધરા. આપણા ગુજરાતી નાટકોમાં પાત્રોનો રંગભૂમિ ઉપર નાટકની ક્રિયા દરમ્યાન વિકાસ કવચિતજ થાય છે–જો કે નાટયવિધાનનું ઉચ્ચ સ્વરૂપ એ સ્થિતિ સહજ માગી લે છે. પણ આ ત્રણ પાત્રોનો વિકાસ મુનશીજીએ બહુ સુંદર રીતે તખતા ઉપરજ કરી બતાવ્યો છે. આ ત્રણે અમુક વર્ગના પ્રતીક નથી પણ સચોટ નોખુ વ્યક્તિત્વ ધરાવતા પાત્રો છે, એ પણ સ્નેહસંભ્રમની એક વિશિષ્ટતા છે.

સમશેર બહાદુર બડાઇખોર, માનનો ભૂખ્યો, છેક ગરીબાઇમાંથી શ્રીમંત થઇ પડેલ શેઠીઓ છે. ઉંડે ઉતરીને જોનારને ઘડીવાર એમ પણ થાય છે કે આ ત્રણે પાત્રોને મળતાં પાત્રો અંગ્રેજી નાટકોમાં પણ દૃષ્ટિગોચર થાય છે. એ ઇચ્છાથી જોનારને સમશેર બહાદુર અને અંગ્રેજી નાટયસાહિત્યમાં અવાર નવાર નજરે ચડતા Retired Colonel એ બેમાં સામ્ય લાગે. એ ગમે તે હો પણ એટલું તો લાગે છે કે આ ત્રિપુટીમા સમશેર બહાદુરનું પાત્ર કંઇક અંશે બીજાં બેની તુલનામાં ઓછું સફળ ચીતરાયું છે. એના ઘડતરમાં જોઇએ તેવી સાવધાનતા નથી રખાઇ. નાટયકારે એને પહેલાં તદ્દન બેવકુફ ચીતરવા માંડેલો પણ નાટક જેમ જેમ લખાતું ગયું તેમ તેમ એ પાત્રે બળવો ઉઠાવી પોતાનો વિકાસ જુદીજ રીતે સાધી લીધો, એમ પણ આપણને ઘડીભર લાગી જાય છે. પહેલાં અંકમાં તે તદ્દન બેવકુફ લાગે છે બીજા અંકમાં પણ એનામાં રહેલ ખંધાઇ, ચાતુર્ય વગેરે ખાસ જણાતાં નથી. ત્રીજા અંકમાં, જ્યારે તેના હાથમાંથી વસુંધરા સરી જતી હોય છે ત્યારે તે એકદમ સાવધાન બની જાય છે, બેવકુફાઇ બાજુએ મુકી ખડો થઇ જાય છે અને વસુંધરા વગરની પોતાની કેવળ અસહાય સ્થિતિ તેમજ પત્ની પ્રત્યે ભૂતકાળમાં બતાવેલ બેદરકારીનું પ્રાયશ્ચિત કરવા કટિબધ્ધ થતો હોય તેમ તેણે જતાવવા માંડેલું ઔદાર્ય તે અતિશય સીફતથી રજૂ કરે છે અને પરિણામે હાથમાંથી ગયેલી વસુંધરાને તે પાછી પ્રાપ્ત કરી પ્રોફેસરને હરાવે છે.

અલબત્ત, પત્નીની નાસી જવાની વાત તેને ત્રિભુવન કાકા તરફથી મળે છે એનો ઇસારો નાટકમાં છે તે ઉપરથી આપણે જો એમ કલ્પી લઇએ કે વસુંધરાને મનાવી લેવાની યુક્તિ પણ તેને કાકાજી તરફથીજ મળી તો એના ચારિત્રના નિરૂપણમાં રહેલ ક્ષતિ અમુક પ્રમાણમાં ઓછી કહી શકાય. જ્યાં સુધી વસુધરા પોતાની એક બાંદી છે એમ એ માનતો હતો ત્યાં સુધી એનું તેના પ્રત્યેનું વર્તન પણ ઘણુંજ ક્રૂર હતું. જરા જરા વારમાં, જાહેરમાં એ કહી નાખે છેઃ "વસુ, તુંજ મારી અધોગતિનું મૂળ છે," "તુંજ આ બધી પીડાનું મૂળ છે," "પ્રોફેસર, તમે મને ગમો છો, પણ આ મારી બૈરી–"

પણ એ બાંદી માથું ફેરવવા માંડે છે ત્યારે એ તરત ઢીલો થઇ જાય છે. તેના અવાજમાં ભીરૂતા આવી જાય છે. તે બોલે છેઃ "પણ આમ જરા જરામાં ગુસ્સે કેમ થાય છે?" અને એ બાંદી નાશી જવા તૈયાર થાય છે ત્યારે સમશેર બહાદુર પોતાનું આખું વર્તનજ ફેરવી નાખે છે તે કેવળ અસહાય, નિર્બળ બાલક જેવો બની જાય છે અને બોલે છેઃ "વસુ, હું તારા વગર કેમ જીવું?" "તું જશે એટલે હું તો સંદતર મરેલો...હું તો તદ્દન અપંગ, આંધળો, નિરાધાર, મારી વસુ!" આ બધાં વાક્યોમાં અમુક પ્રમાણમાં દાંભિકતા રહેલી છે એ ખરૂં, છતાં પણ આ પ્રકારની નિર્બળતા એના જેવાના ચારિત્રમાં અસંગત કે કૃત્રિમ નથી પણ સ્વાભાવિક છે એ ભૂલવું જોઇતું નથી

પ્રોફેસર પ્રીતમલાલના નિષ્કલંક ચારિત્રને માટે કોઇને શક હોવોજ ન જોઇએ. પણ એના માનસ સંબંધી જુદા જુદા મતને અવકાશ છે. એને અતિશય આનંદી, લગભગ મસ્તીખોર, નિર્દોષ Don Juan ગણાવી શકાય તેજ પ્રમાણે પોતાના સ્વપ્નથી રચાયેલ કોઇ જુદીજ સૃષ્ટિમાં વિહાર કરનાર, અન્યના જીવનમાં આનંદ, ચેનન અને સુવાસ પ્રસારવાના સતત યત્ન કરનાર Trimmer પણ લેખી શકાય. છતાં એ પોતાના સિધ્ધાંતોમાં મસ્ત છે. કોણ જાણે

વત્તંણુંકને વાત્સલ્ય ભાવે જોતાં, દુનિયાના ડહ્યા કાકાજી ત્રિભુવનદાસ એ બધાં સ્નેહીઓ આ તરંગી, અવ્યવહારૂ, ભાવનાશાળી, નિષ્કલંક પ્રોફેસરની આસપાસ વીંટળાઇ વળે છે અને એને પડેલા ઝખમ રૂઝાવવાના યત્ન કરે છે. આ સ્નેહ, પ્રેમ અને વાત્સલ્યના હુમલાથી ઢીલો થઇ જઇને પ્રીતમલાલ કહી દે છે:

"હું તો ગધેડો છું. મને માફ કરો."

આ ત્રિપુટીનું એક પાત્ર બાકી રહ્યું તે વસુંધરા-સ્નેહસંભ્રમની નાયિકા. આ પાત્ર કેરીતે નાટ્યકારે જૂના અને આધુનિક જમાનાની સંક્રાંતિકાળની યુવતીનું સચોટ ચિત્ર આલેખ્યું છે અને આ પાત્ર મુનશીજીના રચેલા બીજાં મશહૂર પાત્રોની સાથે સરસાઇથી ઉભું રહી શકે તેવું છે. આરંભમાં એટલું કહી દેવું ઠીક લાગે છે કે જે ઉપલકીયા વાંચકો વસુધરાને માત્ર એક પતંગવૃત્તિ વાળી આ- Gay Butterfly માનતા હોય અથવા તો Vamp of the silver screen ગણતા હોય તે આ પાત્રને સમજી શકયા નથી. ઉપર કહી ગયા તેમ વસુધરા બે જમાનાના સંક્રાંતિકાળની ઉત્પત્તિ છે. તેનામાં નીતિની ભાવના જુના જમાનાની છે છતાં જીવનમાં રહેલ આનંદ અને ઉલ્લાસ માણવાની તમન્ના આધુનિક યુવતી જે

એક ચિનગારી પડી રહીને સળગ્યા કરે છે. એનામાં શું નથી? રૂપ છે, બુદ્ધિચાપલ્ય છે, પુરૂષોને આકર્ષવાની કળા છે તે ઉપરાંત ઊર્મિભર્યું હૈયું છે. ઘરમાં એકલી ભૂત જેવી, જોરાવરના સ્વાર્થી સ્વભાવથી અકળાયેલી, એ પોતાનો અવતાર ગાળે છે અને પોતે એક બંદી તરીકે માલિકની મરજી રૂપી ગુલામીખતના કાયદા પ્રમાણે વર્તવા બંધાયેલી છે એમ વસુંધરા ધારે છે. જોરાવરસિંહ એને ફરી સંભળાવે છે કે 'હમ તો તું મારે છે' તેના જવાબમાં એનું કંપતું હૈયું એકરાર કરે છેઃ

"હા. મારૂં છું કારણ કે તે વગર મારાથી જીવાતું નથી. એક પણ પણ નિઃસ્વાર્થપણે મારો વિચાર કર્યો હોત, એક વાર પણ મારા પર શુધ્ધ સ્નેહ વર્ષાવ્યો હોત તો આ દાસત્વ હું ખુશીથી સ્વીકારત."

આવી મનોદશામાં પ્રીતમલાલ જેવો નિઃસ્વાર્થ અફલાતુની પ્રેમ કરનાર તેને મળે અને જોરાવરસિંહ સાથે તે પરણી ગઇ તે પહેલાંની તેમની Romantic Friendship નું પુનઃ સ્મરણ કરાવે એટલે પરિણામ બીજું શું થાય? છતાં પણ જો સમાજે એની પ્રોફેસરસાથેની અફલાતુની મૈત્રિ ખરૂં મૂલ્ય આંક્યું હોત અને એના અને પ્રોફેસર ઉપર વરસાવેલ આક્ષિપ્રદાનનાઝડીનવરસાવી હોતતો તેઓ ચાલ્યાં જવાનું પગલું ભરવાનો વિચાર સરખો પણ નહિ કરત. પણ સામાજને મન તો 'ખરી મજાહ નીતિમાન થવામાં નથી પણ ગણાવામાં છે.' સમાજે આ ઉભયની મૈત્રિને ગેરકાયદે ઠેરવી. હૃદયની વૃત્તિને જે સત્ય લાગે તે દંભરહીત, જાહેરમાંજ કરવું એવી માન્યતા સેવનાર પ્રીતમલાલે નાશી જવાનો માર્ગ સુચવ્યો. વર્ષોના વર્ષ પતિના સ્વાર્થની બાજી એક પ્યાદાં તરીકે ખેલી કરાળી ગયેલી, જાહેરમાં નિર્દોષ મૈત્રિ પણ ન થઇ શકે એવી સમાજની રૂઢીથી અકળાયેલી આ Highly strung pure woman આ માર્ગ સ્વીકારે છે.– પણ તે અલ્પ સમય માટેજ. જોરાવરસિંહે અનાવટી પરોણાની રૂબરૂમાં બતાવેલી ભીરુતા સમાજમાં છડેચોક ઉભયના સંબંધ વિશે થતી વાતો, ધનકારનો ખુલ્લો હુમલો વગેરેથી નિર્બળ થઇ ગયેલી વસુંધરા, જીવનમાં કોઇકજ વાર આટલા દ્દઢનિશ્ચયી

થઇ ગયેલ પ્રીતમલાલના મન અનેક હૈયાંના આવેશમાં દબાઇ ગયા પણ તે અમુક ઘડિકા સુધીજ.

જ્યાં સુધી વસુંધરા જેવી પત્ની માત્ર બાંદી તરીકેજ હુકમ ઉઠાવ્યા કરતી હતી ત્યાં સુધી જોરાવરસિંહને એની કિંમત નહતી પણ જે ક્ષણે તેણે જાણ્યું કે એ બાંદી મટીને સ્વતંત્ર થઇ છે અને પોતાનો ત્યાગ કરીને અન્ય પુરૂષ જોડે ચાલી જવાને તૈયાર થઇ છે તેજ ક્ષણે તેણે પોતાનું વર્તન બદલ્યું. તદ્દન લાચાર, નિરાધાર બની જઇને તે પત્નીને શરણે ગયો. સ્ત્રીહૃદય કૈયાં આવા હૂમલા સામે ભાગ્યેજ ટકી શકે છે. નિરાધાર, શરણે આવેલાંને સુખ ગમતું હોય તો પોતાનું સુખ જતું કરનારાં આ જગતમાં ઓછાં પણ છે તો ખરાંજ વસુંધરાનો પતિ પ્રત્યેનો તિરસ્કાર, ઘૃણા, કંટાળો એ સર્વ એની નિરાધાર સ્થિતિ જોઇને અદ્રશ્ય થઇ જાય છે. વર્ષોનો નિકટનો સહચાર, સદ્‌ગુણી સ્ત્રીમાં રહેલ નૈસર્ગિક માતૃત્વ અને પોતે સદ્‌ગુણી છે એ પ્રકારની Vanity એ બધાંને લઇને વસુંધરા, અલ્પ સમય દૃઢ નિશ્ચયી રહી આખરે પીગળે છે, પોતે ઘડીભર સેવેલ સુખદ છતાં લગભગ અશક્ય સ્વપ્નનો ત્યાગ કરે છે અને એ ત્યાગને લઇને થતાં દુઃખને દૂર કરવા, પોતાની રોલ્સમાં બેસવા જતાં જતાં ઉપહાસ, કટુતા અને કિસ્મત પાસેથી પોતાને થયેલા હારને હમૂની સેનાં બોલી ફેંકે છેઃ "હા ચલો, જોરાવરસિંહ રુઆબેદ્દાર અને સ્વેત કંઠીના વાળો બીજે ગામ કરીશું "

દેવાના ખૂણામાંથી શોધીને પુનઃ પુનઃ વાંચશે, વાંચીને તેનું હૈયું રોશે પણ સાથે સાથે *It is better to have loved and lost than not to have loved at all* ની ઉક્તિ અનુસાર સંતોષ માની લેશે એમ આપણે ધારી લઇએ.

વસુંધરા પ્રીતમલાલ સાથે ન જતાં જોરાવરસિંહ સાથેજ મુંબઇ છોડી ચાલી જાય છે. પ્રીતમલાલ, ધનકોર, કાકાજી, જસકોર કાકી, મોહિની વગેરે જોડે રહીને મત્ જીવનનું આ દિવ્ય પણ અલ્પજીવી સ્વપ્નને માણતો પોતાનું જીવનનું નિર્ગમે છે આ પ્રમાણે આ હાસ્ય પ્રધાન નાટક છે–કહી શકાય; પણ ખરું જોતાં એમાં આખાંય નાટકમાં કરુણ સૂક્ષ્મ રૂપે રહેલ છે, અણપૂરી આશાને તૂટેલા સ્વપ્નોની કારુણી એમાં ભરી છે.

આ નાટકમાં દિગ્દર્શકને પોતાની કળા બતાવવાને માટે ઘણો અવકાશ છે, કારણકે High idealistic plane ઉપરથી માંડીને Grim reality સુધી એને લઇ જઇ શકાય તેમ છે. પ્રકાશ–યોજનામાં પણ કાળજી- પૂર્વક અખતરા કરવાથી નાટકની સફળતા અને આકર્ષકતા વધે તેમ છે.

આટલું કહ્યા પછી એટલું પણ કહેવું જોઇએ કે અંક બીજાનો પ્રવેશ પહેલો—જેમાં છબીલદાસ તથા મોહિનીનો સંવાદ છે એમાં ક્રિયાનો કેવળ અભાવ છે એને લઇને આખાંય નાટકનો એ સૌથી મોળો ભાગ બને છે. એને જરા વધુ તેજદાર બનાવવાથી–એમાંથી સુમન જેવાં પાત્રને હાજર રાખવાથી નાટક વધુ આકર્ષક જરૂર થાય. એજ પ્રમાણે, એકાદ બીજો પ્રવેશ એમાં ઉમેરવામાં આવે તો નાટકની જોઇએ તેટલી લંબાઇ આવી રહે અને જોનારને ત્રીજા અંકમાં જે અમુક પ્રમાણમાં અસ્પષ્ટ ક્રિયા લાગે છે તે નહિ લાગે. સમશેર બહાદુરનું એ છેલ્લા અંકનું વસુંધરા પ્રત્યેનું વર્તન કાકાજીની શિખામણ ઉપરથીજ ઉપસ્થિત થયું હોય એ સ્વાભાવિક છે. તો કાકાજી અને સમશેર બહાદુરના સંવાદનો એકાદ પ્રવેશ યોજ્યો હોય તો જોનારાને ત્રીજો અંક જોતાં વધુ સહેલો પડે એટલુંજ નહિ પણ સમશેર બહાદુરનું ચારિત્ર વધુ સ્પષ્ટતાથી આંકી શકાયું હોત–પણ આ તો માત્ર મારો અંગત અભિપ્રાય છે.

રંગભુમિનો ઉધ્ધારાર્થે અવેતન રંગભુમિનો વિકાસ અમુક દરજ્જે આવશ્યક છે અને જ્યારે સ્નેહસંભ્રમ જેવા સમાજના આધુનિક જીવનને સ્પર્શતાં અને તેનું જુદાં જુદાં દ્રષ્ટિબિંદુથી પૃથ્થકરણ કરતાં નાટકો લખાશે અને ભજવાશે ત્યારેજ અવેતન રંગભુમિનો વિકાસ સાધવાનું સુગમ થશે.

## એક અકવિની ટેકના કળાહીન હિસ્સાના દુહા

ભાંભળો છો શું આઘળા, તારી કાયા જખમાણી,
એક 'ડરબી'ને કારણે તારી છીંકું પીંખાણી.

ઓઢી હતી પ્રસ્થાનમાં કસમાં, દી કૈં સાખ!
શાયરો ન્હૈ થયો દા'ડમાં ત્યારે નોકૂ એ હેઠી નાંખ!

ઉઘાડું તો સૂગ ચડે ને મોઢું દિસતું બાઉ!
ગાળ પડે થોડે દિયે; તું ના કહેણી કર હાઉ!

કે'વું ન તારા કાવ્યમાં, ખરચાળા મળે ન રાગ,
શીદ બતાવે તેરમાં વાંકે અંગે ઊંટે!–ભાગ!

ડબ્બો મેલ્યો કાવ્યનો ને બમણી બળની વાત,
સુંદર એટાઇ ભણતરી, ખરે ધગટે વાળ્યો દાટ!

'આ લખ, તું લખ!' રહે ગયું, જાણે સૌ એ હેઠો ચોર;
સરજ્યો અકવિ એટલે કયમ રાખે મનમાં તોર?

આડી લીટી ધગટની, પોત પલકિયાં ભટ્ટ,
ઈ શાણાં બોલે, કિયે; ન્હેને છીંકે થઇ આફત!

"શીખવજો–પૃથિવી પતિ!" શું પૂછો સેહેની ભરડ?
પૃથિવી જોડાણી નહિ, આ તો ખાલો ખેલ્ય છે ભરડ!

ઘેલો લાવે ઇ કલા, ત્યારે હાલ થયા એ યાર!
એ મે'તાજી મુંડાવવા-શું ચઢશે તારી વ્હાર?

રે ચર્ચાયો તો ભલે, રચતો મા ફરી કુચ?
વાણીગતે માહું હર્યું એથી ભૂંડી રાખી મૂછ.

નહિ વાણી–નહિ કૈં કળા–નહિ કવિતા, નહિ સાર!
પણ તો ફોગટ વેવલાં ના કવિના કરે યાર!

'રામો રબારી'

શ્રી. શેષના 'એક રાજપૂત ટેકના મધ્યકાલીન કિસ્સાના દુહા'નું પ્રતિકાવ્ય.

# ઉમેદવાર કવિની સખીને

સખી, આવ્યો દિન તો આવો,
સખી, એ યે જીવન લ્હાવો,
આ દશા બની માઠી તે જોવા કોઇ દિન તો આવો.

સખી, કોઇ દિન તો આવો,
અમ સંગત દુખનો લ્હાવો,
અમ ભ્રમ નહિ ભાંગ્યો શાથી ? જોવા દશા હજ તો આવો!

સખી ગતિ બની આ ઠીકે,
સખી આવો તમ મુખ ફીકે,
જેથી કવનશેષ આ મારૂં વખણાતું થાય જરીકે.

સખી, હેજ રહ્યો સહુ સાંખી
સખી, હેજ રહ્યો સહુ સાંખી,
મુજ કાવ્ય પ્રતિષ્ઠાના જે આ સહુ હાર્દ થયા રહું દાખી.

સખી, બૂડી ગયાં સૌ વર્ષો
સખી બૂડી ગયાં સૌ વર્ષો
ના પીઠી ચોળવા હર્ષો, હવે કોઇ દિન તો આવો.

સખી ધોળકાના રહેવાસી,
સખી, નથી કોઈ કે માસી
કયી ઊંટવૈદાંનાં પ્યાસી, અમે મુંડવાના અભ્યાસી.

સખી, કોઇ દિન તો આવો,
સખી, ઘડી ઘડીનો લ્હાવો,
આ 'વાડા' નો ચોંટાળો તમને શાથી ન ફાવ્યો આવો ?

સખી ધુળને પથે પધારો,
સખો, ખડખમ ઘેર પધારો,
તમ વિણ પંકાવા નથી મારે આ જીવનમાં વારો!

સખી આયુ જાય ઘટી રે!
આ આયુ જાય ઘટી રે!
મુજ ટ્હૈકા ના પઠ ધીરે? સખી ટ્હૈકાના પઠ ધીરે?

આ ભણકારા વિન થોડે,
આ બકુબુખારા જોડે,
સખી, કાવ્ય કોથળો ખુલે, પછી પોલ ફુટી સૌ મોડે.

સખી? બર્નાડ શો ના મોટો?
તો કાલીદાસ શું ખોટો?
સખી! ફુટી ગયો પરપોટો-એ ચોરીનો ક્યાં જોટો?

સખી, ડરબી મેં દોડાવી,
સખી ડરબી મેં દોડાવી,
સખી, છીંક અરે ત્યાં આવી, ને ગોકળગાય જીતાવી.

સખિ, ધગટ ધોકો ધધણે,
સખિ, ધગટ ધોકો ધધણે,
આ સાક્ષર ડબ્બો ખખણે, સખી! ખાલી ડબ્બો ખખણે.

સખી, ગમે તેમ આ લ્હાવો,
સખી, આખર કવિનો દાવો,
તો કવિત્વનો બડભાગી કરવા કોઈ રીતે બોલાવો!

'રામો રબારી'

---

શ્રી શેષના 'સખીને' કાવ્યનું પ્રતિકાવ્ય.

# ગિરિશ અને ઊર્મિલા

રતિભાઈ ઉકાભાઈ પટેલ

સુલેહની વાટાઘાટોના સાચાખોટા સમાચારોથી છેલ્લા આઠેક દિવસથી ગિરિશ જેલની બેરેકમાં અસહ્ય માનસિક વ્યથા ભોગવી રહ્યો હતો. તેના સાથીઓ તો હવે જેલમાંથી છૂટકારો મળશે એમ માની આનંદથી મહાલતા હતા. પરંતુ ગિરિશને તો સુલેહની વાટાઘાટના પ્રથમ સમાચાર મળતાંજ મહાન આઘાત થયો હતો. સૈકાઓથી આપખુદ બનેલ દેશી રાજ્યો શું આમ સહેજે નમતું મૂકી દે! તો પછી શું પ્રજા લડતથી થાકીને સુલેહ કરશે? ત્રણ ત્રણ માસ સુધી પ્રજાને ધંધા રોજગાર વગરની કરી નાખનાર ચળવળનો આમ અંત લાવવામાં શ્રમજીવીઓને અન્યાય તો નહિ થાયને! જે પ્રજાનાં લોહીના બુંદથી આ ધરતી ખરડાઇ, જે પ્રજાના આત્મભોગમાં બાળકથી માંડીને વૃધ્ધો સુધીનો અગાધ હિસ્સો છે એ પ્રજા નિરાશ થઇને નામોશીભરી સંધી નહિ કરી બેસેને! એ બધા વિચારોથી ગિરિશ છેલ્લી ત્રણ રાત્રીથી અખંડ ઉજાગરા કરતો હતો. અને આજે તો ગિરિશની વિચારમાળાની છેલ્લી રાત્રી હતી. સુલેહના ખતપત્ર પરની છેવટની વિધિ થઇ જવાની હતી. ગિરિશને આ બધા સમાચારોથી અત્યંત નિરાશા થતી હતી. પૂર્ણિમાની ચાંદનીમાંથી શીતળતાને બદલે આજે તો અગ્નિ ઝરતો હોય એમ તેને લાગ્યું. જેલની પાસેની સુવાસિત પુષ્પલતાઓ તેની દ્રષ્ટિએ સર્પની હારમાળા જણાતી, જેલના વોર્ડરોની નિરંકુશ વાતોમાં તેને આઝાદીનો હ્રાસ થતો લાગ્યો. આજ રાત્રે તો નામોશીભરી સંધી થઇ જશે અને હંમેશને માટે કાળી ટીલી લઇને પોતે આવતી કાલથી જેલમાંથી છૂટશે.

પોતાની ખોલીના લોખંડી સળીયાને નાગમૂઠની પેઠે પકડીને દાંત કચકચાવીને ગિરિશ દૂરદૂર દૃષ્ટિ ફેંકવા લાગ્યો. કાળભૈરવ સરખી

બીપણુ જેલ દિવાલ ભેદીને પણ ગિરિશની નજર ભૂતકાળની ભવ્ય ઇમારત અને ઉદાત્ત આદર્શોની મનોરમ ભૂમિકા પર મંડાઇ. જીવન દરમિઆન પોતે સેવેલાં સ્વપ્નાંઓ અને અદ્દભુત સાહસપરંપરાની સજીવ પ્રતિમાઓ તેની સમક્ષ ડોકિયાં કરવા લાગી.

ગિરિશે હજુ તો પહેલી વીસી નો ઉંમર પણ ઓળંગ્યો નહોતો. છતાં તેના ભાવનાદેહમાં અવનવું કરી નાખવાના કોડ હતા અને અત્યાર પૂર્વે તેણે પોતાની જવાંમર્દીની જાહેરાત પણ કરી દીધી હતી. તેના ગામમાં બાલ્યકાળનાં ગિરિશનાં પરાક્રમો હજુ પણ ભૂલ્યાં નહોતાં. કોઇપણ નિરાધાર વ્યકિતનો ઉપહાસ ગિરિશની હાજરીમાં કોઇ કરી શકતુંજ નહિ. ગિરિશનો અહંભાવ એ નિરર્થક આડંબર નહોતો. તેનામાં સ્વત્વ અને અસ્મિતાને જીરવવાની તાકાત હતી. બાલ્યકાળનાં શૌર્ય ચિત્રો ગિરિશ સમક્ષ ખડાં થવાં લાગ્યાં. જળભરીને જતી એક દેખાવડી કુમારિકા પર કાંકરી ફેંકતા આખલા જેવા એક નવજુવાનને પરચો બતાવવા જતાં પોતે લોહીલોહાણ થયો હતો એ દૃશ્ય તેની સ્મૃતિમાં તાજું થયું. વિના વાંકે સોટી મારનાર શિક્ષકના હાથમાંથી સોટી પડાવી ફેંકી દેવાનો પ્રસંગ પણ ગિરિશની દૃષ્ટિ સામે તરવરવા લાગ્યો.

પછી તો કાળનો ધસમસતો પ્રવાહ ગિરિશને શાળા જીવન ભૂલાવીને કોલેજના નૂતન વાતાવરણની તાજગીમાં મૂકે છે. શાળાજીવન દરમિઆન સંપાદન કરેલ શારીરિક સંપત્તિને ગિરિશે અહીં વિશેષ પ્રમાણમાં વિકસાવી. કોલેજમાં વ્યાયામ મંડળનું નવુંજ તૂન તેણે ઉભું કર્યું. અને માયકાંગલા ચેતન વિહોણા દેહોમાં નવપ્રાણ રેડવા તેણે કમર કસી. કોલેજની ટેનીસ, ક્રિકેટ કે વોલીબોલની રમતગમતોમાં તેને સૈણ તત્ત્વો જણાયાં. એ પરદેશી રમતોમાંથી ઘાટીલું શરીર નથી બંધાતું. તેમાં સાચા બંધુભાવને બદલે આડંબરી સ્પર્ધાનાં અંકુરો ફુટી નીકળે છે એમ ગિરિશ અંતરથી માનતો. ખોખો, હુતુતુતુ, જેવી દેશી રમતો, મલખમ, કુસ્તી, લાઠી પ્રયોગ, દંડ,

બેઠક વગેરેમાં સાચી મર્દાનગી તેને જણાઇ. દર રવિવારે તળાવમાં નહાવા જવા માટે તેણે એક સ્નાનમંડળી પણ ઉભી કરી.

પરંતુ ગિરિશ માત્ર કદાવર દેહ અને યંત્રની સાથે હરિફાઇ કરે એવી તાકાત મેળવવામાંજ પોતાનું છવન ધ્યેય પૂરું થયું નહોતો માનતો. ગિરિશ શરીરની સાથેજ મનનો પણ વિકાસ થાય એ તરફ ખાસ ધ્યાન આપતો. કૉલેજના પુસ્તકાલયમાં છેલ્લામાં છેલ્લું પ્રગટ થએલ પુસ્તક વસાવવા માટે પહેલી સુચના ગિરિશ તરફથીજ ગ્રંથપાલને મળતી. પુસ્તકની આપલેની નોંધ ( Issue Book ) તપાસતાં દર બબ્બે દિવસે ગિરિશના નામ પર એકેક નવું પુસ્તક મળી આવતું. સ્ત્રી પુરૂષની સાચી ખોટી કાલ્પનિક વાતો વાંચવાનો તેને બહુ રસ નહોતો. ટોલ્સ્ટોય, નીત્શે, ડૂમા, રસ્કીન, ટાગોર, હ્યુગો વગેરે તેના પ્રિય લેખકો હતા.

ગામા છવનમાં ખિલેલી સાહસવૃત્તિ અને ઝિંદાદીલીથી કૉલેજમાં તેને અચરતું કરી બતાવવાની આકાંક્ષા જન્મી. આ અરસામાંજ એક રજવાડાની કચડાતી પ્રજાની લડત શરુ થઇ. એ પ્રજામાં જાગ્રતી આણનાર સૂત્રધારોએ સંપૂર્ણ જવાબદાર રાજ્તંત્ર મેળવવા રાજ્ય સામે મોરચા માંડ્યા કાઠિયાવાડ અને ગુજરાતમાંથી સૈનિકો ઉતરી પડ્યા. ગિરિશ પણ આ પ્રવાહમાં પોતાનો સુર મેળવવા તૈયાર થયો. પરંતુ પોતે એકલો જાય તે કરતાં કૉલેજમાંથી થોડા મિત્રોને પણ આ જંગમાં ખેંચી જવાથી રાજસ્થાની પ્રજાની વિશેષ સેવા થશે એમ તેને જણાયું. તેણે પચાસ જેટલા મિત્રોને તૈયાર કર્યા. અભ્યાસ છોડતાં પહેલાં ગિરિશે તો નક્કી કર્યું કે જીત મેળવીનેજ પાછું ફરવું.

કૉલેજની સર્વપ્રવૃત્તિમાં માનભર્યું સ્થાન ધરાવનાર ગિરિશના સરદારી નીચે મોટી ટૂકડી જવાને તૈયાર થઇ છે એવા સમાચારથી આખાયે શહેરમાં અજબ ઉત્સાહનાં પૂર રેલાયાં. સંગ્રામફંડની ઝોળી

કૂદકે ને ભૂસકે નાણાંથી છલી જવા લાગી. સૈનિકોને વળાવવા વિરાટ માનવમેદની મળી. જાહેર સભામાં હારતોરાથી સૈનિકોને લાદી દેવામાં આવ્યા. અને અંતિમ સંદેશ પાઠવતાં ગિરિશે કહ્યું–" શિવાજી અને પ્રતાપના વંશજોની સાન ઠેકાણે આણવા સારાયે શહેરમાંથી પ્રત્યેક ગૃહમાંથી એકેક સૈનિક આ સંગ્રામમાં જોડાય એમ હું હૃદયથી ઇચ્છું છું" ગિરિશનો લાંબો સંદેશ એ માત્ર શબ્દોની ઝમક નહોતી. તે બોલતો ત્યારે તેનાં ગળાની ધ્રુજારી અને શરીરના હલન ચલન પરથી સ્પષ્ટ સમજાતું હતું કે ગિરિશના આત્માના ઊંડાણમાંથી આ શબ્દપ્રવાહ ધોધમાર વહે છે. જંગી સરઘસ જ્યારે ગિરિશને અને અન્ય સૈનિકોને વળાવીને વિખરાયું ત્યારે સ્ટેશનના સત્તાવાળાઓ પણ આ વિરાટ મેદનીથી મુગ્ધ બન્યા હતા.

ગિરિશની દૃષ્ટિ સમક્ષ આ આખું દૃશ્ય તરવરી રહ્યું. જે સાથીઓ આટલું માન પામ્યા હતા તે બધા અહીંની સ્થાનિક પ્રવૃતિ જોઇ ડરી ગયા. પ્રજામાં પૂરતી જાગ્રતી નથી અને કદાચ પરાજય પણ મળે એવી દહેશત પણ તેમને લાગી. અભ્યાસ છોડીને ગિરિશ, સાથે આવવામાં ભૂલ થઇ છે એવું તેમને લાગ્યું. ગિરિશને ટુકડીના સરદાર ગણી તુરંત જ કારાવાસમાં ધકેલી દેવામાં આવ્યો અને તેને તો પોતાનું જીવન સફળ થયું હોય એમ જણાયું. પરંતુ આઠેક દિવસ પછી એક આઘાત તેને થયો. તેને ખબર મળ્યા કે તેના મિત્રો સંગ્રામ છોડીને ફરી કોલેજમાં જોડાયા છે. ગિરિશના મનમાં તુમુલ મનોમંથન જાગ્યું. આ પ્રકારના બીકણપણા માટે જવાબદાર કોણ ?

"સ્થાનિક કાર્યકર્તાઓની ઉશ્કેરણીથીજ શું આ બધા આ લડતમાં જોડાયા હતા? મારા આગ્રહને વશ થઇનેજ શું તેઓ અહીં આવ્યા હતા? ના–મને તો કેળવણીનો દોષ પણ નથી જણાતો. સૈકાઓથી ગુલામી માનસ આપણી પેઢીઓમાં ઘુસી ગયું છે તેને પરિણામે વર્તમાન પ્રજામાં સાચું પુરુષાતન નજ હોય એ સ્વભાવિક છે. લાગણી અને ક્ષણિક આવેશમાં તણાવાથી કોલેજ સુધી પહોંચેલ બુદ્ધિમાન વર્ગ પણ જો પોતાના નિશ્ચયોને તંતોતંત વળગી ન રહે તો

તો એ પ્રજામાં મૌલિક વિચારશક્તિનો હ્રાસ થયો ગણીને એવી નિઃસત્ત્વ પ્રજાને જાગ્રત કરવામાં વર્ષો જોઈએ..."

ગિરિશની વિચારશૃંખલા આ દિશામાં આગળ વધે તે પહેલાં તેની સમક્ષ ભૂતકાળનો ચોપડો એક અવનવું સોનેરી પૃષ્ટ ખોલે છે. ગિરિશ પોતાના વર્તમાનને ભુલીને એ મનોહર સૃષ્ટિમાં વિહાર કરવા લાગ્યો. રૂપેરી ચાંદનીમાંથી ઝરતા અમીનું પાન કરતાં કરતાં ગિરિશ એક ક્ષણ પહેલાંની ઉગ્રતાને વિસરી ગયો. ઊર્મિલાની સૌંદર્યમૂર્તિ તેની આગળ ખડી થઈ.

ઊર્મિલાની યાદ ગિરિશને બહુ લાંબે સમયે આવી. વ્યાયામ અને વાંચનમાં સમય પસાર કરનાર ગિરિશને કોમળ ભાવોનો ખ્યાલ પણ ન હોય એમ તેના મિત્રો માનતા અને શરૂઆતમાં હતું પણ તેમજ. કૉલેજમાં અભ્યાસ કરતી કઈ કઈ વિદ્યાર્થીની કયે કયે દિવસે કેવો પોશાક પહેરે છે, તેની ચાલવાની ઢબમાં કેવું લાલિત્ય રહ્યું છે, તેમાંથી કઈ વિદ્યાર્થીનીનો દેહમરોડ આકર્ષક છે અને સૌંદર્યની સૌરભ જેના અસ્તિત્વથી ફેલાતી હોય એવી કઈ સુંદરી છે વગેરે ચર્ચાનો વિષય અન્ય વિદ્યાર્થીઓ જે રસથી કરતા તેમાંનું કશું ગિરિશના સ્વભાવમાં નહોતું. તેમાંએ સમસ્ત વિદ્યાર્થીની વૃંદમાં ઊર્મિલા તો સૌંદર્યનું શિખર ગણાતી. ઉષા-કાલની સુરખી ભર્યા તેના ગાલો, કવિઓને પ્રેરણા અર્પે એવી માદક આંખો, મનોહર અણિયાળું નાક, મધુટપકતો અધરોષ્ટ, અને તેના ઘાટીલા કપાળ પરની ટીલડીથી શોભતી ઊર્મિલાની પાસે કૉલેજના જુદા જુદા મંડળના સેક્રેટરીઓ અવારનવાર કંઈ કંઈ બહાનાં તળે તેની સાથે વાતો કરવાનો પ્રસંગ મેળવી લેતા.

ગિરિશને કૉલેજની કોઈપણ વિદ્યાર્થીનીઓ તરફ ખાસ ધ્યાન આપવાનું કદી બન્યું જ નહોતું. અન્ય વિદ્યાર્થીઓની પેઠે મળતાવડા ( Social ) થવાના ઓઠાં નીચે સ્ત્રી સંસર્ગ વધારવામાં તે પોતાની જીવનસિદ્ધિ માનતો ન હતો. તેમાંએ તેને તો વ્યાયામ અને અભ્યાસની ધૂન લાગી હતી. એટલે કંઈક અંશે તેની શક્તિ સુમાર્ગે,

વપરાતી હોવાથી જાતિયતત્ત્વ તરફ ખ્યાલ આપવાનું ન બને એ પણ સ્વભાવિક છે. છતાં તત્ત્વનું પ્રાબલ્ય એટલું તીવ્ર હોય છે કે એકાદ પ્રસંગે તેમાં સપડાયા પછી તેની સ્મૃતિ જીવન પર્યંત વિસરાતી નથી. અને નબળી પ્રકૃતિના યુવાનો તો ક્વચિત વિકૃતિના ભોગ પણ બને છે ગિરિશની બાબતમાં વિકૃતિને તો અવકાશ નહતો પરંતુ કોમળ ભાવનાઓનું અને સૌંદર્યનું આકર્ષણ તેને એક વખત થયું હતું તેની મીઠી સ્મૃતિ ગિરિશને અત્યારે તાજી થઇ

યુનીવર્સીટીની પરીક્ષામાં સૌથી પહેલો આવીને ગિરિશે ઊર્મિલાનું ધ્યાન ખેંચ્યુ હતું પરંતુ ગિરિશ તરફ વધારે મમતા તો તેને વ્યાયામની હરિફાઇના એક સમારંભ પ્રસંગે ઉદ્ભવી છેલ્લા ત્રણ વર્ષથી ત્વરિતસાઇકલસ્વાર તરીકે પ્રસિધ્ધ થએલા મહેન્દ્રને હરાવીને ગિરિશે બધાંનું ધ્યાન ખેંચ્યું. એક માઇલમાં સારામાં સારા દોડનારાની હરિફાઇમાં ઉતરીને ગિરિશે વિજય મેળવ્યો તેથી પણ સૌ કોઇ ગિરિશ તરફ આકર્ષાયા પરંતુ ગિરિશનો સર્વોત્તમ વિજય તો ૨૫૦ રતલ વજનના એક પડછંદ યુવાનને કુસ્તીમાં મૂળાચાટતો કરવામાંજ સમાયો હતો સપ્રમાણ દેહવાળા, હલકા ફુલ જેવા શરીર વાળો ગિરરા એ યુવાનની પાસે કુસ્તી માટે ઉભો રહ્યો તે વખતે પ્રેક્ષકોને દયા આવી. પરંતુ કુસ્તી શરૂ થઇ તે સમયે જે રસાકસી ભરી રમત જામી તે ખરેખર સૌને મુગ્ધ બનાવી દે તેવી હતી પોતાના હરીફની શરતચૂક થતાંજ ગરિશે તેના સ્થૂલ દેહને ઉંચકીને ચત્તો ફેંકી દીધો. ગિરિશને તાળીઓના ગડગડાટ વચ્ચે વધાવી લેવામાં આવ્યો સુવર્ણચંદ્રક અને રૂપેરી પ્યાલાઓને જે હર્ષથી તેણે સ્વીકાર્યાં. તે વખતનું તેના ચહેરાપર ઝગારા મારતું તેજ અજબ હતું અને ગૌરવભર્યા પગલે તે ઘર તરફ વળ્યો તે વખતે ઊર્મિલા તેને રસ્તામાંજ મળી.

"તમને મ્હારાં હાર્દિક અભિનંદન" ઊર્મિલાએ ટહુકો કર્યો. શરમાતાં શરમાતાં ગિરિશે પ્રથમ વખતજ ઊર્મિલા તરફ ભાવભરી નજરે જોયું–'તમારો આભાર" એ શબ્દોથી વધારે તે કંઇ ન બોલી શક્યો.

પછી તો ઊર્મિલા ગિરિશને વારંવાર મળવા લાગી. શરૂઆતમાં ગિરિશ તેનાથી દૂરદૂર જવા અનેક પ્રયાસ કરવા લાગ્યો. પરંતુ તેમ તેમ ઊર્મિલા જુદાં જુદાં બહાનાં તળે તેનો સહવાસ શોધવા લાગી. સભ્યતાની ખાતર ઊર્મિલા સાથે વાતો કરતાં કરતાં ગિરિશ ક્રમશઃ તેના સૌંદર્ય તરફ આકર્ષાતો લાગ્યો. ઊર્મિલા પણ તેની નિકટમાં આવવા લાગી. અવારનવાર બંને પોતાના અભ્યાસની વાતો ઉપરાંત ઇતર વાતોમાં જીવનના વિવિધ પ્રશ્નોની મીમાંસામાં અને પશ્ચિમના જીવનમાં રહેલ સારાં તત્ત્વોની ચર્ચામાં કલાકોના કલાકો ગાળતાં.

પરંતુ ઊર્મિલા તરફ વળેલા ગિરિશની કોમળ લાગણીઓ માત્ર એકજ પ્રસંગથી બદલાઇ ગઇ. એક મનોહર રાત્રે ઊર્મિલા સાથે તે એક ઉદ્યાનમાં ફરતો હતો. વસંતઋતુની મંજરીથી સર્વત્ર સૌરભ બહેકી રહી હતી. પાસેજ એક સરોવરના શાંત, સૌમ્ય જળપર કૌમુદી સ્નાન કરતી હતી; કોઇ કોઇ સ્થળે ચળકતો શેવાળ સુકોમળ મલમલના ગાલીચાની સ્મૃતિ કરાવતો હતો. આસપાસ ફેલાએલ વેલાઓનાં પોપટિયા રંગનાં પીછાંની સાથે શતદલ પાંખડીઓવાળાં કમળોના ગુચ્છોથી સરોવર પર પરીઓ સ્નાન કરતી હોય એમ આહ્લાદક વાતાવરણ બન્યું હતું.

ઊર્મિલાના હૃદયમાં અદમ્યથી યૌવનનો અકથ્ય તરવરાટ ઉદ્‌ભવ્યો. સંયમશીલ ગિરિશની સમક્ષ તે પ્રથમ વખતજ પોતાના દેહનું ભાન ગુમાવીને આવેગમાં ખેંચાઇ. ગિરિશને ઊર્મિલાની વર્તણૂકમાં પહેલીજ વાર વિચિત્રતા લાગી. ઊર્મિલાને તે અત્યાર પહેલાં ઘણી વખત મળ્યો હતો પરંતુ આજની રીતભાતથી તેને ઊર્મિલામાં ઘેલછા જણાઇ. ઊર્મિલા સાથે માત્ર વાતો કરવાનેજ ટેવાએલ ગિરિશને આ ઉન્માદ વિચિત્ર લાગ્યો. આ પ્રસંગ પછી તે ઊર્મિલાનો સહવાસ ઓછો કરવા લાગ્યો. ઊર્મિલાને ગિરિશ પૂની લાગ્યો. તેણે અંતરથી પોતાના આરાધ્ય દેવ તરીકે તેને સ્થાપ્યો અને ગિરિશ પોતાના તરફ બેદરકાર બન્યો છે તે જાણી લાગી વખત શોકમાં ડૂબી જતી છતાં

તેણે તદ્દન આશા ન છોડી. ઉર્મિલાના માતાપિતાને જણાયું કે ગિરિશ કદાચ ઉર્મિલાને નહિ મળે એટલે તેમણે તેમનાથી છાની રીતે અન્ય સ્થળે ઉર્મિલા માટે યોગ્ય પતિની તપાસ કરવા માંડી. પરંતુ ઉર્મિલા તો ગિરિશનીજ મૂર્તિ પોતાની દષ્ટિ સમક્ષ રાખતી. અને જ્યારે ગિરિશે લડતમાં ઝંપલાવ્યું ત્યારે હારતોરા પહેરાવવાની તક પણ તેણે ન ગૂમાવી. એ વખતની ભાવભરી ઉર્મિલાની મૂર્તિ અત્યારે ગિરિશના માનસ પટ પર આટલે લાંબે સમયે તરવરી રહી હતી.

કારાવાસ દરમિયાન પોતાના મિત્રોની ભીરુતા અને આડંબરની સ્મૃતિથી જે વખતે ગિરિશનું હૃદય વલોવાતું હતું તે વખતે તેની દષ્ટિ સામે પોતાની કાયરતાનો ઉપલો પ્રસંગ તેને યાદ આવ્યો. ઉર્મિલાને તેણે અન્યાય કર્યો છે એ તેને હવે સમજાયું. આખી રાત્રી તેણે એજ વિચારમાં પસાર કરી. સવાર પડતાં તેને સમાચાર મળ્યા કે પ્રજાની બધી માંગણી સંતોષનારી સુલેહ થઇ છે અને તેજ દિવસે અન્ય રાજ્યદ્વારી કેદીઓના સાથે ગિરિશનો પણ છૂટકારો થયો. ગિરિશને હવે ઉર્મિલાનીજ ધુન લાગી. પરંતુ સ્થાનિક કામકાજને અંગે બે દિવસ તેને રોકાવું પડે એમ હતું એટલે તેણે ઉર્મિલાને લાંબો પત્ર લખ્યો.

ગિરિશના પત્રથી ઉર્મિલા બહુ હર્ષ પામી. લાંબા સમય પછી પોતે ગુમાવેલ ગિરિશ ફરી મળશે એ આશાથી તેનું હૃદય પ્રફુલ્લિત થયું. ગિરિશનું સ્વાગત કરવા કોલેજના વિદ્યાર્થીઓ તથા શહેરીઓએ જંગી સરઘસની યોજના ઘડી કાઢી. ગિરિશને ટ્રેનમાં પણ ઉર્મિલાનાજ વિચાર આવતા હતા. તેના ડબ્બામાં ભજવાતું એક દૃશ્ય જોઇ તેની વિચારમાળા તૂટી. કોલેજીઅન જેવા દેખાતા એક યુવાન પાસે ટીકીટ નિરીક્ષક ઉભો હતો એ યુવાને ટીકીટ ખોવાયાનો ડોળ કર્યો. ગજવા તપાસવામાં ખુબ ઢીલ કરી. પરંતુ તેની ટીકીટ ન મળી. ટીકીટ નિરીક્ષકને પોતાની સત્તાનું ગૌરવ હતું. તેણે કહ્યું

"મીસ્ટર, જલ્દી કરો."

કોલેજીઅન ભાઈને પણ પોતાનું ટીખળ બરાબર ભજવી બતાવવાની ઇચ્છા હતી એટલે ઠંડે કલેજે તેમણે કહ્યું–" જી, હા, હું ટીકીટજ શોધું છું " એમ કરી ફરી કોટનાં બધાં ગજવાં તપાસવા લાગ્યા પછી તેણે બેગ ખોલીને પાનદાની કાઢી અને ટીકીટ નિરીક્ષકને પૂછ્યુ " આપ પાન લેશો ? "

ગુસ્સે થએલ ટીકીટ નિરીક્ષકને કડકાઈથી કહ્યું " મીસ્ટર, પાન પછી બનાવજો, ટીકીટ છે કે નહિ ? ચોખ્ખુ કહી દો એટલે આવતે સ્ટેશને તેનો નિકાલ આવે." જરા પણ ઉતાવળ કર્યા વિના એ ભાઈએ પાનદાનીમાંથી ટીકીટ કાઢીને બતાવી અને કહ્યું–" માફ કરજો, સાહેબ ભૂલથી ટીકીટ આમાં મૂકાઇ ગઇ હતી " કતરાતો કતરાતો ટીકીટ નિરીક્ષક ત્યાંથી આગળ ચાલ્યો ગયો.

આ બધી વિધિથી ગિરિશનુ ધ્યાન ઊર્મિલાને બદલે તે કોલેજીઅન તરફ ખેંચાયું. તેણે એમને પૂછ્યુ.

" આપનું નામ ? "

ખાદીધારી કપડાંમાં સજ્જ થએલ ગિરિશની સભ્યતા જોઇને તે ભાઇએ જવાબ આપ્યો " મારું નામ વિનોદકાન્ત."

ગિરિશે કહ્યું–" ખરેખર, નામ પ્રમાણેજ તમે ગુણ ધરાવો છો પણ આવું ટીખળ કરવાનું તમને કેમ મન થયું તે કહેશો ? " વિનોદકાન્તે કહ્યું–" એ ભાઇ નજીકના એક સ્ટેશન પર એક ગામડીઆ જેવા માણસને નિરર્થક હેરાન કરતા હતા એ જોઇને મને બહુ લાગી આવ્યું અને મેં એમને એ ગામડીઆ તરફ એવી રીતભાત ન બતાવવા સમજાવ્યા છતાં મારું કહ્યું તેમણે માન્ય રાખ્યું નહિ અને ઊલટાનું અન્ય વ્યક્તિની સમક્ષ મને ઉદ્દેશીને તેણે કહ્યું– " આવા ચળવળીઆથી તો દબાવુ જ નહિ " એટલે પછી મને એમનો મદ ઉતારવાનું મન થયું.

" વાર, એનો ઠીક પણ તમારું નામ શું ? "

" મારું નામ ગિરિશ "

" ઓહો ! તમારે વિશે તો છેલ્લી લડતમાં ખૂબ સાંભળ્યું છે. નમેજ એ ગિરિશભાઇ ! "

"જી હા!"

"કઇ તરફ જવાના છો?"

"ભાવનગર"

"સારું ત્યારે તો આપણે સાથેજ છીએ."

ગિરિશ મૌન રહ્યો. વિનોદકાન્ત પણ પુસ્તક વાંચવામાં ગુંથાયો. ભાવનગર સ્ટેશન પર ગિરિશનું ભવ્ય સ્વાગત થયું, સરઘસ સાથે તેને ફેરવવામાં આવ્યો અને પછી તો તે ઊર્મિલાના બંગલે પહોંચ્યો. ઊર્મિલા તેની રાહજ જોતી હતી. ગિરિશ વિષે વાતચીત નીકળતાં વિનોદકાન્તેજ સમાચાર આપ્યા હતા કે ગિરિશ તેનાજ ડબ્બામાં હતો. ગિરિશને પણ જ્યારે વિનોદકાન્તને ઊર્મિલાને ત્યાં જોયો ત્યારે અજાયબી થઇ.

ઊર્મિલાના પિતાએ વિનોદકાન્તનું સ્વાગત કરવાનું કાર્ય ઊર્મિલાને સોંપ્યું હતુ. પોતાના એક મિત્રનો તે દીકરો થાય છે અને કોલેજમાં અભ્યાસ કરે છે એટલો પરિચય તેણે ઊર્મિલાને વિનોદકાન્ત વિષે આપ્યો હતો. પિતાની આજ્ઞા પાછળ કોઇ ગૂઢ હેતુ રહ્યો છે. એવું તો ઊર્મિલાની કલ્પનામાં પણ નહોતું. વિનોદકાન્ત પણ મળતાવડા સ્વભાવને અંગે અલ્પ સમયમા ઊર્મિલા સાથે પરિચિત થયો. ગિરિશના આગમન પછી તે ત્રણે સાથેજ રહેવા લાગ્યાં, વિનોદકાન્ત સાથે થોડો પરિચય તો ગિરિશને થયોજ હતો એટલે ત્રણે વચ્ચે થોડા વખતમાંજ ગાઢ મૈત્રી બંધાઇ ગઇ. ઊર્મિલાએ ગિરિશને આવતાંની સાથેજ સગ્રામના અનુભવ જાણવા અનેક પ્રશ્નોથી ગિરિશને મુંઝવી દીધો અને સાથે સાથે લડતમાંથી પાછા ફરેલા ગિરિશના મિત્રો સુલેહ થવા પહેલાં આવ્યા હોવાથી તેમની કેવી કફોડી સ્થિતિ થઇ હતી તેનું સુંદર વર્ણન ઊર્મિલાએ ગિરિશ સમક્ષ કર્યું. ગિરિશને મિત્રોની આવી સ્થિતિ ચઇ તે બદલ ખૂબ લાગી આવ્યું. વિનોદકાન્તે કહ્યું– "સારૂં થયું કે 'Shame Shame' ના પોકારોથી અને 'શેને જાનામાના ધસી ગયા' એવા કટાક્ષોથીજ પતી ગયું. અમારી કોલેજમાં તો આવા કોલેજીયનોનાં બારણાં પણ જોવા ન પામે.

ઊર્મિલાના પિતા ત્રણેની વાતચીત દુર બેઠા બેઠા સાંભળતા હતા. ગિરિશનો છેલ્લો પત્ર ઊર્મિલા પર છે અને બંને વચ્ચે પ્રેમની સાંકળ ફરી સંધાઇ છે એવા સમાચાર તેને મળ્યા ન હોતા. નહિતર તે વિનોદકાન્તને બોલાવવા પ્રેરાત નહિ. અને જો ગિરિશ અને ઊર્મિલા જોડાય તો વધુ સારું એમ તે અંતરથી ઇચ્છતા હતા, છતાં વિનોદકાન્તને આ બધી પરિસ્થિતિ કેવી રીતે સમજાવવી તેની મુંઝવણમાં તે હતા.

થોડા દિવસમાં વિનોદકાન્તને પણ જણાયુ કે પોતાને બોલાવવામાં કંઇ ગેરસમજ થઇ છે. છતાં તે તો લ્હેરથી ગિરિશ અને ઊર્મિલા સાથે દિવસો પસાર કરવા લાગ્યો એક વખત બહુ દુર દુર ગિરિશ, વિનોદકાન્ત અને ઊર્મિલા ફરવા ગયા તે વખતે ઊર્મિલા થોડે પાછળ રહી ગઇ. તે તકનો લાભ લઇ ગૂંચવાએલ વિનોદકાન્તે ગિરિશને પૂછ્યુ.

"ગિરિશ, ધાર કે કોઇ ઊર્મિલાને ઉઠાવી જાય તો?" ગિરિશે સ્વભાવિક રીતેજ જવાબ આપ્યો–

"અશક્ય છે. હું ગમે ત્યાંથી તેને ખોળી લાવું." વિનોદે ફરી પૂછ્યું. "પણ ઊર્મિલા તેની ઇચ્છાથી અદૃશ્ય થાય તો." ગિરિશે ગંભીર બનીને કહ્યું. "તો હું કહી શકતો નથી એ વખતે હું કેવી રીતે વર્તુ."

આટલી વાતો થઇ તે દરમીઆન ઊર્મિલા સાથે થઇ ગઇ પછી તો આખે રસ્તે ઊર્મિલા અને ગિરિશ અન્ય વાતોમાં ગુંથાયાં વિનોદકાન્ત તદ્દન શાંત હતો તેને તદ્દન મુંગો બનેલ જોઇને ગિરિશ અને ઊર્મિલાને અજાયબી થઇ. એક ક્ષણ પણ અન્યને વાતો કરવાનો અવકાશ ન આપનાર વિનોદકાન્તનુ મૌન બન્નેને ખુચ્યુ. પરન્તુ વાતોની ધૂનમાં એ બાબતનો પાછળથી ઉકેલ લાવીશું એમ બંનેએ અંતરથી નક્કી કરી લીધું. બીજે દિવસે સવારમાં 'ચા'ના સમય વખતે વિનોદકાન્ત ન દેખાયો. ગિરિશે માન્યું કે કદાચ તે ઉંઘતો હશે. પરંતુ ઊર્મિલા તેની ખાત્રી કરવા ગઇ વિનોદકાન્ત તેની રૂમમાં નહોતો ગિરિશને તુરંત ઊર્મિલાએ આ ખબર આપ્યા. બધે વિનોદકાન્તની શોધ કરવામાં આવી પરંતુ તે રૂમમાંથી માત્ર એક કાગળની કાપલી હાથ લાગી. તેમાં લખ્યું હતું, "હું સ્વેચ્છાએ ઘેર જાઉં છું"

# શરાફત પર

( ગઝલ )

હાથ છે મારો રહેલો જામે શરબત પર
આંખ છે પ્યારી સખીની સર્વકામત પર.
ખ્યાલ હૈયામાંથી ખસતો ના તનિક તેનો
છું રહ્યો ખેંચી દિવસ જેની મુહબ્બત પર.
કોઈ યાત્રાળુ થયા, હજ કો ગયા ત્યારે
હાથ અજમાવી રહ્યો હું ઇશ્ક બર્ણત પર
શી કરું તારીફ તારી ઓ મુશીબત આજ?
જોઇ મેં દુનિયા, ચઢી જેની ઇમારત પર!
જેમનો રાખ્યો ભરોસો તે બની દુશ્મન
છે રહ્યા કેવા હસી મુજ તંગ હાલત પર?
બેનસીબી, બેકરારી, બદમઝા! મુજને
શીખવ્યું જીવતાં તમે પોતાની તાકત પર!
આવશે જ્યારે કયામત આવશે ત્યારે–
જોઇ છે લીધી કયામત મેં કયામત પર!
તે ન ઠપકો દે મને જેનો ગુનો વ્હોર્યો;
નોતરે શાને બીજાં મુજને અદાલત પર?
સર મહારૂં લે અગર લે જાન તેમ ભરો
છું બન્યો મુશ્તાક હું જેની નઝાકત પર.
હોય જે કાલે થવાનું તે ભલે થાતું,
આજ તો સુલ્તાન છું હૈયાની હિંમત પર.
મેળવી આપ્યું મને કાયમનું પશ્ચાત્તાપન
શું નહીં ખરચી શકું તેની શરાફત પર?

—મનીલ

# મિતાક્ષરી

મગનલાલ લાલભાઈ દેસાઈ

## શ્રી અંબાલાલ પુરાણીનો પૂર્વપક્ષ

શ્રી. અંબાલાલ પુરાણીએ "સાંધ્યગીત"ના પ્રવેશકની સમાલોચના "ઊર્મિ" ના બે અંકમાં કરી છે જે સમાલોચનામાં એમણે કેટલાક ચર્ચાસ્પદ મુદ્દાઓ મૂકેલા છે. કવિશ્રી ખબરદારનો પ્રવેશક આજની કવિતા જનસમાજથી અને ગુજરાતી કવિતાની પરપગથી કેટલી છૂટી પડી છે તે બતાવે છે. શ્રી અંબાલાલ પુરાણી પ્રવેશક પર ટીકા કરતાં લખે છે "વળી અખાની કવિતા જનતા સમજે છે એ શ્રી. ખબરદારનું વિધાન મને તો હકીકતથી વેગળું લાગે છે." "સાંધ્યગીત"ના પ્રવેશકમાં કવિશ્રી ખબરદારે અખા વિષે કશોયે એવો ઉલ્લેખ કર્યો હોય એમ અમારા ખ્યાલમાં નથી પણ શ્રી અંબાલાલ પુરાણીજી આમ લખવામાં એક ગેરસમજુતી ઉભી કરે છે. જનતા શું સમજતી નથી? જનતા શું અખાની કવિતાની ભાષા નથી સમજતી કે અખાની કવિતામાં શું કહેવામાં આવ્યું છે તે નથી સમજતી? અને અખાની કવિતાની ભાષા ભારી છે એમ જો શ્રી. પુરાણીનો કહેવાનો આશય હોય તો ગામડે ગામડે જઇને જુઓ કે ગુજરાતી કહેવતો ક્યાંથી આવી છે? અને એ ભાષા કઠણ હોત તો કદિયે અખાની કવિતામાંથી એ કવિતાઓ ગુજરાતમાં પ્રસરી શકતે ખરી કે? અને જે કવિતામાં કહેવત થઇ જીવે જીવે વસવાની શક્તિ છે તે કવિતાને શું શ્રી. પુરાણી જનસમાજથી વેગળી છે એમ કહેવા માગે છે? કદાચ સંસ્કૃત શબ્દોની પ્રૌઢિ જાળવતી જૂના કવિઓમાં ભાષા હોય તો તે વધારે પ્રેમાનન્દમાં મળશે. પણ એ સંસ્કૃતને વાપરવામાં એના કવિની ખુબીઓ હતી. એ સંસ્કૃત ભાષાથી શણગારેલાં આખ્યાનો ગામોગામ ગવાતાં ત્યારે એ ગામડિયાઓ એ આખ્યાનો સમજી શકતા—નહિ કે આજની કવિતાઓની જેમ એક કવિતાની ભાષામાં ધુરી આવતા ફારસી સંસ્કૃત-વિગેરે શબ્દો શોધવાને જાતજાતની ભાષાઓના

( પૃથ્વી છંદ સુગેય છે ) કે મંદાક્રાંતામાં–કે પછી કોઇ દેશી ઢાળમાં હોય તે એક વખત જાગે અને ત્યાંથી એ કાવ્યનો રસાત્મા એને વળગી એ ભાવોને કાવ્યમાં ઉતારે તો શું એ કાવ્ય અગેય કહેવાય? Lines follow the lips and not the lips follow the lines. એ એકજ સત્ય સિધ્ધાન્ત તરીકે કવિતામાં છે.

હવે જે કાવ્યને અગેય કહેવામાં આવે છે તે અગેય કાવ્યના દાખલાઓ હમણાં હમણાંની પ્રસિધ્ધ થતી અતિસંસ્કૃત કવિતાઓ કે જે કવિતાઓમાં છંદોભંગ હોય–શબ્દોનાં ઝાંઝાંખરાં સુંચવાયેલાં હોય વિગેરે–અને જે કાવ્યને બે ત્રણ વાર વાંચ્યા વગર સમજજ નહિ પડે તે છે. શ્રી. પુરાણી ભૂલે છે કે અગેય કદિયે ગેય નથી અને ગેય કદિયે અગેય નથી. ગેયતા કાવ્ય સાથે સંકળાયેલી છે અને નિયમિત લયહીનતા ગદ્ય-સાથે છે. છતાંયે કાવ્યની ગેયતા–અને અગેયતા વિષે આવી ભ્રમ ભરેલી ચર્ચાઓ કરવામાં આવે તો ખેદજ ઉપજે છે.

આગળ જતાં શ્રી. પુરાણી લખે છે. "ભાવ કે વિચારને અનુસાર અર્થાનુકૂળ લયજ ખરું જોતાં કવિતાનો સાચો લય ગણાવો જોઇએ." પણ આજ ઠેકાણે શ્રી. પુરાણી જાણ્યે અજાણ્યે અમે ઉપર જણાવ્યું તેમ એક સત્ય હકીકત કબુલ કરે છે. ભાવ અને વિચારને અનુકૂળ લયજ કવિને ખેંચે છે.

"અર્થાનુકૂળ લય" એ મૂળ શ્રી. બ. ક. ઠાકોરનો વિચિત્ર સિધ્ધાંત છે. "અર્થાનુકૂળ લય" એ તો ખોટો શબ્દભ્રમ છે. વાણીનાં અંગ બેઃ શબ્દ અને અર્થ, લય એ શબ્દનું અંગ છે, અર્થનું નહીં. અંગ્રેજીમાં Sound and Sense એ બંનેની મેળવણીથી ઉત્તમ કાવ્ય થાય છે એમ મનાયું છે, ને આપણા કાવ્યશાસ્ત્રીઓએ પણ એમજ કહ્યું છે. અર્થ ને શબ્દ બંને જુદી વસ્તુઓ છે, અને એ બંનેના આત્મિક પરિમલની સંલગ્નતાથી જ કવિતાની વાણીમાં રસ અને ચેતન અને માધુર્ય આવે છે. કારણ કે ત્યાં કવિનું કવિત્વ એજ પ્રેરક બળ છે. "પરંતુ એ રીતે ધાર્મિક ભાવસાથે સંકળાયેલી

કવિતા કરતાં આજની કવિના કળા જુદી પડે છે એ નિર્વિવાદ છે. અને આજકાલની કવિતા એ પ્રાચીન પ્રણાલીમાં વહેશે એવી માગણી કરવી બરાબર નથી. " પ્રાચીન પ્રણાલીની કવિતામાં ભક્તિ એ પ્રેરક બળ હતું. પણ દલપતરામની બધીજ કવિતાઓ કે નર્મદની બધીજ કવિતાઓ શું ભક્તિથી રંગાયેલી છે ? આજે અંગ્રેજી સાહિત્યની જેમ ભલે નવીન દૃષ્ટિ પણ આપણા કવિતાસાહિત્યમાં આવે. એ દૃષ્ટિ ભલે પ્રભુને છોડીને સમાજમાંજ રાચે. અને એ નવીન દૃષ્ટિને સાંગોપાંગ ઉતારનાર કવિ સુન્દરમ્ મોજુદ છે કે જેઓએ એ નવીન દૃષ્ટિએજ પોતાની ફતેહ મેળવી છે. અને સુન્દરમ્ એમના એ ગીતો માટે વધારે જાણીતા છે. મહાયુધ્ધ પછી ઇંગ્લાંડમાં પણ એજ દૃષ્ટિ આવી છે. એ કવિઓમાંથી ભક્તિની શ્રદ્ધા દૂર થઇ છે. (એક હોપકીન્સ સિવાય) પણ એ નવીન દૃષ્ટિ,ભાષાનું જે વાહન છે તેને મારીને ભુકા કાઢવામાં નથી આવી, તેટલું શ્રી પુરાણી ધ્યાનમાં રાખે

બીજો મુદ્દો સંસ્કૃત શબ્દોનો છે આજે ગુજરાતીમાંજ કયાં સંસ્કૃત શબ્દો નથી ? પણ જે સંસ્કૃતશબ્દોએ ગુજરાતી ભાષામાં ઘર કર્યું છે તેની સામે કવિશ્રી ખબરદારને કે કોઇને પણ વાંધો ન હોઇ શકે. જે સંસ્કૃત શબ્દો માટે કવિશ્રી ખબરદારને વાંધો છે ને તો એ સંસ્કૃત શબ્દો કે જે શબ્દોને વાપરનાર જ તેનો અર્થ સમજે–નહિ તો બીજાને સંસ્કૃત શબ્દકોષ તપાસવા પડે.

પ્રેમાનન્દમાં પણ સંસ્કૃત શબ્દો કયાં ઓછા છે ? પણ તે શબ્દો એવી રીતે આવેલા છે કે તરત સમજી શકાય. તેમાંના ઘણાએ તેટલા શબ્દો આપણાજ ગુજરાતી ભાષાના શબ્દકોષમાં મળશે. આજે તો જે કવિઓ અપરિચિત જાણે કોઇ નવો ટાપુજ શોધી કાઢયો હોય તેમ સંસ્કૃતમાંથી અતિ અપરિચિત શબ્દો શોધે અને તેનો વિચિત્ર સમાસ કરી ગુજરાતી કવિતામાં ગોઠવે એ સંસ્કૃત તે સંસ્કૃતજ છે. અને ગુજરાતી કવિતાને એ અનુકૂળ નથીજ.

"અંગ્રેજી સાહિત્યનો દાખલો આપી કવિશ્રી ખબરદારે પોતાની દલીલને ટેકો આપવા પ્રયત્ન કર્યો છે તે તો મને છેક લૂલો લાગે છે."

( પૃથ્વી છંદ સુગેય છે ) કે મંદાક્રાંતામાં–કે પછી કોઇ દેશી ઢાળમાં હોય તે એક વખત ગમે અને ત્યાંથી એ કાવ્યનો રસાત્મા એને વળગી એ ભાવોને કાવ્યમાં ઉતારે તો શું એ કાવ્ય અગેય કહેવાય? Lines follow the lips and not the lips follow the lines. એ એકજ સત્ય સિધ્ધાન્ત તરીકે કવિતામાં છે.

હવે જે કાવ્યને અગેય કહેવામાં આવે છે તે અગેય કાવ્યના દાખલાઓ હમણાં હમણાંની પ્રસિધ્ધ થતી અતિસંસ્કૃત કવિતાઓ કે જે કવિતાઓમાં છંદોભંગ હોય–શબ્દોનાં ઝાડઝાંખરાં ગુંચવાયેલાં હોય વિગેરે–અને જે કાવ્યને બે ત્રણ વાર વાંચ્યા વગર સમજજ નહિ પડે તે છે. શ્રી. પુરાણી ભૂલે છે કે અગેય કહિયે ગેય નથી અને ગેય કહિયે અગેય નથી. ગેયતા કાવ્ય સાથે સંકળાયેલી છે અને નિયમિત લયહીનતા ગદ્ય–સાથે છે. છતાંયે કાવ્યની ગેયતા–અને અગેયતા વિષે આવી ભ્રમ ભરેલી ચર્ચાઓ કરવામાં આવે તો ખેદજ ઉપજે છે.

આગળ જતાં શ્રી. પુરાણી લખે છે. "ભાવ કે વિચારને અનુસાર અર્થાનુકૂળ લયજ ખરું જોતાં કવિતાનો સાચો લય ગણાવો જોઇએ." પણ આજ ઠેકાણે શ્રી. પુરાણી જાણ્યે અજાણ્યે અમે ઉપર જણાવ્યું તેમ એક સત્ય હકીકત કબૂલ કરે છે. ભાવ અને વિચારને અનુકૂળ લયજ કવિને ખેંચે છે.

"અર્થાનુકૂળ લય" એ મૂળ શ્રી. બ. ક. ઠાકોરનો વિચિત્ર સિધ્ધાંત છે. "અર્થાનુકૂળ લય" એ તો ખોટો શબ્દભ્રમ છે. વાણીનાં અંગ બેઃ શબ્દ અને અર્થ, લય એ શબ્દનું અંગ છે, અર્થનું નહીં. અંગ્રેજીમાં Sound and Sense એ બંનેની મેળવણીથી ઉત્તમ કાવ્ય થાય છે એમ મનાયું છે, ને આપણા કાવ્યશાસ્ત્રીઓએ પણ એમજ કહ્યું છે. અર્થ ને શબ્દ બંને જુદી વસ્તુઓ છે, અને એ બંનેના આત્મિક પરિમિલની સંલગ્નતાથી જ કવિતાની વાણીમાં રસ અને ચેતન અને માધુર્ય આવે છે. કારણ કે ત્યાં કવિનું કવિત્વ એજ પ્રેરક બળ છે. "પરંતુ એ રીતે ધાર્મિક ભાવસાથે સંકળાયેલી

કવિતા કરતાં આજની કવિતા કળા જુદી પડે છે એ નિર્વિવાદ છે. અને આજકાલની કવિતા એ પ્રાચીન પ્રણાલીમાં વહેશે એવી માગણી કરવી બગઅર નથી." પ્રાચીન પ્રણાલીની કવિતામાં ભક્તિ એ પ્રેરક બળ હતું પણ દલપતરામની બધીજ કવિતાઓ કે નર્મદની બધીજ કવિતાઓ શું ભક્તિથી રંગાયેલી છે? આજે અંગ્રેજી સાહિત્યની જેમ ભલે નવીન દષ્ટિ પણ આપણા કવિતાસાહિત્યમાં આવે. એ દષ્ટિ ભલે પ્રભુને છોડીને સમાજમાંજ રાચે. અને એ નવીન દષ્ટિને સાંગોપાંગ ઉતારનાર કવિ સુન્દરમ્ મોજુદ છે કે જેઓએ એ નવીન દૃષ્ટિએજ પોતાની કૃતેહ મેળવી છે. અને સુન્દરમ્ એમના એ ગીતો માટે વધારે જાણીતા છે. મહાયુધ્ધ પછી ઇગ્લાંડમાં પણ એજ દષ્ટિ આવી છે. એ કવિઓમાંથી ભક્તિની શ્રદ્ધા દૂર થઇ છે. (એક હોપકીન્સ સિવાય) પણ એ નવીન દૃષ્ટિ,ભાષાનું જે વાહન છે તેને મારીને ભુકા કાઢવામાં નથી આવી, તેટલું શ્રી પુરાણી ધ્યાનમાં રાખે

બીજો મુદ્દો સંસ્કૃત શબ્દોનો છે આજે ગુજરાતીમાંજ ક્યાં સંસ્કૃત શબ્દો નથી? પણ જે સંસ્કૃતશબ્દોએ ગુજરાતી ભાષામાં ઘર કર્યું છે તેની સામે કવિશ્રી ખબરદારને કે કોઇને પણ વાંધો ન હોઇ શકે. જે સંસ્કૃત શબ્દો માટે કવિશ્રી ખબરદારને વાંધો છે તે તો એ સંસ્કૃત શબ્દો કે જે શબ્દોને વાપરનાર જ તેનો અર્થ સમજે–નહિ તો બીજાને સંસ્કૃત શબ્દકોષ તપાસવા પડે.

પ્રેમાનન્દમાં પણ સંસ્કૃત શબ્દો ક્યાં ઓછા છે? પણ તે શબ્દો એવી રીતે આવેલા છે કે તરત સમજી શકાય. તેમાંના જોઇએ તેટલા શબ્દો આપણાજ ગુજરાતી ભાષાના શબ્દકોષમાં મળશે. આજે તો જે કવિઓ અપરિચિત જાણે કોઇ નવો ટાપુજ શોધી કાઢયો હોય તેમ સંસ્કૃતમાંથી અતિ અપરિચિત શબ્દો શોધે અને તેનો વિચિત્ર સમાસ કરી ગુજરાતી કવિતામાં ગોઠવે એ સંસ્કૃત તે સંસ્કૃતજ છે. અને ગુજરાતી કવિતાને એ અનુકૂળ નથીજ.

"અંગ્રેજી સાહિત્યનો દાખલો આપી કવિશ્રી ખબરદારે પોતાની દલીલને ટેકો આપવા પ્રયત્ન કર્યો છે તે તો મને છેક લૂલો લાગે છે."

કવિશ્રી ખબરદારે જેને દુર્બોધતા કહી છે તે દુર્બોધતા શાની ભાષાની કે અર્થની ? શ્રી પુરાણી બાયરન, કીટસ અને શેલીની કવિતાઓને દુર્બોધ કહેતા હોય તો તે અજાયબી છે. એ દુર્બોધતા શું એ કવિઓની વાણીને લીધે છે. શેલીની કેટલીક કવિતાઓ ન સમજ પડી તેથી શું તે દુર્બોધ છે ? અખાની કેટલીક કવિતાઓ ન સમજ પડે તેથી શું તે દુર્બોધ છે? અંગ્રેજી સાહિત્યની અતિઆધુનિક કવિતાને માટે એઓ ઇઝરા પાઉન્ડનો દાખલો આપે છે. "વિલિયમ મોરીસ શિવાયના બીજા કવિઓની ભાષા એંગ્લો સેક્શન જ ગણી શકાય". શ્રી પુરાણી ભુલે છે કે અંગ્રેજી સાહિત્યનો પ્રતિનિધિ 'ઇઝરા પાઉન્ડ' નથી. ગુજરાતી કવિતામાં એક બળવાખોર જાગે તેથી તે ગુજરાતી સાહિત્યનો પ્રતિનિધિ નથી બનતો. અંગ્રેજી સાહિત્યમાં ૧૯મી સદીના જે કવિઓ થયા તેમાંથી મહાન પ્રતિભાશાળી હજી સુધી એમાં એકકે કવિ વીસમી સદીમાં નથી થયો. લગભગ ૧૯૩૨ માં માઇકલ રોબર્ટ્સે ઑડન, સ્ટીફન સ્પેન્ડર, સેસીલ-ડે-લ્યૂઇસ, જૉન લેહમન-વિગેરે કવિઓની એક 'એન્થોલોજી' સંપાદન કરી પ્રસિધ્ધ કરી. આ બધા કવિઓ પર બેશક ઇલિયટની જોઇએ તેટલી અસર છે. પણ એમાં ઓડનની વાણી જુઓ ! સ્ટીફન સ્પેન્ડરની વાણી જુઓ ! અર્થની દુર્બોધતાનો આધાર કવિની કવિતા પર છે પણ લખવામાંજ ભાષાનીજ દુર્બોધતા આવતી હોય તો તે કવિની ભાષા પરના પ્રભુત્વની ખામી છે.

આપણી ભાષામાં શરૂઆતમાં જણાવ્યું તેમ સંસ્કૃત શબ્દો રૂઢ થયેલ છે અને અવારનવાર ઉપયોગમાં આવવાથી એ શબ્દો એટલા પરિચિત થયા છે કે તે પણ શુધ્ધ ગુજરાતી જેવાજ થઇને રહ્યા. પણ તદ્‌ઉપરાંત આપણી ભાષાનું દૂરનું મૂળ સંસ્કૃતમાંથી જ ઉગેલું છે અને અનેક રીતે રૂપાન્તરો અને બીજા દેશ્ય શબ્દોની સાથે ભેળાતાં અને ઘડાતાં ઘડાતાં તેનું બીજું રૂપ બન્યું છે. ગુજરાતી ભાષામાં સંસ્કૃત શબ્દો ૩૫-ટકા જેટલા છે. અને એજ પ્રમાણે અંગ્રેજી ભાષા જે ટયુટૅાનીક ભાષામાંથી ઉતરી તેમાં પણ મોટે ભાગેના એંગ્લો-સેક્સન શબ્દો સાથે લેટીન ફ્રેન્ચ અને ગ્રીક

ભાષાના શબ્દો આવ્યા. અને એ શબ્દોને ચોસરથી માંડી આજ સુધીના સઘળા કવિઓએ વાપર્યા છે. પણ આપણે ત્યાં જેમ અતિ સંસ્કૃતવાળી કવિતાઓ આજે મળે છે એવી કવિતાઓ શું અંગ્રેજી સાહિત્યમાં એટલા પ્રમાણમાં મળશે ખરી ? એક ઇઝરા પાઉંડની કવિતા શબ્દોથી કે વિચારો–ભાવોની દુર્બોધતાવાળી છે તેથી શું ઓડન, ડે લ્યૂઇસ, સ્પેન્ડર, લ્યૂઇસ મેકનીસ, વીલ્ફ્રેડ ઓવન એ કવિઓનાં કાવ્યો એવાંજ છે ? એમની પદ્યભાષામાં ઓગણીસમી સદીનો એકધારીજ પ્રવાહ છે. અંગ્રેજી કવિતામાં જે ફરિયાદ છે તે ફરિયાદ કવિનાના વિચાર અને ભાવ અંગેની છે. પણ તે ફરિયાદ પદ્યની ભાષા માટે નથી રા. પુરાણી ઇલિયટ અને ઇઝરા પાઉન્ડનાં દૃષ્ટાંતો ટાંકી કવિશ્રી ખબરદારે કહેલા સત્યને અસત્ય બનાવવા માત્ર કંગાલ પ્રયત્ન કરે છે. પણ એ સાથે અંગ્રેજી સાહિત્યના મોટામાં મોટા ને સાથે લોકપ્રિય કવિઓનો પણ વિચાર કરી એ ભાષાના વિવેચકોના મત નોંધવા હતા. હુઝમેનની કવિતા–તેની વાણી માટે–તેના માધુર્ય માટે અંગ્રેજી સાહિત્યમાં આજના કોઇ પણ કવિ કરતાં વધારે જાણીતી છે, અને ગુલાબ જેવી સુંદર પણ ગણાઇ છે. અમને આશા છે કે હુઝમેનનું એકજ દૃષ્ટાંત બસ થશે. શબ્દોને વાપરવામાં પણ કવિ પાસે કળા જોઇએ છે.

કવિનો ધર્મ એ નથી કે ભાષાથી જ વાચકને મુંઝવવા. ભલે વિચારો ગહન હોય. કલ્પનાઓ ભવ્ય અને ગગનગામી હોય પણ–એ કલ્પનાના શિખર ચડી દિવ્ય દર્શન કરવાને માટે ભાષાની કેડી સરળ હોવીજ જોઇએ.

"સાંધ્યગીત"ના પ્રવેશકમાં કવિશ્રી ખબરદારે જે સત્ય સ્પષ્ટ કર્યું છે તેને આમ ગેરસમજુતીભર્યા લેખોથી અસત્ય કરી શકાવાનું નથી. પણ એ સત્ય આજે આપણે માટે કલ્યાણરૂપ છે કે આપણા કવિઓ એ વિષયને સ્વતંત્ર રીતે વિચારે. આપણે ત્યાં આજે જુઓ કે કયા કવિઓ વધારે વધારે વંચાય છે. આજે જે કવિતાઓ ભાષાને કારણે પ્રજાથી વેગળી ગઇ છે તે કવિતાઓમાં દુર્બોધતા છે–તે શું સદ્ગુણ છે ? કવિતાની

કળાનો એ કયો નિયમ ? તદ્દન નરીજ કવિતાઓ લખનાર કવિઓમાં અને એ કવિઓમાં ફેર શો ? કારણ કે નવીન કવિતા લખનારની કવિતામાં છંદ ઉપર હથોટી બેઠેલી ન હોવાથી કે અસ્ફુટ વિચારને કારણે-દુર્બોધતા આવી જાય: જ્યારે આ કવિઓ જાણીબૂઝીને દુર્બોધતા લાવવા માગે છે. જે કાવ્ય દુર્બોધ છે એ કૂટ કાવ્ય છે. જે કવિનાં કાવ્યોમાં દુર્બોધતા આવે-તે અધુરો કવિ છે, તે કવિતાનો સાચો રસિયો નથી. તે કાવ્ય સર્જનની દિવ્ય સૃષ્ટિને મહાલનાર રસાત્મા નથી. પાણીનો ધોધ પડે અને તેના ટીપે ટીપે જેમ મેઘધનુષ ઝીલાય તેમ કવિતાના શબ્દે શબ્દે રસ હોય, ઝમક હોય-કવિના અન્તરની લાગણીઓ મૂર્ત થઇ કાવ્યરૂપે પ્રગટ થઇ પોતાની કમાન ખેંચી રંગોની રમઝટ લાવે ત્યારે જ તે વાચકને મુગ્ધ કરે. એજ કાવ્ય !

## સાહિત્ય પરીષદનો પ્રમુખ કોણ ?

હજી સાહિત્ય પરીષદને અંગે પરાંવાસીઓની પ્રાથમિક સભા પણ નથી મળી. તે દરમ્યાન ગુજરાતના અનેક અઠવાડિકોમાં અને બીજાં પત્રોમાં એ સાહિત્ય પરીષદનો પ્રમુખ કોણ થશે તેની ચર્ચા આવી ગઇ છે, જો એ ચર્ચા જાગી છે તો ભલે. તે પણ સારાને માટેજ છે એમ માની લઇએ. પરીષદના પ્રમુખસ્થાનનું માન ગુજરાતના મહાન સાહિત્યકારને અપાતું આવ્યું છે. જે ગુજરાતીએ ગુજરાતની સાહિત્યથી સેવા કરી છે તેને ગુજરાતી જનતાએ એ માન આપી નવાજ્યો છે. અને એમ ગુજરાતી જનતા પણ પોતાની ફરજ બજાવી રહી છે.

છેલ્લાં બે એક સંમેલનથી પ્રમુખસ્થાન માટે મતભેદો જાગ્યા છે. અને એમાંથી એક જણ આવે. બાકીના બે કે ત્રણ રહે. આ પરિસ્થિતિ બેશક કોઇ અટકાવી શકે તેમ નથી. આજ સુધીમાં ૧૩ સાહિત્ય પરીષદો ભરાઇ ગઇ પણ હજુયે એકકે અહિંદુ પ્રમુખ નથી થયા.

પારસીઓએ ગુજરાતી સાહિત્યને વર્ષોથી પોતાની સેવા આપી છે. અને આજે ગુજરાતી સાહિત્યમાં જે ઉમેરો કર્યો છે એનો વિચાર

કોઇપણ ગુજરાતી સહેજ નિષ્પક્ષપાતે જોશે તો જોઇ શકાશે કે 'કલિકા' અને 'દર્શનિકા' જેવાં કેવળ અજોડ કાવ્યો અને પ્રતિકાવ્ય જેવી અસાધારણ કળા ગુજરાતને એમણે જ આપી છે. જીવનની સંધ્યાએ પણ એ કવિવર સાહિત્યમાં કેટલો રસ ધરાવી રહ્યા છે. તે તો આપણા સાહિત્યમાં જાગેલી કાવ્યના વિષયની ચર્ચાજ દેખાડી આપે છે. આજે કવિવર એક બીજું મહાનાટક 'મનુરાજ' લખી રહ્યા છે જે ગુજરાતને એકાદ વર્ષમાં અન્ધાકારે મળશે. ગુજરાતી કાવ્યકળા પર તાજેતરમાં એઓ વિશનજી વ્યાખ્યાન યુનીવર્સીટીના આશરે આપશે.

અંગ્રેજી સાહિત્યના પ્રખર અભ્યાસી, ગુજરાતી કવિતાપર અસાધારણ પ્રભુત્વ મેળવનાર અહિંદુ કવિવરને ગુજરાત સાહિત્ય પરીષદનું પ્રમુખસ્થાન આપી સત્કારે તો ગુજરાતે પોતાની ફરજ અદા કરી કહેવાય. વર્ષો સુધી મદ્રાસમાં રહ્યા પછી કવિવર આજે આપણી ગુજરાતમાં છે. તે વખતે ગુજરાતી જનતા એમને આવતા સંમેલનનું પ્રમુખસ્થાન આપી સ્નેહભર્યો સતકાર કરશે તો કંઇ નવાઇ નહિ.

## પ્રતિકાવ્યોનું બળ

હમણાં હમણાં સાહિત્યમાં જાગેલી કેટલીક ચર્ચામાં પ્રતિકાવ્યના નામે પણ આવી ક્રૂર મશ્કરીઓ કેવળ અપમાનજનક રીતે કરવામાં આવે છે" એમ, બધાં વચનો ઉચરાયાં છે. એમાં ક્રૂર અને અપમાનજનક શબ્દોનો ઉપયોગ પ્રતિકાવ્યને માટે જો કહેવાતો હોય તો તે નિરર્થક છે. પ્રતિકાવ્યની કળાજ એ કે મૂળ કાવ્યના કવિની મશ્કરી કરે. અંગ્રેજી સાહિત્યમાં જે જે પ્રતિકાવ્યો લખાયાં છે અને જે પ્રતિકાવ્યમાં જેવી મશ્કરીઓ થઇ છે એવી મશ્કરીઓ આપણા પ્રતિકાવ્યમાં હજી નથી થઇ. પ્રતિકાવ્ય એ સાધારણ કાવ્ય કે મામૂલ પદરચના નથી, એ ટીકા કરનાર ભાઇએ જાણવું જોઇએ. 'અવરોહણ

એટલુંજ નહિ પણ અસાધારણ શક્તિ જોઇશે. અને જે પ્રતિકાવ્યો આવી શક્તિથી એ લખતાં હોય તેમાં શું પ્રતિકાવ્યનાં કવિનો આશય હોઇ શકે? 'ખેલદીલી' હશે તો એ મશ્કરીઓ સહન કરવામાં કંઇ વાંધો નથી. કોઇ પણ પ્રતિકાવ્ય કદાચ જાણીબુઝીને કોઇને કોઇને નુકસાન કરવાજ લખ્યુ હોય એમ માનવાને કારણ નથી. 'અવરોહણ' જેવા પ્રતિકાવ્યમાં જે વિવેચન ગદ્યમાં પણ સહેલાઇથી ન થાય તેવું વિવેચન એ પ્રતિકાવ્યમાં કેટલી સફળ રીતે થયુ છે એ ટીકા કરનાર ભાઇ અને બીજા રસિક વાચકો જોઇ શકશે. કવિતાના વિષયમાં પ્રતિકાવ્ય એ અસાધારણ કળા છે. અને એ કળા પર પ્રભુતા રાખનાર કવિ આવાજ હેતુઓથી પ્રતિકાવ્યો લખતા હોય એ માનવું કેવળ ગેરસમજુતી ભર્યું છે. એ પ્રતિકાવ્યોને તો સમજવામાં અને સમજાવવામાંજ વાચકનો રસ રહેવો જોઇએ. અને રસિક વાચક એમ સમજતાં અને સમજાવતાં એ કળાને સાંગોપાંગ જોઇ શકશે–અને પ્રતિકાવ્યમાં રહેલી મીઠી મોજ માણી શકશે.

આ પ્રતિકાવ્યની ઉપર ટીકા કરનાર ભાઇ બહુ કુમળી ચામડીના હોય એમ જણાય છે. એમણે જાણવું જોઇએ કે મિત્રતાને કે બીજા સંબંધોને લીધે જો કોઇ અતિપ્રશંસા કોઇ લેખકની કરે તો બીજા ત્રાજવામાં તેની સામે આવાં પ્રતિકાવ્યો કે વિરોધી લેખો પણ આવવાનાજ અને એમ થતાંજ ખોટું નમી પડેલું ત્રાજવું પાછું સમધારણ આવી શકે. સાહિત્યનો આ પ્રકાર કોઇ પણ લેખકથી અટકાવી શકાવાનો નથી.

## સ્વ. ગિજુભાઇ બધેકા

ગિજુભાઇએ પોતાની જીંદગીમાં શું નથી કર્યું? આવતી કાલના ગુજરાતીઓમાં પ્રાણ પૂરનાર એ ગિજુભાઇ. વર્ષોથી એમણે દક્ષિણા મૂર્તિદ્વારા ગુજરાતની સેવા કરી, કેળવણીની જૂની પ્રથા નાબૂદ કરી નવીન પ્રેમાળ અને મોન્ટેસોરી પધ્ધતિએ વળગેલી ગુજરાતનાં બાળકોને માફક આવે એવી સુંદર કેળવણી પધ્ધતિ દાખલ કરનાર ગિજુભાઇ નવી કેળવણીનો પાયો નાંખી ગયા છે.

શ્રી. ગિજુભાઇનાં અવસાનથી ગુજરાતને ભારે ખોટ ગઇ છે. ગુજરાતમાં ભાગ્યેજ એવાં બાળકો અને શિક્ષકો મળશે કે જેમણે ગિજુભાઇનું નામ સાંભળ્યુ ન હોય. અને એજ ગિજુભાઇની થયેલી ગુજરાત પર અસર-બાળકો સાથે 'મેમથી વતી' શિક્ષણ આપવું-એનો સફળ અખતરો કરનાર અને કરાવનાર, બાળમાનસને સમજનાર અને સમજાવનાર ગિજુભાઇની ખોટ પૂરી પૂરાય એમ નથી. શિક્ષણ શાસ્ત્રમાં અનેક નવા નવાં અખતરા કરી અને ગુજરાતના બાળકેળવણી-કારોને ચીલા પાડી આપનાર ગિજુભાઇના અવસાનથી એ બાળકેળવણીકારોને પણ આજે ખોટ જ છે. પણ પડેલા ચીલામાં એ કેળવણીકારો ચાલશે તો ગિજુભાઇનું જીવ્યું જીવન રૂડાયે ગુજરાતની પ્રજા માટે લાભદાયક છે. અને ગુજરાતના મહાપુરુષોમાં અમર છે. આવતી કાલની પ્રજાને ઘડવામાં ગિજુભાઇનો ફાળો અસાધારણ હતો અને રહેશે. પ્રભુ એમના આત્માને શાંતિ આપો !

## સામયિકોની કંગાલ દશા

આજે ગુજરાતી સાહિત્યમાં શિષ્ટ સાહિત્યનાં પુસ્તકો કે સામયિકો નથી જતાં એ ફરિયાદ વધી છે. "માધુરી એ ફરિયાદમાં સર પૂરે છે. માનસીકાર શ્રી. વિજયરાયે પણ માનસીના ગયા અંકમાં 'હવે માનસી વ્યક્ત કે અવ્યક્ત દશામાં રહેશે' એમ લખ્યું છે. આર્થિક ખોટ ખાઇને આપણા સામયિકો આજે ચાલી રહ્યાં છે એમાં શંકા નથી શ્રી. વિજયરાય વૈદ્ય આપણા એક પીઢ સાહિત્યકાર છે. "કૌમુદી" ત્રિમાસિકથી એમણે આપણા સાહિત્યમાં નવીજ ભાત પાડી ત્યાર પછી કૌમુદી માસિક થયું. કૌમુદીથી છુટાં થતા એમણે માનસી કાઢયું અને એ માનસી પણ આજ સુધી ટકયું. શ્રી. વિજયરાયે જીવલેણ પ્રયત્નો કરી ટકાવી રાખ્યું અને હજી એવાજ સતત પ્રયત્નોથી એ ટકશે એમાં શંકા નથી. પણ તે ક્ષણે એક વિચાર દરેકાઇને આવેજ, પછી ભલે એ 'માનસી' હોય કે 'માધુરી' કે ગુજરાતનું કોઈ બીજું એવું સામયિક અને તે વિચાર એવાં સામયિકને ક્યાં સુધી નભાવવાં. એનાં તન્ત્રી સંચાલકો-જેમ તેમ કરીને ચલાવતા

હોય તે ઉપરાંત પણ ખોટ રહેતી જ હોય તો શું ગુજરાતે એ સામયિકોની જરૂર નથી એમ કરી એ સામયિકો બંધ કરવાં? આવાં સાહિત્યનો વાચક વર્ગ પણ અમારી ગણતરી પ્રમાણે અને અનુભવ પ્રમાણે ઓછો નથી પણ જે સત્ય જોયું છે તે તો ગ્રાહકવર્ગ ઓછો છે. શ્રી. વિજયરાય વૈદ્ય–અને એમના જેવા બીજા આપણા સાહિત્યકારોએ ભાગીરથ પ્રયત્નો કર્યાં છે. પણ હકીકતે તેમનાં ફળ તેમને નથી મળ્યાં. 'માધુરી' માટે પણ એજ દશા છે. પણ હજીએ તપશ્ચર્યાની ભૂમિકા પર ઉભેલું 'માધુરી' સહગામીઓની દશા જોઇને પણ કકળી ઉઠે છે. ગુજરાતની એક કરોડની વસ્તીમાંથી આવા એકાદ સામયિકને શું પાંચસો જેટલા પણ ગ્રાહકો ન મળે? ગુજરાતમાં બીજું કંઇ નહિ તો શું પાંચસો જેટલા પણ લક્ષાધિપતિઓ નથી જેઓ માત્ર વર્ષે પાંચ રૂપિયાનું લવાજમ ભરી આવા સામયિકને નભાવે અને એમના તન્ત્રીઓનો બોજો હલકો કરે. ગુજરાતમાં જન્મનારા ગુજરાતી ભાષા બોલે છે. ગુજરાતી ભાષા બોલનાર દરેક ગુજરાતીનો–ગુજરાતમાં જન્મતાંની સાથે ગુજરાતી વાણીનો ઉધ્ધાર કરવો, ગુજરાતી ભાષાને સમૃદ્ધ બનાવવી એ તેનો ધર્મ જ. તેની જન્મથી એ પવિત્ર ફરજ છે. જે ભાષામાં બોલીએ છીએ એ ભાષાનું ગૌરવ દરેક ગુજરાતીને હોવું જ જોઇએ. કુટુંબનાં ભાઇ બ્હેનોને પણ આપણે 'આપણા–પ્રેમધર્મ'થી પોષીએ છીએ. તેમનો ઉત્કર્ષ થતો જોવાને આપણે હંમેશાં આતુર રહીએ છીએ તો શું ગુજરાતી ભાષાને માટે આપણે એટલી લાગણી ન ધરાવશું? ગુજરાત આપણી જન્મભૂમિ છે ગુજરાતી ભાષા આપણી ભાષા છે અને એ ભાષાનાં સામયિકોને એ ભાષાનો ઉત્કર્ષ કરતાં એ ભાષાના જ્ઞાનપિપાસુઓની તૃષ્ણા છુપાવવા માંડેલી પરબ (સામયિકોને) શું ગુજરાતીઓ ને નભાવશે? અંગ્રેજી સાહિત્યમાં મળે તેનાથીયે વિશેષ નોંધવા જેવાં દાખલાં ગુજરાતી સાહિત્યકારોમાંથી મળશે. હાજી મહમ્મદ જેમણે પોતાની દોલતને એક 'વીસમી સદી' પાછળ ફના કરી તે હાજી સદાને માટે એક કફન ઓઢી દફન કરવા

ગયા અને આજે પણ ગુજરાતનું અહોભાગ્ય છે. ગુજરાતની જનતાએ અભિમાન લેવા જેવું છે કે આવી સ્થિતિમાં પણ એવા સામયિક સંચાલકો–અને સાહિત્યકારો છે કે જેમણે પોતાના બચ્ચાંના મોઢાંમાંથી રોટલો ઝૂટવી સાહિત્ય પર કુરબાન કર્યો છે એવા સાહિત્યકારોની ગુજરાત શું આજે આવીજ કદર કરી રહી છે? એક સામયિક બંધ થતું હોય કે થવાનું હોય–પણ તેને નભાવવું એ આજે ધનવાન ગુજરાતીઓની–અને રસિક ગુજરાતી જનતાની ફરજ છે. અને જન્મથી વરેલો ધર્મ છે. એ ધર્મ દરેક ગુજરાતી ભાઈ આવી કટોકટીની સ્થિતિમાં બજાવે–તો યે બસ.

## વિલેપારલેની એક મહાન સંસ્થા

"વિલેપારલે કેળવણી મંડળ" એ સંસ્થાથી મુંબઈ કે બહારના મુંબઈ પરાંવાસી ભાગ્યેજ અપરિચીત હશે એ સંસ્થા તરફથી શ્રી. ગોકળીબાઈ હાઈસ્કૂલનું એક ભવ્ય મકાન તાજેતરમાંજ નામદાર બાળા સાહેબ ખેરે ખુલ્લું મકયું હતુ ગુજરાતની સાહિત્યરસિક જનતા પણ ગોકળીબાઇ હાઇસ્કૂલથી પરિચિત હશે થોડાજ મહિના પહેલાં એ સંસ્થામાં ગુજરાતના જાણીતા સાહિત્યકારોનો સમૂહ જામ્યો હતો. એવો સાહિત્યકારોનો સમૂહ ભાગ્યે જ કોઇ સંસ્થામાં કામ કરતો જણાયો હશે શ્રી સ્નેહરશ્મિ, શ્રી. ઉમાશંકર જોશી, શ્રી. દુર્ગેશ શુકલ, શ્રી 'પિપાસુ' શ્રી. ઇન્દ્ર વસાવડા, એ સૌ એકી વખતે એક સાથે આ સંસ્થામાં હતા

એક હજાર વિદ્યાર્થીઓનો સમાવેશ કરી શકે એવું એક આલિશાન મકાન ૧,૪૦,૦૦૦ રૂપિયાના ખરચે હમણાંજ બાંધી આ સંસ્થાનાં કાર્યમાં એક નવોજ વેગ આવ્યો છે.

આ સંસ્થાની પ્રગતિનું સઘુ માન "એક્ઝીક્યુટીવ કમીટી" ને ફાળે જાય છે. 'એક્ઝીક્યુટીવ સમિતિ'ના સાત સભ્યો 'સપ્તર્ષિ મંડળની જેમ પોતપોતાના નિયતસ્થાનમાં રહી આ સંસ્થા માટે જતનું કરી રહ્યા છે. ગુજરાતમાં એવી થોડીકજ સંસ્થાઓ જોવા મળશે કે જે

સંસ્થાની, વ્યવસ્થાપક સમિતિના સભ્યો તે સંસ્થામાં આટલો અંગત રસ ધરાવી સંસ્થાની પ્રગતિને પોતાની સિધ્ધિ માને આમ 'એકઝીક્યુટીવ સમિતિ'ના સભ્યોએ એ સંસ્થામાં નવુંજ ચેતન આણ્યું છે. અને ગુજરાતની અનેક સંસ્થાઓ માટે એ આદર્શ સમિતિ માફક રહે તો નવાઇ નહી સંસ્થા ઉત્તરોત્તર વધારે પ્રગતિ કરે–અને 'એકઝીક્યુટીવ સમિતિ'ના સૌ સભ્યોને તેમના પ્રયત્નોમાં સિધ્ધિ મળતી રહે–એજ અમારો અંતઃકરણની ઇચ્છા. આ સંસ્થાને ૫૦,૦૦૦ રૂપિયાનું દાન આપનાર શ્રીમતી ગોકળીબાઇ આજે હજારો બાળકની વાત્સલ્યભરી માતા બની, આ સંસ્થાના વિકાસમાં પોતાનો અમૂલ્ય ફાળો નોંધાવે છે. ગુજરાતનાં બાળકો માટે ગુજરાતીઓ જ્યાં જ્યાં આવી સંસ્થાઓ ચલાવતા રહેશે–તો ગુજરાતને એક અને અજોડ થવાને લાંબો વખત નથી. કારણ કે રાષ્ટ્રની પ્રગતિ એ કેળવણીના જ વિકાસ પર અવલંબેલી છે. ટૂંકમાં અમે 'કેળવણી મંડળ'ના સભ્યો શ્રી. શિવજીભાઇ શેઠીઆ, શ્રી જગમોહનદાસ કાપડીઆ શ્રી. ગુણવંતરાય દેસાઇ શ્રી. ભાઇદાસભાઇ ભુતા, શ્રી. અંબાલાલ પટેલ, શ્રી. છગનલાલ બક્ષી શ્રી. કાન્તિલાલ કસોટીઆ એ સૌને અભિનંદનો આપીએ છીએ.

## સહગામી સામયિકો

આપણે ત્યાં જેમ જેમ સામયિકોની દશા તંગ બનતી જાય છે તેમ તેમ નવાં સામયિકો પણ ઠીક ઠીક પ્રગટ પડે છે એ પણ ગુજરાતની સાહિત્ય રસિકોની ખેલદીલીજ છે. તાજેતરમાં જ 'સુહિણી' નામનું માસિક શ્રી કરસનદાસ માણેકે બહાર પાડયું છે અને એના પહેલા અંકમાં સારાં સારાં કાવ્યો તેમજ લેખોનું દર્શન થાય છે. કરાંચી જેવા સ્થાનમાં એકાદ સામયિકને માટે જરૂર અવકાશ છે. શ્રી કરસનદાસ માણેક એમના સાહસમાં સફળતા મેળવે એમ આશા રાખીએ છીએ. પુનાથી દોઢેક વર્ષથી બહાર પડતું 'કુસુમ' ત્રૈમાસીમાં પણ સારા સારા લેખો અને કાવ્યોથી પોતાની પ્રગતિ સાધી રહ્યું છે–અને એટલજ સમયથી બીજુ માસિક 'સુવાસ' વડોદરાથી બહાર પડે છે તેમાં પણ અભ્યાસપૂર્ણ આવતા લેખો આપણા સાહિત્યમાં સારો ઉમેરો કરે છે. આ નવાં સહગામી સામયિકો એમની પ્રગતિ સાથે સફળ બને એટલી અમારી અન્તઃકરણની ઇચ્છા!

# સમાલોચના

## અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો

અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠકે આપેલા ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન ગ્રન્થાકારે મુળે છે. આ વ્યાખ્યાન પછી ગુજરાતી જનતામાં અર્વાચીન કવિતા અંગે ઠીક ઠીક ચર્ચા થઇ છે. અને આજે સૌ કોઇ એની મીમાંસા કરી ચુક્યું છે શ્રી. પાઠકે અર્વાચીન કવિતામાં 'પ્રસ્થાન'ના તન્ત્રી તરીકે ઠીક ઠીક ફાળો આપ્યો છે. એમણે આપણા નવીન કવિઓને સમજ્યા છે, અને આ વ્યાખ્યાનમાં અમણે એ નવીન કવિઓનેજ વધારે પડતું મહત્વ આપ્યું છે.

વ્યાખ્યાનની કરેલી યોજના સારી છે. ધીમે ધીમે કાવ્ય પ્રદેશમાં એક અજાણ્યો પ્રવાસી પ્રવેશે અને એ પ્રદેશને ખૂણે ખૂણે ફરી વળે, આમ આ વ્યાખ્યાનમાં અરસિક જનતાને પણ રસ રહે એ સહજ છે. અને એમાંજ વ્યાખ્યાતાએ પોતાનું ચાતુર્ય વાપર્યું છે. કાવ્યનાં કેટલાંક મંતવ્યો એમણે વાજબી રીતે વ્યક્ત કર્યાં છે. તેમજ સિદ્ધાન્તોને સુસ્પષ્ટ કર્યા છે. તેવીજ રીતે કેટલીક જગાએ ગેરસમજુતીભર્યાં વિધાનો પણ તે તે વિષયના સૂક્ષ્મ જ્ઞાનના અભાવે કર્યાં છે. કેટલાંક મહત્વનાં પ્રકરણોને ઉપર ટપકેજ જોઇ ગયાં હોય એમ પણ લાગે છે. તેમજ જે નવીન કવિઓને એમણે વધારે પડતું મહત્વ આપ્યું છે, એ કવિઓમાંથી કેટલીક ખૂબીઓ પણ દેખાડી શકયા છે ખાસ કરીને પ્રો. ઠાકોરની કવિતામાંથી એમણે એ નીતિથી વધારે યશ મેળવ્યો છે.

આખા વ્યાખ્યાનની સંપૂર્ણ મીમાંસા કરતાં આ સમાલોચના ઘણી લાંબી બને. પણ અહીં માત્ર કેટલીક મહત્વની જ ચર્ચા કરવી યોગ્ય ધારી છે.

છન્દોના મિશ્રણની બાબદમાં શ્રી પાઠકનું વિધાન અમને લાગે છે કે ગેરસમજુતીભર્યું છે. ભિન્ન ભિન્ન જાતિના છંદોના મિશ્રણની

શક્યતાઓ એમણે દેખાડી છે. શાલિની અને ભુજંગી જેવા છંદના મિશ્રણની શક્યતા પણ એમણે બતાવી છે. આવા મિશ્રણો કુશલ વિધાયક જો કરે તો સંવાદ તૂટતો નથી, એમ એમનું માનવું છે. કવિતા એ કાનનો વિષય છે, ઉચ્ચારથી જે મોજાં (Vibrations) જાગે તે આવીને કાન પર અથડાય. એ મોજાંઓ (Vibrations) કવિતાના છંદના લયને અનુકૂળ હોય છે. જેવો લય તેવાં મોજાં. જ્યારે એક છંદના તેના લય પ્રમાણેનાં મોજાં (Vibrations) થાય અને આપણા કાન પર અથડાય તેજ ક્ષણે એક બીજાજ છંદ કે જેનો લય તદ્દન જુદોજ છે એટલે તેનાં મોજાં પણ જુદીજ ગતિનાં થવાનાં તે આપણા કાન પર કેવી અસર કરશે. જેમ એક મકાન સળગી રહ્યું હોય અને તેમાંથી ભડકાં નીકળતા હોય ત્યાં–તેમાં કુશળ વિધાયક બંબાવાળાઓ પાણી રેડે અને ત્યાં ભડકા બધ પડતાં ધુમાડોજ નીકળે તેવી દશા આ અજાતીય છન્દોના મિશ્રણ કરવાથી થાય. મિશ્રોપજાતિ અને વસંતતિલકામાં બેશક એ મિશ્રણ શક્ય છે તેટલુંજ મિશ્રોપજાતિ અને શિખારિણીમાં એ મિશ્રણ અશક્ય છે. કારણ કે એ જુદી જુદી જાતના છંદોના લયેજ જુદા છે, ત્યાં કુશળ વિધાયક પણ શું કરી શકે? એક લય-માંથી બીજા લયમાં જતાં કવિને યા વાચકને આંચકો લાગશેજ. સળંગ પદ્ય (Blank Verse)ની બાબદમાં પ્રો. ઠાકોરના પૃથ્વીને યોગ્ય ગણ્યો છે. પણ અમે માનીએ છીએ, કે સો સવાસો જેટલી પંક્તિઓના કાવ્યોમાં પણ એ પૃથ્વી નિષ્ફળ છે. 'પૃથ્વી'નું ગૈયત્વજ કવિઓને આકર્ષે છે. અને એ ગૈયત્વ કેટલી હદ સુધી વાચકોનો રસ ટકાવી શકે? તેનોજ વિચાર કરવાનો રહ્યો. સળંગ પદ્યમાં બને તેમ વધારેમાં વધારે સ્વાતંત્ર્ય કવિને મળવું જોઇએ તો તે સ્વાતંત્ર્ય મળી શકે એમ નથી. સોનેટના વિષયમાં એમણે ચૌદ પંક્તિના બંધનને સોનેટનું આવશ્યક અંગ નથી માન્યું. આના જેટલું બેજવાબદાર વિધાન એકકે નથી. શ્રી. પાઠક અંગ્રેજી સાહિત્યમાં Sonnet has

Own Prescription ત્યાં શ્રી. પાઠક આ વિધાન ક્યાંથી લઇ આવ્યા હશે ! ખુદ શેક્સપીયરના ૧૪૫ સૉનેટને અંગ્રેજી સાહિત્યના વિવેચકોએ તેની આઠ શ્રુતિની પંક્તિઓ હોવાને કારણે સોનેટ તરીકે માન્ય નથી રાખ્યું. આપણા સાહિત્યમાં નવીન કવિઓમાં સફળ સોનેટ લખનાર ફક્ત બેજ કવિઓ છે. અને તે એક શ્રી. ચન્દ્રવદન મહેતા અને બીજા શ્રી પૂજાલાલ જ્યારે એ બે કવિઓનાં નામ નિશાનનો ઉલ્લેખ પણ સોનેટના વિષયમાં કર્યો નથી

ઉપર જણાવ્યું તેમ નવીન કવિઓ (ખાસ કરીને સુન્દરમ્ અને ઉમાશંકર)ને જેટલું વધારે પડતું મહત્વ આપ્યું છે તેટલું જ ઓછું મહત્વ એમણે અન્ય પ્રતિભાશાળી કવિઓને આપ્યું છે. Fancy and imagination ની જ્યાં રા. પાઠકે ચર્ચા કરી છે ત્યાં શ્રી. ઇન્દુલાલનું નામનિશાન નથી જ્યારે ઇન્દુલાલ ગાંધી Fancies અને imaginationમાં બળવાન કવિ છે. શ્રી. ઇન્દુલાલ ગાંધીનુ કવિતા ધનજ ફક્ત એ Fancies અને imagination પર નભી રહ્યું છે. જે સત્ય આપણા સૌ કોઇ વિવેચકો સ્વીકારશેજ. આ ઇન્દુલાલ ગાંધીનો ઉલ્લેખ એમના આખા વ્યાખ્યાનમાં માત્ર એકજ જગાએ કરવામાં આવ્યો છે તે જોતા શ્રી પાઠક પોતાનું સંકુચિત માનસ વ્યકત કરે છે. અને એને માટે અમે ખેદ પ્રદર્શિત કરીએ છીએ, આ સ્પષ્ટ અમે અહીં એટલા માટેજ કરીએ છીએ કે જાહેરમાં જાહેર જવાબદારીભર્યું વ્યાખ્યાન આપનાં એક વ્યાખ્યાતાનો પહેલો ધર્મ કોઇને પણ અન્યાય ન થાય એજ હોવો જોઇએ. આવીજ રીતે આખા વ્યાખ્યાનમાં શ્રી પાઠક પ્રો. ઠાકોરનો પક્ષ ખેંચતાજ જણાયા છે. જ્યાં ઠાકોરનો પક્ષ ખેંચી એમના કાવ્યોમાંથી મામૂલી ખુબીઓ દેખાડવાનો પ્રયત્ન કર્યો છે, ત્યાં ત્યાં કવિશ્રી ન્હાનાલાલમાંથી દૂષણો શોધવામાંજ એમણે એમની શકિતનો વ્યય કર્યો લાગે છે. 'ભ્રૈવ' અંગે બોલતાં એઓ પ્રો. ઠાકોરમાંથી

ઉદાહરણ આપે છે. એ શ્લેષ તદ્દન સામાન્ય પ્રકારનો શ્લેષ છે જ્યારે શ્રી. પાઠકે જો કવિશ્રી ખબરદારનું "થુવર" ઠીક રીતે વાંચ્યું હોત તો તેમાંથી આપણી કવિતામાં સારામાં સારા શ્લેષ સહેલાઇથી મેળવી શકયા હોત.

આગળ જતાં બીજું ગેરસમજુતીભર્યું વિધાન એમણે પ્રતિકાવ્ય અંગે કર્યું છે. તેને માટે અહીં વિસ્તારથી ન લખતાં શ્રી પાઠકનું ધ્યાન ખેંચીએ છીએ કે પ્રતિકાવ્યની સાચી વ્યાખ્યા કવિશ્રી ખબરદારે કરેલી છે. અને તે "માધુરી"ના ગયા અંકમાં અમે આપેલી છે.

આમ આ વ્યાખ્યાનની સમાલોચના કરતાં એક મુદ્દો એજ મળે કે શ્રી પાઠકે પોતાના મંતવ્યને વધારે સ્પષ્ટ કરવામાં જ્યાં જ્યાં દૃષ્ટાંતો નોંધ્યાં છે તે દૃષ્ટાંતો ઘણાં નબળાંજ જડયાં અને મૂકયાં. એ નબળાં દૃષ્ટાંતો શોધવામાં એમની સંકુચિત દૃષ્ટિ મુખ્ય કારણ રહે છે. જો વિશાળ દૃષ્ટિ રાખી હોત તો એમને ઘણાં સમર્થ દૃષ્ટાંતો મળી શકયાં હોત. પણ આ ચર્ચાની વિગતમાં અહીં અવકાશ નથી. નહિ તો આ સત્ય અહીં વધુ દલીલો અને દૃષ્ટાંતો સાથે દેખાડી શકયા હોત.

એક વિવેચક એક સાહિત્યની કેવી તુલનાત્મક ચર્ચા કરે છે તે જો શ્રી. પાઠકે જોવું જ હોય તો 'Modern Poetry' એ લ્યૂઇસ મેકનીસનું વ્યાખ્યાન વાંચો જવા એમને અમારી વિનંતિ છે અને પછી એઓ જુએ કે એ મુકાબલે આ વ્યાખ્યાનમાં કયી કયી ઉણપો રહી ગઇ છે. જ્યારે એક વ્યાખ્યાનકર્તા કવિતા સાહિત્યનું મૂલ્યાંકન કરવા બેસે ત્યારે એણે પોતાના પવિત્ર ધર્મને જ મહત્વ આપવું જોઇએ. અને નહિ કે પોતાની ટેવાયેલી સંકુચિત દૃષ્ટિને.

મગનલાલ લાલભાઈ દેસાઈ

શુભદા

જીવન અને નવલકથા ( Fiction ) નો સુભગ સમન્વય સાધનાર શરદ બાબુ હવે ગુજરાતી સાહિત્ય શોખીનોના માનીતા થઇ

ગયા છે. મહાદેવભાઈ દેશાઈએ આ બંગાળી કલાકારનો ગુજરાતને પરિચય કરાવ્યો ત્યાર પછી રા. સુશીલ અને અન્ય લેખકોએ તેમની વાનગીઓનો આપણને રસાસ્વાદ કરાવ્યો. "શ્રીકાન્ત" ને પછી "શુભદા" આરંભનાં કૃતિ લેખે અધકચરી કલામય ગણાય: તેમાં ઉત્કૃષ્ટ નવલના અંશો નથી છતાંયે જીવનનું કારુણ્ય તેમાં છલોછલ ભર્યું છે.

અંગ્રેજ નવલકથાકાર Feilding ની Emilia બાપડી ભર્યે ભાણે પતિની વાટ જોતી બેસીજ રહે પણ પતિદેવ પધારેજ નહિ: રાતની રાત પ્રતીક્ષા કર્યાજ કરે અને ભૂખે પેટે સુવે એમ શુભદા, હારાણ મુખરજી માટે મમતા રાખી એને માટે બધુંયે કરે પણ ધૂળ ઉપર લીંપણ ગરીબ ગાય જેવી શુભદાને મુઠ્ઠી અન્ન માટે બેસી રહેવું પડે છે: પુત્રીઓ લલના-છલના અને અન્ય આ પ્રકારની યાતનાઓ સહન કર્યેજ જાય. નફ્ફટ, નફકરો હારાણ મુમુક્ષુ જેવો ઘરઘર મુઠ્ઠી અન્ન માગી ખાતા હરાયા ખેર જેવો માર્યો માર્યો ભટકે છે. દેવ ક્યાં લગી આ સ્થિતિ રાખશે? લલના જીવનનો અંત આણવા જતાં નવું જીવન પ્રાપ્ત કરે છે. એક માલેતુજાર જમીનદારની પત્ની બને છે. લલનાની મદદ ટેકીલી શુભદા સ્વીકારવા ના પાડે છે. હારાણ એ રકમને તફડાવી જાય છે.

દત્તાની 'વિજ્યા' 'શેષ પ્રશ્ન'ની 'કમલ' 'બડીદીદી'ની 'માધવી' શરદ્ બાબુના આ સ્ત્રી પાત્રો એક બીજાથી નોખા છે. પાત્રોમાં એકવિધતા ન લાવવા આ બંગાળી બાબુ તકેદારી રાખે છે. શુભદા એ રીતે શરદ્ બાબુનાં સ્ત્રી પાત્રોની સૃષ્ટિમાં અનોખી ગણાય, રખડુપતિ છતાંય તેને માટે અનન્ય આદર ભાવ એ આર્યભાવ તેના અણુએ અણુમાં વ્યાપ્ત છે. શરદ બાબુનાં બધાંય સ્ત્રી પાત્રો માં વિશિષ્ટ તત્વો છે. શુભદા એ બધાય જુથમાંથી નોખી તરી આવે છે, તેનુ વ્યક્તિત્વ સંગે ચરપરનું ઘડાયું છે. આવી વ્યક્તિ દેવની નિષ્ઠુરતા જુએ, તેનો સામનો કરે અને દેવને હંફાવે એવું ક્યું પાત્ર આપણને શોધ્યું યે જડશે?

વસ્તુ જરા Loose શિથિલ ગણાય. શ્રીકાન્ત જેમ Organic સુબધ્ધ નથી છતાંય શરદની કલમ તેના પર અડતાં તે સુવાચ્ય બને છે, હિન્દી અને મરાઠી માંથી જ્યાં અનુવાદો થાય, ઋણ સર ખુશે ન સ્વીકારાય અને જાહેર જનતાને અવળાં ચશ્મા ચઢાવય જ્યાં આ અનુવાદ પ્રશસ્ત લેખાય. બંગાલીમાંથી રા. હિમાંશુ ચક્રવર્તી ભાઇ શાંતિલાલ શાહને 'શુભદા' સમજાવે અને શાંતિલાલ તેને ગુજરાતીમાં ઉતારે કહો અનુવાદની આ કળા વિશિષ્ટ-વિચિત્ર નથી? રા. શાંતિલાલની આ અનુવાદકૃતિ પ્રથમ વારે છે એટલે તેમાં સિધ્ધ-હસ્ત અનુવાદકની શૈલી તો માલૂમ નહિ પડે પણ પ્રત્યેક લબ્ધ પ્રતિષ્ઠ લેખકે પ્રારંભ તો કર્યોજ હશેને?

—પ્રો. વસન્ત ઉપાધ્યાય

શોભા

જીવનનું પ્રતિબિંબ સાહિત્યમાં ઝીલવાના પ્રયાસો કરવા એ આજની દુનિયાના સાહિત્યકારોનો પ્રધાન ધર્મ થઇ ચૂક્યો છે. આપણી આંખ સામે જ તરવરતી સૃષ્ટિને શબ્દનાં અસ્થિ આપીને લેખક પોતાના દૃષ્ટિ બિંદુરૂપી પ્રાણ પુરીને તદ્દન નવીજ સૃષ્ટિ રચે છે છતાં વાસ્તવિક જીવન સાથેનું તેનું તાદાત્મ્ય અત્યંત અદ્ભૂત રીતે રજુ કરવામાં અર્વાચીન લેખકો ભૂતપુર્વના સાહિત્યકારોને ચમકાવે છે. આજનો યુગ ગગનગામી ઉડ્ડયનનો નથી આજના યુવાન યુવતીને તો ધરતી પર મીટ માડવાનું વિશેષ ગમે છે ભાઇ 'ધન્દ વસાવડા'ની 'શોભા' એ હાનાલાલની "જયા" કે સરસ્વતી ચંદ્રની 'કુમુદ' અથવા મુન્શીની 'મંજરી' કે રમણલાલની 'કોકીલા'થી તદ્દન જુદીજ ભૂમિકામાં ઉભી રહે એવી હિંદુ સંસારનીજ એક યુવતી છે. શોભાના જીવનની કરૂણાનું આલેખન એ એકજ દૃષ્ટિથી 'શોભા નામની નવલની રચના લેખકે કરી હોય એમ હું માનું છું. એ કરૂણાને સહાનુભુતિ, અનુકંપા જેવી સહિયરો મળી રહે એવું વાતાવરણ જમાવવા અનેક પાત્રો આ લાંબી કથામાં ડોકિયાં

કરી જાય છે વિનોદ જેવો જીવન પ્રત્યે બેફીકરપણું દાખવનાર યુવક, અનિલ જેવો ભાવનાશીલ છતાં નિષ્ક્રિય લાગતો યુવક, કરૂણા, નીલા, રાધા મિશ્રણી જેવી સરળ હૃદયની આર્ય કન્યાઓ, મોટા રામ અને દાદામીયા સરખા મધ્યમ થરમાંથી મળી આવતા માનવીઓ। તાઉજી અને તાઇજી જેવા હિન્દુ સમાજમાંથી મળી આવતાં અત્યંત જૂજવાણી માનસ ધરાવનાર વિશિષ્ટ પાત્રો આ બધાં પાત્રો શોભાને કરૂણા ને ઘેરી બનાવવા પુરતાજ અહીં મૂકાયાં હોય એમ આપણને લાગે છે. કેટલાયે પાત્રો હજુ મોં બતાવે ન બતાવે ત્યાં તો અદૃશ્ય થઇ જતાં આપણને જણાય છે એ પ્રત્યેકની લાક્ષણિક માનવતાથી વાંચકને તે આંજી દે છે અને આખાયે નવલકથા વાંચ્યા પછી એમ જરૂર થાય છે કે આ પાત્રને ખિલાવવાની જરૂર હતી પરંતુ સૂક્ષ્મ અભ્યાસ કરતા જણાશે કે લેખકનો આશય તો શોભાના જીવનની કરૂણા તરફજ કેન્દ્રિત થયો હતો. એ શોભાને બેભાન બનાવી છે કે સાચેજ આ લોકમાંથી ઉઠાવી લીધી છે એવું સ્પષ્ટ ન બતાવવામાંજ આ કથાના સર્જકની કલાદ્રષ્ટિ રહી છે શોભા મૃત્યુ પામી છે. એમ બતાવી આ દૃષ્ટિને અત્યંત કરૂણ બતાવવા જતાં સુચક કલાનો હેતુ જળવાતો નથી એવું સમજીનેજ લેખકે જે અંત મુક્યો છે તે યોગ્યજ છે.

શરદ બાબુની પ્રતિભા આપણા સાહિત્ય પર ઠીક ઠીક પ્રભાવ પાડી રહી છે. તેની અસર આ કૃતિમાં પણ દૃષ્ટિગોચર થાય છે. છતાં માનવ સ્વભાવનું જે સુક્ષ્મ અવલોકન શરદ બાબુની લેખિનિ માંથી નિર્ઝરે છે તે તો અહીં ભાગ્યેજ મળે છે પરંતુ એ દિશામાં ભાઇ વસાવડા પોતે વિકાસ સાધી શકે એમ છે. આ ગ્રંથ આટલો સુવાચ્ય હોવા છતાં તેનું ગુજરાતીકરણ સંપૂર્ણ સાવચેતીથી નથી થયું એટલી મર્યાદામાંથી જન્મેલ બીજી કેટલીક ત્રુટીઓ પણ આ કલાકૃતિ ને ટોચો મારી શકી છે. છતાં પણ આ કૃતિના સર્જકમાં છુપાયેલ, ઊંડે ઊંડે પડેલ શક્તિઓ વિશે જરા પણ અશ્રધ્ધા ઉપજતી નથી એવું પણ એમાંનું સમગ્ર દર્શન કરતાં ઉચ્ચારવું પડે છે.

રતિલાલ ઉકાભાઈ પટેલ

## પથેરદાબી ભા. ૧ અને ભા. ૨.

શરદ બાબુની કોઇપણ કૃતિ લ્યો, પછી તે 'દેવદાસ' જેવી નવલિકા હોય કે 'શ્રીકાન્ત' જેવી લાંબી નવલકથા. દરેકમાં આપણને પહેલેથી છેલ્લે સુધી ખેંચી રાખતો અખંડ વાર્તાપ્રવાહ, સુશ્લિષ્ટ વસ્તુગુંફન અને સુરેખ, જીવંત પાત્રાલેખન, આટલાં તો અવશ્ય હોવાનાં! એમની નિરાડંબર શૈલી, અને જીવનથી ધબકતું એમનું આલેખન એમની કૃતિઓને આટલી લોકપ્રિય બનાવે એમાં નવાઇએ શી?

છેલ્લાં બે ત્રણ વર્ષથી શરદ બાબુનાં પુસ્તકો તરફ લોકોનું ધ્યાન વિશેષ દોરાયું છે. પ્રકાશકોએ એમના એકેએક પુસ્તકોનો અનુવાદ કરાવવાની કેમ જાણે હોડ બકી હોય! એમનાં કેટલાંક પુસ્તકોના તો એક જ સાથે બબ્બે કે એથીય વધારે અનુવાદો પ્રકટ થયા છે ને હજીય થતા રહે છે! પરભાષામાંથી સુંદર પુસ્તકોના સુંદર અનુવાદો પ્રગટ થયા છે ને હજીય થતા રહે છે! પરભાષામાંથી સુંદર પુસ્તકોના સુંદર અનુવાદો થાય એ સામે કોઇને કશોય વાંધો ન હોય, પણ જ્યારે, મૂળમાંનાં સૌંદર્ય અને માધુર્યને અનુવાદમાં જાળવવાં તો બાજુએ રહ્યાં, એને ખૂબજ હાનિ પહોંચાડે એવા કઢંગા અનુવાદો પ્રકટ થતા રહે—ત્યારેય એ સામે લાલબત્તી ન ધરતાં મુંગા રહેવું એ તો ખરેખર અસહ્યજ છે.

'જીવન-પથ'પર સ્વેચ્છાનુસાર નિર્વિઘ્ને ચાલવાનો મનુષ્યમાત્રનો દાવો—હક્ક કેટલો મહાન અને કેટલો પવિત્ર છે' એનું ભાન કરાવતી જાતે ફના થઇને દેશને આઝાદ કરવાની તમન્ના જગાવતી, 'પથેર—દાબી' અજબ ક્રાન્તિકારી નવલકથા છે. ડાકટર બાબુ અને ભારતી જેવાં ઉજ્જ્વલ પાત્રો વાચકના મનઃપટ પર હંમેશને માટે અંકિત થઇ રહે એવાં છે. આમ એકંદરે નવલકથા કોઇપણ રસિક વાચકને આકર્ષે એવી સુન્દર છે.

પણ કેટલીક જગાએ ભાષા "ભ્રષ્ટ બની છે." એને ખબર છે કે હું તમારા ત્યાં છું?" "ખાતા વખતે સુતા વખતે" (પૂર્વાર્ધ-૨૨૧) આવા તો કેટલાય નમુના ટાંકી શકાય! ક્લિષ્ટ વાક્યરચના અને કઢંગા વાક્યપ્રયોગો મૂળ વાર્તાનું અડધું માધુર્ય હણી નાખે છે. વળી, "પથકે દાવાદાર" "આનંદથી તેની છાતી અંદર જાણે ફૂલીફાલી ન સમાઇ" જેવા પ્રયોગો ઉપરથી તો એમ પણ અનુમાન કરાય કે અનુવાદ મૂળ બંગાળીમાંથી નહિ પણ મૂળના કોઇ હિંદી અનુવાદ પરથી કરાયો છે, અથવા, અનુવાદ કરવામાં હિંદી અનુવાદની મદદ લેવાઇ હોય એમ પણ કાં ન હોય? —નૈ.

## પરિચય

**ચમકારાઃ** રા. જેહાંગીર માણેકજી દેસાઇનો આ સંગ્રહ આચાર્ય શ્રી, આનંદશંકર બા. ધ્રુવની પ્રસ્તાવના સાથે આપણને મળે છે. રા. દેશાઇનાં ઘણાં કાવ્યો આ પહેલાં સામયિકોમાં પણ આપણને જોવા મળતાં, આ કવિની કવિતાઓમાં બહુ કલ્પના કે ચિત્રો આપણને નથી મળતાં પણ ઠીક ઠીક પ્રમાણમાં શબ્દોના રૂપમાં સાધારણ વિચાર કે વસ્તુ મળે છે. કેટલાંક કાવ્યોમાં એમનું હાસ્ય સરસ ઉતરેલું છે. કવિવર ખબરદારની અસર આ કવિ પર સારી પડી હોય એમ દેખાય છે. 'મરવું તો ગુજરાતે,' 'લોહીના આંસુ' 'ફોઇનો લાડકવાયો' એ તથા એવાં બીજાં કેટલાક કાવ્ય સારાં છે. કેટલેક ઠેકાણે છંદોભંગ રહી ગયા છે.

**ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ** શ્રી. શંકરપ્રસાદ રાવલનું આ પુસ્તક કવિતાના અભ્યાસીઓ માટે ઘણુંજ લાભદાયક છે. નરસિંહ મહેતાથી માંડી ચંદ્રવદન મહેતા સુધીના બધાજ સાહિત્યકારોનો ટુંકમાં પણ બનતો બધોજ પરિચય એમણે કરાવી દીધો છે. આમ દરેક સાહિત્યકારનો પરિચય મેળવવામાં કોઇ પણ વિદ્યાર્થીને આ ગ્રન્થ ઘણો ઉપયોગી રહેશે. શરૂઆતમાં 'યાત્રાળુ'ને એ શ્રી રાવળે કરેલું સંબોધન પોતાની શૈલિથી અનોખું સોહી રહે છે.

**વ્યાકરણ પરિચયઃ** પ્રો. ભાનુશંકર બા. વ્યાસ "વ્યાકરણ પરિચય"ના ત્રણ ભાગ બહાર પાડે છે તેમાં આ ભાગ પ્રથમ છે. એમાં ચિત્રો મૂકેલાં હોવાથી તેમજ કેટલીક વસ્તુઓ ચિત્રોમાંથી જ સ્પષ્ટ કરાવેલી હોવાથી અંગ્રેજી ૧ લા ધોરણનાં બાળકોને ઘણીજ સરળતાથી સમજ પડી જાય. પ્રથમ પુસ્તક પરથી આપણે એના બાજા બે ભાગોનો પણ ખ્યાલ કરી શકીએ છીએ અને એ ત્રણે ભાગ માધ્યમિક ધોરણોમાં વ્યાકરણના પાઠ્ય પુસ્તકો તરીકે વિદ્યાર્થીઓને વ્યાકરણ પરિચય કરાવવામાં સફળતા મેળવશે.

**રાસગંગા** શ્રી. ચંદ્રાન્ત મ ઓઝાના રાસોનો આ સંગ્રહ સુંદર રૂપરંગે બહાર પડે છે. રાસ સાહિત્યમાં શ્રી. ચંદ્રકાન્ત મ. ઓઝા આપણા જાણીતા કવિ છે. એમના રાસો ગુજરાતમાં સારી રીતે ઝીલાયા પણ છે. અને એમાં આ સંગ્રહ પણ સારો ઉમેરો કરે છે. 'ઉઘડી ઉષાની આંખડી', 'માયાનાં મૂળ,' 'વીરલો', 'સુંદરલી' જેવા રાસો સરસ છે. અને વાચકને આનંદ આપે એટલી શકિત ધરાવે છે.

**કુમારનાં કાવ્યો** મહેંદ્રકુમાર મોતીલાલ દેસાઇ બી. એ. નાં કાવ્યોનો આ પ્રથમ સંગ્રહ શ્રી. રમણલાલ દેસાઇની પ્રસ્તાવના સહિત મળે છે. આ કવિને સંસ્કૃત છંદો પર ઠીક કાબુ છે. અને આથી કાવ્યો પણ સુરેખ થયાં છે. કેટલાક અન્ય કવિઓની છાપ કવિ પર છે. પણ તે સાથે કવિની સ્વય પ્રેરણાથી રચાયેલાં કાવ્યોની સંખ્યા પણ ઓછી નથી. બેશક કાવ્યો પ્રયોગદશામાં છે. પણ કેટલાંક કાવ્યો આ સંગ્રહમાં એવાં પણ છે જે ઘડીભર વાચકનો રસ સ્ખલિત કરે છે.

**યુગ દર્શનઃ** શ્રી મૂળજીભાઇ પી. શાહ (સાહિત્યભૂષણ) આપણા જાણીતા રાસ કવિ છે. એમનાં આજ સુધીમાં છ ગ્રન્થો બહાર પડી ચૂક્યા છે. અને આ સાતમો ગ્રન્થ ત્રિઅંકી નાટક છે. આ નાટક વડોદરાની જાહેર જનતામાં ભજવાયું હતું અને ખૂબ પ્રશંસાપાત્ર લેખાયું હતું. એજ આ નાટકની સિદ્ધિ સફળતા નાટ્ય

કર્તાએ છેવટ સુધી લોકરંજનની શૈલી રાખી છે. એટલે આમવર્ગ કે ઉમરાવવર્ગને પણ એ નાટક એકધારો રસ આપી શકે છે. નાટકમાં આવતાં ગીતો પણ મનોરમ ગેયત્વ ધરાવે છે. આમ આખું નાટક આપણાં ગણ્યાં ગાંઠ્યાં ભજવા શકાય એવાં નાટકોમાં એનુ સ્થાન પ્રાપ્ત કરે છે.

**કથાકુંજ** શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝાનાં કેટલાંક કથા-કાવ્યોનો આ સંગ્રહ એમના રાસસંગ્રહ સાથેજ આપણને મળે છે. આ કથાકાવ્યો સુરેખ થયા છે. સંસ્કૃત છંદમાં લખાએલાં આ નવે કાવ્યોમાં ભાષાની પ્રૌઢિ પણ પ્રશંસનીય છે. 'કચ દેવયાની', 'ભીષ્મ પ્રતિજ્ઞા', 'મણિ માલિકા' આ સંગ્રહમાં ઘણાં સુંદર કથાકાવ્યો તરીકે ઉભા રહે છે.

હંસ માર્ચ મહિનાનો હંસનો રેખાચિત્ર અંક આપણા સાહિત્યકારોનો પ્રાંતીય ભાષામાં પરિચય કરાવે છે તેમજ પર પ્રાંતીય સાહિત્ય કારોમાં શ્રીમતી સોફિયા વાડિયાએ કરાવેલો કવિવર ખબરદારનો પરિચય ઘણોજ સરસ Well balanced સમતોલ છે. કવિવરનું આખું ચિત્ર આ લેખમાં મૂર્તિમંત ઉભું થાય છે. કવિશ્રી નાનાલાલનો પરિચય શ્રી. ગોદીવાળાએ કરાવ્યો છે. તેમજ કવિશ્રી ઝવેરચંદ મેઘાણી તેમજ શ્રી ઉમાશંકર જોષીનાં પણ રેખાચિત્રો છે. અને જોવા જેવી ગમ્મત તો એ છે કે ગુજરાતના અન્ય જાણીતા સાહિત્યકારો રહી ગયા છે. કવિવર ખબરદાર અને શ્રી નાનાલાલને બાદ કરતાં પ્રો બળવંતરાયનો પરિચય કરાવવો એ કોઇ પણ ગુજરાતીની પ્રથમ ફરજ હતી. જ્યારે પ્રો. ઠાકોરનું નામનિશાન ન લેતાં એમનાં શિષ્યોનાં જ રેખાચિત્રો મૂકાયાં. "પિપાસુ"

---

અતિપરિશ્રમે થોડાંક સુંદર કાવ્યો તો ઘણા પુરૂષો બનાવી શકે; પરંતુ તેથી કંઇ તેઓ કવિપદને યોગ્ય થતા નથી. જેમનો વાણીનો પ્રવાહ અવિચ્છિન્ન પ્રસર્યો જાય છે અને જેઓ વાંચનારને ને સાંભળ-નારને રસથી તરબોળ કરી, અદ્વિતીય, અલૌકિક, સ્વર્ગ સુખસમાન સુખ અનુભવાવે છે તેઓજ કવિની ગુરુપદવીને યુક્ત છે.

**સ્વ. રા. બા. કમળાશંકર પ્રા. ત્રિવેદી**

# સર્જન મીમાંસા

મગનલાલ લાલભાઇ દેસાઇ

## ભારતનો ટંકાર : કવિશ્રી ખબરદાર

કવિશ્રી ખબરદારના સુપ્રસિધ્ધ કાવ્ય ગ્રન્થોમાં 'ભારતનો ટંકાર' પોતાનું સ્થાન રાખે છે. વીસ વર્ષ પર આ ગ્રન્થની પ્રથમ આવૃતિ બહાર પડી હતી અને તેનાથી યે ત્રણ ચાર વર્ષ આગળ આ ગ્રન્થમાંના કાવ્યો લખાયાં હતાં. વીસ વર્ષ પછી આ ગ્રન્થની બીજી આવૃતિ બહાર પડે તે આનંદજનક છે. એ વીસ વર્ષમાં આ કાવ્ય ગ્રન્થમાંથી આપણા અન્ય યુવાન કવિઓએ દેશ ભકિતનાં કાવ્યો લખવાની પ્રેરણા મેળવી છે. અને તે સૌ નિજ નિજ શકિતના પ્રમાણમાં દૃવીભૂત થયા છે. સઘળા કવિનાં કાવ્યો પ્રભુ ભકિત અને દેશભકિતનો આદેશ પાઠવતાં હોય છે.

"ભારતના ટંકાર"માંનાં ઘણાં કાવ્યો જાણીતાં છે.આખા સંગ્રહમાં એકજ દેશભકિતના પ્રબળ ભાવે રંગાયેલાં કાવ્યો દેખાશે. અને આ સંગ્રહમાં બીજી વિશિષ્ટતા જે જોવાની મળે છે તે નવા નવા છંદોની. આ નવા છંદોમાંના ઘણા ખરા છંદોએ આપણા અન્ય કવિઓને આકર્ષ્યા છે. આ બધામાં દિવ્ય, મુકતધારા, ધ્વનિત, મણિ અને રણજીત છંદ આજે જાણીતા છે. એ છંદોમાં આપણા અન્ય કવિઓએ પણ ઠીક ઠીક સફળ રીતે કાવ્યો રચેલાં છે.

આ સંગ્રહમાં સાત નવા છંદો મળે છે. (૧) પ્રતિધ્વનિકા, (૨) રણગીત (૩)દિવ્ય (૪)મણિ (૫) અભય (૬) પ્રભા (૭) રણજીત છંદ, આ સાતે છંદોમાં દિવ્ય છંદ અને રણગીત છંદનું વ્યકિતત્વ ઘણું નિરાળું તેમજ કોઇને પણ આકર્ષે એવું છે. આમાંના કેટલાક છંદો માત્રામેળના સિધ્ધાંત પર અનુસરીને છે, જ્યારે કેટલાક તોટકના એક ગુરુ અને બે લઘુની રાહે રચાયેલા છે. કાવ્ય પ્રતિભામાં પણ હંમેશાં સંશોધકવૃતિ રહે છે. અને દરેક મહાકવિ

નવાછંદ રચેજ—એ સત્ય પણ સિધ્ધાંત તરીકે સ્વીકારાયુ છે એવીજ સંશોધનવૃત્તિ કવિશ્રી ખબરદારની જ્વલંત કાવ્ય પ્રતિભામાં રહેલી છે જેને લીધે આપણને આ નવા છંદો મળ્યા છીએ.

પ્રતિધ્વનિકા છંદમાં,

આજ અહીં અંધાર વહી આ પથરાયો
ઉર છાયો;
તારા પણ સહુ ઝુમાતા કંઇ પલકારી
નિશ સારી;
આત્મ રહ્યો એકલ મુજ ઊંડું તમ માપી
નભ વ્યાપી.

ટોક ઘણીજ સરસ આવે છે પણ એજ ટોકની સાથે પ્રાસની ઝમક જોઇએ. આ પંકિતઓમાં પ્રાસની ઝમક સાથેજ ટોક આવે છે ત્યાં આ છંદની રચનામાં કુશળતા છે. અને એ કવિશ્રી ખબરદારે અહીં સરસ રચનાથી સ્પષ્ટ દેખાડયુ છે. રણગીત છંદમાં ઝઝણાટ છે—શર નીકળતા પડઘા છે. મણિછંદમાં "March song" કૂચગીતનું જેમ છે પ્રભાછંદ દિવ્યછંદના લયમાંથી છેલ્લી બે પંકિતઓમાં કોઇ નવાજ લયમાં ખેંચે છે. અને એ બે લય એટલા સંવાદિત છે કે ઘણી સહેલાઇથી લયની એકતાનતા જળવાઇ રહે છે.

પ્રથમ કાવ્ય 'અર્પણ'માંજ,

જે હૃદય પ્રતિ નસનસ બધી ધસતી દિશે આ દેહની,
જે સિંધુ પ્રતિ સરિતા બધી રહે દોડતી અમ સ્નેહની,
તે નસ અને સરિતા અહીં એક જ પ્રવાહે સહુ મળો,
હો માત ભારત ! તુજ વિષે તે પુણ્યભાવે જઇ ભળો !

કહી કવિશ્રીએ પોતાની ધગશને વ્યકત કરી છે. દેશભકિતથી કવિનું હૃદય ભરપૂર છે. એમનું હૃદય દેશને માટે અતિ આનંદથી ફુલાઇ રહે છે. અને એ આનંદથી વાણી પ્રભાવથી છેલ્લી પંકિતમાં કવિ કહે છે.

અર્પણુ બધું તુજને જ તો અર્પણુ અવરને શું કરૂં ?

'અર્પણ'ના કાવ્ય પછી આખા સંગ્રહના ચાર ભાગ કરેલા છે. જેના પહેલા ભાગમાં 'સ્વપ્ન' નામનું કાવ્ય છે. 'સ્વપ્ન'માં પ્રતિધ્વનિકા છંદ, અને રણુગીત છંદને વાપરતા એ કાવ્ય ઓજસવાળું થયું છે.

ભારત જેવી પ્રિય માતા
છે જગમાં બીજી કોઇ ?
તમ જન્મ થયો અહિં ધન્ય જ!—
શું દઇશું અમ તક ખોઇ !

જન્મ લેતાંજ માનવી ધન્ય બને છે અને માતાની સેવા કરવાની તક ન જતી કરવાને તે આતુર રહે એ આ પંક્તિઓમાં સુચવાય છે. પણુ એ તક લેવામાં પણુ ભારતવાસીઓને વિલાસ છે, એમનો અનોખો આનંદ રહેલો છે. એ મરણુ વિલાસ "વીરા ! ભારત પ્રેમીનો બતલાવો મરણુ વિલાસ !' પંક્તિમાં વ્યક્ત થયો છે. એ સ્વપ્ન જતાં કવિ કોઇ અનેરી પ્રભા ઝંખે છે. આ આખા લાંબા કાવ્યનો અંત પણુ એ સ્વપ્ન પછીના દર્શનથી ઘણીજ સુન્દર રીતે શોભી રહે છે.

સ્વપ્ન ગયું ઊડી, ને ધબકે ઉર મારૂં;
ક્ષણુ ધારું
જ્યારે જ્યોતિ ઉઘડશે ત્યારે નવ રહેશે
તમ લેશે,
ને ભારતમાના ભર ઝળશે પ્રભુતેજે
શ્રમ સ્હેજે !

એ પછીના બીજા વિભાગમાં 'સ્થિતિ દર્પણુ' 'સંનિપાત' 'નેણુમાં નીર ભરો શું !' 'ભરત' 'રત્નદરણુ' 'પ્રવત્ન' અને 'ઉત્થના મંત્ર' એ કાવ્યો છે. આ વિભાગમાં 'રત્નદરણુ' સર્વશ્રેષ્ઠ છે.

કોણ દુષ્ટ આવ્યો અહિં, વીરા ! કાળજ દીધું કોરી !
કોણ અમારું અણમોલું તે રત્ન ગયો છે ચોરી ?
ગોરી સ્વતંત્રતા હો !—

આમ 'સ્તંત્રતા'ને ગોરીનું સંબોધન કરતાં એ સ્વતંત્રામાં કોઇ ચૈતન્યનો પ્રાણ પૂરે છે. એ ગોરી તેજ રતન અને એ રતન ચોરાઇ ગયું છે. ભારનમાંથી એ ગોરી સ્વતંત્રતાને કોઇ ઉપાડી ગયું છે. સીતાનુ હરણ થયું હતું તેમજ આ સ્વતંત્રતાનું પણ હરણ થયું છે. કવિ એ દર્દની વાત આખા ગીતમાં ઘણીજ સરસ રીતે કરે છે. ગુજરાતનાં ગણ્યાં ગાંઠયાં સારાં અને સંપૂર્ણ કાવ્યોમાં આ કાવ્યનું સ્થાન છે.

મંત્ર તંત્ર કંઇ કામ ન આવ્યાં, શસ્ત્રો પડયાં નકામાં;
છળબળ કળથી કો પલકારે ગયો હરી એ શ્યામા!
ગોરી સ્વતંત્રતા હો !—

ભારતની સહુ શકિત અશકત હતા એતો છળ અને કળથી એ શ્યામને હરી ગયો છે. અને સ્વતંત્રતાની શી સ્થિતિ છે. તેની કવિ સીતાની દશાને ઝંખી કહે છે.

કાળો કર દુર્ભાગ્યતણો કયાં છેક હજી છુપાવે ?
કિયા શોકવનમાં પૂરીને રાક્ષસ મધ્ય ઝુરાવે ?
ગોરી સ્વતંત્રતા હો..

જ્યારે આ ગીતો લખાયાં ત્યારે ભાગ્યેજ કોઇની પણ કલ્પનામાં હશે કે એ ગોરીને પાછી લાવવા માટે સાગરમાં પાજ બાંધી કોઇ જશે. અને એ ગયેલું રત્ન પાછું આપણને મળશે. ગાંધીજી પણ એ રત્ન લેવાનેજ દરિયાપાર ગયા. આ દર્શન થતાં વીસ વર્ષ પુર્વે લખાયેલી આ પંકિતઓની ભાવના આપણને ઘણીજ સ્પર્શે છે

કોણ પાજ બાંધી સાગર પર, નહિ કીધું તે કરશે ?
રત્ન અમારૂં મળશે પાછું, તોજ હૃદય અમ ઠરશે.
ગોરી સ્વતંત્રતા હો !

જ્યાં એ છે ત્યાં જનનું જીવન, નહિ ત્યાં મૃત્યુ જ સારું:
એ વિણ રામ અદલ કમાં રહેશે ? આંખ વિના અંધારુ !
ગોરી સ્વતંત્રતા હો !

'નર વાનરનાં જૂથ મળે કયાં, કયાં હનુમાન અમારો' એ પંક્તિમાં આપણા હનુમાનની આગાહી કરી ઉપર જણાવેલી એ પંક્તિઓમાં એ રત્ન પાછું મળે, મળશે તેની આગાહી કરે છે. એ સ્વતંત્રતા વગર અંધારુંજ છે. અને એટલાજ માટે કવિ કહે છે, "રત્ન અમારૂં મળશે પાછું, તોજ હૃદય અમ ઠરશે.

'નેણુમાં નીર ભરો શું ?' કાવ્યમાં કવિ હિંદીઓને એકસંપ થવા માટે કહે છે. તમારા શત્રુઓ તો તમારૂં પતન કરવા ક્યારના એકસંપી થયા છે પણ તમે તેવીજ રીતે એકસંપ નહિ થયા. અને કવિ એના માટે નિશાસાજ નાંખે છે.

સંપ કીધો તમ શત્રુએ દ્વેષે કરવા તમને પતન હો;
હાય તમે નહિ એક રહ્યા ત્યમ, પ્રેમ ધર્યો નવ મન હો!
વીરા, ખોયું છે આંખ રતન હો!

આ વિભાગના છેલ્લા કાવ્ય 'ઉદયના મંત્ર'માં ઉદયના ઉપાય કરવા નિમંત્રે છે.

સેવા ને સિધ્ધિના,
પ્રીતિની ઋધ્ધિના,
પળપળ તે મંત્રો પઢાય:
આવો રે, કંઇ કરિયે ઉદયના ઉપાય.

ત્રીજા વિભાગને 'ગુંજન'નામ યથાર્થ' આપી એમાં 'ભારત માતાને ભૂલતો માં !' 'ભારતમૈયાની હોરી',' પ્રકાશનાં પગલાં' 'ભારતનો વિજય ધ્વજ', 'સ્વાર્પણ' એ બધાં કાવ્યો એક સરખાં ઊંચી કક્ષાનાં ભારતનાં યશોગાન ગાતાં ગીતો રાખ્યાં છે.'ભારતની પૂજા'માં કવિ કહે છે,

કોણે ના તુજને ચાહી,
ભારત, હો ભારત !
કોણ રહ્યું ચાહ્યા વિણ આંહિં,
ભારત, મુજ માત ?

શા માટે એને આજ્ઞા વગર કોઇ નથી રહ્યું? એ ભારતમાં એવું શું છે કે એણે દરેકને એના તરફ આકર્ષ્યા? એ ભૂમિ કોને કોને વહાલી બની?

વ્હાલી દેવોની ભૂમિ,
ભારત હો ભારત,
નંદનવનશી દિવ્ય ઝઝૂમી,
ભારત, મુજ માત!

'જ્યાં તું ત્યાં પ્રભુ સત્ય વિરાજે,' કહી કવિ એ ભારતમાં પોતાનું પુણ્ય જુએ છે.

'ભારત માતાને ભુલતો માં!' માં પણ ભારતનો પ્રેમજ વ્યક્ત કરે છે. એની સેવા કરવા હંમેશાં તત્પરજ રહેવાને કહેવામાં આવે છે. એ માની સેવા કરવાની પળ કેટલી દુર્લભ છે તે કવિ કહે છે,

એકજ આતમનું આંસુ વહવજે, એકજ શબ્દ વદી"મા"!
માતૃ સેવાની એ ધન્ય અદ્દલ પળ મળશે ન એક સદીમાં.
વીરા! તારી માતને ભુલતો કદી મા!

'ભારત મૈયાની હોરી, ભાષાની ઝમકથી અને રણકારથી બહુ તેજવન્તી બને છે.

આજ વસંત અનંત હંસતી, પંથ દિગંત બતાવે:
એરે ખુમારી રીસાળ કુમારીની આંહિ ઉતારી કો લાવે,
વસાવે હૃદય એ ચકોરી?—
ભારત મૈયા મોંઘી એ મોરી.

× × ×

ભારતી ભૈયા! સ્વદેશ પપૈયા! મૈયા બને આ અધીરી:
લાવો ઢૂંઢી વનરન નવજીવન, તન તન ભરી જહાંગીરી!
દિયો ઉરે હોળી સંકોરી!—
ભારત મૈયા મોંઘી એ મોરી!

'પ્રકાશનાં પગલાં'માં નવા છંદથી વાણીમાં પણ ઝમક આવી છે." જેમ રજનીનો ગર્વ તારાઓ રાખે છે તેમ અમે પણ માતાનો ગર્વ રાખીએ. તારી કીર્તિ એજ અમારૂ સર્વસ્વ બને." એ પ્રાંથનાજ કવિની છે, એ કીર્તિનો ધ્વજ કેવો હતો તે કવિ 'ભારતનો વિજયધ્વજ'માં કહે છે.

કંઇ કંઇ વીરોએ રંગ્યો
જીવન રૂધિરે સૌ ફેર;
કંઇ કંઇ ઋષિએ દ્રઢ રોપી
કાઢી જેની સદ્ધર્મ:

ચોથા વિભાગ 'ગુંજન'માં ભારતમાતા અને તેના કવિઓ', 'ભારત વીરનું કૂચગીત,' 'ભારતનું નગારું; 'શંખનાદ', 'હોળીના ભડકા', 'વીરનું સ્વરૂપ શોધન' 'થરવીરનાં રણસત્ર', 'રણે વિદાય', 'જણુરસના રાસા' 'નવજીવનનાં આવાહન', 'શૌર્યનાં સ્મરણ,' 'હે ભારતના લડવૈયા!' કાવ્યો મળે છે. જેમાં 'ભારતના લડવૈયા' ખૂબ જાણીતું છે. એમાં રહેલો ઝણઝણાટ અને જોમ કોઇ પણ હૃદયમાં ઉતરી શકે એમ છે. 'નવજીવનનાં આવાહન' અને 'શૌર્યનાં સ્મરણ'માં લાવણીની નવીન રચના મૂકી છે. આ વિભાગનાં બધાંજ કાવ્યોમાં—પ્રોત્સાહનનું જોમ મુખ્ય છે. 'વીરનું સ્વરૂપ શોધન'માં કવિ કહે છે, એક ચિનગારીમાંથી એક દિવસ પણ ભડકો ફાટશે.

' હોય ભલે ઝીણો વાટ પડયો પણ વધતાં વિરાટ ' થનારો' આમ કહી પાછા કવિ એ લડવૈયાઓને અજબ હિંમત આપે છે ' કુંજરજૂથ નિહાળી બને શું કેસરી બાળ બિચારો?'

આ બધા કાવ્યોમાં એમનું પ્રાસ—ચાતુર્ય પણ અજબ છે. કોઇ પણ જગાએ પ્રાસના વાંધા નથી પડયા—કેટલીક જગાએ 'રજપૂત' જેવા શબ્દની આગળ 'ગ' મૂકી 'ગરજપૂત' બનાવી કટાક્ષ કરવામાં પાછળ પડતા નથી. આ બધાં કાવ્યોનો આ સંગ્રહ આપણા સાહિત્યમાં રાષ્ટ્રભકિતના પ્રતીક તરીકે રહેશે. એના ગુંજારમાં ગુજરાતીઓને આનંદ છે.

આ બધાં ગીતો વીશેક વર્ષ પર લખાયેલાં પણ આજે એ ગીતનો રસ જેવો અને તેવો રહ્યો છે. ગુજરાતના કવિઓએ રાષ્ટ્ર માટે પણ પોતાની શક્તિનો ઉપયોગ કર્યો છે. અને એ ઉપયોગ કરવામાં આજે કવિશ્રી ખબરદાર, અને કવિશ્રી મેઘાણીનો ફાળો ઘણો છે. કવિ નર્મદ પછી કવિ ખબરદારે એ પરંપરા જાળવી અને એ પરંપરામાં શ્રી. મેઘાણીએ પોતાનો સૂર ભેળવ્યો. રાષ્ટ્ર ભક્તિનાં એ ગીતો લોકપ્રિય થયાં છે. કહો કે પ્રજાના હૈયામાં સાંગોપાંગ ઉતર્યાં છે–તે એ ગીતોની વાણીને આધારે છે. એ વાણીની કળા ઝીલવામાં આપણા કવિઓ જો પ્રયત્ન કરશે, અને રાષ્ટ્રગીતોમાં પોતાનો ફાળો આપશે તો ગુજરાતી કવિતા ધન્ય થશે. 'ભારતનો ટંકાર'નો રણકાર ગુજરાતમાં સદાકાળ ગાજતો રહેશે એ એના આ વીસ વર્ષે આવૃત્તિ બહાર પડી તેજ બતાવે છે.

---

# દિલગીરી અને ક્ષમા

માધુરી જે પ્રેસમાં છપાય છે તે "બાલમણી પ્રીન્ટીંગ પ્રેસ"ના માલીક શ્રી દુલ્લભજીભાઇ આંસજીના અવસાનના દુઃખદ સમાચાર અમારે આ સ્થળે જણાવવા પડે છે. એ ભાઇએ માધુરીને જાતથી બને તેટલું શુધ્ધ કરવામાં ખુબ મહેનત કરી હતી. એ ભાઇનું તાજેતરમાં અવસાન થયું. એ કારણે "માધુરી"ના કામમાં પણ ઢીલ થઇ. આ અસાધારણ સંજોગોને લઇનેજ "માધુરી" આ અંક આટલું મોડું થયું છે. તન્ત્રીની અંગત અપરંપાર મુસ્કેલીઓ પણ એમાં કારણભુત છે. તે સૌ માટે ક્ષમા માંગીએ છીએ —તન્ત્રી.

# કાવ્યમધુ

મગનલાલ લાલભાઇ દેસાઇ

આપણા યુવાન કવિઓની કવિતાએ ગાંધી યુગની અસર નીચે નવીજ વલણ અખત્યાર કરી છે. પણ અંગ્રેજી કવિતામાં ભક્તિભાવ શ્રધ્ધાવાદ જે ૧૯૧૯ પહેલાંની કવિતામાં કહો કે ૧૯૦૦ સાલ સુધીની કવિતામાં દેખાતો હતો તેવો ભકતિભાવ આજે એ કવિતાઓમાં નથી. ૧૯૧૯ પછી લડાઇની અસર અંગ્રેજી ભાષાની નવી કવિતાઓ પર આવી. આપણે ત્યાં લગભગ ૧૯૩૦ પછીજ ગાંધીયુગની અસર સ્પષ્ટ થઇ એમ કહી શકાય. ગાંધીયુગમાં 'શ્રદ્ધા' એજ ગાંધીવાદનો ધ્વનિ છે. ગાંધીવાદ એજ ઇશ્વરવાદ. આપણા કવિઓએ જેમ ગાંધીવાદની અસર નીચે નવીન દૃષ્ટિવાળાં કાવ્યો લખ્યાં તેમ 'પ્રભુમાં શ્રધ્ધા' એ ભાવ પણ એમની કવિતામાં જાણ્યે અજાણ્યે ઉતરેલો છેજ. સુન્દરમની "કોયા ભગતની કડવી વાણી" એક રીતે યા બીજી રીતે એ પ્રભુની શકિતને માને છે અને મનાવે છે. શ્રી. પૂજાલાલના 'પારિજાત'માં પણ એજ ભાવ તરવરે છે. અને તે વિશેષ સ્પષ્ટ બનીને આપણા અન્તરમાં ઉતરે છે. સ્નેહરશ્મિનાં 'અર્ઘ્ય'માં પણ એજ 'શ્રધ્ધા' ઉતરેલી છે. શ્રી. સુંદરજી બેટાઇના 'જ્યોતિરેખા' પછી એમના છુટક છુટક પ્રસિધ્ધ થતાં ગીતોમાં એ ભાવના સ્પષ્ટ રીતે ભકતહૃદયમાંથી નીતરી કાવ્યમાં ઉતરે છે. અને એ ભાવના નીતરતું એક મનોરમ ભક્તિગીત તાજેતરમાં પ્રસ્થાનના (ચૈત્ર-૧૯૯૫) ના અંકમાં મળે છે.

"પ્રસ્થાન"માં આવેલું "ભજન ત્હારું કેમ કરું કિરતાર?" એ અમર પંકિતના પાયા પર ચણાયેલું આ ભકિતગીત સૌ કોઇનું ધ્યાન ખેંચે તેવું છે.

કેમ ધરું રે કરતાળ, હાથે કેમ ધરું કરતાળ !
કેમ કરું રે કિરતાર, ભજન ત્હારું કેમ કરું કિરતાર !

શ્રી. બેટાઇના ગીતોમાં હંમેશાં ધ્રુવપદો સોએ સો ટકા સોનાનાં આપણને મળે. એમનાં ગીતોની ગણતરી કરવી હોય તો એમના

બધાં ધ્રુવપદો યાદ કરતાં કરતાં એ સંખ્યા સહેલાઇથી ગણી શકાય. આ ગીતમાં પણ આ ધ્રુવપદ પછી–કવિ ગીતમાં જણાવે છે, "આખી દુનિયામાં નિરાશા અને દુઃખની ચેહ બળે છે, આખી દુનિયા સ્મશાન જેવી થઇ ગઇ છે, દિશાએ દિશાએ ગોળી અને બોંમનો બંબામાર છે; જ્યાં જીવવાનાજ સાંસા છે–અને મોતના મારજ જ્યાં માથા પર પડે છે ત્યારે પ્રભુ તારું ભજન હું કેમ કરીને કરું !" આખા ગીતમાં ઉતારેલો ભાવ બેશક સારો છે. પણ તેની સાથે એક નોંધ લીધા વિના પણ નથી ચાલતું કે સારામાં સારું ધ્રુવપદ કવિને જીભે ચડ્યા પછી એ ગીત ધ્રુવપદની કેડીએ ઉભયું. એ ગીતમાં કવિએ પ્રાસમાં જોઇએ તેવી કાળજી લીધી નથી. ગીતમાં તો પ્રાસની જરૂરિયાત છેજ. અને તે પ્રાસ પણ પ્રાસ માટે પ્રાસ નહિ પણ દરેકોઇની જીભ પર પંક્તિઓ રમતી કરી મૂકે એવાજ પ્રાસ વાપરવામાં કવિની શક્તિ હોવી જોઇએ.

ભડભડે ચેહ નિરાશા ને દુઃખની, દુનિયા બની આ સ્મશાન;
એકેક અંતર જીવતું જુદું બેદખડેર મસાણ:

એમાં 'મસાણ' એટલે શું ? 'સ્મશાન'જ ને ? એકજ શબ્દને બે વાર વાપરવાથી પ્રાસ મેળવી શકાય !

કોઇ લગ્નમાં એક વરરાજા રેશમી ફેંટો–લાંબો ડગલો વગેરે પહેરીને પરણવા ગયો. પછી એકાદ વરસ રહીને પાછું તેને પરણવાનું મન થતાં ધારો કે તે કોટ પાટલુન કે સફેદ કફની પહેરીને પરણવા જાય ? તો તેને પરણવા દેવો ખરો કે ? 'સ્મશાન' એ શુધ્ધ પહેરવેશ છે અને 'મસાણ' ગ્રામ્યપ્રયોગ છે. બાકી 'અર્થ' બંનેનો એકજ. પછી એ એકજ શબ્દને બે વાર વાપરીને પ્રાસ શી રીતે આણી શકાય ?

આ એકજ ધ્રુવપદને યાદ કરતાં એ ભજન કોઇ પણ ભાવિક હૃદયમાં રમતું રહે–એટલા ગુણ એ ગીતમાં છે. કોઇ કોઇ ધન્ય પળે આવાં ધ્રુવપદો કવિની જીભે ચડતાં આપણને આવાં ભક્તિ ગીતો મળે છે.

એમનું એક બીજું કાવ્ય એજ અંકમાં "અશ્રદ્ધાનું શ્રાદ્ધ" મળે છે. નાશિકમાં થોડાક સમય માટે એમણે રહીને 'રંગપરવણી આજ આભમાં' અને 'અશ્રદ્ધાનું શ્રાદ્ધ' આ બે સારાં કાવ્યો આપણને આપ્યાં છે.

સવારે ગોદાવરીનાં પાણી સૂર્યનાં તેજ ઝીલી વહી રહ્યાં છે. કવિ એ દર્શન કરીને ગૂઢ આનંદ મ્હાલી રહે છે. ત્યાં કવિ કોઇ બીજુંજ દર્શન પોતાની કાવ્યપ્રતિભાથી નિહાળે છે.

અસ્તે ઉભો ચન્દ્રમા, વીતરાગ
જાણે કોઇ પુનિત પિતૃના આત્મનો પાંડુ પિંડ.

ઘણીજ સરસ ઉત્પ્રેક્ષા છે. ઉત્પ્રેક્ષા છે તેની સાથે માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચારતાં પણ કવિને આ ઉત્પ્રેક્ષા સહજ થઇ આવે ! કવિ કહે છે "આજે આવ્યો સારવા શ્રાદ્ધ આંહી" એટલેજ કવિને ચંદ્ર પિંડ જેવો દેખાયો. કવિએ કરેલી આ ઉત્પ્રેક્ષા ઘણીજ સુંદર સમયાનુકૂળ છે. એટલુંજ નહિ પણ જ્યાં શ્રાદ્ધ સારવાને કવિ ઊભા છે ત્યાં કવિ–પોતાની કવિતામય દૃષ્ટિથી શ્રાદ્ધને અનુસરતું કેવું મંગલ વાતાવરણ જુએ છે !

પણ કવિને શ્રાદ્ધમાં શ્રદ્ધા નથી. ગોદાવરીના પુણ્ય તટે ઉભા રહી કવિ ભુતકાળનો ઇતિહાસ સંભારે છે. ગોદાવરીમાં હજીયે તે પુણ્ય વહી રહ્યું છે એમ કવિ પ્રત્યક્ષ

"ગોદા નીરે નીરદેહી બનેલી
દીઠી વ્હેતી પૂર્વની એ ત્રિમૂર્તિ"

જુએ છે. છતાંયે એમની અશ્રદ્ધાને કવિ વ્યકત કરે છે.

શ્રદ્ધા કો'દી શ્રાદ્ધ કેરા વિધાને
ના આ હૈયે આપમેળે સ્ફુરેલી;
પ્રેર્યો જો કે કૈંક વેળા પિતાએ
તોયે ના'વી શ્રાદ્ધ શ્રદ્ધા કદીયે;

કવિ આગળ જતાં કહે છે કે એમના હૈયામાં પણ એવી કોઇ મનીષા નથી કે જે–કોઇ એના શ્રદ્ધાળુ વંશજોમાંથી આવીને એમનું

શ્રાધ્ધ સારશે. પણ તેજ ક્ષણે કવિ ગોદાવરીના બુદબુદ ગાનમાં મુગ્ધ થઇ રહેતાં સાંભળી રહે છે " વ્હેતી આવે પૂર્વજો કેરી વાણી" પણ એ ગોદાવરીનું દર્શન થતાં કવિ માતાની મંગલ માયાને મૂર્તિમંત એ નિર્મલ વહેણમાં જુએ છે. ગંગોત્રીથી અધિક અધિકી મ્હારી એ માતૃગંગા' કહી કવિ માતૃગંગાના કલ્પિત તટે આવીને ઉભા રહે છે.'

આવા એક સુંદર કાવ્યમાં પણ કવિએ છંદોભંગ રહેવા દીધા છે. અને આવી કવિતામાંથી આપણી શ્રધ્ધા પણ જાણ્યે અજાણ્યે ઓછી થઇ જાય-એવી સ્થિતિ રહે છે. "કિરણે કિરણે તીરની ઊર્ધ્વયાત્રા" એમાં 'ર' શાંત નથી છતાંયે આ કવિએ "ન્હાનાલાલ લાયસન્સ" લીધું હોય એમ લાગે છે. "કૈં કૈં મીઠા દુઃખના લીધા લ્હાવા" એમાં એમણે "ઠાકોર લાયસન્સ"નો લાભ લીધો છે. અને આમ બીજાં લાયસન્સનો લાભ લેતાં એક સંપૂર્ણ સારા કાવ્યને નુકશાન પહોંચાડયુંજ છે. આવોજ એક છંદોભંગ "વ્હેતાં પીયૂષ વધારે વહન જનનિનાં દિવ્ય માંગલ્ય ગાને." એમાં વધારે સ્પષ્ટ સ્વરૂપે છે. ખુદ જો સ્વ. નરસિંહરાવનું શ્રાધ્ધજ જો આ કવિ-શિષ્ય આ કાવ્યથી કરે તો તે શ્રાધ્ધ સ્વ. નરસિંહરાવ ન સ્વીકારતાં એને પાછુંજ ઠેલે. આ છંદોભંગના ગંભીર દોષથી દૃષ્ટિ દૂર કરી કાવ્ય વાંચીએ તો બેશક "ઇન્દ્રધનુષ" સંગ્રહમાં એક સારા કાવ્ય તરીકે એનું સ્થાન રહેશે એમ લાગે છે.

"પ્રજાબંધુ"ના ૩૦ મી એપ્રિલના અંકમાં શ્રી. સુન્દરમ્ "રાષ્ટ્રધ્વજવાળી મોટર" પર એક કાવ્ય આપે છે. કેટલીક વાર કાવ્યોનાં મથાળાં વાંચતાંજ સુન્દરમ્‌નાં કાવ્યો પરખાઇ જાય-એ સહજ બન્યુંજ છે.

હમણાં હમણાં હું આ રસ્તાઓ પર ચાલતાં
ત્રિરંગી વાવટો ભાળું ઘણી કૈં મોટરો પરે
અને એ વાવટા કેરી શોભા હૈયે વસાવવા
ચહું, ત્યાં તીવ્ર સાદે એ ચોંકાવી ચાલી જાય છે.

આમ કવિ પોતાનું કાવ્ય શરૂ કરી એ રાષ્ટ્રિયધ્વજના રંગની ચર્ચામાં ઉતરે છે. કવિ રંગની રકઝક કર્યા વગર માત્ર એટલુંજ કહે છે.

હજી યે દૂર છે ટાણું જ્યારે આ દેશના બધાં
કરોડો લોક રંગાઇ જાશે હા એક રંગથી.
કયો એ રંગ હો તેની મને ના પરવા જરી.
હાલ તો ત્રણ શું-તેર રંગોના વાવટા ઉડે
ત્યાં જો ત્રણ તળે ભેગા થાય તોય ઘણું ઘણું

એમનું એક બીજુંજ કાવ્ય 'માનવ ત્રિપુટિ' એ "પ્રસ્થાન"ના મહા અંકમાં મળે છે. હિટલર, મુસોલિની, અને સ્ટેલિન એ ત્રણની આ માનવ ત્રિપુટિ. એ માનવ ત્રિપુટિ કેવી છે તેનું સળંગ ચિત્ર કવિ કાવ્યના અંતમાં આપે છે.

ભુજંગો ત્રણ ભૂપૃષ્ઠે બેઠા છે ફેણ માંડીને
યોજના દાવ પોતાના પેંતરા પેંચ સાધીને.
એમનાં યુધ્ધને અંતે ધરા કેવી બની હશે
મૃત્યુની પાનભૂમિ કે શિવની પાદપીઠિકા ?

"પ્રસ્થાન"ના ફાગણ અંકમાં 'એક ગાંડી' કાવ્ય આપે છે. ગાંડીને જોતાં કવિ ચૈતન્યનું સ્વરૂપ શોધવાનો પ્રયત્ન કરે છે. એ ગાંડી કેવી હતી ? આંબા નીચે ડોશી હતી.

ત્યાં થોડી વારમાં બે'ક કૂતરાં આવિયાં અને
કરોરો તે ગયાં સુધી ડોશીને યે ગયાં સુધી.

કૂતરું ડોશીને યે સુંઘી જાય એ વાંચતાં આપણને હસવું પણ આવે પણ તે સાથે બેશક એ તેટલુંજ કરુણ સત્ય છે. એટલુંજ નહિ પણ કવિ તો એને જુએ છે, "જાણે આ જગથી જુદી સૃષ્ટિની રાણી એ હતી."

એ ગાંડીને જોતાં કવિનું મનોમંથન છેલ્લી પંક્તિઓમાં જણાય છે.

ખીલેલાં માનવીમાંથી ચેતના કેરી પાંખડી
ખરી જ ગે બધી ને આ ખાલી ડાંખળા રહી—
સ્થૂલ ને સુક્ષ્મ એકે જ્યાં નહીં ઇન્દ્રિય જીવતી,
'કેવું ચૈતન્યનું રૂપ ?" મથતો સ્હેજ કલ્પવા
હોયે શું તેમ ઊડીને દડતો—એવી એ પરે
ફરી સૌ પાંખડી પાછી ચોંટાડી શું શકેજ કો—
કો દ્યા, કો દવા કોઇ, વા કો સૌરાજ્ય સામ્યનું ?

સ્નેહરશ્મિ એક કાવ્ય "ભેટ" નવચેતનમાં આપે છે. 'ભેટ' એ સોનેટ છે. એની ચૌદ પંક્તિઓ અને એમાં પ્રાસ (અનિયમિત) તેમજ કાવ્યમાં ઉતરેલો સમગ્ર ભાવ એક કમાન જેવીજ ખેંચી રહી આપણી આંખો સમક્ષ દેખાઇ રહે છે. આ સોનેટ ફરીફરીને વાંચવું ગમે તેટલું માધુર્ય એમાં છે. જુવો ટપાલી શું શું કરે છે ? એક તરૂણી તેના પત્ર માટે કેટલી આતુર હતી તેનું વર્ણન કવિ છટાદાર વાણીથી કરે છે,

તે સર્વેમાં જુદી પડી જતી રાહ તેની નિહાળી,
દ્વારે ટેકો દઇ કર તણો, ડોક લંબાવી, નાખી
માર્ગે લાંબી નજર ઉભી'તી એકલી ત્યાં લતાશી
કો નેત્રોની કીકી સમ મીઠી એક મુગ્ધા રૂપાળી.

જુવો કાગળ આપે છે. અને ઘડી વાર ત્યાંજ ઉભો રહે છે.

"વાંચ્યો હોંસે નિજ પિયુ તણો પત્ર—વાંચે ફરી તે
ઊભો જુવો અનિમિષ દૃગે તે નહીં જાણતી તે !

એ દૃષ્ટિ તરતજ તે રૂપાળી મુગ્ધા જોઇ લે છે. એને બક્ષિશ આપવા બક્ષિસ લેવા જાય છે ત્યાં ટપાલી ના પાડે છે, 'કે હં— બક્ષિસ તો મળી ગઇ.! એ બક્ષિસ શી મળી ? શું પેલી સ્ત્રીએ એના પર દૃષ્ટિપાત કરી એટલે ગાંડો થઇ ગયો ! નહિં એ ટપાલીના અન્તરની એક આરજુ કોઇ યુગજૂની ગિરિકન્દરોમાંથી—પડઘા સાથે બહાર આવે છે. " મારી મીઠી પણ હતી આવી ઘેલીજ ત્યારે !"

આ એકજ યાદ એને આવતાં—એ પોતાને મળેલી ભેટ માને છે. કાવ્યમાં ગુંથેલો આ વિચાર ખરેખરો સુન્દર છે. અન્ય વ્યક્તિના દુઃખ અથવા સુખ દર્શનથી માણસ પોતાની સ્થિતિને પણ કલ્પે છે. એ સત્ય કવિએ આ કાવ્યમાં સ્પષ્ટ કર્યું છે. "કમળ અને તરંગ" (માધુરી—જુલાઇ '૩૯) માં પણ કવિ સુભગ દર્શન કરીને વિશ્વજીવનનું એક સત્યવચનજ ઉચ્ચારે છે.

ઉતારવુંજ હોય સ્વર્ગ અમૃતે ભર્યું ભૂપરે
ઉલેચી મળ પૃથ્વીના વિષ અનેક પીવાં પડે.

કવિ બિરાદર "પતીલ" નાં ત્રણ કાવ્યો 'અમ ઘેર પધારશો ?' (કુસુમ-જેઠ), 'શું ખપે ?' (પ્રસ્થાન મહા), અને 'શરાફત પર' (માધુરી) માં મળે છે.

આ બધામાં 'શરાફત પર' સંપૂર્ણ સારૂં કાવ્ય છે. એમાં લાગણીના જોમ સાથે દલીલ છે. પંક્તિએ પંક્તિએ વાણીમાં કવિના અન્તરનું દર્દ મૂર્તી રૂપ લે છે. કવિ પોતાની દશાને નથી ભૂલતા.

શી કરૂં તારીફ તારી એ મુશીબત આજ ?
જોઈ મેં દુનિયા, ચઢી જેના ઇમારત પર !
જેમનો રાખ્યો ભરોસો તે બની દુશ્મન
છે રહ્યા કેવા હસી મુજ તંગ હાલત પર ?

પોતાની દશાથી કવિ વાકેફ છે. જગતના અન્યાય સામે કવિનું દિલ કકળી ઉઠે છે.

તે ન ઠપકો દે મને જેનો ગુનો મ્હોર્યો;
નોતરે શાને બીજાં મુજને અદાલત પર ?

પણ તરતજ કવિ ખેતમા બને છે. કવિ આઝાદ બને છે. એમની ગઝલની મસ્તીમાં કવિ મસ્ત બની જાહેર કરે છે.

હોય જે કાલે થવાનું તે ભલે થાતું,
આજ તો સુલ્તાન છું હોવાની હિંમત પર.

કવિ બિરાદર કેટલા બધા સત્તાશાળી? ફક્ત હિંમત ઉપરજ એમણે રાજ્ય જમાવ્યું છે. કોઇકોઇ કમનસીબ કવિ "હૈયાની હિંમત પર" ને બદલે "છીપાની હિંમત પર" પણ સુલ્તાન થઇ પોતાનું રાજ્ય ચલાવતા હશે. તે વખતે હિંમત પર જમાવેલું આ રાજ્ય આપણા આ કવિ બિરાદરને મુબારક હો ! ઇચ્છીએ કે આપણા જેવાને પ્રધાન થવાની આ કલ્પનાના સુલ્તાન અલ્પ કાળની તક આપે!

શ્રી. ઇંદુલાલ ગાંધીનાં કાવ્યોની પણ સારી સંખ્યા નજરે પડે છે. એમનું એક " શકુન્તલા " "કુસુમ"–જેઠ અંકમાં આવ્યું છે. બીજું કાવ્ય ' બજાણિયો ' સુહિણીમાં પ્રસિધ્ધ થયું છે. અને ત્રીજું કાવ્ય 'સુહિણી' 'માધુરી'માં આવે છે. 'સુહિણી 'માં કલ્પનાના ચમકારા ને કેટલેક ઠેકાણે વાણીનો પ્રવાહ ઘણો આકર્ષક છે. ' સુહિણી ' સુંદર રેખા ચિત્ર જેવું આ કાવ્ય ' સુહિણી 'ને કવિતા રૂપે સજીવન કરે છે.

વેણુ ઉપાડી લઇ જાય વારિ,
પરંતુ તું તો રસિકા રસાંગના
તારો શકે પાલવ કોણ તાણી?
કવિત્વની વિશ્વવિલોલ વાણી!
માણી શકે કોણ મધુર વેદના!

કવિની આંખો સુહિણીમાં શું શું નથી જોઇ શકતી? 'તાણી' અને 'વાણી' નો જાણ્યે અજાણ્યે આવેલો પ્રાસ પણ ઓર ઝમક આપે છે. પણ એ કવિ તો કહે છે 'વિભાવરીના વચને હળેલી, આંખો હમેશાં વલ્તી ઉષાને', આમ ઉષા ઉપર એને પ્રીતિ ન્હોતી એમ દેખાડી કવિ એક મનોહર ચિત્ર આલેખે છે.

ઘડા પરે કોમલ હાથ ટેકવી
બેઠી હતી અંતર શૂન્ય અંગના
પાણી તણા જબ્બર લોઢ સામે
એને હતી પાર થવાતી ઝંખના.

પણ કવિ ત્યાં તરતજ શંકા કરે છે,

કાચે ઘડે કેમજ પાર પ્હોંચશે?
કાયા તણી આ મનવાર તારી?

પણ કવિ કાવ્યના આખર ભાગમાં પોતાની વેદના વ્યકત કરે છે. કવિત્વ ભર્યું આશ્વાસન શોધવાને કવિ સફળ બને છે.

ચાલી ગયેલી સ્મૃતિઓની ભીની
પાની રહું આજ નિહાળી હું તો.
હું સિંધુના અંતરને ઉંડાણે
શોધી રહ્યો છું કંઇ મોતી મોંઘાં.

શ્રી. ઇંદુલાલની કવિતામાં 'પાની' અવશ્ય હોયજ. એમના એક મુક્તકમાં પણ એમણે ઉષાને કઠિયારી કહી સીધી નજર એની 'પાની' પર દોડાવી. બેશક આ જમાનામાં વીસમી સદીની સ્ત્રીઓ ચંપલ કે રેલ્વેના ત્રિકોણાકાર પુલ જેવા 'લેડીઝ શુઝ' પહેરે છે. એટલે 'પાની' જોવાની આશા બહુ ઓછીજ. છતાંએ 'ઉષા કઠિયારી' કે 'સુહિણી'ની પાની જોવામાં કવિને કાવ્યનું દર્શન થતું રહે છે એ આનંદની વાત છે. પણ કેટલીક વખત એક કવિના કાવ્યમાં અવારનવાર નજરે પડતો એકજ શબ્દ આપણી આંખે ચઢી જાય છે. પછી ભલે કવિ પાનીને સોનારજ વળગેલી દેખે-પણ આપણી આંખે તો એ ધૂળજ દેખાવા માંડે. આ કાવ્યમાં વાણીના પ્રવાહમાં કવિ ખૂબ ખેંચાયા છે. વાચકને વિચાર કરતો કરે છે. રંગીલી છટા-અને વાણીની મીઠાશ કલ્પનાના ગજરામાં મ્હેકી રહે છે, એ ચોકકસ.

શ્રી. કરસનદાસ માણેક 'સુહિણીને' કાવ્ય 'સુહિણી' માસિકના પ્રથમ અંકમાં મૂકે છે. ત્યાં કવિ એ 'સુહિણી'ને શ્રધ્ધા સાથે આશ્વાસન આપે છે.

ભલે સુહિણિ, સિન્ધુ નાહક ફુલાય ખોલી તને;
સુકાઇ સરિતા જશે,
બુઝાઇ સવિતા જશે,
સગર્વ ધરશે ઉરે પરમ બ્રહ્મ, ભોળી, તને!

શ્રી. ગુલાબદાસ બ્રોકર 'ત્રીસ વર્ષે' કાવ્ય "પ્રસ્થાન"ના મહા અંકમાં આપે છે. આપણા કવિઓ હવે એમની જન્મતિથિ એમનીજ

કવિતાથી ઉજવવા માગ્યા છે. સ્વદેશીજ વાપરવું એ ગાંધીવાદની છાપ આવી અને આપણા કવિ પર એ છાપ સ્પષ્ટ છે. બીજું કોઇ કવિતા લખી કવિની જન્મતિથિ ઉજવે એના કરતાં કવિ પાતાનીજ કવિતા લખી શું કામ ન ઉજવે ? કવિને તો ત્રીસજ વર્ષ થયાં એટલામાં તો એમણે જોયું.

એ ત્રીસ વર્ષો મહીં તો યુગો કૈં
ફરી ગયા હોય, ફરેલ એવું
દેખાય આજે રૂપ પૃથ્વી કેરું.
તૂટયાં સીમા બંધન સૌ સ્થલોનાં
હતું દૂરે જે નવ દૂર તે રહ્યું.

કહી કવિ આખી દુનિયામાં ત્રીસ વર્ષમાં થયેલા પરિવર્ત્તન પર નજર નાંખી વળે છે. અને હિંદુસ્થાનની જાગ્રિતને પણ કવિ આ ત્રીસ વર્ષમાં જુએ છે. પણ ત્યાં કવિ કવિતીજ દુનિયામાં જુએ છે,

શાને એ ત્રીસ વર્ષોની ગાથા ગાઇ રહું મહા ?
કર્યું શું ત્રીશ વર્ષોમાં વિચારું એજ એક ના?

અને કવિનું ભોળું દિલ તરતજ જવાબ વાળે છે.

ખાધું પીધું મોજ મજા કરી કૈં
ને વાણીનાં દ્વંદ્વ અનેક ખેલ્યો—

આમ ખાઇ પીને મોજમજાહ કરનારની પણ લાલસા જાણવા જેવી છે.

છતાંય, મૈયાઇ અનંત શક્તિથી
બનું નવું રૂપ ઘડાય પૃથ્વીનું
તેના કણોમાં કણ એક માત્ર હું
એવી કંઇ અંતર લાલસા ધરું.

શ્રી પ્રબોધનું 'સંગીતે શબ્દ' કરૂણ મધુર કાવ્ય પણ "પ્રસ્થાન"ના એજ અંકમાં છે.

સંગે ચાલ્યાઃ સરલ દિસતી રમ્ય સંસાર કેડી,
આજુબાજુ સ્વજન સુખની વાડીઓ વિસ્તરેલી,
ઝૂકી લીલી લલિત ઉરની વાડ માથે પતંગાં
જ્યાં ત્યાં ઉડે શિશુ મગજની રંગિલી કલ્પનાનાં

આવી સુંદર શરૂઆત કરી કાવ્ય અંતિમ ભાગને ઘેરો કરુણ બનાવે છે.

શ્રી. મનસુખલાલ ઝવેરીનું એક કાવ્ય 'બદલો !' "પ્રસ્થાન"ના ચૈત્ર અંકમાં મળે છે. આખું કાવ્ય સુરેખ થયું છે. ત્રેવીસ પંક્તિઓ સુધી શિખરિણી છંદ છે અને ત્યાંથી પૃથ્વી છંદ છેવટ સુધી છે. આ ત્રેવીસે પંક્તિઓ સચોટ સરળ અને સળંગ અન્વયવાળી છે. લલિત ભાવ પણ કવિએ બહુ સરજ રીતે આલેખ્યા છે. કવિ 'બદલો' માગે છે. શાનો?

નિરાશાનું આયું ઉર મુજ વિમાસી તવ રહ્યું :
તને શું ના આપ્યું ? તવ ચરણ મેં શું નવ ધર્યું ?
મહત્વાકાંક્ષાઓ મદભર બધી મુગ્ધ ઉરની,
બધાં કાવ્યો મારાં, સકળ મુજ સ્વપ્નો નિત નવાં,
બધું મેં તો તારે ચરણ ધરી દીધું હરખથી;

આ બધા માટે કવિહૃદય બદલાની આશા રાખે છે પણ છતાંયે કવિ એ બદલામાં એટલુંજ પૂચ્છે છે, કે "અરે ! મેં વાંછ્યું'તું સ્મિત વિણ કશું ના તુજ કને !" કવિ આખી જગતમાં જોઇ રહે છે, નિજ નિજ સર્જનપ્રભા-નું તેના પ્રમાણમાં ઓજસ છે. એમ 'પરસ્પર સ્વતંત્ર મૂલ્ય નિજનું અનોખું ધરી ?' કહી જણાવે છે. છતાંયે કવિ છેવટે કહી દે છે.

હવે હૃદય માહરું પ્રણયને ય ના માગશે
કદાપિ બદલા મહીં; રસ અખૂટ એનો હશે
નહિ ગ્રહણમાં, પરંતુ નિજ દાન સાતત્યમાં.

. દિલ ઘણું ઉદાર છે! દાન કરવામાંજ કવિ પ્રેમ માને છે. આવા દાતાર કયા બદલાની આશા રાખે? જે દાન કરવામાં ધર્મ માને ને બદલાની કશીયે આશા નજ રાખે!

આ કાવ્યો ઉપરાંત બીજાં પણ સારાં સારાં કાવ્યો આપણા સામયિકોમાં પ્રગટ થયેલાં નજરે પડ્યાં છે. બધાંની નોંધ લેવી જોઇએ. અને તો ટુંકી પણ નોંધ લેવી એમ રાખવા છતાં સ્થળ સંકોચને લીધે અહીંથી અટકવું પડે એ સ્વાભાવિક છે. એક વસ્તુની સામાન્ય નોંધ કરવા જેવી લાગી છે. અને તે એજ કે કેટલાક સંસ્કૃતના અભ્યાસી જેવા કવિઓ પણ કવિતામાં સંસ્કૃત શબ્દને ભાંગી-અસંસ્કૃત બનાવી વાપરતા નજરે પડે છે. અને તેમ શબ્દોના અંગની તોડફોડ ન થાય તેમાં કાવ્યની શોભા રહેલી છે. આ લેખ પૂરો કરતાં કરતાં 'પ્રતિકાવ્યો' જે થોડાંક પ્રગટ થયેલાં છે તેનો ઉલ્લેખ કરી લઇશું.

એક પ્રતિકાવ્ય કવિ દલપતરામ કૃત 'દેશ તેવું કયું' હોંશથી, જોજો વર તેવું, કેવું થાય રે!' પ્રજાબંધુના ૨ જી જુલાઇના અંકમાં બહાર પડે છે. ગરબીમાં લખાયેલું આ પ્રતિકાવ્ય આપણા સાહિત્ય સંમેલનના પ્રમુખની ચર્ચા પર કટાક્ષ પણ કરે છે અને તે સાથે આનંદ આપે એવી શૈલીમાં સૌ કોઇને હસાવે એવી શકિત પણ ધરાવે છે. બીજું એક પ્રતિકાવ્ય "અંબેભાઇ બૂડતો બેડો રે!" "એ "ગુજરાતી"માં આવ્યું છે. એમાં રા. અંબાલાલ પુરાણીને જવાબ આપવામાં આવ્યો છે. રા. પુરાણીએ સાંખ્યગીત"ના પ્રવેશક પર "ઊર્મિ"ના મે અંકમાં ટીકા કરી હતી. એ ટીકાનો સરસ જવાબ આ પ્રતિકાવ્યમાં અપાયો છે. આ બેને સારાં પ્રતિકાવ્યોમાંથી અહીં અવતરણ ન ટાંકતાં રસિકવાંચકોને વિનંતી છે કે એ બંને પ્રતિકાવ્યોને એ પ્રસિધ્ધ પત્રોમાંથી વાંચી-એનો રસ લે.

# માધુરી

વર્ષ. ૨] ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક [ગ્રંથઃ ૪.

તંત્રી
મગનલાલ લાલભાઈ દેસાઈ

માધુરી કાર્યાલય : : વિલેપારલે

લવાજમ દેશમાં રૂપિયા ત્રણ

# માધુરી

લવાજમ પરદેશ શીલીંગ

ઑક્ટોબર ૧૯૩૯ : અનુક્રમણિકા : વર્ષ ૨ :



જાન્યુઆરી-એપ્રિલ-જુલાઇ-ઑકટોબરની આખરમાં 'માધુરી' બહાર

## *'નર્મદ બાલ લાડકો'

"રિઝાવવા દેવી તને સરસ્વતી,
અનેક મારા તનુજો રહ્યા મથી;
તથાપિ તારા મુખપદ્મ પે કદી
પ્રસન્ન રેખા સ્મિતની ન કાં સ્ફુરી?"
વાણી સૂણી એ કંઈ ગુર્જરી તણી,
વાગીશ્વરી ત્યાં વદતી સરસ્વતી;
"અનેક તારા સપુતે મને ભજી,
ખરું, તથાપિ નવ હું રીઝી શકી
કાં કે પૂજા મારી ગ્રહી સહુએ
જુદા જુદા દેવ અનેક પૂજ્યા.
વીણા ધરી મારી કરે કંઈકે
છેડયા સૂરો અન્યઉપાસનાના.
ઉમેશ પૂજ્યા વળી કોઈકે અને
રાધા તણા રાસવિલાસ ગાયા;
ને બ્રહ્મના કે લટકા નિહાળવા
ઉઘાડવા ભેદજ વેદના મથ્યા.
સમીપ મારી મુખ રાખી કોઈકે
ધરી દીધું હૈયું જ કૃષ્ણને પદે.
કે ધ્યાન મારું ધરવા તણે મિષે,
ઉત્કંઠ નૈને નિરખંત અન્યને;

કુંજેથી મારી કુસુમો વીણી વીણી
અર્પન્ત માળા ગુંથી અન્યકંઠે.
અનન્ય ભાવે મુજનેજ સેવી
એવા નહિ ભકત દીઠા હજી મેં,
અન્યાશ્રયી એ સહુ ભકત કેરી
ભકિતથી રીઝું કયમ હું કહે સખી!"
સરસ્વતીની ફરિયાદ એ સૂણી,
વિચારમાં ડુબી ક્ષણેક ગુર્જરી;
અને પછી બોલી ચહે તું દેવી!
અનન્ય ભકત? ભલે સખી, લે
સમર્થ આ ભકત અનન્ય તારો,
ને અંક માંહે જ સરસ્વતીના
ધરી દીધો નર્મદ બાલ લાકડી.

જયોતીન્દ્ર હ. દવે.

## એક પ્રશ્ન

[ શિખરિણી ]

દીસે કો શોભામાં અનુપમ, વળી કોઇ અહીંઆ
તપે બુધ્ધિવાટે અકળ ચખનાં તેજ લસતાં,
ધને કો રાચે, ને સુખ અવરમાં કો મચી રહે,
જનોમાં સિધ્ધિનાં પૃથક ગુણબિન્દુ બહુ દીસે;

( અનુષ્ટુપ )

પરન્તુ રૂપ બુધ્ધિ ને વિત્ત આચારના વળી
બધાયે ગુણમાં પૂરી વ્યંકિતઓ જોઇ કેટલી ?

ઊર્મિલા દવે

* મુંબઇનાં ઓલ ઇન્ડિયા રેડિયો સ્ટેશન પર નર્મદ જયંતી પ્રસંગે વંચાયેલું.

# મિતાક્ષરી

આ અંક પણ થોડો સમય મોડો બહાર પડે છે તે માટે ગ્રાહક ભાઇઓની ક્ષમા માગી લઇએ. અંક મોડો પડવામાં મુખ્ય કારણ ગયો અંક મોડો બહાર પડયો તે હતું. ગમે તેમ તોયે આ આ વર્ષમાં પાછળના ભાગમાં જે થોડીઘણી અનિયમીતતા સંજોગાનુસાર આવી ગઇ તે માટે ગ્રાહક ભાઇઓ પાસેથી ફરી એકવાર ક્ષમા માગી લઇએ છીએ.

આ અંક સાથે "માધુરી" બે વર્ષ પૂરાં કરે છે. આવતા અંકથી "માધુરી" ત્રીજા વર્ષમાં પ્રવેશે છે. આ બે વર્ષમાં "માધુરી"ને ઝુલાવનાર ગુજરાતજ છે. હજીયે અમને આશા છે કે જે ગ્રાહક સંખ્યા અત્યારે પણ છે તેથી વધારે મોટી સંખ્યા આવતા વર્ષમાં થશે. અત્યારસુધી તો માત્ર "માધુરી"નો ખરચ નીકળે છે અને તેમાંયે સાધારણ ખોટ રહે છેજ છતાંયે તપશ્ચર્યાના સમય પછી પણ અમને આશા છે કે "માધુરી" આવતા વરસે પગભર બનશે. એને પગભર બનાવવામાં ગ્રાહક ભાઇઓનીજ શુભેચ્છાઓ અને શુભ પ્રયત્નોની આશા અમારે રાખવાની રહી. અમારાથી બનતું અમે કરીએ છીએ અને હજી કરીશું.

આવતા વર્ષથી "માધુરી" નવાજ રૂપરંગે બહાર પડશે. નવલિકા નાટિકા, કાવ્યો તેમજ વિવેચન અને અભ્યાસપૂર્ણ લેખોની અતિ સુન્દર વ્યવસ્થા આવતા વર્ષમાં થશે. જે કક્ષા આજે "માધુરી"એ રાખી છે એથી ગ્રાહકભાઇઓએ એમ નથી વિચારવાનું કે સામાન્ય વાચકને એમાંથી કશું મળશે નહિ. આવતા વર્ષમાં એ બધી દ્રષ્ટિએ સાંગોપાંગ સર્વાંગ સુંદર અભ્યાસપૂર્ણ લેખો, વિવેચન, મનોરમ કાવ્યો અને અતિસુંદર નવલિકાઓ, નાટિકાઓ સૌને આનંદ આપશેજ.

બે વર્ષમાં "માધુરી"એ શું કર્યું છે એ અમારે કહેવાનું નથી. એ ગુજરાતની વાચક જનતાએજ કહેવાનું છે. બે વર્ષમાં જે

સંજોગોમાં "માધુરી"એ જે કંઇ કર્યું છે તે જોતાં આજે અમને આનંદ છે.

આવી ભયંકર આર્થિક મુશ્કેલીઓમાં પણ "માધુરી"એ ટક્કર ઝીલી છે. હજીયે એનું જીવન ઉજ્જવલ છે. માત્ર અમે તો ગુજરાતની સાહિત્યરસિક જનતાને એટલીજ એક અન્તઃકરણની વિનંતી કરીએ છીએ કે બને તેમ જાતે ગ્રાહક થઇ આ સામયિકને હજી સુન્દર બનાવવામાં તમારો ફાળો આપો.

આજ સુધીમાં અમે અમારી અનેક મુશ્કેલીઓમાં "માધુરી" ને નભાવ્યું છે અને હજી ગમે તેવી મુશ્કેલીઓમાં એને નભાવીશું એટલી અમને શ્રધ્ધા છે. લડાઇના કારણે કાગળના ઘણા ચઢેલા ભાવને લીધે અમારે આ અંકમાં થોડાં પાનાં ઓછાં આપવા પડયાં છે. મૂળ તો 'ડેમી' સાઇઝના કાગળ મળવામાંજ મુશ્કેલી પડી હતી. ૭ સાત દિવસે આ કાગળ હાથ આવતાં એ મોંઘા ભાવે પણ ખરીદી બને તેમ ઉતાવળથી અંક તૈયાર કરાવ્યો છે. આવતા અંકથી કાગળની બાબતમાં અમે એક સરખો જાડો એન્ટિક કાગળજ આવે એ અંગેની વ્યવસ્થા કરી રહ્યા છીએ. એટલે આવતા વર્ષમાં 'ન મળે' એ મુશ્કેલી નહિંજ રહે, પણ જે ખર્ચે અમારો એક અંક છપાય તેનાથી યે વધારે ખર્ચે આ ઓછા પાનાનો અંક છપાયો. આ પરિસ્થિતિ પરથી ગ્રાહકો અમારી મુશ્કેલીઓ. સમજી શકશે, છતાંયે આવતા વર્ષમાં જેટલાં પાનાં અત્યાર સુધી આપતા હતા તેટલાંજ પાના આપવાની અમારી મુરાદ છે. આ થોડી ઘણી મુશ્કેલીઓ જો ગ્રાહક ભાઇઓ સમજશે તો આ અંકનું થોડું ઘણું નાનું કદ અને મોડું બહાર પડવું એ અનિવાર્ય હતું એટલું જોઇ શકશે.

જે ગયું તે ગયું છે. નવું વર્ષ આપણી આગળ છે. નવા વર્ષમાં "માધુરી" પણ અધિક નવીનતા દાખવશેજ. આ ક્ષણે અમે અમારા ગ્રાહક ભાઇઓને-અને કવિમિત્રો તેમજ લેખકમિત્રોને સૌને અન્તઃકરણથી નૂતન વર્ષની મંગળ સફળતા ઇચ્છીએ છીએ. પ્રભુ સૌને સુખશાંતિ આપે એટલી પ્રાર્થના.

# ભગવાનનો અનુભવ

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

(ગયા અંકના પૃ. ૨૫૧ થી ચાલુ)

સાચો ધાર્મિક માણસ ભગવાન જેવો થઇ શકે છે. એણે પોતાના સ્વભાવનો પુરેપુરો શુધ્ધ વિકાસ કરવો જોઇએ. આંતરિક પ્રેરણા દિન પ્રતિદિન વિશેષ અને વિશેષ મળ્યાં કરે, જ્ઞાન વધે, આનન્દ વધે અને પ્રેમભાવ પણ વધ્યા કરે એવું થવું જોઇએ. એની કલ્યાણકામમાં સત્તા વધે અને એ સત્તા વધતી જાય તેમ તેમ એનું સુખ પણ વધતું જાય છે, એવો અમારો અનુભવ છે.

ખરા હરિજન–એટલે ભકતજનો, બહાદુર, ત્વરિત, ઉગ્ર પણ અહિંસક, નમ્ર, પ્રેમાળ, આત્મભોગી અને નિષ્પાપ થઇને, પોતે તેજસ્વી બની પૂર્ણ પુરૂષોત્તમ જેવા બનવાનો પ્રયત્ન કરી શકે! તટસ્થતા કેળવનારનું વ્યકિતત્વ તો સરસમાં સરસ ખીલી શકે છે.

ભગવાનનું કામ કરનાર પતિવ્રત્તા સ્ત્રી જેવા છે. પતિનું કામ કરતાં એ સ્ત્રીને આનન્દ મળતો જાય છે કારણ કે એ કામથી સુખ પોતાના મનમોહનને થવાનું છે. ભકત સમજે છે કે મ્હારામાં જે શકિત છે તે ભગવાનનીજ શકિતમાંથી મેળવેલી છે. એથી એને અભિમાન થતું નથી. વિશ્વાત્માને એ પોતાના અંતર્યામિ રૂપે જુવે છે. ભગવાનના આલિંગનમાં એ મઝા કરે છે! ભગવાનનેજ એ પોતાના દેહમાં, મનમાં અને જીવનમાં પૂર્ણપણે ઉતરતા દેખે છે.

સંસારનું કામ, ઇશ્વર પ્રિત્યર્થે કરવાથી પ્રજ્ઞાચક્ષુ ઉઘડી જાય છે! લીલારૂપ નૃત્ય કરતા નટરાજ જ પછી આપણાં હૃદયમંદિરમાં પણ નાચે છે!

વેદાન્ત અને યોગનો નિત્યજીવનમાં ઉપયોગ એટલેજ કર્મયોગ કે વેદાન્ત, માણસને સંસારને માટે નાલાયક બનાવે એ વાતજ ખોટી છે. ધર્મજ્ઞાનથી તો માણસ સંસાર વ્યવહારમાં પણ તીરની પેઠે નીકળી જઇ શકે છે! કર્મ કરવામાં કુશળતા મેળવી એ પોતાનો પુરૂષાર્થ વધારે સારી રીતે સાધી શકે છે. આનંદપૂર્વક કર્મ કરે છે અને છુટો ને છુટો રહે છે! એટલે જીવન મુક્ત થાય છે.

ભગવાન સાથે જોડાઇને ચાલવાથી નવો વેદાન્તી, પોતાની આધ્યાત્મિકતા, સોળે કળાએ ખીલવી શકશે અને અંતર્યામિ સાથે ચોવીસે કલાકના જાગ્રત યોગથી એનું આંતરિક જીવન અને બાહ્યજીવન આપણે પવિત્ર અને દિવ્ય બનેલું જોઇશું. નવો યોગી, સંસારથી, અલિપ્ત રહેતો હતો, પોતાનું બધું આધ્યાત્મિક બળ કોઇ બંધ કરેલી પેટીમાં ભરી રાખનો હોય એવો નહીં હોય. એનામાં ઇશ્વરી શકિતઓ ખીલી છે તે હંમેશાં જગત ઉપર વર્ષ્યાં કરશે. પોતે સંસારને મોખરે સેનાનાયક થઇને ચાલશે.

જ્ઞાનની ખાતર, પ્રેમની ખાતર કે સારાં કામ કરવાની શકિત મેળવવા ખાતર ભગવાન સાથે સંબંધ બાંધવો એનું નામ યોગ–યોગી ભગવાનના પ્રવાહની ન્હેર જેવો બને છે.

પોતાની મારફતે ભગવાનના અનેક ગુણોને એ વ્હેવડાવે છે. સ્વાર્થની મલિન જંજાળમાંથી જ્યાં એકવાર માણસ છુટયો કે તરત એ ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરે છે. એ બીજાઓને માટે જીવે છે.

લોક કલ્યાણને માટે જ્યારે કામ આપણે કામ કરીએ છીએ અને એમાં કોઇ પ્રકારના લાભનો કે કીર્ત્તિનો પણ વિચાર હોતો નથી ત્યારે આપણાં કામમાં સંપૂર્ણતા આવે છે. સમગ્ર જીવનજ ભગવાનની પૂજા જેવું બની જાય છે.

પ્રાણાયમ, આસન, ધ્યાન, પૂજા, અર્ચા, એ તો બધાં સાધન છે—એમાંને એમાં લોકો આખી જીંદગી ભરાઇ રહે છે એ દીલગીરીની વાત છે. સાચો યોગી તો પોતાનું જીવનજ દૈવી બનાવે છે. એના કાર્યમાં વીરતા હોય છે અને દયા, પ્રેમથી ઉભરાઇ જાય છે. જ્ઞાન, ભકિત અને કર્મના સુંદર સમન્વયનું જ વર્ણન, શ્રીમદ્ ભગવદ્ગીતામાં કરવામાં આવ્યું છે તે તો આપણો અમૂલ્ય વારસો છે. એ માર્ગ સરળ અને સહેલો છે. અધર્મ અને અનીતિના રસ્તા જોખમ ભર્યા છે ખરા, પણ ગીતાનો માર્ગ તો બિલકુલ ભય વગરનો છે. સીધો છે અને સુખદાયક છે.

અંતર્યામિનું શરણ સ્વીકારવું અને એનેજ આપણે ગુરુ કરવો એ સર્વોત્તમ માર્ગ છે. આપણા સૌનામાં અમર્યાદ શક્તિઓ ભરી છે. જે વાર છે તે આપણા પોતાનાજ આળસને લઇને છે. દરેકમાં કંઇને કંઇક વિશેષતા હોય છે તેને પૂર્ણપણે ખીલવવી અને લોકોની એટલે ભગવાનની સેવામાં રજુ કરવી એ મનુષ્યજન્મનો હેતુ છે. જે પ્રમાણમાં આપણી સામાન્ય અને વિશિષ્ઠ શક્તિઓનો, આપણે વિકાસ કરીશું તે પ્રમાણમાં આપણને દૈવી બળ મળશે, આનન્દ મળશે અને શાન્તિ મળશે.

ધર્મ એ જીવનથી જુદો નથી અને ભગવાનનાં માનસિક દર્શન કંઇ એક બે વખત કરવાથી આપણી ભૂખ ભાંગે એમ નથી. ચોવીસે કલાકનો યોગ રહે, વિષ્ણુનું વિસ્મરણ ઘડીવાર પણ ના થાય અને એમના એકાદ કિરણના પણ આપણે વાહક બની શકીએ તો તો ભગવાનનો જે કંઇ અનુભવ આપણે કર્યો હોય તેનું સાર્થક થશે.

× (૪)

"આનન્દમાંથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. આનન્દજ એને ટકાવી રાખે છે. આનંદ તરફ સૃષ્ટિ જઇ રહી છે અને આખરે પણ આનન્દમાંજ એ પ્રવેશ કરવાની છે. અમૃત આનન્દ રૂપે અવતર્યો છે."

"આનન્દને રૂપ ન્હોતું. એને રૂપ લેવાં હતાં તેથી રૂપ રૂપનો ભંડાર આ સૃષ્ટિ, વનસ્પતિ અને પ્રાણીમાં પોતે અવતર્યો છે."

ગાનારનો આનન્દ ગીતમાં પ્રદર્શિત થાય છે. કવિનો કવિતામાં થાય છે અને સાધારણ માણસ પણ જ્યારે પૂર્ણ આનન્દમાં આવીને કંઇ સર્જન કરે છે ત્યારે એ સર્જનમાં સૌન્દર્યનું તત્ત્વ હોય છે.

આનન્દનું બીજું નામ પ્રેમ છે. પ્રેમનો ઉપભોગ એકલાથી થતો નથી. જેમ બે, ચાર કે વધારે જણ પ્રેમમાં ભાગ પડાવનાર હોય તેમ વધારે મઝાહ પડે છે.

ભગવાન એક કે બે, એ જુની ભાંજગડ નકામી છે. વ્યવહાર ધર્મ પાળનારને એ નડતી નથી. દ્વૈત, અદ્વૈત બધું સાચા ભક્તને

× શ્રી.અરવિન્દ ઘોષના પહેલાંના લખાણોના અભ્યાસ પરથી આ સાર છે.

સરખું જ છે. પ્રેમીને પ્રિયા જોઇએ અને પ્રિયાને પ્રેમી વગર ઘડીવાર ચાલતું નથી–સૃષ્ટિ એ રાધા છે અને બ્રહ્મ એ કૃષ્ણ છે. આ તો રાધા કૃષ્ણનાં લગ્નનો ભવ્ય સમારંભ ચાલી રહ્યો છે અને આપણે બધાં જાનમાં આવેલાં છીએ.

અમર આનન્દ રૂપ અમૃતે પોતાના શરીરના બે ભાગ કર્યા છે. આપણો આત્મા પ્રિયાજી છે અને પોતે પ્રીતમ છે.

સોનાની લંકામાં સીતા કેદ પુરાયાં હતાં એમ, મોહક સંસારમાં આપણે પણ કેદ પડયાં છીએ. પરંતુ ત્યાં રામચંદ્રજીએ હનુમાનને વીંટી સાથે મોકલ્યા હતા અને સૂચન કર્યું હતું કે હું હજી ત્હને વિસરી ગયો નથી. એજ પ્રમાણે કેવળ દેહનીજ પ્રવૃત્તિમાં પડેલાં આપણને, ભગવાન રંગરંગીત ફુલો, વાદળના રંગો અને સૃષ્ટિ સૌન્દર્યના દેખાવો બતાવીને યાદ આપે છે કે હું ત્હને ભુલી નથી ગયો.

આપણે પણ એ ફુલોને, રંગોને અને સૃષ્ટિ સૌન્દર્યને ભગવાનના પ્રેમનાં સૂચન રૂપે જોવાં જોઇએ. વિજ્ઞાનીઓ, ભલે ફુલોના રંગ અને સુગંધીને ભમરો માટે અને વનસ્પતી રાજ્યના વંશ વિસ્તાર માટે છે એમ કહેતા–ત્યાં ફુલો કુદરતનાં દાસ છે પણ આપણાં હૃદય મંથન માટેનું બીજું પણ એક કાર્ય છે અને તે ભગવાનનું મીઠું સંગીત ગાઇ ગાઇને આપણને દિવ્યધામના સંદેશા કહેવાનું છે. ફુલોની પાંદડીએ પાંદડીએ ભગવાને રંગરંગીત શાહીથી આપણને પત્રો પાઠવ્યા છે.

આ રીતે આપણા આત્માઓનું મિલન ભગવાન સાથે થશે. હાલમાં જુદાઇ છે ખરી પણ એ કંઇ રોજ જુદાઇ નથી રહેવાની. રોજની હોય તો તો આ સંસાર દુઃખના દરિયા જેવો ખારો અને અપાર કષ્ટદાયક હોત તો તો અસત્યમાંથી સત્યમાં, આપણે કદી જાતજ નહીં અને પાપમાંથી છુટવાની અને શુધ્ધ થવાની અને જંપ

× હવે પછીનો અભ્યાસ–સ્વાધ્યાય રૂપે, ડો, રવીન્દ્રનાથ ટાગોરની 'સાધના'નું રૂપ છે.

વળવાની કદી આવાજ ન હોત–ભાષા ન હોત, સમાધાન, ન હોત; હૃદય હૃદય સાથે મળતાં ન હોત અને જીવનમાં સહકાર ન હોત.

પદાર્થોની જુદાઇ પણ હવે તો પદાર્થવિજ્ઞાનીઓ દેખાવ પુરતીજ ગણે છે. પદાર્થનાં નામરૂપ પણ માત્ર શક્તિની વધઘટને ગતિનાં ભ્રમણના ફેરફારને લઇને જુદાં જુદાં છે. બાકી તો જડરૂપોની મર્યાદાઓ પણ હવે તો તુટી ગઇ છે અને જીવના લક્ષણોની વ્યાખ્યાઓ પણ અસ્પષ્ટ થતી જાય છે.

વિજ્ઞાન પ્રત્યક્ષ રૂપેમાંથી પરોક્ષ અને માનસિક રૂપ ધારણ કરી રહ્યું છે. ચેતનનોજ વિલાસ બધે માલમ પડતો જાય છે અને નાસ્તિકો આસ્તિક થતા જાય છે.

આપણો આત્મા, કુદરતના કાયદા પાળતો પાળતો પણ પ્રેમનો અનુભવ કરે છે. શિસ્ત પાલનમાંજ પોતાની સાચી સ્વતંત્રતા રહેલી છે એમ જુએ છે. નીતિમાં રહીને ભગવતી થઇ જાય છે.

ભગવાન બુધ્ધે, સંયમ અને નીતિ પાળવાનો બોધ, શિસ્તને માટે કર્યો હતો.એમણે જગતના કાયદાને પૂર્ણ ભક્તિ ભાવે અનુસરવાની સલાહ આપી હતી. બુદ્ધ ભગવાન તો એનેજ બ્રહ્મવિહાર કહે છે. બ્રહ્મવિહાર એટલે સમજપૂર્વક નિયમોનો લાભ લઇ-નિયમોમાં એટલે બ્રહ્મમાંજ જીવવાની મઝાહ મેળવવી તે:

પ્રેમનો અભાવ એ નિષ્ઠુરતા છે. અને આર્દ્રતા અથવા હૃદયનું પ્રેમાળપણું હોય તો તો, એમાં જાગૃત ભાનની સંપૂર્ણતા રહેલી છે. આપણું બરાબર ભાન ઠેકાણે હોય, તો તો આપણે બધાં તરફ પ્રેમજ કરતાં હોઇએ. ભાન વિનાનાં છીએ એટલે નિષ્ઠુર છીએ. પ્રેમાળ થવાથી જ્ઞાની થઇશું. ખરા પ્રેમી થવાથી ખરા જ્ઞાની થવાશે.

આપણી આસપાસ પ્રેમ કરવા યોગ્ય ઘણું છે. આ કંઇ હૃદયના એક ઉભરાની વાત નથી. ઊર્મિનો તરંગ નથી પણ પરમ સત્ય છે. સૃષ્ટિ માત્રના મૂળમાં એટલે સત્યમાં-અસ્તિત્વ માત્રમાં-આનંદનો ઉછાળો રહેલો છે. સત્ય સુંદર છે અને સુંદર છે તો તો પછી પ્રેમ કરવા યોગ્ય છેજ.

જગતની ઘણીએ સુંદર ચીજો, આપણે ગાંડાં માણસની માફક વાંદરીઆવેડાથી વાપરી તો રહ્યાં છીએ. એ વડે પોતપોતાની સત્તા જમાવીએ છીએ. ધન, સાધન, સામગ્રી, વિદ્યા, યૌવન, લાગવગ ઇત્યાદી દેવતાઇ ભેટોને, આપણે આસુરી સ્વભાવે ચુંથી નાખીએ છીએ. જગતના ભંડારમાંથી ખાવાપીવાનું લઇએ છીએ, વસ્ત્રો પહેરીએ છીએ, રક્ષણ મેળવીએ છીએ. પછી આપણા સદ્ભાગ્યથી સંતોષ નહીં પામતાં, બીજાઓનું પચાવી પાડવા માટે લડાઇઓ કરીએ છીએ. હરીફાઇ, મારામારી, અને કાપાકાપી ચાલે છે !

માણસો વિચાર નથી કરતા કે આપણે મનુષ્યજન્મ આ કલહ કંકાસ માટે લીધો છે ? જગત ઉપર કબજો કરી બેસવો, એને બજાર વસ્તુ બનાવી દેવી એ શું આપણને, ભગવાનનાં ને જગતનાં સગાંને શોભે છે ? આ ભ્રાતૃદ્રોહ અને પિતૃદ્રોહ, કેવો દુષ્ટ છે તે માણસો કેમ સમજતાં નથી ! ભગવાનની ભાવભીની સગાઇઓ અને ભેટો ને આમ ફેંદી નાખવાનો આપણને શો અધિકાર છે ?

આથી તો આલોકનું, પરમ સત્ય આપણે ગુમાવી બેસીએ છીએ. કોઇ અક્કલ વગરનું બાળક, ભુખ મટાડવા માટે, કોઇ અમુલ્ય પુસ્તક ફાડી નાખીને એનાં પાનાં ચાવી ખાતું હોય એવાં આપણે લાગીએ છીએ.

ધોકાબાજી, બીજાના દેશો પચાવી પાડવા, ઘોર સંગ્રામો ખેલતા એ તો મનુષ્યો, પોતાનાંજ સગાં ભાઇ બ્હેનોને, મારીને ખાઇ જતાં હોય એવું લાગે છે. માનવીઓએ, એક બીજાનો ઉપયોગ પ્રેમ ભાવે, સહકારથી કરવો જોઇએ. બીજાં માનવીઓને પણ આપણા જેવાંજ શરીર છે, મન છે અને આત્મા પણ છે શરીર બહુ ચમત્કારી છે, મન પણ અદ્ભુત કામ કરે છે પણ આત્મા સૌથી વધારે ભવ્ય છે !

પરંતુ ખરી વાત એ બની છે કે આપણી વાસનાઓએ, આપણા લોભે અને આપણા એશઆરામના શોખે, માનવ જાતિઓએ, મર્યાદા મુકી છે. પોતાના સ્વાર્થ સારૂ બળિયાઓ બીજા ભવ્ય માનવ બન્ધુઓને, હલકામાં હલકી કિંમત પર ઉતારી મુકે છે. જગતમાં

આજે જોશો તો બધે આ છેતરપીંડી ચાલી રહી છે! માનવ બન્ધુઓ, અને ભગિનિઓના, દિવ્ય આત્માઓ આજે કચડાઇ રહ્યા છે. અત્યાચાર ચાલે છે! આથી ફળ શું મળે છે? આખી માનવતા, પોતાના આત્માને પણ પારાવાર નુકસાન કરી રહી છે. ચેતન શકિત રૂંધાઇ રહી છે. ભાન બે ભાન થઇ રહ્યું છે અને ખરી રીતે તો માનવ સંસ્કૃતિના આત્માનો ઘાત થઇ રહ્યો છે!

આધુનિક સંસ્કૃતિમાં પરૂ થયું છે અને ચાંદાં પડયાં છે. મનુષ્ય રહેઠાણોને માટે નાલાયક ઘરો, ખાંજરાં, વ્યંભિચાર, દારૂ, જુગાર વગેરે ચાલે છે. ક્રૂર કાયદા કરવા પડયા છે. જેલખાનાં કરવાં પડયાં છે! અજ્ઞાન જાતિઓને પધ્ધતિ-સર લુંટવાની આર્થિકનીતિને નામે, આજે કાળો કેર વર્તિ રહ્યો છે!

બન્ધુભાવ અને પ્રેમ શિવાય મનુષ્ય, મનુષ્યને જાણી નહીં શકે. ખરા પ્રેમ શિવાય ખરૂં, સાચું સુખ આપનારૂં જ્ઞાન કદાપિ થવાનું નથી. માણસોમાં રહેલા આત્માઓથી જ્યારે આપણે માણસોને જાણીશું ત્યારે આપણને આપણે પોતે જેવા વ્હાલા લાગીએ છીએ તેવાંજ બધાં માણસો વ્હાલાં લાગશે. પછી નિર્દયતા રહી નહીં શકે. એક ધનવાન કે સત્તાવાનનો જીવ, પછી પ્રતિકુળ સંજોગોમાં મુકાયલા ગરીબનો ખરો લાભ લઇજ નહીં શકે. એનો જીવજ નહીં ચાલે.

એકને હલકો પાડવાથી આખી મનુષ્ય જાતિ હલકી પડતી લાગશે અને આપણે પોતાનાજ સ્વાર્થ માટે બીજાં માનવ આત્માઓનો ઉપયોગ કરી રહ્યાં છીએ એમ સમજવાથી ખુદ સત્યનારાયણ સાથે આપણે દગો રમી રહ્યાં છીએ એમ સ્પષ્ટ થશે.

રવીન્દ્રનાથ ટાગોર લખે છે કે "એક દિવસ હું ગંગા નદીમાં નૌકા વિહાર માટે ગયો હતો. વસંતઋતુની સલૂણી સંધ્યા હતી. સૂર્યાસ્તનું સૌન્દર્ય જળમાં અને ગગન ગગને વ્યાપી ગયું હતું. બન્ને તટે ઉંચી ટેકરીઓ આવી; ટેકરીઓમાં અસંખ્ય પક્ષિઓએ માળાઓ માટે કાણાં કરીને મ્હોટાં, મ્હોટાં, સંસ્થાનો વસાવ્યાં હતાં.'

ગંગા નદીના વિશાળ પટ પર એક પણ તરંગ ન હતો, ખુબ શાન્તિ હતી. એવામાં એક મ્હોટી માછલી પાણીની સપાટી પર ઉછળી અને અદ્રશ્ય થઇ ગઇ. જણાય તો જરાવાર પણ એટલામાં તો એનું શરીર વાદળના બધાય રંગોથી પ્રતિબિંબિત થઇ ગયું !

આખી જળચર સૃષ્ટિ અને મ્હારી વચ્ચે રંગરંગીત પડદો પડયો હતો તે જાણે આ માછલી ખસેડી ગઇ અને મ્હને એ જીવનના આનંદથી ભરપૂર શાન્ત સંસારનું ભાન કરાવતી ગઇ ! એ માછલી પોતાના રહસ્ય પૂર્ણ ઊંડા રહેવાને સ્થાનેથી ઊંચે આવી સુન્દર નૃત્ય કરી ગઇ અને સંધ્યાના મધુર શાન્ત રાગોમાં પોતાનું સંગીત ઉમેરી ગઇ।

મ્હને લાગ્યું કે જાણે કોઇ અજાણી ભાષામાં, અજાણ્યા લોકમાંથી મ્હને મિત્ર ભાવનો પ્રેમભર્યો સંદેશો મળ્યો. મ્હારા હૃદયને આની બહુ અસર થઇ અને હર્ષનો એક ચમકારો થઇ ગયો !

એટલામાં ઓચિંતો, તુતકપરથી એક ખલાસી ઉડ્યો કે "આહા ! કેવી મ્હોટી મચ્છી હતી ! એ હાથમાં આવી હોત, તો ખાવાની કેવી મઝાહ પડત !"

એ બિચારો, પેટનાજ વિચારથી એ માછલી તરફ જોઇ રહ્યો અને આખી જળચર સૃષ્ટિનું પરમ સત્ય સમજતો ચૂકયો.

આપણે છેક પેલા માછીમાર જેવા તો ન થતું જોઇએ. માણસ કંઇ કેવળ પશુ નથી; એનો આત્મદષ્ટિ કેળવવાનો દાવો છે અને આત્મિક દષ્ટિ એટલે પૂર્ણ સત્યનું દર્શનજ આપણને સાચો આનંદ આપે છે. એજ આપણાં જડ ચક્ષુનાં પડળ ઉઘાડી નાખે છે. મનુષ્ય અને જગતની વચ્ચે જે ઉંડી મધુરતા વ્યાપેલી છે તે રસદષ્ટિ ઉઘડ્યા પછી આપણા સમજવામાં પુરેપુરી આવે છે !

આત્માનુભવમાં પણ આપણી જડ વાસનાઓજ નડે છે. એ વચમાં નડે છે તેથી પૂર્ણજ્ઞાન પણ નથી થતું બાકી થયા વગર રહે

નહીં. એજ વાસનાઓ પછી આપણને પાપ કરાવે છે અને આપણા અને આપણા ભગવાનની વચમાં એ પાપનો પડદો અંતરાય રૂપ રહે છે.

પાપ એ કંઇ એકલું કર્મ નથી પણ મનની વૃત્તિ છે. એ જાણે આપણા જીવનના આદર્શ સંકુચિત કરી નાખે છે. સ્વાર્થ એજ જાણે સાચો આદર્શ હોય એવી ભ્રમણામાં આપણને રાખે છે અને પોતાનેજ માટે જીવન નિર્ગમન કરવાની ટેવમાં, એવા નાખે છે કે પછી આપણે છેક એકલવાયા, અતડા, અને અટૂલા થઇ જઇએ છીએ.

તો હવે હું ફરી કહું છું કે માનવ સ્વભાવની ભિન્ન ભિન્ન પ્રકૃતિનું ખરૂં જ્ઞાન, પ્રેમભાવ વગર કદાપિ આવે એ મનથી અને કોઇ પણ દેશની સંસ્કૃતિનું માપ એ દેશે કેટલો ધનવૈભવ વધાર્યો છે કે કેટલી સત્તા પ્રાપ્ત કરી છે તે ઉપરથી નહીં પણ એની સંસ્થાઓમાં કેટલો મનુષ્યપ્રેમ આવિર્ભાવ તે થાય છે ઉપરથી થવુ જોઇએ. દરેક દેશે, પહેલો અને છેલ્લો જવાબ, એકજ આપવાનો રહે છે કે લોકોને તમે યંત્રો ગણો છો કે આત્માઓ ગણો છો?

ઇતિહાસ કહે છે કે જે જે પ્રજાઓની પડતી થઇ છે તે તે પ્રજાઓએ, પોતાના જન સમુદાયને યંત્રવત ગણ્યા અને એમનામાં આત્માઓ છે, એ ન ગણાયું તેજ અપલક્ષણને લીધે એ આખી પ્રજાઓ અને સંસ્કૃતિઓ નાશ પામી છે. કહેવાતા લોકનાયકોએ, વ્યક્તિઓમાં રહેલી દિવ્યતાનો વિકાસ થયાં કરે એવી યોજનાઓ ન કરવાથી કેટલીએ પ્રાચીન સંસ્કૃતિઓ મરી ગઇ.

આપણા વ્યક્તિજીવનના પૂર્ણવિકાસ માટે પણ એજ નિયમ છે. પૂર્ણવિકાસ કે ધાર્મિક જીવન કે ભગવાનનો અનુભવ પણ સ્વાર્થની વાસનાઓનો બુરખો તોડવાથીજ થશે. આપણો આત્મા, આટલો બધો જગત તરફ આસક્ત છે તેનું કારણ એ છે કે એને જગત સાથે

અને માનવ સમાજ સાથે ઉંડી સગાઇ છે. કોઇને મરવું ગમતું નથી તેનું કારણ એ છે કે આ મહાન જગતનો સબંધ આપણને છોડવો ગમતો નથી. અને આ સબંધ પ્રેમને લઇને છે. એટલે આપણે સ્વાર્થથી સાંકડા નહી રહેતા પ્રેમ અને સ્વાર્થત્યાગથી વસ્તારી અને વિશાળ થવું જોઇએ. આપણી પાસે જે કંઇ ઉત્તમ છે તે બધાં ને માટે ખર્ચવામાંજ આપણો પૂર્ણવિકાસ થશે. સંસાર વધારે મોટો કરવો હોય તો પ્રેમના અસંખ્ય તારાથી પૃથ્વી અને તારામંડળ સાથે ચાલો આપણે જોડાઇ જઇએ, જગત હલકું હોત તો એનો સંગ આપણને ભ્રષ્ટ કરત પણ આ તો આપણો આધ્યાત્મિક બાબતમાં બરોબરીઓ છે.માણસ પણ આત્માના ગુણમાં બધાં આપણા જેવાંજ છે. પ્રેમ, સહકાર અને સેવાથી આપણે એક બીજાને વધારે પવિત્ર અને મહાન કરો! અણુવિકસી કળિયોને ખીલાવો, હજારો પાંખડીએ એના સુન્દર કમળો ખીલી ઉઠશે.

વિજ્ઞાનની પ્રગતિને લીધે આજે આપણે જગતનું પૂર્ણપણું વધારે સારી રીતે સમજી શકીએ છીએ અને જગત સાથેની આપણી એકતા પણ આપણી બુદ્ધિને વધારે સ્પષ્ટ થતી જાય છે પરન્તુ કેવળ બુદ્ધિગમ્ય સંબંધથી નહીં, પણ બુદ્ધિ અંતઃકરણ અને અંતરના સર્વ ભાવોથી આપણે જગતની એટલે ભગવાનની સેવા કરો.

ભકતજનો! આપણે, સ્વાર્થમાં ભરાઇ રહ્યા હતા ત્યાં સુધી તો સેંકડોવાર મરતા હતા પરન્તુ જ્યારથી સર્વની સાથે એક થઇને જીવીએ છીએ ત્યારથી તો મૃત્યુજ મરી ગયું છે. અમરત્વ પ્રાપ્ત થયું છે. સત્ય વસ્તુ મેળવાથી હવે આનંદ પણ મળ્યો છે. જગતના હૃદયના ધબકારા સાથે જ્યારથી આપણું હૃદય ધબકવા માંડયું છે ત્યારથી તો મુકિત પણ મળી છે. હવે આપણે શું જોઇએ ? આ સુંદર આનંદમયિ પ્રકૃતિ લાસ્ય નૃત્ય કરે છે સિવ સાથે છે. એમની લગ્નજયંતીના ઉત્સવમાં ચાલો આપણને એ બોલાવે છે!

સૃષ્ટિ સૌન્દર્ય એટલેજ આપણાં હૃદયને હરણ કરવાની ચેષ્ટા એનો બીજો કંઇ અર્થ નથી. જ્યાં જ્યાં એકાદ રંગની ઝલક હોય, ગીતનો કોઇ લય હોય, સ્વરૂપનું લાવણ્ય હોય, ત્યાં ભગવાનના પ્રેમનો સંદેશો આવ્યો એમ સમજવું. અને એ સંદેશામાં હુકમ જેવું કશું નથી. પ્રેમ સાગર પ્રેમની માગણી કરે છે અને આનંદની ખાત્રી આપે છે.

આનંદ તો પ્રભુમયજીવન જીવવા માંડયા પછી રોજ મળે છે. પૃથ્વીપર લીલું ઘાસ છવાઇ રહ્યું છે– વાદળમાં શુધ્ધ આસમાની રંગ છે! વસંતઋતુ સ્વચ્છંદે ખીલી ઉઠે છે! કોયલ બોલે છે! મોર કળા કરે છે!

અને સંસાર પણ કેવો મોહક છે! સ્ત્રીઓ કેવી સુંદર છે! પુરુષો કેવા ભવ્ય છે! જ્ઞાન પ્રાપ્તિ માટે લોકો કેટલી મહેનત કરે છે! અશુભ સાથે કેવી લડાઇઓ ચાલી રહી છે? જે લાભનો કંઇજ હિસ્સો એમને મળવાનો નથી એ લાભ પછાડી પેલા મહાત્માઓ, કેવા મરી છુટે છે? આ બધું કેવું સુન્દર, કેવું આનંદ દાયક છે? ઓમ્ તત્સત!

---

## જંતુદૃષ્ટિ

વર્ષોની જૂની ટેવને લઇ રહ્યા ટટ્ટાર જોવા પ્રભુ,
ઉંચે વ્યોમ વિષે તને; યુગ વીત્યા તોયે ન પત્તો મળ્યો
ક્યાં તું ગૂઢ રહી સુયોજન કરે આ વિશ્વનું: ત્યાં મળ્યું
તારું સ્થાન દરિદ્ર ભૂમિ અતલે, ને નીચું જોવા ચહ્યું
ત્યારે નિષ્ફળતા અનેક યુગના સાતત્યથી ત્યાં મળી;
હાવાં તો ન કરોડરજ્જુ વળતી, ઉંચીજ દૃષ્ટિ રહી!

સરોદ

# શ્રી-શૃંગ.

(પૃથ્વી)

તળેટી પરથી ચઢે મનુજ જેમ કો અદ્રિના
મહાન શિખરે, અને પ્રથમ તો ઉંડી વેદના
રહે અનુભવી સુણી પ્રતિપળે થતી ગર્જના
વનેચરની, વા નિહાળી નિજ માર્ગમાં મૃત્યુના
કરાલ જડબાં સમી ઉંડી ખીણો, રહી તોય જો
પથે અડગ તે ચઢે નજર શૃંગ પે ઠેરવી,
વિરૂપ સર દૃશ્ય ને વિષમ ડારતા તે સ્વો
દુખે-ચખ ઉષા તણે રજની જેમ ડૂબી જતી.

અને મધુર તાજગી વિલસી રે'તી ધીમે ધીમે,
થતી ક્ષિતિજ મોટી ને પથ જતો ઉંચો જેમ તે
સુધામય રહે ઝરી વધતી શાન્તિ ત્યાં ચોદિશે-
ચહું જીવનનાં ચઢાણ કપરાં હું યે તેમ, જે
વહે શિખર કાળના પ્રતિ, નિહાળી તે કેમ હું
ડરૂં?-મરણ ના હશે શિખર શાશ્વતી શ્રી તણું?

સ્નેહરશ્મિ

# ગગનગામીઓને

( પૃથ્વી-સૉનેટ )

વધો ગિરિવરો ! વધો અમિત વ્યોમના પ્રાંતમાં;
મહાહૃદય વીંધીને ગહનનું છુપા ભેદને
લહી, બની અવાક્ સ્તબ્ધ, લયલીન એકાંતમાં
અકાળ ઉર કાળજન્ય વીસરો બધા ખેદને.
ભરેલ પૃથિવી-ઉરે અગન સૂર્યદેવે દીધા
રહો સતત આપને ગગનને પથે પ્રેરતા
વધો નવલ તારકો નીરખતા નિગૂઢ સીધા
અનંત જહીં જ્યોતિના ઘન પ્રભાકરો વેરતા.

મહોન્નત સુધન્ય ધ્યેય તમ, જ્યાં નરી શુભ્રતા
લસે સ્ફટિકસંચયે, દ્રવી દ્રવી દયાભાવથી
ધરા પર વહાવતી પુનિત ગંગ પુણ્યવતા
ભલે ભુવન મંગલાર્થ તલગર્તમાંથી મથી,
મથી ગગનગામી થાવ ગિરિઓ, રખેને બધે
સમુદ્રજળના જુવાળ ગળવા બધાંને વધે !

પૂજાલાલ

# સાધકનું ભવિષ્ય-કથન

( ચિત્રલેખા વૃત્ત-સોનેટ )

શબ્દો માંહે સરલ મળી શકે સ્થાન જો કલ્પનાને
સાદાં વસ્રો મહીં નિવસી શકે સાચી આ સાધુતા, તો
કોઇ વિશ્વે નવ કરી શકશે મારી નિર્માલ્ય વાતો;
ને તારો એ અપયશ ન હશે ભાગ્યને કોઇ પાને.
પામ્યો મારો પ્રણય તુજ મહીં હોય સિધ્ધાર્થતાને,
જેવી રીતે તુજ નિરતિ-જળે દીસતો એ નહાતો,
હૈયા કેરા સુતનુ સદનમાં ના વધારે સમાતો !
રહેશું બન્ને સ્મૃતિ મહીં જગની તો, જમાને જમાને.

આ ઉચ્ચારો અગર કથનમાં જો હશે તથ્ય કાંઇ,
દીસે જેવું જીવન તણી મહીં સ્વપ્નથી ભિન્ન એવા
તો દે, પ્રાણેશ્વરિ અયિ ! મુજને સાથ સાથે કહેવાઃ
કે સર્જેલું તુજ પણ્ય મિષે, બોલીને તેમ ગાઇ,
આપે તુંથી અગર નિકટમાં, ચારણે આ તહારા
રહેશે મેરી હૃદય હૃદયમાં સાચી સંગીત-ધારા !

—પતીલ

# બિલિપત્ર

અનંત પટ વિસ્તરે, નયન સન્મુખે કાલની
અતાગ ધુલિનો, દિગંત દગ દોટ મૂકી વળે,
ક્યે પથ પળું? ડરૂં પ્રથમ દર્શને વિશ્વના,
ચડે નયન આપના પુનિત પાય એવે, પિતા!
ધરી હૃદય મધ્ય આગળ ધપંત એ પાય, હું
દઉં ડગમગંત પાય અનુગામી શો, વિશ્વની
મહા ભુલભુલામણી મહીં, કૃતાંત કેરી તહીં
કરાલ વિષફૂંક આહ પદપંક્તિ ભૂંસી વહી.
દિગંત પદપંક્તિની વિરલ રક્તિમા, સંધિકા
સહે વિલય પામતી, નિરખું લુપ્ત થાતી કલા.
વહે હૃદય શોકનિર્ઝર, નિહાળી રે! નિષ્ફલા
ખાધાં દરદ દુઃખ હાય તણી વ્યર્થ ચેષ્ટા, પિતા!
તદા અતલ શોકગર્ત, સ્વહીન બેસું જઈ,
વિલોકી વિફલ વ્યથા, પરમ શાન્તિ શોધું કહીં!

અરે! સ્મરણકોતરે અરણ જીંદગીનું વહી,
કરે પ્રકટ શોકપૂર્ણ સ્મૃતિ રમ્યની માધુરી.
વિનમ્ર હૃદયે સ્મરૂં શિવસખા પિતા સૌમ્યની
ઘડેલ શ્રમ લૈ ચિરંજીવ કલાકૃતિ જીંદગી
કલાધર પિતા તમે જીવનજંગ ઝૂઝયા, કરી
અદૂર કળદૈન્ય, કૂપ તજી, પંથ જુદો ગ્રહી.
સુખે મધુર ગીત ને નયન રમ્ય રંગે ભરી,
તમે સ્વર, સ્વરૂપ સાથ ચિરકાળ મૈત્રી. કરી.

પરંતુ જવ આયુની ગતિ સવેગ આગે વધી,
ડુબાવી શિવભક્તિગંગ, સરિતા કલાશોખની.
કલાપ્રિય તણી તૃષાતુર, અશાન્ત, રાગે ભરી
અતૃપ્ત સહુ વાસના વિરલ ભક્તિયોગે શમી
પિતા ! જવનિકા ઢળી અમલ જીવનાન્તે, શુભા,
તમે રવિ સમા વિલુપ્ત યુગસાન્ધ્યરંગે થયા.

કરૂં સ્મરણ શાં પિતા, ગુણ અગણ્ય એ આપના !
તમે મૃદુલ નેહુને સુતર તાંતણે કૈંકના
કુટુંબિજનના વિભક્ત ઉરને હતા ગુંથતા.
તમે મધુર સાન્ત્વને હૃદય ઠારતા, ભાવિના
પથે વિકટ કૈંકના બની સુમિત્ર સાથે જતા,
તમે વિવશના હતા વિરલ મંત્રદાતા સખા,
ન કીધ ગણનાજ મેં જીવનની, ન કાને કદી
ધર્યાં વચન, માત્ર બુદ્ધિમદમાં ઉપેક્ષા કરી.
તમે અવર મિત્ર તે ન મુજ મિત્ર કેમે થયા.
નિહાળી નજરે અરે ! 'ઝરણ આપ હૈયા તણું'
બની તરલ આપને અવગણી જતું કો દિશા,
તમે વ્યથિત, મૂક, એકલ ઉરે સહી વેદના.
પરંતુ નવ મૂઢને સુલભ વસ્તુનું મૂલ્ય રે !
કશીજ ડર ખોટની અખુટ જ્યાં લગી કોષ રે !

વિનમ્ર ઉર, શાન્ત, ને સહુનશીલ હૈયે રહ્યા
પિતા ! સમસમી ન કિન્તુ વદને ધરી દીનતા,
તમે સ્મિત ધરી ફરી મધુરભાષી સત્કારતા
મને વિફળને, અરે ! અફળ મારી વિદ્યાકલા
તમે સફળ માનતા, અમર આશાની મૂર્તિ શા.
પ્રફુલ્લ સહકારની મધુર મંજરી મ્હોરતા.

અપૂર્ણ તમ સ્વપ્નની પરમ સિદ્ધિ રે ! પુત્રમાં
તમે નવ નિહાળી, માત્ર નિરખી સુધાની તણી
પ્રચંડ જડ અંધ છોળ મદ બુદ્ધિદાસત્વની,
છતાં ન ઉર આશદીપશિખ ઝંખવાણી કદી ?
અકલ્પ્ય અમને પિતા, અડગ મુગ્ધશ્રદ્ધા મતિ,
નહીં ઉરપટે ગતિ અચલ આભગંગા તણી.

ક્ષમા, પ્રિય પિતા, ક્ષમા, અધિક નેહની એ દશા,
કરે અબળને ગણી સબળ ભૂલ આવી સદા.

પિતા ! ત્રિવિધ વેદના ચરણ શંભુને જૈ શમી,
નિરંજન મહીં ડુબી સકળ વ્યંજના, સૂરતા
મળી મહદ ચેતના સહ, વિચારતાં સન્મુખે
દિગંત પદપદ્મનાં કનકવર્ણ પર્ણો લસે
હતાં બહિર, અંતરે પદ થયાં પિતાજી. સ્થિર
થયું હૃદયને ઉગ્યાં કમળપુષ્પ કુણાં અહો !
વૃથા નયનવાટ કો દિ' અવ અશ્રુમાલા વહે,
સદા ઉર શમી પિતા, ચરણપુષ્પ સીંચી રહે.
અને હૃદય અંકિતા ચરણરેખ હાવાં, પિતા !
સદા પ્રકૃતિ, માનુષી જીવનની અનેરી કલા
કરે સ્ફુટ, ઘડે નવાં અવનવાં સ્વરૂપો, કદા
કથા કવિત કે' કથે, મુજ સુભાગ્ય માનું તદા.
પ્રતાપ તવ, આ પ્રસાદ તવ, આપ પાયે સદા,
સમર્પું શિશુગીતડાં મુજ બસૂર હયાતણાં.

દુર્ગેશ શુક્લ.

# ભાભીની ચુંદડી

ભાભી, ત્હારી ચુંદલડી !
ઉડે ફાગણુ રંગમાં ફુલ ફુલાતી રે !
ભાભી ત્હારી ચુંદલડી !

ફાગણના એને રંગ ફુલાવે
જોબનમાં એને જોમ ઝુલાવે
મ્હારા વીરાને ભમરાની જેમ ભૂલાવે રે !....
ભાભી ત્હારી ચુંદલડી !

કોઈદી ઝૂલતી ફુલ હીંડોળે
કોઈદી લાલ લોચનીયાં ચોળે
વ્હેણુ ગંગાને જુમનાંના જોગવે જોડે રે !....
ભાભી ત્હારી ચુંદલડી !

ચગતી ચાંદનીમાં સાહેલી સાથે
જીવનની મીઠી ઝંખના ગાતે
કેવી ઊડે છટાઓના સારથી માઝમરાતે રે !
ભાભી ત્હારી ચુંદલડી !

ઘેરી અનેરી એકાંતને ખૂણે,
ચોળાતી રોળાતી ઊડેને ખૂંડે,
પેલાં હૈયાંની ગંગાના ઘોડાપૂરે !...
ભાભી ત્હારી ચુંદલડી !

રમણિક અરાલવાળા

# ઊગી ઉષા રે!

[ 'ઝૂકી આઇ રે બદરિયાં સાવન કી'–લય ]

ઊગી ઉષા રે! સખિ! મનમોહનની.
　　મોહનનીઃ ઉરસોહનની　　ઊગી.

ચાલી રજની કાળપછેલીઃ આવી ઉષાઃ રંગત રેલીઃ
ઝબકે જ્યોત સુલોચનની　　ઊગી.

પદ્મશું હૈયું કેવું પ્રફુલ્લેઃ પ્રીતિઝોલે મધુરૂં ઝૂલેઃ
કેવી કલા રસલોભનની　　ઊગી.

ઉરની તન્ત્રી સાજન છેડેઃ રંગે રમવા સુજને તેડેઃ
લીલા દુ:ખ વિમોચનની　　ઊગી.

મૂળજીભાઇ પી. શાહ

---

# અખંડ ચિત્ર

વસંત તિલકા

રૂપે ભરી જવનિકા ચળકી રહે છે!
ઇન્દુ વધૂવદનશો મલકી રહે છે!
આકાશ સ્વચ્છતમ છે, નથી તારલાશું!
અભ્રો નથી નજરમાં ચડતાં નગો શું!
પક્ષી નથી ક્ષિતિજમાં ઉડતું જણાતું!
ના ગાન રંચ વિપથો થકી ઊભરાતું!
પંથો નથી, પથિક વા નથી ચન્દ્રવિણુ!
ભૂગી પડી નભ અનંતની રમ્ય બીન!
એવા અખંડિત સુદર્શન ચિત્રને હું!
ખંડિત કાં કરી રહું ઇહ શબ્દખંડે?

મોહિનીચંદ્ર

# શોભા

ઇન્દ્ર વસાવડા

ભોં ભોં કરતી, ધૂળના ગોટેગોટ ઉડાડતી, ગામની પાદરે ઉભેલાં વૃક્ષોમાં રહેતાં પક્ષીઓ અને મોરલાઓના કેકારવને જગાડતી, તાઉજીની મોટર, જોતજોતાં તો ગામ છોડી દૂર દૂર ચાલી ગઇ. આ બધું જાણે સ્વપ્ન હોય, તેમ અનિલ જોઇ રહ્યો.

ત્યાર પછી શિરીષ બાબુ બોલ્યા "નારાયણ! નારાયણ! અનિલ બાબુ! આ બધું શું છે?"

અને શિરીષ બાબુના શબ્દોએ જાણે અનિલની સમાધિ તોડી. તે સ્વસ્થ થયો. તેને લાગ્યું–હમણાં સુધી જે કંઇ બની ગયું તે સ્વપ્ન હતું, તેમા ભાગ લેનાર અનિલ પણ સ્વપ્ન જગતનોજ કોઇ માનવી હતો; અને તે સ્વપ્ન છિન્નવિછિન્ન થયું છે. હવેજ તે જાગ્રતા–વસ્થામાં આવ્યો છે.

"ઓહ! શિરીષ બાબુ! ચાલો. ચાલો રાધા! જમવાની તૈયારી કરો. મોડું થાય છે. રાત રાતનું કામ કરે છે. અને રાધા... નહાવા માટે....આપ નહાશોને?" શિરીષ બાબુ તરફ ફરી અનિલે પૂછ્યું.

"હા, અનિલ બાબુ!...શોભાને કેમ છે?

"ઠીક છે...ચિંતા કરવા જેવું તો ખાસ નથી....આપ કપડાં ઉતારો."

"હા. ચાલો." એમ કહી, કપડાં ઉતારતાં તેઓ, અનિલ સાથે વચલી ઓરડીમાં આવ્યા. જે ખાટલા ઉપર થોડા વખત પહેલાંજ તાઉજી બિરાજેલા હતા તેના ઉપર શિરીષ બાબુ બેઠા.

અનિલ ગરમ પાણી કરવાની સૂચના આપવા રસોડા ભણી ગયો.

"અનિલ બાબુ!" રાધા બોલી—

"રાધા."

"ઇશ્વરની કૃપા થઇ કે, બધું પતી ગયું અને તાઉજી ચાલ્યા ગયા." રાધા બોલી.

રાધા શું કહેવા માગતી હતી અનિલ સમજી ગયો.

"હા, રાધા ઇશ્વરે લાજ રાખી. તાઉજી શોભાને બળજબરીથી લઇ ગયા હોત તો હું તો મારૂં મોઢું પણ બતાડવા લાયક ન રહેત હોત. પણ મને શું થઇ ગયુ હતું તે વખતે કે એક શબ્દ પણ બોલી શકયો નહિં!"

"મને પણ તેજ થતું હતું કે તમે કેમ સાવ મૂંગા થઇ ગયા છો!" રાધા બોલી.

"ચાલો..." અનિલે કહ્યું. વધુ તે બોલ્યો નહીં, બોલી શકયો નહિ.

"રાધારાની" ગોવિંદા મહારાજે હાથમાં હુકકો લઇ, પીતાં પીતાંજ કહ્યું. "ગરમ પાણી થઇ ગયું માં"

"એ થાય છે, હમણાં થયું."

"ભલે, ભલે" કહી તેઓ વચલી ઓરડી તરફ ગયા. ત્યાં જઇ હુકકો પીતાં પીતાં બોલ્યાઃ—

"સ્નાન કરશો ને?"

"હા જી કયાં આવું!"

ગોવિંદા મહારાજ શિરીષ બાબુને, જવારનાં ડાંડાથી બનાવેલી એક નાનીશી, ઉપરથી ખુલેલી એવી ઝુંપડીમાં લઇ ગયા.

"હમણાં પાણી લાવું છું."

"હુંજ લઇ આવું."

"વાહરે !"-એમ કહી ગોવિંદા મહારાજ પાણી લેવા રસોડા તરફ વળ્યા, ત્યાં તો રાધાજ પાણીની બાલદી લઇ આવતી દેખાઇ.

"લાવ, માં, હું મૂકી દઉં" ગોવિંદા મહારાજ બોલ્યા.

"તમે નહિં ઉપાડી શકો" રાધા બોલી

"હા. હા. હું નહી .ઉપાડી શકું. ત્યારેજ તો રામજીએ આવું લઠ્ઠા જેવું શરીર બનાવ્યું છે. લાવ માં લાવ" અને તેમ કહી તેમણે રાધાના હાથમાં પાણીની બાલદી લઇ લીધી.

નારાયણ, નારાયણનો જપ જપતા; પોતાની શિખાં ઉપર હાથ ફેરવતા, શિરિયે બાણુ સ્નાન કરતા રહ્યા. ન્હાયા પછી મંદિરમાં જતાં જતાં તે બોલ્યા "અનિલ બાણુ ! ધન્ય છે તમારા મિત્રો-ને કે આવી પવિત્ર જગા તેમને રહેવા મળી છે. ગંગા મૈયા વહેતાં હોય, પાસેજ દેવાદિદેવ મહાદેવનું મંદિર હોય, પછી જીવનમાં શું જુએ ! ચાલો કંઇ પૂજન કરી આવું !"

"ભલે" અનિલે કહ્યું.

આ બાજુ અનિલ શોભાના પલંગ ઉપર બેઠો અને ગહન વિચારમાં તલ્લીન થઇ ગયો. સાંજ સુધીમાં શોભાની તબીયતમાં ઘણો સુધારો થયો હતો, ત્યાં આ તાઉજી આસમાનમાંથી આવી ટપકયા ? ન આવ્યા હોત તો ? અને પાછા લડી ઝગડી, શોભાની તબીયત બગાડી ચાલ્યા ગયા તેને પોતાની જાત ઉપર ક્રોધ આવવા લાગ્યો. શા માટે, તે તાઉજી સામે સાવ નિર્માલ્ય જેવો થઇ ગયો હતો ! તાઉજીને સાફ સાફ શાં માટે ન સંભળાવી દીધું કે તાઉજી બસ કરો. શોભાની સ્થિતિ હજુ નાજુક છે. તે તમારી સાથે નહીં આવી શકે, કોઇ પણ સંજોગોમાં હું તેને નહીં આવવા દઉં. તમે તેની સામે એક પણ એવી વાત ન કરશો કે જેથી તે ઉશ્કેરાઇ જાય અને આ બધાય વિચારો મગજમાં હોવા છતાં, તાઉજી સમક્ષ તે એક શબ્દ પણ ઉચ્ચારી શકયો ન હતો. મુંગો મુંગો જે કંઇ પણ

તાઉજી કહેતા હતા અને કરતા હતા તે સાંભળતો હતો અને જોતો હતો. છેલ્લી ઘડીએ તેના અંતરાત્માએ જો જોર ન કર્યું હોત તો કદાચ તાઉજી શોભાને મોટરમાં નાખી લઇ પણ ગયા હોત, અને એમ થયું હોત તો શિરિષ બાબુને તે શું મોઢું બતાવત?

એટલામાંજ શોભા ચીસ પાડી ઉઠી—

"હુ નહીં જાઉં, મારે નથી જવું"

અનિલે શોભાનું માથું દાબ્યું અને કહ્યું.

"ઉંઘી જાઓ"

આ શબ્દોએ અનિલનું હૃદય વીંધી નાખ્યું.

જ્યારે કરૂણા અંદર આવી ત્યારે અનિલ શોભા પાસે બેસી તેના માથા ઉપર હાથ ફેરવી રહ્યો હતો "અનિલ બાપુ! શિરીષ બાબુને અને ગોવિંદા મહારાજને જમાડી લઇએ છીએ. તમો પછીથી જમશો"

"હા" અનિલે કહ્યું.

કરૂણાને જોતાં તેને થયુ કરૂણા એ શુ ધાર્યું હશે? અનિલ બાબુ અણીને વખતે આવા ડરપોક અને પોચા છે? અને એ વિચાર આવતાં અનિલનું વદન વિવર્ણ થઇ ગયું.

જમતાં જમતાં, શિરીષ બાબુ અને ગોવિંદા મહારાજ વચ્ચે દોસ્તી જામવા મંડી.

"શું આ ધામ છે.? શું સુદર આ જગા છે?", શિરીષ બાબુ બોલ્યા, "હાસ્તો પડયા છીએ મહાદેવ બાબાના શરણમાં." ગોવિંદા મહારાજે હાથનો લટકો કરી મુખમાં કોળીઓ નાખી કહ્યું.

"અહીં ધર્મશાળા, બ્રમ્હશાળા નથી?" "ના તે માટેજ તો હું આજ સવારે કેવર સાબ સુજાનસિંગને ત્યાં ગયેલો."

"સુજાનસીંગજી કોણ?"

"કેમ ન ઓળખ્યા ? એને અમારા ગામના ઠાકર સાથે, અહીંથી બે કોશ દૂર જે ગામડું છે લખમીપુર તેના જમીનદાર બાબુ હા, ભલા છે, ભગત માણસ છે અને તેથી તેમની પાસે ગયેલો"

"હા"

"જઈને મેં તો કહ્યું—અન્નદાતા! પરથીનાથ તમે ધણી છો. એ મહાદેવજીના સુંદર મંદિર પાસે એક ધરમશાળા બની જાય તો જમીનદાર બાબુનું નામ અમર થઈ જાય"

"પછી ?"

"પછી શું ?" ઠાકરલાલ બોલ્યા. "ગોવિંદા મહારાજ! તમારી મરજી એ આપણી મરજી એમાં મોટી વાત શી? પણ મહારાજ અર્ધો ભાગ હું આપું, અર્ધો ભાગ આપે ગામડું."

"હા."

"મેં કહ્યું-ધણી ખમા બાપુને, પણ ગામ તો ગરીબ છે, ને તમે તો માવતર છો. આપ ગામ પાસેથી અધું લ્યો તો ગામને શરમ લાગે, ગામથી ચોથા ભાગજ લ્યો."

"હા."

"પછી શું ?" ઠાકરસાબ કહે, ગોવિંદા મહારાજ! તમે ગજબ—ના છો હું, ભલે ત્યારે આવતે વર્ષે ધર્મશાળા પછી શું ?"

"વાહ વાહ" શિરીષ બાબુ બોલી ઉઠયા, "તો આવતે વર્ષે ધર્મશાળા થઈ જશે નહિ ?"

"હા જુઓ રામજીની માયા છે."

ભોજન કરી, હાથ પોઇ બન્ને વૃધ્ધો વચલી ઓરડીમાં આવી ખાટલો ઉપર બેઠા. હુકકામાં તમાકુ ભરી, ગોવિંદા મહારાજ ગુડ ગુડાવવા લાગ્યા.

થોડી વાર પછી અનિલ શિરીષ બાબુ પાસે આવ્યો બન્ને જણ શોભાના ઓરડા તરફ ચાલ્યા આવતાં આવતાં અનિલે તાઉજીના આવવાની, શોભાને બળજબરીથી સાથે લઇ જવાની; અને છેવટે માંડમાંડ એમને રોકી શક્યા તે બધીય વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવી. શોભાના ઓરડામાં બન્ને આવ્યા, ત્યારે કરુણા ત્યાંજ બેઠી હતી

" અનિલ બાબુ !" તે બોલી.

અનિલે કરુણા સામે જોયું

" જમવા આવો છો કે ?

" હા. શિરીષ બાબુ! અહીં બેસો છોને તમે ?"

" ભલે "

અને જ્યારે અનિલ અને કરુણા રસોડા તરફ ચાલતા થયા, ત્યારે શિરીષ બાબુએ શોભાના વિકૃત ચહેરા ભણી દૃષ્ટિ નાખી અને એમના મુખથી વેદનાયુક્ત શબ્દો સરી પડ્યા

" નારાયણ! નારાયણ !"

જમતાં જમતાં કોઇ કંઇ બોલ્યું નહિં. અનિલનું મન-વદન આજે મ્લાન દેખાતાં હતાં કરુણા પણ પોતાનાજ વિચારોમાં એટલી ગમત હતી કે તેણે પણ કંઇ વાર્તાલાપ કરવાની ઇંતેજારી બતાવી નહિં. આખુંય વાતાવરણ ગંભીર થઇ ગયું

થોડીવાર પછી રાધા બોલી.

" કંઇ આપું અનિલ બાબુ ! "

" નહી, બસ " અનિલે કહ્યું ?

" કેમ ? ભુખ નથી ?"

" ના. "

જમ્યા પછી, જ્યારે બધા રસોડા બહાર નિકળ્યા ત્યારે સાડા અગ્યારનો સુમાર થયો હશે. અનિલે જ્યારે જોયું કે શિરીષ બાબુ અને ગોવિંદા મહારાજ શોભાના ઓરડામાં બેઠા ધીમે ધીમે વાર્તાલાપમાં મશગુલ છે, ત્યારે તે ગંગાના તટે ચાલ્યો ગયો.

કરૂણા વચલા ઓરડાના ખાટલામાં આવીને પડી. દિવસ આખાના થાકથી; તાઉજીના વ્યવહારથી થયેલ માનસિક સંતાપ અને વ્યગ્રતાથી, કરૂણા લોથપોથ થઇ ગઇ હતી. આવો આનસિક સંતાપ તથા સંઘર્ષ તેણે હજુ સુધી અનુભવેલ નહીં.

ખાટલામાં પડયા પડયાજ તેણે બારીમાંથી વાસણ ઘસવાનો અવાજ સાંભળ્યો. તે ઉઠી અને નહાવાની ઓરડી તરફ ચાલી. પાસેજ રાધા વાસણ ઉટકી રહી હતી.

"આ શું કરો છો જીજી!" કરૂણાએ પૂછ્યું.

"કંઇ નહીં."

"કંઇ નહીં! તમે વાસણ ઉટકો છો?"

"હા. કેમ?"

"કેમ? કોઇ નોકર ચાકર ઘરમાં નથી?"

"ગામમાં નોકર ચાકરની શી જરૂરાત! બેન, હું તો રોજ ઘસું છું, આજ કંઇ નવું નથી"

"અને છતાંય, તમે મને બોલાવી પણ નહિં?"

"વાહરે! એમાં વળી, બોલાવવાનું શું હતું?"

"તે મને જુદાં ગણવાની..."

"નારે ના, એમાં જુદા ગણવાની..."

"કેમ નહીં! તમે એકલાજ આ બધું કરો એ ન ચાલે."

અને તેમ કહી કરૂણા વાસણ ઘસવા બેસી ગઇ.

"તમે નહીંજ માનો ?" રાધા બોલી, " તમે કોઇ દિવસ...."

"હા. હા એમ શા માટે કોઇ દિવસ વાસણ ઘસીએ ? એમ કહેવા માગો છે ને ?

ખરી વાત છે. અમે ઘેર કોઇ કોઇ દિવસ વાસણ ઉટકતાં નથી: રાંધતાં પણ નથી... બધું......"

"મારા સમ...તમે શું બોલો છો ? હું એમ નથી કેતી."

"ભલે, ભલે, તેમ તમે ન કહો, પણ લોકો તો તેમ કહે છે ને."

"લોકોની મને પડી નથી," રાધા બોલી, "પણ મને શરમ લાગે છે કે..."

"શરમ તમનેજ લાગે, મને નહી લાગતી હોય, કે તમે બધું કામ કર્યા કરો અને હું...."

"ઠીક, ઠીક ચાલો હશે," અને તેમ કહી રાધાએ પાણીની બાલદી આગળ ધરી કહ્યુ, "તમે વાસણને ધુઓ, હું ઘસું છું.

"વારૂ" કહી, કરૂણા કામ કરવા લાગી. પણ આ કાર્ય કરવામાં તે અભ્યસ્ત તો ન હતીજ; એટલે જે કૌશલ્યથી કદાચ રાધાએ આ કાર્ય કર્યું હોત, તે તે દાખવી શકી નહીં. પવાલે પવાલે, બાલદીમાંથી પાણી લઇ, એક એક વાસણ ઉપર નાખતી, અને એક વાસણ પાછળ ચારથી પાંચ પવાલાં પાણી વપરાતું. તેની સાડી અને પાલવ ભીંજાઇ ગયાં અને વાળોની લટો ખસી મોઢા અને આંખો ઉપર આવી ગઇ. ઓછામાં ફરી પવન પણ જોરથી ફુંકાયો એટલે વારવાર વાળોને ઠીક કરવા છતાં પણ તેઓ દોડીને તેના મુખ અને આંખો પર છવાઇ જતા. વાળો ઠીક કરવા, કે વાસણ ધોવાં, એ બે કાર્યોમાં કરણા મુંઝાઇ ગઇ. કરૂણાની આ મુંઝવણ રાધા કળી ગઇ.

"જીજી."

કરૂણાએ હસતાં હસતાં તેના તરફ જોયું:—

"એક કામ કરશો ?"

"હા."

"પથારી કરી નાખો."

"આ કરી લઉં."

"નહીં; હું કરી નાખીશ."

થોડાંજ વાસણો બાકી રહી ગયાં ત્યારે કરૂણાએ પૂછ્યું.

"પથારી કેવી રીતે કરવાની છે, બોલો."

"શોભાના ઓરડામાં આપણી; અને વચલા ઓરડામાં શિરીષ બાબુ અને ગોવિંદા મહારાજની."

"ભલે."

કરૂણાએ હાથ ધોઇ લુછી નાખ્યા અને વચલા ઓરડામાં પથારી કરી શોભાના ઓરડામાં આવી. શિરીષ બાબુ શોભા પાસે, એક તૂટેલા સ્ટૂલ ઉપર બેઠા હતા અને તેમની પાસેજ જમીન ઉપર બેઠેલા ગોવિંદા મહારાજ, ધર્મશાસ્ત્રોની વાતમાં મશગુલ હતા.

×

પથારી કર્યા બાદ કરૂણાએ બહાર આવીને પૂછ્યું:—

"આવો છો ને જીજી !

"એ આવી. હજુ પાણીનો ઘડો ભરવાનો છે. તે ભરીને આવું"

કરૂણાએ પથારીમાં લંબાવ્યું. અનિલ બાબુ અંદર ન હતા; આમતેમ ફરતા હશે. દિવસ આખાના થાકથી થાકેલી તે પથારીમાં પડી, તેને ઉંઘ આવી નહીં. સંધ્યાથી આટલી મોટી રાત સુધીના તમામ બનાવો તેની દૃષ્ટિ સામે આવી ને ખડા થયા. અનિલ બાબુ અને પોતે-બન્ને ફરવા ગયાં હતાં, ત્યાં તાઉજીની મોટર આવી. અનિલ બાબુ વાતોમાં રોકાયા અને પોતે એકલી ઘર તરફ ચાલી નિકળી.

છતાં તે પોતાની લાગણીઓ ઉપર વિજય મેળવી શકયો નહીં. તેને થયું, કરૂણા અહીં આવે અને બન્ને......

ત્યાં એકાએક ઘડો ભરાતો હોય એવો અવાજ આવ્યો અને ત્યાર પછી તેના કાનો ઉપર મધુર શબ્દ પડયા.

"અનિલ બાબુ કે ?"

"હા રાધા કે ?"

"શું કરો છો !"

"બેઠો છું. તમે શું કરો છો ?"

"ઘડો ભરૂં છુ કેમ ? સુતું નથી ? "

"ના જી ઉંધ આવતી નથી "

"કેમ ? "

"બસ......આવો છો ? "

"આવું. " રાધા બોલી.

પણ બોલ્યા પછી તેને ક્ષોભ થયો. રાત્રિના બાર વાગે જ્યારે લગભગ આખું વિશ્વ સૂતું છે. તે અનિલ પાસે જાય. ? એક તેના જેવી વિધવા યુવતી માટે એ યોગ્ય છે ?

ઘડો મુકી તે શિલા તરફ ચાલવા લાગી. થોડી વાર વિચાર કરતી ઉભી. પાછી ફરી. પાછી તટ તરફ ચાલવા લાગી.

અનિલે જોયું રાધા સામે ઉભી છે.

"રાધા ! આવો ને ?

રાધા ત્યાં ચાલી ગઇ.

"બેસો "

રાધા બેસી ગઇ.

પણ શું બોલવું તે રાધાને સુઝયું નહીં. રાધાને એકાએક પોતાનું પૂર્વ જીવન સાંભરી આવ્યું. તેજ આ અનિલ બાબુ જેમને તે ચાહતી હતી; ચાહે છે. આજે તેજ અનિલ બાબુ સામે બેઠા છે. રાત્રીના આ વખતે; આ શૂન્ય નિર્જન સ્થળે, કલકલ કરતી

ગંગાના સાન્નિધ્યમાં તે અનિલ પાસે બેઠી છે. યુગ યુગથી સાચવી રાખેલું યૌવન–તેની બધીય લાલસા અને પિપાસા તેની સામે મૂર્તિમંત થઇને જાણે આવી ઉભી.

અનિલને લાગ્યું રાધા ધ્રુજે છે કેમ ? રાધાએ પોતાની તમામ શક્તિ આ ધ્રુજારીને રોકી રાખવામાં લગાડી દીધી.

"રાધા" છેવટે મૌન તોડતાં અનિલ બોલ્યો.

પણ રાધા કંઇ પણ બોલી નહી. "તે દિવસની વાત યાદ છે ?" અનિલે પૂછ્યું.

તોયે રાધા કંઇ બોલી નહિં. "તમે તો જાણે શુંનું શું વિચાર્યું હશે કે આ અનિલ બાબુ પણ ગજબના છે; રાત્રે જમવા આવવાનું કહી, જમ્યા વગરજ જતા રહ્યા. તમે તો તમારા મનમાં અનેક ગાળો દીધી હશે. નહીં વારુ ?"

તો પણ રાધા ચૂપ રહી.

"પણ તમે મારી જગ્યાએ હોત તો કદાચ મને કહેવા પણ ન આવત. 'હું તો એટલો સારો કે તમને કહેવા પણ આવ્યો. તમે તો મોઢું બતાવ્યા વગરજ પલાયન કરી ગયા હોત, નહીં ?"

આ શબ્દોએ રાધાના હૃદયને વીંધી નાખ્યું. એકાએક તેની આંખોમાંથી પાણીની ધારાઓ વહેવા લાગી.

"અરે ? તમે રડો છો ?" અનિલ રાધા પાસે આવીને બોલ્યો.

"કેમ ? શું થયું ? માઠું લાગ્યું ?" અનિલે રાધાના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું.

પણ છતાંય રાધા રડતી રહી. "આ બધું કહ્યું તે તમારું મન દુભવવા નહી. હું રાધા."

"હું કયાં તેમ કહું છું." છેવટે રાધા બોલી; પણ તેનાં અશ્રુ રોકાયાં નહી.

અનિલને લાગ્યું વધુ બોલવું યોગ્ય નથી. તેમજ, તેના ખભા ઉપર હાથ મૂકી અનિલ મૂગો બેસી રહ્યો.

રાધા પણ મૂંગી બેસી રહી. તેને થોડી વાર પછી થયું–આ સ્થળ–આ સમય–સદૈવને માટે તેમજ આમજ રહે તો?

પછી એકાએક લજ્જા અને શરમે મન ઘેરી લીધું. તેને થયું આ શું?

એકાએક તે બોલીઃ—

"અનિલ બાબુ!"

"હું"

"મોડું થઇ ગયું છે. ચાલો. સુઇ જાઓ."

"ચાલો" અનિલે કહ્યું.

રાધા પણ ઉઠી.

બન્ને જણ શોભાના ઓરડા તરફ ચાલ્યા. કરુણા ઊંઘી ગઇ હતી. શોભાના ખાટલા પાસે આવીને તેણે જોયું કે તે પણ ઊંઘી ગઇ છે.

તેણે ઇશ્વરને હાથ જોડીને કહ્યું–દેવ! આ ત્હારી દયાનું ફળ છે કે શોભાને ઠીક છે." પછી તેણે પોતાની પથારીમાં સંભાળ્યું.

કરુણા શોભાના ખાટલા પાસેજ પથારીમાં સુતી હતી. તેની પાસેની પથારીમાં રાધા સુતી હતી. તેની પથારીથી સ્હેજ દુર તેની પથારી હતી.

પથારીમાં બેસી, પ્રાર્થના કરી; અનિલ પથારીમાં પડ્યો. પાસે પાસે જુદી જુદી પથારીમાં પડેલ બે વ્યક્તિઓના હૃદયોમાં કેવું તોફાન જામ્યું હતું? પણ એ તોફાનમાં ધ્યેયો સાવ જુદા હતા, કદાચ કારણો પણ.

છેવટે રાધા ઉંઘી ગઇ. પોતાના હૃદયની તમામ ઊર્મિઓને દબાવી દઇ, મનમાં ને મનમાં રામનુ રટણ કરતી, રામાયણની ચોપાઇઓને પોતાની મદદે ધાવાની પ્રાર્થના કરતી અંતે રાધા નિદ્રાની મીઠી ગોદમાં સુઇ ગઇ.

પણ અનિલને ઉંઘ ન આવી. આવું તોફાન હૃદયમાં આ પહેલાં મુદ્દલ તેણે આજ પહેલાં અનુભવેલું નહીં. આજ સુધી તે એક વિદ્યાર્થી તરીકે રહ્યો હતો. ગામડાનો છોકરો તેણે, શહેરમાં, કાકાને

ત્યાં પ્રથમ અભ્યાસ શરૂ કર્યો. ત્યાં શોભા માટે તેના હૃદયમાં લાગણી જાગી હતી પણ તે લાગણી વિશુદ્ધ સ્નેહની હતી શોભા માટે તે ગમે તે કરવા તૈયાર હતો; ગમે તે ભોગે શોભાને તે સુખી કરવા ચાહતો હતો અને ત્યાર પછી એક બીજા પ્રકારની લાગણી જન્મી હતી કરૂણા માટે. કરૂણા માટે તેના હૃદયમાં કેવી લાગણીઓ છે ? તેનું પૃથક કરણ તે કરવા લાગ્યો. કોલેજમાં આવતાંજ કરુણ સાથે મિત્રતા થઇ. બન્ને સાથેજ કોલેજે આવતાં જતાં અને રાતનાં બાર બાર વાગ્યા સુધી સાથેજ વાંચતા પણ આજ સુધી કરૂણા તરફ કેવી લાગણી છે તે વિચારવાનો તેને વખત નહતો મળ્યો.

તેને તે રાત યાદ આવી. ઘનઘોર અંધારી રાત્રિ હતી. શરદીના દિવસો હતા. કરૂણા પોતાના ઓરડામાં સુતી હતી. શોભાને ત્યાંથી મોડો આવી, કરૂણાને ત્યાંજ તે સુવાનો હતો. તેને ઉંઘ ન આવી. છેવટે તે કરૂણાના ઓરડામાં ગયો હતો ત્યાં દીવાના મંદ પ્રકાશમાં તેણે કરૂણાનો સુંદર ચહેરો જોયો. એક અજ્ઞાત લાગણીને વશ થઇ તે તેની પાસે બેસી ગયો હતો અને તેના મોઢા ઉપરના વાળો સમારતો ત્યાંજ બેસી રહ્યો હતો.

કરૂણા જાગી ઉઠેલી, પણ તે તો તેમજ, સ્વસ્થશી સુઇ રહી હતી; અને ત્યાર પછી બન્નેને, કડકતી ટાઢમાં, રાત્રિના બાર વાગે સાથેજ ફરવા ગયેલાં.

શું આ વિશુદ્ધ મૈત્રીજ હતી ? બન્ને જણ એક બીજાને કયા સ્નેહથી ચાહતા હતા ? એ સ્નેહ, પ્રેમ કેવો હતો ? પણ હૃદયના ઊંડાણમાંથી તેને કંઇ પણ જવાબ મળ્યો નહિં.

અને આજે એકાએક તેના હૃદયમાં કરૂણા માટે આ વિચાર શા માટે આવ્યો કે કરૂણા તેને નિર્બળ ગણતી હશે ? કરૂણાના હૃદયમાં તેના માટે કેટલો અગાધ સ્નેહ છે ? કરૂણાએ સમાજની કોઇ દિવસ પણ પરવાહ કરી નથી. શોભાના પતિના અવસાનની રાત્રિએ કરૂણાએ પોતાનાજ પલંગ ઉપર બેસી તેનું માથું આખી રાત દાબ્યું હતું. શું તેજ કરૂણા તેના માટે–તે નિર્બળ છે. એવા વિચાર લાવી શકે ખરી ? નિર્બળતા–નિર્બળતા–

આજ મારી નિર્બળતા છે કે આવા વિચાર આવે છે. તેના અગાધ સ્નેહમાં આવી શુદ્ર વસ્તુઓને સ્થાન હોયજ નહીં. સમુદ્રમાં નદીઓ આવી આવીને ઉભરે, પણ સમુદ્ર તો હનો તેવોજ ગંભીર અને શાંત રહે.

અને પથારીમાંથીજ પડી પડી, તેણે કરૂણાનુ પ્રશાંત મોઢું જોયું; તેના અધાય વિચારો જાણે હવે ફરી વળ્યા.......

પાસેજ સુતી છે રાધા. રાધા માટે તેના હૃદયમાં લાગણી છે ખરી? તેને પોતાના અન્તસ્તલના ઊંડાણમાં ફરીથી ઉતરવા પડ્યું. બાબાની હસમુખી–મજાક કરતી રાધા સુંદર રાધા. વિધવા રાધા....તે દિવસે દાબામાં જમાડતાં જમાડતાં, રાધાએ તેની તરફ કેવું સ્મિત વેર્યું હતું? અને શું રાધા માટે તેના હૃદયમાં કશીય લાગણી થઇ ન હતી?

રાધા તેને ગમી હતી ખરી. તેના સૌંદર્યથી તે મોહિત થયો હતો ખરો. પણ એ મોહ–ક્ષણૂજીવી હતો. કોલેજના જીવનમાં, કરૂણના સન્નિધ્યમાં, રાધા, તેણે કોઇ દિવસ સાંભરી ન હતી. પણ સાંભરતી તો તેને ભારે થતું; બિચારી રાધા...તેને કોઇ નથી ત્યાં તે મહોટા શહેરમાં એકલી રહેતી હશે પણ ફરીથી તે આસપાસાના વાતાવરણમાં રાધાને ભુલી જતો

પણ આજ રાતના પ્રસંગે તેને બતાવી દીધું હતુ કે રાધાના હૃદયમાં તેના માટે કેટલો સ્નેહ પડયો છે. એક સ્હેજ મશ્કરીમાં રાધાને એટલું બધું લાગી આવ્યું હતું કે ડુસકે ડુસકે રડવા લાગી હતી.

ઓહ! રાધા કેટલી રૂપવતી લાગતી હતી? તેણે જોયુ પાસેનીજ પથારીમાં રાધા સુતી છે. એક વ્યથા અને દુખની રેખા હજુ પણ તેના કોમળ મુખ ઉપર પ્રસરિત છે બત્તીના મંદ પ્રકાશમાં તેનું ગૌરવર્ણું મુખ દીપી ઉઠે છે, અને તેણે જોયુ જે તેણે કોઈ દિવસ જોયું ન હતું. તે રાધાના અંગ પ્રત્યાંગમાં ફુટી આનંદ્યું તેનું યૌવન જાણે રાધાના અંગ પ્રત્યાંગમાંથી ફુટતું યૌવન અનિલને આસાદ કરી રહ્યું છે. તેના સુંદર અધરો, તેનુ ઉભરાયેલું વક્ષ સ્થળ, તેના અંગોનો મરોડ......ઓહ! અનિલ કયા અજાણ પ્રદેશમાં ઘસડાય છે તું? તેને થવા લાગ્યું આજ દિન પર્યન્ત ન અનુભવે પણ યુગ યુગથી સંચિત કામવાસનાં જાણે તેને ઘસડીને કયાંની કયાંય લઇ જવા મથે છે. આ હૃદયની વાસના ભૂખ તેને કયાં લઇ

જશે ? તેણે પોતાની આંખો દાબી દીધી અને ધબ કરતોક તે પથારીમાં પડયો પણ કેમે કરીને તે પોતાના આવેગને રોકી શકયો નહિ. દેવ ! દેવ તે બબડવા લાગ્યો હું ક્યાં જાઉં છું, ક્યાં ઘસડાઉં છું ?

પડખું નાખી નેત્રો બંધ કરી તે સુવાનો પ્રયાસ કરવા લાગ્યો.

એકાએક તેના હાથ ઉપર કોઇનો હાથ પડયો. હાથનો સ્પર્શ થતાંજ જાણે તેની બધીય ચેતના લુપ્ત થઇ ગઇ. પોતાના હાથને તે સ્થળેથી ઉપાડી લેવાની પણ જાતે તેનામાં ચેતના ન રહી. જાણે તેના હાથ રાધાના યૌવન પાન કરતાં કરતાં સ્તબ્ધ થઇ ગયા.

એકાએક તે ઉઠયો, રાધાના મુખ ભણી દૃષ્ટિપાત કર્યો. તેને થયું કે ન જાણે તેનાથી થઇ જશે. બધાંય બંધનો તોડી નાખવા, મથતો હોય તેમ તેણે પોતાના આખા શરીરને પ્રચંડ ધ્રુજારી આપી અને પછી તે ઓરડીમાંથી મુઠ્ઠી વાળીને ગંગા કિનારા તરફ દોડયો.

× × ×

ગંગાના નીર ઉછળતાં હતાં; મંદ મંદ સમીર વાતો હતો. એ શીતલ સમીર અનિલના શરીરને સ્પર્શી, ઠંડી અર્પતો વહી રહ્યો હતો. અનિલ શિલા ઉપર પડયો હતો અને ધ્રુસકે ધ્રુસકે રડતો હતો. ઓ ! દેવ ! દેવ !! આ શું ? તે બબડી ઉઠયો.

એકાએક તેને પોતાની માતા સાંભરી આવી. એ નમણો ભોળો, વાત્સલ્યથી ભરેલો ચહેરો ! મા, મા; કરતોક જાગ્યો માતાની મૂર્ત્તિને ભેટી લેવા મથતો ન હોય તેમ અનિલે પોતાના બન્ને હાથ હવામાં વીંઝયા.

માતાના સ્મરણે ગામના સ્નિગ્ધ વાતાવરણની યાદે, ઠંડા વહેતા સમીરે ગંગાના ઉછળતા તરંગોએ જાણે અનિલને શાંતિ આપી. તેને થયું જાણે તેની માતાજ ગંગાનું સ્વરૂપ લઇ તેને સાંત્વના આપી છે અને મધુર મીઠી યાદમાં અનિલનું હૃદય ધીમે ધીમે અપૂર્વ શાંતિ અનુભવવા લાગ્યું. અંતે થોડીવારમાં તો જેમ બાળક માતાને ખોળે બધીય ચિંતાથી વિમુકત થઇ સુઇ જાય છે તેમ શિલા ઉપર ગંગાના ખોળે જાણે ઉંઘી ગયો.

[થોડાજ સમયમાં પ્રકાશિત થનાર 'શોભા'ના તૃતીય ખંડમાંથી એક ]

તમારી પ્રતિકાવ્યની કળા વિશે હું તમારામાં વિશ્વાસ શી રીતે ...ઉં કરૂં ? અત્યારે તો દારૂબંધી છે નહિં તો ઢોલકને તો પાંચશેર ...ળી મળે કે તે બધુ કબૂલ કરે એટલે તમારામાં વિશ્વાસ આવે. એ ...ાટે તમે જાતેજ ઘરમાં અરીસા સન્મુખ તમારૂ ઢોલ લઇ નાચશો ...ાલે તમને પુરતો વિશ્વાસ અવશ્ય આવે.

... મેં પ્રતિકાવ્યની આપેલી વ્યાખ્યા તમે ઉંધે માથે વાંચી તેનો ...ુપયોગ કર્યો છે એથી મને શોક પણ નથી કે હર્ષ પણ નથી કારણ ...અસ્રાથી માનવ હજામત કરે છે પણ માનવની પ્રતિકૃતિ વાંદરો; ...ું ને ? ત્યારે તે પ્રતિકૃતિ વાંદરો પણ એ અસ્રાના સદઉપયોગને ...ને પ્રતિઉપયોગ કરે. આમ મેં તમને ઉપરજ જણાવ્યું કે પ્રતિકા-...કરતાં આપ પ્રતિમાનવ થઇ ગયા છો એટલે ઉપયોગ પણ ...તિઉપયોગજ કરો એમાં નવાઇ શી ? આપનું ઢોલ વાગતું રહે ...ેલા શુભશિવ. વગાડતાં વગાડતાં ઢોલ ફુટી ન જાય એટલી પ્રાર્થના.

---

પ્રતિકાવ્યો

## છંદબંડના કવિયા

હાં રે અમે થયા'તા
હો છંદના પોબારે
કે ફેજના ૧ લુહારે
કુછંદના ભારે
કે છંદબંડના કવિયા.

હાં રે અમે મુંડયાં
હો ભોડવાના ટાણે,
કે શાયરાના વાણે,
અસ્રાના તુફાને,
કે છંદબંડના કવિયા.

હાં રે અમે વંઠયાં,
હો શેપના ઇશારે
વંઠી ગાળ ત્યારે,
૨ કે ઉંદરાની ભારે !
કે છંદબંડના કવિયા !

---

...ારના ફેજે. ૨. કે ઉંદરાએ કમાલ કરી.

# નિમંત્રણ-પહોંચ

પ્રિય ઢોલક,

આપનું નિમંત્રણ અને પ્રતિકાવ્ય બંને વાંચ્યાં. તમે ધ ત્રણ અસરમાંની એકે અસર મારા પર ન થઇ, આથી દિલગીર થશો નહિં. કારણ કે આપે જે ઢોલ ગળામાં ભેળવ્યું ' 'મેઘનૃત્ય' કરતાં ઢોલનૃત્ય આ પૃથ્વીના પટ પર ઘણું સંરસ જ અને ભવિષ્યમાં તમો કદાચ એ અસર ઉપજાવવામાં સફળ થશો. સુન્દર હો કે ન હો પણ ઢોલ લઇને નાચતાં તમો બેશક સુન્દર દેખ જેમ કોઇ ઉંદર નાનીશી ટોપલીમાં આવી જતાં તરફડિયાં તેટલોજ સુન્દર આપનો નાચ થશે એમાં શંકા નથી.

આપનાં બે પ્રતિકાવ્યો વાંચવા મળ્યાં એમાં આપ પ્રતિમાનવ જેવા થઇ ગયા છો એટલી સિધ્ધિ. માનવ ગાળ દેનો છતાં તમે માનવ રહીને ગાળ આપી છે એજ પ્રતિકાવ્ય ર સ્પષ્ટ પ્રતિગુણ તમારામાં કેવો તર્યો છે એ આપ જોઇ શકશો. હું તમને અભિપ્રાય આપવામાં વાજબી ન હોઉં પણ આપ જો ત ગળામાંજ બાંધેલા ઢોલ સાથે તમારા ઘરમાં અરીસો હોય તે અરીસા સન્મુખ ઉભા રહીને નાચ કરશો અથવા તમારે ઘરે હોય તો તમારા ગુરુને ઘરે હશે પણ ગમે ત્યાં નાચશો તો અં કરીને તમે તમારી પ્રતિકૃતિ જોઇ જરૂર આનંદ મેળવશો.

તમારા પહેલા પ્રતિકાવ્યમાં જે નિમંત્રણ પત્રિકા હતી તે વાં મને લાગ્યું કે તમો એક ગુરૂ છોડી બીજા ગુરૂને શરણે જવાનું ધ છો. પણ આપ ઢોલક છો એટલે એ વાજબીજ હશે કે અમારા સુરત જીલ્લામાં ઢોલક ઘણે ભાગે વાળંદ હોય છે મોચી હોય છે, ગુજરાતની ઉત્તરમાં જતાં ઢેડાઓ હોય છે અને જી ઉત્તરમાં જતાં રાવણિયાઓ હોય છે એટલે આપ ગુરૂઓનાં ના કરો. છો. એ. સત્ય વાજબીજ છે. કારણ કે આ ચારે જાતમાંથી એકાદ ખાનદાન જાતના આપ હશો અને તમે છો એ જો સત્ય તો તમારે ગર' લેવા જેવી વાત છે કે ધમણ અને હથોડો મૂકી લઇ ગુરૂઓનાં નાતરાં કરવાનો શુભ પ્રસંગ આપે નોતર્યો.

મુજ અબળાને મોટી મીરાત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે.–ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલ વરકેરી, હાર હરિનો મારે હઇયે રે;
ચિત્તમાળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇયે રે ? મુજ.
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાંને કાંબી રે;
વિંછુવા ઘુઘરા રામનારાયણના, અણવટ અંતરજામી રે. મુજ.
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારું ઘાલું રે. મુજ.
સાસંરવાસો સજિને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, હરિને ચરણે જાચું રે. મુજ.

: મીરાંબાઈ

---

આ મૂળ કાવ્ય સામેના પ્રતિકાવ્ય સાથે સરખાવવા માટે આપ્યું છે. શ્રી. ઢોલક હવે જોઇ શકશે કે અંતરની આગ ઠારવાને માત્ર ગાળ આપવાથીજ પ્રતિકાવ્યો નથી થતાં શ્રી.સુન્દરમ્‌નું 'રંગરંગ વાદળિયા' જાણીતું સુન્દર કાવ્ય છે. તેનું પ્રતિકાવ્ય "છંદખંડના કવિયા" છે. મૂળ કાવ્ય સુપ્રસિધ્ધ છે, એટલે અહીં આપ્યું નથી.

આ ઉભય પ્રતિકાવ્યોમાં જો કોઇપણ રસિક વાચકને વધારે પડતું જણાય તો તે અમને ક્ષમા કરશે. મૂળ અમદાવાદથી નીકળતા 'રેખા' નામના માસિકમાં શ્રી. ઢોલકે પોતાના અન્તરની આગ હોલાવવા પ્રતિકાવ્યના નામે ગાળો આપી છે, અહીં તો માત્ર તેના પડઘાજ છે. શ્રી. ઢોલક ભૂલી ગયા છે કે એમણે જે બૂમ બરાડા શરૂ કર્યા છે તે ગિરિમાળામાં ઉભા રહીને શરૂ કર્યા છે એટલે એથીયે વધારે ભયંકર પડઘા એમનેજ સાંભળવાશે. અને જો શ્રી. ઢોલક પોતાની એ નીતિ જાળવી રાખશે તો એટલું એઓ યાદ રાખે કે એમની જ એ જ રિત વાણીના પડઘા એઓ હજીયે સાંભળતા રહેશે.

સુધારો. પૃષ્ઠ ૩૭૭, પર 'રાવણિયાં'ને બદલે 'રાવળિયા' વાંચવું.

# દિવ્ય સૂર

તું કોકિલ વનવન ઉડનારો 'કુહૂ કુહૂ' કરનારો,
આજ અહીં તું હરિત કુંજમાં ટહુકો જગવી તારો
અમૃત ઉરમાં રેલવજે !

ઘટા ગગન ઘનઘોર ગજાવી ગભીર તારે સૂરે
દેવકુંજના ટહુકા દેજે ભરી હૃદય રસપૂરે !
સંદેશા શુભ પાઠવજે !

નીલ ગગનની તારકકુંજે રજની રાને પેલો
શ્વેત અંગનો કાકાકૌઓ આવે નિત્ય અકેલો !
પણ તું સમીપ વિહરજે !

ઇન્દ્રચાપની શાખે બેસી મયૂર મૈના બોલે,
પણ પ્રિય મીઠા કોકિલ આવે નહિ કો તારે તોલે.
રણુકા ટહુકાવી ભરજે !

સમજું કે ના સમજું તારા ટહુકા શુભ રસઘેરા,
પણ કોકિલ તુજ ટહુકે ટહુકે પડઘા થાય અનેરા
પ્રભુના બોલ પડે ન્યારા.

કુંજઘટા કે સરવર તીરે-અગમ્યની કો પારે,
ઘોર ઘૂઘવતા સાગર પર વા દૂર જ કનકમિનારે
ઉડજે ટહુકા દઇ તારા !

વિજન સદનવન, જનઉપવનમાં કિર્ત્તન કવન તું કરજે
પણ દુઃખ સરિતા તટ કવિતાની કુંજે કોકિલ ઠરજે !
રસપૂર સૂર ઉરે ભરજે !

ઊડ ભલે તું ઊર્ધ્વ ગગનમાં-દેશ રહ્યો તુજ દૂરે
સાંજ થતાં પળવાર પછી હું પળીશ એ તુજ સૂરે
ટહુકા ત્યાં શાશ્વત કરજે !

कोलक

# વર્તમાન કવિતામાં અવિશદતા

ભાનુશંકર વ્યાસ

એક પ્રસંગનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર મને જણાય છે. એક વખત એક હાઇસ્કુલના કેટલાક વિદ્યાર્થીઓ સમક્ષ વર્તમાન કવિતા સંબન્ધી મારે વ્યાખ્યાન કરવાનું હતું એ પ્રસંગે પ્રમુખપદે બેઠેલા ભાઇએ પોતાનો એવો અનુભવ રજુ કર્યો હતો કે વર્તમાન કવિતામાં કાંઇ નિશ્ચિત ધ્યેય મને જણાતું નથી અને તેનું કારણ એ છે કે આપણું અત્યારનું જીવન પણ કોઇ નિશ્ચિત ધ્યેય તરફ પ્રયાણ કરતું હોય એવું મને લાગતુ નથી. આ એ ભાઇએ વ્યકત કરેલો અભિપ્રાય છે અને અહીં એ પ્રશ્નને જરા સ્પર્શ કરૂં તો અસ્થાને નહિં જ ગણાય.

આ અભિપ્રાયમાં બે મુદ્દા છે એક તો એ કે વર્તમાન કવિતામાં વ્યાપક અસ્પષ્ટતા છે. દયારામ સુધીની આપણી ઘણી પ્રાચીન કવિતાનું ધ્યેય ઇશ્વરભકિત હતું, તે પછી દલપત નર્મદથી શરૂ થયેલી કવિતાનું ધ્યેય પ્રજાને ઉપદેશ આપી જાગ્રત કરવાનુ હતું, તે પછીની નરસિંહરાવાદિ કવિઓની કવિતાનું ધ્યેય માનવ અને પ્રકૃતિનાં તત્ત્વો વચ્ચેના ગાઢ સંબન્ધનો નિર્દેશ કરવાનું કે એ સંબન્ધને પુનર્જીવિત કરવાનુ હતું પછી કવિ નાનાલાલ અને એમના જેવા અન્ય કવિઓની કવિતાનું ધ્યેય ઇશ્વરના નીતિ નિયમો અને પ્રાચીન ભવ્ય આદર્શો પ્રજા પાસે રજુ કરવાનુ હતું. આ પ્રમાણે જો તમે કવિ નાનાલાલ સુધીની કવિતાનું ધ્યેય સ્પષ્ટતાથી કરી શકો તો વર્તમાન કવિતાને એવું કાંઇ ધ્યેય છે કે નહિં? અને જેમને એવું ધ્યેય નથી જણાતું કે દેખાતું તે ઉપર ગણાવેલા જુના યુગોની કવિતાને મુકાબલે વર્તમાન કવિતામાં વ્યાપક અસ્પષ્ટતા જુએ છે. પરંતુ ધ્યેયને અભાવે કવિતામાં વ્યાપક અસ્પષ્ટતા છે એમ કહેવું ઉચિત નથી. એનાં કરતાં જૂના ગણાવેલા યુગોની કવિતામાં જે ધ્યેય દેખાતું એના અભાવની નવી કવિતામાં સ્પષ્ટતા છે એમ નિર્ણય શા માટે ન કરવો? અને એતો

ખરું છે કે પ્રજાજીવન પાસે તત્કાળ અમુક ધ્યેય હોય તો સાહિત્યકારો એ ધ્યેયને પોતાની કૃતિઓમાં જીવનનાં બળોની અસરને લીધે ઉતારે. અને એ રીતે તો આપણા વર્તમાન જીવનમાં જે બળો આવ્યાં છે આવી ગયાં છે કે સ્થિર રહ્યાં હોય એવાં છે તે બધાંની થોડી ઘણી અસર પણ આપણી કવિતામાં દૃષ્ટિએ પડેજ છે. અને જીવનનું તત્કાળ ધ્યેય પ્રજા સમક્ષ હોય કે ન હોય પણ જીવનનું સનાતન ધ્યેય તો આપણી સમક્ષ છેજ એટલે એ ધ્યેયને અનુલક્ષીને રચાતાં કાવ્યોની તો વ્યાપક અસ્પષ્ટતાના આરોપણમાં ગણનાજ ન થાય આ એક મુદ્દો.

બીજો મુદ્દો એ છે કે આપણા વર્તમાન જીવનમાંજ ધ્યેયની અસ્પષ્ટતા જણાય છે. આ મુદ્દો પણ વિચારવા જેવો છે. પ્રથમ તો દરેક પ્રજામાં વ્યષ્ટિ અને સમષ્ટિનાં જીવનધ્યેય જુદાં હોય એ લક્ષમાં રાખવાનું છે. એ ઉપરાંત જીવનમાં રાજકીય, સામાજિક વગેરે ક્ષેત્રો પરત્વે પણ નિરાળાં ધ્યેયનું અસ્તિત્વ સંભવિત છે. આ ઉપરાંત તત્કાળનું ધ્યેય અને સનાતન ધ્યેય એ ભેદ તો મેં ઉપર જ દર્શાવ્યો. આ બધું જોતાં સમસ્ત પ્રજામાં અમુક કાળે અમુક ધ્યેયનો અભાવ નિર્ણીત કરવો એ બહુ દુર્ઘટ કામ છે. વળી ધ્યેયના અભાવે જીવનનું દર્શન સંભવે કે નહિં એ પણ વિચારવા જેવી બાબત છે. બેશક, અમુક ધ્યેયને સ્વીકારનારા અમુક જાતના દર્શનનેજ જીવનનું સાચું દર્શન કહેશે. છતાંયે તે સિવાયનું બીજું દર્શન તે દર્શનજ નથી એમ તો ભાગ્યેજ કહી શકાય. અને દર્શનનું અસ્તિત્વ આપણે સ્વીકારીએ તો દર્શન પૂરતી સ્પષ્ટતા સાહિત્યમાં અને તેથી કવિતામાં પણ આવવાની. જો આપણી નવલકથાઓ, ટુંકી વાર્તાઓ અને જે રચાતાં હોય તે થોડાંઘણાં પણ નાટકો જીવનનું દર્શન કરાવતાં હોય આપણી કવિતા પણ એ દર્શનમાં અન્ય સાહિત્ય સ્વરૂપોની હરોળમાં બેસે એ સ્વાભાવિક છે.

આટલી આ ચર્ચાનો આશય એટલોજ છે કે વ્યાપક રીતે આપણી કવિતામાં અસ્પષ્ટતા છે. એવું આરોપણ ટકી શકે તેમ

નથી. એટલે એવી અસ્પષ્ટતાનો પ્રથમ સ્વીકાર કરી પછી તેને માટે કારણો ઉપજાવી કાઢવામાં આવે તો તેવાં કારણો આરોપણની સાર્થતા બતાવવા માટે અપર્યાપ્તજ બને છે. કવિતાની અવિશદતા બહુધા કવિની પોતાની નિર્બળતામાંથી જન્મે છે. પછી એ નિર્બળતા એની સિદ્ધિની અપૂર્ણતામાં હોય, એના દર્શનની અસ્પષ્ટતામાં હોય, એના ભાષાપ્રભુત્વની ઉણપમાં હોય કે એના શબ્દલયાદિના અતિશય મોહમાં હોય કે એના સ્વભાવના આડંબર, અનુચિત ત્વરા, ઘેલછા વગેરે વિચિત્ર લક્ષણોમાં હોય.

આટલી સામાન્ય ચર્ચા પછી થોડાંક દૃષ્ટાન્તો લઇએ કારણ કે વિષયની ચર્ચાને અંગે જેટલાં વધારે પ્રમાણમાં જુદા જુદા કવિઓ દ્વારા ઉપસ્થિત થતી અવિશદતા લક્ષમાં આવે, અને એ બધાં દૃષ્ટાન્તોનું નિરીક્ષણ કરતાં કેટલાક સ્થળોમાં અવિશદતા નિષ્પન્ન કરનારાં સમાન કારણો હોય એ પણ લક્ષમાં આવે.

માડી! તને લોક બોલે બિહામણી રે;
 મેં તો મુખ દીઠાં રળિયાત
  કે જોવું જગજનની ને ખોળલે રે;
માડી! તારી છાતીમાં છલકી રહ્યા રે;
 જીવન–મૃત્યુના બે કુંભ
  કે જાવું જગજનનીને ખોળલે રે.

'મૃત્યુનો ગરબો' નામના શ્રીયુત ઝવેરચંદ મેઘાણીના કાવ્યમાંથી શરૂઆતના બે ખંડ ઉપર આવેલા છે, અનેક ગરબા લખનાર એક ભાઇએ એક વખત કહેલું કે ગરબો તો માંગલ્ય સૂચક ગીત છે માટે એમાં એકાદ અમંગલ શબ્દ પણ ન આવવો જોઇએ તો મૃત્યુ જેવા વિષયને તો વળી ગરબામાંજ સ્થાનજ કેમ સંભવે ! આવી અર્થહીન ચર્ચા કે ટીકાને અહીં પ્રવેશાવવાની જરૂર નથીજ. આ કાવ્ય વિશે નોંધ કરતાં કવિએ કહ્યું છે કે કારાવાસમાં સૈનિક ત્રિવિક્રમના શબનું દર્શન કરતાં એ સ્ફુરેલું છે. આટલી નોંધ લક્ષમાં

લેતાં એ કાવ્યનું નામ 'મૃત્યુનો ગરબો' શા માટે રાખવામાં આવ્યું છે તે તરત સમજાય છે, તે પછી કાવ્યમાં ઉપર બે ખંડ આપેલા છે તેમાં અને તે પ્રમાણે પાછળ આવતા દરેક ખંડમાં અન્તે જગજનનીને ખોળે જવાનો નિર્દેશ છે. એ જગજનની તે કોણ? કાવ્યનો વિષય સમજ્યા પછી એ જગજનની તે મૃત્યુની અધિષ્ઠાત્રી દેવી એમ અર્થ આપણા મનમાં બેસે છે. તે સાથેજ 'માડી!' એમ સંબોધન છે તે કોને? એ પણ મૃત્યુની અધિષ્ઠાત્રી તેજ દેવીને ગણવું પડે. પણ તે પછી એજ માતાના બે સ્તનોમાંથી એક જીવનનો કુંભ અને બીજો મૃત્યુનો કુંભ એવો ઉલ્લેખ બીજા ખંડમાં આવે. એ જોતાં માડી એટલે જીવન અને મૃત્યુ એ બંને જેનાં અંગ છે એવી જગતની અધિષ્ઠાત્રી શક્તિ એમ અર્થ આપણા મનમાં આવે છે તો પછી આગળ આવતા આ ખંડો વિચારોઃ—

માડી તારાં કાળાં ભીષણ ઓઢણાં રે;
કોર ગોર ઝળકે શ્વેત કિનાર
...કે જાવું
માડી તારાં કાળાં કાળ-અંધારિયાં રે
માંહી ઝુલે તારલિયાનું આભ
...કે જાવુ

આ બંને ખંડોમાં પ્રકાશ અને અંધારને જીવન અને મૃત્યુના પ્રતીક લઈને 'માડી'નું ચિત્ર આલેખવામાં આવ્યું છે. છતાં એ સ્વરૂપમાં જીવન અને મૃત્યુની યોજના કેવા પ્રકારની છે એ તો સ્પષ્ટ નથીજ થતું. મૃત્યુનો અંધકારમય પ્રદેશ અને તેની આસપાસ જીવનનું પ્રકાશવર્તુલ, કે મૃત્યુના અંધકારમય પ્રદેશની વચ્ચે જીવન-પ્રકાશનાં છાંટણાં, કે મૃત્યુ અને જીવન બંને પ્રવાહોનો કોઇ અગમ્ય પ્રદેશમાંથી વહન. એક કવિતારસિક સહૃદે આ કાવ્ય સ્વતંત્રતા-દેવીને ઉદ્દેશીને લખાયેલું છે એમ સતકારીને એ સમજાવવા પ્રયાસ કરેલો. અને કર્તાએ જે મૃત્યુની નોંધ કરેલી છે તે મૃત્યુ સ્વતંત્રતાના સંગ્રામમાં થયેલું માટે મૃત્યુનું નિમિત્ત જે દેવી તેને ઉદ્દેશીને આ

ગરણો લખાયેલો છે એવો નિર્ણય કરીને સ્વતંત્રતાનું અન્તિમ-અમર્યાદિત સ્વરૂપ તે કેટલાકને મને ભીષણ Anarchy જેવું ભલે હોય છતાં એમાં સૌમ્યતત્ત્વનું છે. એમાં સત્ તત્ત્વનું પોષણ છે અને અસત્ તત્ત્વોનું નિરસન છે. આવી રીતે સમગ્ર પણ કાવ્યનો અર્થ ઘટવવાનો પ્રયાસ કરવામાં આવેલો અને એવો પ્રયાસ કરતાં એમને અટકાવનારાં તત્ત્વો કાવ્યમાંથી બહુ ઓછાં નીકળે તેમ છે. એટલે કાવ્યનો એકજ અર્થ નિશ્ચિત અને વિશદ હોય તો તે કાવ્ય જાતેજ કહે છે. પછી મતમતાંતરો ખાતર લડતા વિદ્વાનો શબ્દોને મારીમચડીને ભલે જુદો અર્થ કાઢે. પણ એવે સ્થળે શબ્દોનો પોકાર પણ આપણને સંભળાય છે. એટલે કાવ્યમાં જે વિશદતા આવે છે-ઊતરે છે તે શબ્દોના પ્રાણ સાથે એવી ઓત-પ્રોત થઇ ગયેલી હોય છે કે શબ્દોના પ્રાણ એટલે અર્થમાંથી તે આપોઆપજ ફૂલમાંથી સુગન્ધ સ્ફુરે તેમ સ્ફુરી આવે. આ કાવ્યમાં મૃત્યુના સ્વરૂપનું ચિન્તન કરતાં શબ્દનું દર્શન, મૃત્યુનું નિમિત્ત કારણ, સ્વતંત્રતા ખાતર કારાવાસ વગેરે કવિના લક્ષમાં હોય અને તેને લીધે આવું આલેખન થયું હોય એમ સંભવે છે. સાથે સાથે "મૃત્યુ મરી ગયું રે લોલ" એ સ્વ. નરસિંહરાવનું ગીત યાદ કરીએ તો એ ગીતમાં શાન્ત તત્ત્વ ચિન્તન કેમ પ્રવેશ પામ્યું છે તે પણ જે પ્રસંગોમાં એ ગીતનું ઉત્પાદન સમગ્ર કાવ્ય સ્મરણ સંહિતાના અંગ તરીકે થયું તે પ્રસંગોને લીધેજ બન્યું છે.

નવગુજરાતણ રાસ રચાવો:
ક્રાન્તિ જગાવો
રસ ઉભરાવો
નવ પગલીઓ પ્રેમે પૂરાવો.
શુષ્ક રસિકતા! નીરસ ભાવો!
કૃત્રિમ શણગારો! એ રસ લ્હાવો!
નવ રંગ સાડી સંજાવો.
લોલ વિલોલ કલ્લોલની પૂર્તિ
નમણી, સુકોમળ સુંદર મૂર્તિ
મૂર્ત સ્વરૂપે રચાવો.

શ્રી. મનુ દેસાઈના ' ગીત માધુરી ' સંગ્રહમાંથી ઉપરનું ગીત અધુરૂં લીધેલું છે. એ ગીતનું નામ છે ' ક્રાન્તિરાસ. ' ક્રાન્તિનો વાચ્યાર્થ તો એક સ્થળેથી બીજે સ્થળે જવું તે, એટલે ગતિ થાય છે. પણ ગુજરાતીમાં એ શબ્દ ફેરફાર, પરિવર્તન અને ખાસ કરીને ઊથલપાથલ એટલે બળવો એ અર્થમાં વપરાય છે. આ ગીતમાં નવગુજરાતણો ક્રાન્તિનો રાસ ગાવા ઉદ્યત થતી હોય એવો આશય કર્તાનો છે. ક્રાન્તિ જગાવવાની સાથે રસ ઉભરાવવાની વાત પણ મૂકવામાં આવી છે. રસ એવો વિશાળ અર્થવાળો શબ્દ છે કે એનો પ્રયોગ કરતાં કવિએ ને કોઇ વિશિષ્ટ અર્થમાં બેસાડવાનો આશય ન સેવે તો કોઇ વિશિષ્ટ અર્થનો નિર્દેશ એ શબ્દ ભાગ્યેજ કરે. અહીં રસ એટલે બળવો કરવાથી જીવનમાં જે મઝાનો અનુભવ થાય તે એવોજ અર્થ ઉદ્દિષ્ટ ગણવો ને ? અને નવલ-પગલીઓ પ્રેમે પૂરાવો એટલે શું ? તમારા પગલાંમાં પ્રેમ અને જીવનમાં રસ ભરો એમ અર્થ લઇએ છતાં આગળ જતાં રસિકતાને શુષ્ક અને ભાવોને નીરસ વિશેષણ લગાડયું છે ! આ રસિકતા, ભાવો, શણગારો વગેરેનો નિર્દેશ છે તે ક્રાન્તિની પૂર્વેની સ્થિતિના એમ કહેવાનો કવિનો આશય હશે ? અને નવરંગ એટલે ક્રાન્તિ-સૂચક નવારંગની એમનેમ ! હજુ આગળ વાંચો. મૂર્તિને મૂર્ત સ્વરૂપે રચાવો એમાં પુનરૂક્તિ છે. સાધારણ રીતે પુનરૂક્તિ હોય ત્યાં અવિશદતા કદાચ ન સંભવે એમ આપણને લાગે. કારણ કે એકની એક વાત બે વાર કહેવાઇ હોય એટલે ઉલટી વધારે વિશદતા આવે એમ કેમ ન બને ? પરંતુ પુનરૂક્તિ થવાથી અર્થની સ્પષ્ટતા બેવડાતી નથી. એક તો એના એ શબ્દો દ્વારા એના એ અર્થની પુનરૂક્તિ હોય એવું ક્વચિત જ બને છે, કેંક ગુંચવણને લીધે અર્થની પુનરૂક્તિ થતી હોય એટલે કવિ કાંઇક વિશેષ કહેવા માગે છે કે શું એમ પહેલાં વાંચકને થાય; અને જ્યાં સુધી અહીં પુનરૂક્તિ છે એવું નિરાકરણ એ ન કરી શકે ત્યાં સુધી વાંચક ગુંચવણમાંજ રહે છે. વળી વાંચકની સમક્ષ અર્થ ઉપસ્થિત થવાને

બદલે આ પુનરૂકિતજ તરત ઉપસ્થિત થાય છે એટલે અર્થદર્શનની વચ્ચે એ આવે છે એ પણ સ્પષ્ટ છે. એવુંજ અહીં મૂર્ત સ્વરૂપે મૂર્તિ રચવાનું કહેવામાં બન્યું છે. મૂર્તિનાં નમણી, સુકોમળ, સુંદર વગેરે વિશેષણો છે એ તો ઠીક પણ તે પહેલાંની પંક્તિ "લોલ વિલોલ કલ્લોલની પૂર્તિ" એનો અર્થ શો? લોલ એટલે ચંચળ અથવા સુંદર, વિલોલ એટલે વિશેષ લોલ-આવા કલ્લોલ એટલે આનન્દની પૂર્તિ-એજ મૂર્તિ; આ પ્રમાણે અર્થ ભલે બેસાડો જે ક્રાન્તિનું નામ કર્તાએ કાવ્યને મથાળે મૂક્યું છે તેને લોલવિલોલ કલ્લોલમાંજ શોધવી પડશે અહીં ક્રાન્તિની કવિની સંભાવનાજ એવી અસ્પષ્ટ લાગે છે કે શબ્દોનું સામર્થ્ય ભાગ્યેજ કાંઇ સ્પષ્ટ વ્યકત કરી શકે. શબ્દોમાં તો ઘણી શકિત છે. અભિધા, લક્ષણા અને વ્યંજના ત્રણે શકિતઓનો વ્યાપાર કવિ ધારે તો શબ્દોમાં કરાવી શકે પણ શબ્દોને એટલા વશ કરવા એ તો દુર્ઘટ કામ છે. વરી રાસ અને એવા અન્ય કાવ્યોમાં ઘણીવાર એમ પણ બને છે કે શબ્દના ઉચ્ચારણમાં રહેલા રૂચિકર અને કર્ણપ્રિય ધ્વનિથી કવિ એટલો આકર્ષાઇ જાય છે કે અર્થદર્શન તરફ એનાથી અપાવું જોઇએ તેટલું લક્ષ અપાતું નથી. આ ભયસ્થાન ભલભલાને પણ ભૂલ કરાવે એવું છે એટલે સર્જનના આરંભકાળમાં તો દરેક કવિએ આ ભયસ્થાનથી સાવધ રહેવાની જરૂર છે.

## શૂન્યશેષ

નહિં! નહિંજ પાલવે શયન પાંસુપે પાશવી
ખરી, ચરણ, ડાબલા મલિન સ્પર્શ મેલી બની:
ઉભીશ અવરોધતો ગગનચુંબી પ્રાસાદને,
શ્રીમંત મુજ વૈભવે, ધનકુબેરના નાદને.
ન તોય પરિતૃપ્તિઃ સપ્ત જલ સાગરે ગાજતો,
નવે નવ દ્વીપે, ભૂપે, સકળ લોકમાં રાજતો:
જહાંગીર-મહાન કો' ભસ્મ-જ્વાલ-જ્વાલામુખી
તણે મુખ વિરાજીને ગગનને ભુરં હું અહીં

અહો, તરલ ધૂમકેતુપ, નિહારિકઃ તારલા
મુકુટસમ રાજતા મહત માનવીન્હું-શિરેઃ
પ્રદીપ વિચિમાલ્યશી સુરસરિતની મેખલા
વિરાટ મમ દેહની કટિ પરે પ્રભા વિકીરે.

આ શ્રીયુત શ્રી.ધરાણીનું કાવ્ય છે પંદર પંકિતનુ એ આખું કાવ્ય અહીં આપેલું છે કારણ કે કેટલીકવાર કાવ્યમાંથી એકાદ ખંડ લઇને અવિશદતા બતાવવા જતાં કવિને અન્યાય થઇ જવાનો સંભવ છે. એકાદ ખંડમાં અવિશદતા હોય છતાં તે આગળ કે પાછળ આવતા કોઇ બીજા ખંડથી ટળી જતી હોય એમ પણ બને. જો કે એ માટે સાવધાની રાખવાનો ધર્મ અવિશદતા દર્શાવનારનો જ છે. અને આ વિવેચનામાં એ જાતનો અન્યાય કોઇને ન થાય એટલી સાવધાની રાખવા હું તત્પર રહું છું. અને આ કાવ્યમાંથી એકાદ ખંડ કે અમુક પંકિતઓ રજુ કરવાને બદલે એ આખું કાવ્ય રજુ કરવું વધારે ઉચિત છે. એમ લાગવાથી અહીં એ આપેલું છે. કાવ્યનું નામ છે શૂન્યશેષ એ શબ્દનો અર્થ જેનો શેષ એટલે બાકી રહેલો ભાગ શૂન્ય છે એવો થાય. બીજો અર્થ કરવો હોય તો શૂન્યનો શેષ એટલે બાકી રહેલો ભાગ એમ અર્થ થાય. પણ પ્રથમ અર્થજ ઉચિત છે. હવે સમગ્ર કાવ્યમાં કવિને શું કહેવું છે અને તેમાંથી પરિણામે શૂન્યશેષ સાથે સબંધ હોય એવો શો અર્થ નીકળે છે તેની વિચારણા પ્રથમ તો વાંચક જાતે કરી લે એજ ઇષ્ટ છે. કાવ્યને સ્વરૂપમાં સંગ્રહમાં છપાયું છે તે સ્વરૂપમાં જ અહીં રજુ કરેલું છે. એક બાબતનો અહીં સ્પષ્ટ કરવાની જરૂર મને જણાય છે. આ કાવ્યમાં કર્યું છે તેમ ઘણા લેખકો ગદ્યમાં પદ્યમાં ય. જ વગેરેને આગળના શબ્દ સાથે જોડીને છાપે છે પરિણામે આજ ને બદલે આજ, તે જ ને બદલે તેજ તોય, અમે ય ને બદલે અમેય આ પ્રમાણે છપાય છે. ય અને જ આપણી ભાષાના સ્વતંત્ર શબ્દો-પદો .છે એટલું સ્વીકાર્યા પછી એ પદોને છુટાં છાપવાં એજ ઉચિત છે. આ તો એક નાની સરખી વાત છે.

પણ એ બાબતમાં આપણે ત્યાં એકતંત્રતા જણાતી નથી. કાવ્ય વાંચતાં આપણને શું સમજાય છે તે જોઇએ. "પશુની ખરીઓ વગેરેથી મેલી બનેલી ધૂળમાં મૂવું માનવીને નહિ પાલવે..હું તો કુબેર-શ્રીમન્તના નાદને અને મહેલોને અવરોધતો ઉભો રહીશ છતાં મને તૃપ્તિ નહિં થાય. હું તો કોઇ જ્વાલામુખીના મુખે બિરાજીને ગગનને મૂઠીમાં ભરીશ. ગ્રહો વગેરે મારે શિરે શોભશે. આકાશ ગંગા મારી કેડે કંદોરો બનશે પછી તું મારા પગ પાસે પડયો હશે! મારૂં વિરાટ શરીર તારૂં મેલી ધૂળમાં દર્શન કરવામાં મને આડું આવશે" આ ગદ્યમાંથી પણ તમને બહુ ઓછું સમજાય તો એ મુળ કાવ્યને આધારે લખાયું છે એટલું લક્ષમાં રાખવું. મનુષ્ય-પોતાના વિરાટ સ્વરૂપની કલ્પના કરે અને એ વિરાટ સ્વરૂપ સિદ્ધ થતાં 'પિતા' એને હસ્તામલકવત્ બની જાય. પણ પછી તો એ વિરાટ શરીર જ 'પિતા'નું દર્શન એનાથી લુપ્ત કરી નાંખે. પરિણામે જે દર્શન એને પહેલાં થતું હોય તે શૂન્યશેષ બની જાય. છતાં આ કાવ્યના શબ્દોને એમને શું કહેવું છે તે પૂછી જુઓ અને શબ્દો જેટલું કહે તેટલું સમજવા પ્રયત્ન કરો એટલે અવિશદતા કયાં છે અને કેટલી છે તે તરત જણાઇ આવશે. પહેલી બે પંકિત-ઓમાં મેલી બની એમ કહ્યું છે તે શું? પાંસુ? પછી પ્રાસાદ અને નાદ બંનેને અવરોધવાની વાત છે? બીજા ખંડમાં જહાંગીર તેજ જ્વાલામુખી સકળ લોકમાં રાજતા? પ્રદીપ વિચિમાલ્યશી એટલે કેવી? છેલ્લા ખંડમાં 'મુજ પદે પડયો!' ત્યાં પ્રશ્નાર્થ શા માટે છે? હું વિરાટ થયો એટલે તું પિતા છતાં મારે પગે પડયો!—આવો અર્થ ઉદ્દિષ્ટ છે? આ બધા પ્રશ્નો વાચકને ગૂંચવણમાં મૂકે છે. માનવી જેમ જેમ વિરાટ બનતો જાય તેમ ઈશ્વરથી એ વિમુખ બને એવો અર્થ અભિપ્રેત હોય એમ પણ લાગે છે.

આ પ્રમાણે સમગ્ર કાવ્યમાં વ્યાપક હોય એવી અસ્પષ્ટતા અહીં જણાય છે. એક પ્રશ્ન થાય છે કે આવી રીતે કાવ્યનું સર્જન થાય તેથી કવિને પોતાને સંતોષ થતો હશે ખરો ? જો કવિ પોતાના સર્જનને એક સામાન્ય વાચકની દૃષ્ટિથી સર્જ્યા પછી જોઇ જાય તો તો તેને સંતોષ થવાનો સંભવ નથી. પરંતુ કેટલાક કહે છે તેમ પ્રેરણાથી સંક્ષુબ્ધ બનેલા કવિ હાથમાં કલમ લઇ લખવા માંડે છે અને એની એ પ્રેરણા શબ્દ દેહે અવતરે એટલે કલમને હેઠી દઇ શાન્તિ અનુભવે છે એમ બનતું હોય તો તો કવિને સંતોષ થાય કે તે જાણવાનો પણ આપણને અવકાશ નથી રહેતો. કળાકારમાં જે તટસ્થતા જોઇએ એ તટસ્થતા કવિમાં હોય તે પછી પોતાનાં કાવ્યોને જોઇ જાય તો અવિશદતા દૂર થવાનો ઘણો સંભવ છે. અમે લખ્યું તે સ્વયંસિદ્ધ અથવા અમને તો वर्म्वैरर्थेवानुवर्तते એમ માનનારાઓ માટે તો કાંઇ કહેવાનુંજ નથી. એવાઓની અવિશદતાને તો જગત ગહનતા અને ઉંડાણ માનીને સત્કારશે અને પૂજશે પણ ખરૂં.

---

By poetry we mean not all writing in verse, not even all good writing in verse. Our definition excludes many metrical compositions which on other grounds deserve the highest praise. By poetry, we mean the art of employing words in such a manner, as to produce an illusion on the imagination, the art of doing by words, what the painter does dy means of colours. Macaulay.

# સમાલોચના

## આપણી કવિતા સમૃદ્ધિ

સંપાદક અને વિવરણ કર્તા
પ્રો. બળવંતરાય ક. ઠાકોર
૧૧. એ. લેમનર્મ રોડ. સારી. ૨-૦-૦

'આપણી કવિતા સમૃધ્ધિ' ની પહેલી આવૃત્તિને ગુજરાતે સારી રીતે સત્કારી. તેમજ એ આવૃત્તિ ખલાસ થતાં પ્રો. ઠાકોરે આ બીજી આવૃત્તિ બહાર પાડી. પહેલી આવૃત્તિ કરતાં બીજી આવૃત્તિમાં એમણે ઘણો ફેરફાર કર્યો છે. ૧૯૧૫ સુધીમાં જન્મેલા કવિઓને આ ગ્રન્થમાં સ્થાન આપવામાં આવ્યું છે નવા કવિઓ તરફ પ્રો. ઠાકોરે હૃદય ઉદાર રાખ્યું છે.

વિષય વૈવિધ્ય તેમજ છંદ વૈવિધ્ય ઉભયને સપ્રમાણ જાળવવા કોઇ કોઇ કવિમાંથી એમને ચાર ચાર કૃતિઓ લેવી પડી છે અને કોઇ કોઇ કવિમાંથી એકજ કૃતિ લઇ સંતોષ માનવો પડયો છે· આમ કરવા છતાંએ જોઇએ તેવું વૈવિધ્ય નથી જળવાયું એમ લાગે છે. લગભગ બધાજ કવિઓને આ સંગ્રહમાં સ્થાન આપવામાં આવ્યું છે. શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવે, શ્રી. રમણ વકીલ, શ્રી. નલીન ભટ્ટ, શ્રીમતી જ્યોત્સના શુકલ, શ્રીમતી ઊર્મિલા દવે, શ્રી. મૂળજીભાઇ પી. શાહ, આ કવિ કવિયિત્રીઓની એક પણ કૃતિ નથી લેવામાં આવી તે અચંબો પમાડે છે. સંગ્રહમાં જે કવિતાઓ લેવાઇ છે એમાં કેટલીક કવિતાઓ માત્ર કચરા જેવીજ છે. અને એ કચરા જેવી કવિતાઓ કરતાં આ એકેએક સર્જકની જોઇએ તેટલી કૃતિઓ વધારે સારી મળી શકી હોત. આ કવિ કવિયિત્રીઓને છોડી દેવાં જેવાં નહોતાં એટલોજ અમારો નમ્ર મત અમે અહીં રજૂ કરીએ છીએ

એ સાથે પ્રો. ઠાકોરે બીજા અનેક કવિઓમાંથી ખરેખરાં મોતી શોધીને પણ આપણને આપ્યાં છે. જે ધ્યાન જાણ્યેઅજાણ્યે કદાચ વાચક કે અભ્યાસીનું ન ખેંચાય તે ધ્યાન એ કાવ્યો તરફ આંગળી ચીંધીને સૌ કાવ્યરસિકોનું એમણે ખેંચ્યું છે. શ્રી. ઉપવાસીનું " આત્મ દીપોભવ ", શ્રી. ગણપતલાલ ભાવસારનું " દશરથનો

અંતકાળ" (આ કાવ્યની ચર્ચા પ્રો. ડોલરરાય માંકડે 'ઊર્મિ'ના એક અંકમાં કરી હતી અને વાચકોનું ધ્યાન પણ સારી રીતે એ કાવ્ય પ્રત્યે અનેક વર્ષ પહેલાં ખેંચાયું હતું.) શ્રી. શ્રીધરાણીનું "ભતવારીનું ગીત", શ્રી. પતીલનું "ન રહી !", જેવાં કાવ્યોને આ સંગ્રહમાં મૂકી–ગુજરાતી સાહિત્યમાં રેતીમાં દટાયેલાં મોતીને આપણી આંખ આગળ મૂકવા જેવું બનાવ્યું છે. આ 'સમૃદ્ધિ'માં કેટલાંક કાવ્યો એટલાં બધાં મામુલી છે કે જેને 'સમૃદ્ધિ' તરીકે ઓળખાવતાં પણ આપણે અચકાવું જોઇએ. એકેકેક કવિની એકએક કૃતિ લેવાથી સર્વોત્તમ કાવ્યો–કે બને તેટલાં સર્વાંગ સુંદર કાવ્યોનો સંગ્રહ પણ સહેલાઇથી બની શક્યો હોત. કારણ કે સર્વાંગ સુંદર કાવ્યો પણ વિરલ હોય છે તેમ તે કાવ્યો વચ્ચે સામ્ય હોવું એ પણ એટલુંજ વિરલ છે. દૃષ્ટાંત તરીકે પ્રો. ઠાકોરનું 'રેવા' એકજ 'સમૃદ્ધિ'ને લાયક કાવ્ય ગણાવી શકાય. કવિશ્રી ખબરદારનું "અતિ ઊંડા પવિત્ર", નર્મદ, નવલરામ, ખેંગાર, બાલાશંકર, શ્રીધરાણી, ત્રિ. ગો. વ્યાસ, કે. હ. ભટ્ટ, કરાણી, ઉમાશંકર, ન્હાનાલાલ, સુંદરમ્ (ભલે ઊગ્યાં વિશ્વે), લલિત, છોટાલાલ ભટ્ટ, અને બાદરાયણ માત્ર આટલાજ કવિઓમાંથી એમણે સમૃદ્ધિ તરીકે ઓળખાવી શકાય એવાં કાવ્યોની પસંદગી કરી છે. બીજાં ખરાબ છે એમ કહેવાનો અમારો આશય નથી. પણ તે તે કાવ્યોને ગુજરાતી સાહિત્યની કાવ્યસમૃદ્ધિના પ્રતિનિધિ કાવ્યો તરીકે ઓળખાવી શકાય એવાં નથી. અને એજ કવિઓની બીજી એવી અનેક કૃતિઓ છે કે જે આ લેવાયેલી કૃતિઓ કરતાં ઘણી દરજ્જે ઊંચી છે. પણ એ તો સંપાદકની જેવી રસદૃષ્ટિ તેવી તેમની શોધ. કેટલાક કવિઓની વધારે કૃતિઓ લેવાના મોહમાં નબળાં કાવ્યો પણ એમણે લઇ લીધાં છે. પણ એ તો ખોબે ખોબે મોતી વીણવાં હોય તો સંભવિત છે કે કચરો અને પથરા પણ એ ખોબામાં આવી જાય !

કેટલાંક કાવ્યો પ્રો. ઠાકોરે ટીકા પૂરતાંજ લીધાં હોય એમ પણ લાગે છે અથવા તો કાવ્યને ન સમજી શકવાથી ગેરવાજબી ટીકા ...ું એમણે કરી હોય. કવિશ્રી ખબરદારનાં કાવ્યોનું દૃષ્ટાંત મોજૂદ ... "ગુજરાતી"ના દિવાળી અંકમાં કવિશ્રી ખબરદારે આ એમનાં

બે કાવ્યો અંગે સ્પષ્ટીકરણ કરી અને પ્રો. ઠાકોરે કરેલી ટીકા ખોટી છે એમ દેખાડ્યું છે. એટલે અહીં આ કાવ્યોની વિગતમાં ન ઉતરતાં રસિક વાચકોને એ અંકમાં એ લેખ-વાંચી જવાનીજ વિનંતી કરીએ છીએ. એ બંને કાવ્યો પર પ્રો. ઠાકોરે અનર્થ ખોટી ટીકા કરી છે તે સત્ય છે. એ સત્યની અહીં માત્ર નોંધજ લઇએ છીએ. 'અમલ' જેવા શબ્દનો અર્થ પ્રો. ઠાકોરે વિચિત્ર કરેલો છે. જ્યારે ખુદ પ્રેમાનંદની પણ એક પંક્તિ છે કે 'અમલ કમળ લેવા માનવી ધન્ય આવે." આવીજ ટીકા-એમણે ખોટાદકર તેમજ ન્હાનાલાલ તેમજ એમના સમોન્વડ અન્ય કવિઓ પર કરેલી છે તે પ્રશંસનીય નથી. બેશક વાજબી ટીકા હોય તેને અંગે અમારે કશુંજ કહેવાનું નથી પણ આ ટીકાઓમાં તો એમણે ટીકા કરવામાં જેટલો શ્રમ લીધો છે એટલો શ્રમ જો એમણે એ કાવ્યોને સમજવામાં લીધો હોત તો એજ કાવ્યોને એઓ જરૂર ન્યાય આપી શક્યા હોત. બીજું– એ કે જો એમને એ કાવ્યો પર કડક ટીકા કરવા જેવુંજ લાગ્યું તો એ કાવ્યોને એઓ કયી નીતિથી 'સમૃદ્ધિ' તરીકે ઓળખાવવા લલચાયા ? એટલે કે જો એમને એવુંજ લાગતું હોત, ભલે પછી સાચું કે ખોટું પણ એમણે એ કાવ્યોને લેવાંજ ન્હોતાં.

આ સિવાય એમણે કેટલાંક કાવ્યો સુધાર્યાં છે. સુધાર્યાં છે તે એટલી હદ સુધીનાં કે સમૂળગાં જેવાં ફેરવવાના પ્રયત્ન કર્યા છે. પણ એમ કરવાનો એમને અધિકાર નહોતો. કવિની જેવી કૃતિ હોય તેવીજ એમણે લેવી હોય તો લે અને જોઇએ તો નહિ લે. પણ તે કવિની વગર પરવાનગીએજ આમ આટલી હદ સુધીના સુધારા કરવા એ તદ્દન ગેરવાજબી છે. કદાચ એકાદ શબ્દનો સુધારો હોય તોયે અમે માની લઇએ કે મુરબ્બીપણાનો હક્ક ભોગવતા હશે. એમણે અમારૂં (શ્રી. કોલકનું "અમે કવિ !") સોનેટ સુધાર્યું છે. મૂળ વસ્તુ એ છે કે લેખક સોનેટ અંગેનાં બંધનોને ચુસ્ત રીતે માનનો હોય–અને એમના સોનેટને પછી જાહેરમાં એવી રીતે મૂકવું કે જેમાં કર્તાએ સોનેટમા કશાંયે બંધન પાળ્યાં ન હોય, એ અતિ

શોચનીય છે એઓએ એ સોનેટને સુધાર્યું છે કે બગાડ્યું છે એ સ્પષ્ટ કરવા અમે મૂળ કાવ્યમાંનીજ પંક્તિઓ નીચે મૂકીએ છીએ.

મને "કવિ" કહું ? ન કો કવિ જગે થયો નિર્મળો :
અનંત ભુવને યુગોયુગથી જે કવે એકલો
મહા જીવનસ્રોતની અગણ ઊર્મિંમાલે ગ્રહી
અખુટ રસપ્રેરણા, અમર વિશ્વ કાવ્યો રચી :
અમે સહુ તરંગ તે ચિર પ્રવાહ કેરા અહીં
જરી ઉછળી ભાંગિયે, "કવિ" રહ્યા અમે ક્યાં પછી ?

આ પંક્તિઓ પ્રો. ઠાકોરને ન રૂચી. એમાં એમને અર્થ સ્પષ્ટ નીકળતો ન લાગ્યો. અને એટલા માટે એમણે આ સોનેટની ઉપર જણાવેલી પંક્તિઓ સુધારી. હવે એ સુધારેલી પંક્તિઓ નીચેજ આપીએ છીએ.

મ્હને 'કવિ' કહું ? ન કો કવિ થયો જગે નિર્મળ
–અનંત ભુવને અનંત યુગથી કવે એકલ,
મહા જિવનસ્રોતની અગણ ઊર્મિંમાલા તણી
અખુટ રસ પ્રેરણા, અમર વિશ્વ કવિ ચેતન :
તરંગ ઉડતા અમે સહુ તિહાં પ્રવાહે ક્ષણ,
ઉડી ઉછળિ ભાંગિયે; અવર શક્તિ શી અમ તણી !

આ બને ઉતારા પરથી વાચક અહીં જોઇ શકશે કે એમણે શું સુધાર્યું છે મૂળ કાવ્યમાં છંદોભંગ નથી કર્યો ત્યારે આ સુધારામાં એમણે છંદોભંગ કર્યો છે. 'મહા જીવનસ્રોતની અગણ ઊર્મિંમાલે ગ્રહી અખુટ રસ પ્રેરણા' એટલે કે મહા જીવનસ્રોતની અગણ ઊર્મિંઓમાંથી જે અખુટ રસપ્રેરણા મેળવે છે. અનંત ભુવનમાં જે યુગોયુગથી આવી પ્રેરણા મેળવી અમર વિશ્વ કાવ્યો રચીને કવે છે, તે કવિ. આટલો અન્વય સ્પષ્ટ છે. છતાંયે એમાં જે સુધારો થયો છે તેનાથી વધારે સ્પષ્ટતા મળે છે કે અસ્પષ્ટતા મળે છે તે જોઇએ.

બીજી પંક્તિનો અન્વય અનંત ભુવને અનંત યુગથી એકલો કવે છે. હવે ત્રીજી અને ચોથી પંક્તિમાં પ્રેરણા સુધી (અલ્પ વિરામ છે) માં શો અન્વય થાય છે ? 'મહા જીવનસ્રોતની અગણ ઊર્મિંમાલા તણી અખુટ રસ પ્રેરણા" આ પંક્તિને એની ઉપરની કે નીચેની કોઇ પણ પંક્તિ સાથે શો સંબંધ છે.

તે મુરબ્બી ઠાકોર સાહેબ અમને દેખાડશે? અને એના પછી "અમર વિશ્વ કવિ ચેતન" એટલે શું ? વિશ્વ કવિ અમર ચેતન છે એમ અર્થ લેવો ? કે એ અમર વિશ્વ કવિ ચેતન છે એ અર્થ ? અને આમ બીજી, ત્રીજી અને ચોથી એ ત્રણે પંક્તિઓને વાંચવાથી કયું ક્રિયાપદ આ ત્રણે પંક્તિઓની સમગ્ર અસર ઉપજાવે છે ? સુધારા પ્રમાણે જે અર્થ નીકળે છે તે એજ કે, "ઉર્મિમાલા તણી અખુટ રસપ્રેરણા કવે છે ?" પણ જે સર્વનામથી જે અર્થ સ્પષ્ટ તરત થાય છે તે નથી થતો અને એનો આધાર ઉપર જણાવ્યું તેમ "અમર વિશ્વ કવિ ચેતન" એ પંક્તિ ઉપરજ નભે. તે ઉપરાંત છેલ્લી પંક્તિમાં "કવિ રણ્ા અમે ક્યાં પછી ?" અને "અવર શક્તિ શી અમ તણી ?" એમાં આ બે પંક્તિઓથી જુદો અર્થ નીકળે છે. તદુપરાંત "અમ" એટલેજ "અમારી" એમાંજ "તણી"નો અર્થ સમાયેલો છે પછી "તણી" મૂકવાની શી જરૂર ? સત્ય હકીકત તો એ છે કે આ પ્રમાણે સુધારો કર્યા પછી પ્રો. ઠાકોર ટિપ્પણમાં લખે છે કે જુઓ એમનો સુધારો સારો કે મૂળ કાવ્યમાં છે તે ખરૂં ? મૂળ કાવ્યને હોય તેમજ છાપવું જોઇએ અને કંઇ સૂચન હોત તો એઓ ટિપ્પણમાં કરી શકત. મૂળ કાવ્યના પ્રાસને તોડી નાખવા, એમાં છંદોભંગ કરવા અને ઉપર જણાવ્યા તેમ દોષ કરવા અને એને સુધારાનું નામ આપનાર પ્રો. ઠાકોર એટલું સમજશે તોયે બસ છે કે સોનેટની કારીગિરીમાં તમારો હાથ ચાલી શકે એમ નથી જેવાં હોય તેવાં અમારાં સોનેટ રહેવા દો. ગુજરાતની જનતાને ગમશે તો વાંચશે, નહિ તો ફેંકી દેશે.

આ બે મહત્વની ચર્ચા કર્યા પછી એ સંગ્રહ માટે કશું કહેવાનું નથી. આવા પ્રકારના સંગ્રહોમાં એનું સ્થાન પણ ચોક્કસ સારી કક્ષાએ છેજ. એકંદરે એમના સમકાલીન કવિઓ પર કરેલી ગેરવાજબી ટીકાઓ અને પોતાના કવિશિષ્યો પર રેડેલી મીઠી ચાંદની જેવી માત્ર પ્રશંસા–આ બે મુખ્ય દોષ બાદ કરતાં અને વગર હકે પણ કરેલા સુધારાઓ ક્ષમ્ય કરતાં આ સંગ્રહમાં જે કંઇ રહે છે તે માટે ગુજરાત એમનું ઋણી છે.

મગનલાલ લાલભાઇ દેસાઇ

# દિગંત

લેખક:-મોહિનીચંદ્ર
પ્રકાશક નવચેતન સાહિત્ય મંદિર
કિંમત રૂા. ૧ ૪.

આ દશ લઘુવાર્તાના ગ્રન્થમાં લેખકે નવીનતા દાખલ કરી છે. પ્રત્યેક વાર્તાની શરૂઆત વિષયને અનુરૂપ પદ્યકૃતિ, અને વિષય, વસ્તુ તથા સિદ્ધાંતને પ્રતિપાદન કરતી નાન્દીથી કરવામાં આવી છે કલામય નવીનતા હમેશાં આવકારદાયકજ હોય. પરંતુ જે વાર્તાઓ માટે પદ્યકૃતિ કે નાન્દી લખાઇ છે તેની વાર્તા તરીકે પહેલા પરીક્ષા કરવાની જરૂર છે.

લઘુવાર્તા વિશેનો પદ્યશીલ સુંદર નિબંધ વાંચતા હર્ષ થાય તેવું છે પરંતુ વાર્તાઓ વાંચતાં જુદોજ અનુભવ થાય છે. નવલ વાર્તા જેટલો વિશાળપટ ટુંકીવાર્તામાં ન હોવાથી ટુંકીવાર્તાના આ લેખનમાં કલાકૌશલ્યની ખુબ જરૂર પડે છે. દીર્ઘસૂત્રતા કે અનાવશ્યક પ્રસંગોથી કલાશૈથિલ્ય થાય એટલેજ ટુંકી વાર્તાની સંક્ષિપ્તતા ( Brvity) એ આવશ્યક ગુણ છે. તેથીજ ટુંકી વાર્તામાં સંયમની બહુ જરૂર છે. આ ખામી આ વાર્તાસંગ્રહમાં જોવામાં આવે છે. 'ચાર આંખો'માં જ્યારે લેખક ખુણા ઉપર નિબંધજેવું લખતા હોય કે ફુવારાનું તત્વજ્ઞાન સમજાવતા હોય ત્યારે વાર્તા છે એમ ભૂલી જવાય છે-લેખક અને વાંચકથી આવી રસક્ષતિ ટુંકીવાર્તામાં ન ચાલે.

પણ આથીય વિશેષ દોષ ભાસે છે પાત્રસર્જનમાં. પ્રતિભાશાળી લેખક પાત્ર સર્જતી વેળા પાત્ર સાથે તાદાત્મ્ય અનુભવે છે. પણ એથી ઉલટું આમાંની ઘણી વાર્તામાં લેખક પાત્રને રમકડાં માફક પોતાની ઇચ્છા મુજબ નચાવતા હોય એમ લાગે છે એથીજ પ્રસંગો પણ સ્વભાવિક બનતાં હોય તેમ નથી લાગતું. વિચારો ગૂંથવા પ્રસંગ ઉપજાવતા હોય એમ લાગે છે. ખરૂં જોતાં પ્રસંગગૂંથણીમાં વાર્તા લેખકની સર્જકકલ્પનાનો અભાવ લાગે છે. આથી પાત્રો તેજસ્વી કે ચેતનવન્તા નથી બનતાં. વાર્તા વાંચી રહ્યા પછી એમ લાગે છે કે પોતાના વિચારોને લેખક પ્રયત્નપૂર્વક વાર્તાદ્વારા રેફ્રેડ કરવા માગે છે. નૈસર્ગિક કલાનો અભાવ આને લઇને છે. એક દાખલો લઇએ

Miseries do not come singly but come in battalions એ વિચાર લેખકને વાર્તામાં ગૂંથવો છે. એથી એમને માંદગી, અકસ્માત, ભયંકર રોગના સાધનો મળે છે અને આકસ્મિક રીતેજ એકાએક વિપત્તિઓ પાત્ર ઉપર આવી ચડે છે. આ પ્રસંગે કલાનો એક સિદ્ધાંત ચર્ચવા જેવો લાગે છે. સાહિત્ય વિવેચનના સિદ્ધાંતોમાં એબરક્રોમ્બે કહે છે તેમ કેવળ અકસ્માત કળાનો શત્રુ છે. જીવનમાં કેવળ અકસ્માતોથી દુઃખો શક્ય છે પરંતુ સાહિત્યસૃષ્ટિમાંથી અકસ્માતને હાંકી કાઢવો જોઇએ આને લીધેજ વાર્તાઓમાં જ્યાં આ રીતે લેખક કરૂણરસ ઉત્પન્ન કરવા માગે છે ત્યાં સચોટ અસર થતી નથી.

અત્યારના જમાનામાં ઓછી પ્રચલિત એવી સામાજિક રૂઢિઓ ઘણી વાર્તામાં ગૂંથે છે એથી એમાં આજે રસ નથી આવતો. સાસુવહુ અને દેરાણી જેઠાણીના કલહો અત્યારે ઓછા થયા નથી? પણ જૂની રૂઢિ સાથે અર્વાચીન જીવનના તાણાવાણા ગૂંથવામાં અનૌચિત્ય લાગે છે. વિમુવિદ્યા અર્વાચીન હોય છતાંય રૂપી સાસુઢાવે એને મારતી હોય એ વિચિત્ર લાગે.

પ્રસંગોમાં વૈવિધ્યની ખામીને લીધે પણ નીરસતા આવે છે. જોબર પોતાની નીચેના મિલના કામદારોને હેરાન કરે એવા અનેક પ્રસંગો વારંવાર જુદી વાર્તાઓનાં દેખાય એથી કંટાળો આવે. એવીજ રીતે બે ત્રણ વાર્તામાં દુઃખી માણસને જોઇ એનું કારણ શોધવા કોઇ યુવાન વિવેકભરી રીતે એનુ હૃદય ખાલી થશે એમ કહી એના વીતકો કહેવા આગ્રહ કરે અને થોડી આનાકાની પછી દુઃખી માણસ આત્મકથા કહે એ રીત પણ પુનરાવૃત્તિથી કંટાળો ઉપજાવે.

એ સિવાય તરી આવતો દોષ છે અસંભવિતતાનો. પણ આ દોષને તો લેખકે દોષ તરીકે ગણ્યો નથી. પ્રસ્તાવનામાં લેખક કહે છે સંભવાસંભવ ભેદ પાડવાની જરૂર નથી. અૅરેબિયન નાઇટ્સ

અસંભવિત પ્રસંગોથીજ પૂર્ણ હોવા છતાં રસિક થઇ પડે છે એ દાખલો આપી લેખક પોતાના મતને ટેકો આપે છે. આ ભ્રમણા દૂર થવાની જરૂર છે. વાસ્તવિક સૃષ્ટિ લેખક ચીતરતો હોય ત્યારે અસંભવદોષ ન ચલાવી લેવાય પણ કલ્પનાથી 'નિયતિકૃત નિયમરહિત સૃષ્ટિ' રચવાનો લેખકને અધિકાર છે. પણ 'એક પગ વિધિની સૃષ્ટિમાં અને બીજો પગ એ સૃષ્ટિની બહાર એમ રાખીને નટખેલ કરવાનો અધિકાર લેખકને નથી.'આની સબળચર્ચા શ્રી.નરસિંહરાવભાઇ-એ 'મનોમુકુર' ગ્રન્થ પહેલામાં 'કવિતામાં અસંભવદોષ' માં કરી છે. આ માન્યતાને લીધેજ 'દાતણવાળી' અને બીજી વાર્તાઓમાં પણ અસંભવદોષ તરી આવે છે

'ગંગા' માં તો મામાવાળો પ્રસંગ કાઢી નાખીએ એટલે નરસિંહરાવભાઇની કવિતા 'કારાગૃહમાંથી વિધવા' ગદ્યમાં મૂકાઇ હોય એમ લાગે.

આ બધી વાર્તાઓમાંથી 'ચિરંતન' અને 'દિવાળી' તરી આવે તેમ છે 'ચિરંતન'ને તો વાર્તા ન કહીએ તો પણ ચાલે કારણ કે એમાં મુગ્ધવિરહી પતિનું માનસજ માત્ર ચીતર્યું છે. હૃદયની લાગણીઓ સરસ રીતે એમાં આલેખી છે. 'દીવાળી' માં પણ જુદા જુદા છ વાસ્તવિક દૃષ્ટિકોણ બતાવ્યા છે. અને તે પણ કુશળતાથીજ. બાળકોની નિર્દોષતા બતાવી છે એ ખરેખર યોગ્યજ છે આ ઉપરાંત પણ એમનું કાવ્યત્વ વાર્તાઓમાં ઘણીવાર ઝળકી ઉઠે છે. અને એમના તેજસ્વી વિચારો પણ આકર્ષે તેવા છે. માત્ર વાર્તાલેખે જ એની કિંમત નથી. વાર્તા કહેવાની સરળશૈલીજ લેખકને લભ્ય નથી. સંસ્કૃતપ્રચુર અને કલ્પનાપૂર્ણ શૈલી તો કાવ્યમાંજ શોભે.

પણ પ્રસ્તાવનામાંજ લેખક નિખાલસ ભાવે સ્પષ્ટ કહે છે કે ટુંકી વાર્તાનું આલેખન એમનો વ્યવસાય ન હતો શોખ પણ ન હતો. 'પ્રજાબંધુ' ની એમની કામગીરી દરમિયાન એમણે ટુંકી વાર્તાઓ રચેલી આ ઉપરથી ઉપર્યુક્ત ટુંકી વાર્તા તરીકેની ક્ષતિઓનું સમાધાન થઇ શકે તેમ છે.

પ્રો. અમૃતલાલ ભ. યાજ્ઞિક એમ. એ.

## શતદલ

કર્તા અને પ્રકાશક ઇંદુલાલ ગાંધી
સમરસેટ સ્ટ્રીટ કેમ્પ–કરાંચી ૧–૦–૦

આ એકજ વર્ષમાં શ્રી. ઇન્દુલાલ ગાંધી તરફથી આપણને બે કાવ્ય સંગ્રહો મળે છે. તેમાં પહેલો સંગ્રહ આ 'શતદલ' જે મુક્તકોનો તથા કેટલાંક કાવ્યોનો સંગ્રહ છે અને બીજો સંગ્રહ 'ગોરસી'. 'ગોરસી'ની સમાલોચના વિસ્તારથી આવતા અંકમાં આપીશું એટલે અહીં તો ફક્ત 'શતદલ'નાંજ કાવ્ય કુસુમોનું સૌન્દર્ય જોઇશું.

અત્યાર સુધી ખાસ કરીને આપણા સામયિક તંત્રીઓ અથવા કવિઓ સામયિકોમાં કે પુસ્તકોમાં પૃષ્ઠ પૂરકમાં જ આ મુક્તકોને સ્થાન આપતા આપણા આ કવિએ એટલો બધો અન્યાય મુક્તકોને ન કરતાં પાને પાને મુક્તક મૂકી તેમને કવિતા સાહિત્યમાં મોંઘેરું સ્થાન આપ્યું છે.

બધાં થઇને સો મુક્તકોમાં કેટલાંક સારાં લાંબાં કાવ્યો છે ત્યારે કેટલાંક મજેનાં ઊર્મિગીતો છે. એટલે આ બધાંજ મુક્તકો નથી.

દીવે પ્રગટતી અનેક દીપમાલિકાઓ નવી,
અસંખ્ય ફુલપાંખડી ઉઘડતી નવાં પંકજે.

આમ આ પાંખડીઓ પણ ઉઘડીને આપણને મળી છે. એમાં પંકજ કોણ? કવિપંકજની આ પાંખડીઓ ઉઘડી છે. અને એ પાંખડીઓનું જ પંકજ, તેવીજ રીતે આ કાવ્યોના એકાત્મ તેજ આપણા કવિ. પણ કવિ તો 'કવિ–કવિતા' મુક્તકમાં લખે છે.

ફગાવી દો તુચ્છ પ્રમાણ ચીંથરાં
પડી શી અમને કીરતિ પરાગની?
નથી કવિતા પગચંપી કાજે:
અમે રખાતો નથી રંગરાગની.

કવિએ અહીં એકઠાં કરેલા ઘણાંખરાં મુક્તકો ઉષા પર છે. કેટલાંક 'કવિતા અને 'કવિ' પર છે અને કેટલાક ઇતર વિષયો પર છે. 'પાની' શબ્દ વગર તો શ્રી ઇન્દુલાલને ચાલે કેમ?

'ઝાની શ્રધ્ધા', 'અપૂર્ણ તું,' 'કફન', 'કવિ–કવિતા,' 'પાનીઓ ભીની', 'ઉષા–હુશિયારી,' 'સાંધ્યદીપ,' 'કહેશો,' 'ચોરી,' 'ફીધુ ત્યાં

તો', 'સાવરણીને', 'કળા ઓઢી', 'ની'દર એની', 'શમને', 'દર્પણનું હાસ્ય', 'ગુલાબી પાનીએ,' 'નવી આશા,' 'થાકેલી પાની,' 'સોનારજ,' 'નૃત્ય જોયા પછી', 'મારું આટલું', 'રાધા', 'મીરાં', 'કશો નથી મેળ છતાં', 'કૃષ્ણને', 'શોકને શોધવા' 'આવી' 'અગાશીએ,' 'ઘડિયાળે' 'શિખરિણી,' 'વજ્ર ચપાટ', 'પંથ પ્યાસી', અને 'મહેફિલો આખરી' કાવ્યો મઝેનાં છે.

'સુધતાઇનું એક ચિત્ર' મુકતકમાંજ કવિએ કહ્યું છે,
'ધીરે ધીરે ઊડણ કરવું એ નથી છંદગાની.'

અને આપણા આ કવિએ પણ સાહિત્યજીવનમા ધીરે ધીરે ઉડણ નથી કર્યું એ સ્પષ્ટ છે. આજ સુધીમાં એમણે નવેક ગ્રંથો ગુજરાતને આપ્યા તે પ્રશંસનીય છે.

ઘણા મુકતકોમાં સરસ કલ્પનાઓ કવિએ કરેલી છે. સુંદર ચિત્રો આપણી આંખ સમક્ષ પણ ઉભાં રહે છે. એટલી સફળતા સાથે એ મુકતકો આલેખાયેલાં છે.

બાંધીને કિરણોની ભારી
જો આવે ઉષા-કઠિયારી. (ઉષા-કઠિયારી)

*

ને સંધ્યા લઇ જીવનજ્યોતિ
રજનીના કાદવને ધોતી
જતી'તી કોમળ અંતરની
આશા જેવાં ચાંદરણાં જોતી. (સાંધ્યદીપ)

*

અચિંતવી વજ્રચપાટ વાગતાં
થવાઇ આકાશ પડયું ધરાપરે:
ક્ષિતિજની કારમી કિકિયારીએ
ભર્યાં ઉષાલોચન એકસામટાં!

કટકા કરી કનકઓઢણીના ઉષાએ
નભ જખમપે પીળી પટ્ટી મૂકેલ પ્રકાશની

(વજ્રચપાટ)

આ તેમજ આવાં બીજા કેટલાંક મુક્તકોમાં સ્પષ્ટ ચિત્રો આપણી આંખ આગળ દેખાય છે. અને કેટલાંક મુક્તકોમાં એવું પણ બન્યું છે કે જ્યાં કોઈ સરસ ચિત્ર આપણે જોવાને ઉત્સુક થઈએ છીએ ત્યાં એક યા બીજા કારણે ચિત્ર તૂટી પણ જાય છે. "હૈયાની મૂડી" એજ કાવ્યમાં પ્રથમ કડીમાં કવિ કેઇ સરસ ચિત્રની શરૂઆત કરતા હોય એમ આપણને લાગે છે

સૂના સરોવરની પાળ બોલતી રે,
'કોણે ઘોયા કંકુમના રંગ,
સોનાની ચૂડી કોની તૂટી રે ?'

પછી એને આંબાડાળ જવાબ આપે છે 'જેણે મૂક્યા અડાણે ઉમંગ હૈયાની મૂડી જેની ખૂટી રે'' આ કાવ્યમાં હૃદય છરી લે તેવી પાછળની કડી નથી. જે ચિત્ર દોરી કવિ જવાબની અપેક્ષા રાખે છે તે કડી આગળની કડી કરતાં વધારે ચિત્ર-રંગી કલ્પના રંગી જોઈએ અને ત્યારેજ વાચકના મન પર કાવ્યની જાદૂઈ અસર થાય. એવીજ સરળતાવાળું અને સુંદર અસર ઉપજાવતું એક ઘણુંજ સરસ મુક્તક 'ઘડૈયાને' લ્યો.

ધીરે ઘડજે ઘડૈયા, મારા ઘાટ નવા,
તારી ટાઢી એરણ, મારું હૈયુ ઉનું:
હળવે હાથે તું કરજે હથોડીના ઘા
મારે નવલું ઘડાવું, તારે રહેવું જૂનું.

આ આખું મુક્તક સર્વાંગ સુંદર છે એમાં જે ધ્વનિ રાખવામાં આવ્યો છે તે ધ્વનિ પણ વાચક વાંચતાં વારજ સમજી શકે છે. એટલુંજ નહિ પણ મન પર પણ એની અસર રહી જાય છે.

'રાધા' અને 'મીરાં' એ બે કાવ્યો 'મિશ્રોપજાતિ' માં સરલ આલેખાયેલાં છે. 'મીરાં' માં કવિ નિર્જન કેડીઓમાં ફરતાં પણ કેટલા આશાવાદી રહે છે તે એમણેજ કહ્યું છે,

સંસારની નિર્જન કેડીઓમાં
તને મળ્યાંતાં પગલાં પ્રભુનાં.

એવીજ 'આશાનો બીજો નૂર એમણે 'નવી આશા' એ મુક્તકમાં બતાવ્યો છે. નીંદરપરી કવિરાજને આવી, પૂછે છે કે હજુ સુધી તમે કેમ સૂતા નથી ! કવિરાજ જવાબમાં એટલુંજ કહે છે કે હજી મારી કડી પૂરી થતી નથી. નીંદરપરી ત્યાં એટલોજ ઉત્તર વાળે છે.

'અધૂરી કડીને પૂરી કરવા રોકાશો નહિ,
અધૂરીમાં રહેલો નવી આશાનો અવાજ!

'અનાશ્રયા' કાવ્યમાં પણ કવિએ ચાતુર્યથી એક સરસ વિષયને ગુંથ્યો છે. ગુડ્સ ટ્રેનની અંદર એક મહાજન પ્રતિનિધિ એક વિધવા બાઇ કે જેની પાસે થોડા સમય પહેલ જન્મેલું બાળક છે એને મળે છે. મહાજન એ બાઇને સલાહ આપે છે; "તારૂં આ છોકરૂં અમને સોંપી દે-અમે એને ઉછેરીશું. તું પછી કોઇ બીજો આશ્રમ શોધી લેજે. આમ તારૂં આ પાપ પણ છુપાઇ રહેશે." પણ બાઇ ત્યાં ચાર પંક્તિઓમાંજ જવાબ આપે છે. હવે જવાબમાં માતૃત્વના અગાધ પ્રેમની લાગણી પાપી હૃદયમાં પણ કેટલી હોય છે તે કવિએ પણ ઘણી સરસ રીતે વ્યક્ત કરેલું છે.

"જુઓને હેં, હવે તો હું ચવાણી ચોક-ચોતરે
ઢાંકીને એ બધું શાને કરેલાં પાપ બેવડું?
તપશ્ચર્યા તણાં તેજે હણ્યું'તું દુઃખ આંધળું,
હણાએલી બધાંથી હું માતૃત્વ શીદને હણું?"

આ તથા આવાં બીજાં અનેક કાવ્યો તથા મુક્તકો આપણને સારી રીતે આ સંગ્રહમાં મળશે. પણ તે સાથે એક અગત્યની નોંધ કરવાની છે શ્રી. ઇન્દુલાલે આ સંગ્રહમાં કાવ્યો પ્રતિ વધારે બેપરવાઇ બતાવી છે. જોઇએ તેટલા છંદોભંગ, યતિભંગ, અને શબ્દોના અંગોની તોડફોડ આ ગ્રંથમાંથી મળશે જે દોષ એમના આગળના ગ્રંથ 'ખંડિત મૂર્તિઓ'માં નહોતા. આમ કેટલીક જગાએ છંદોભંગ કે યતિભંગ થતાં કાવ્યની અસર પણ મરી જાય છે પણ સહેજ બેપરવાઇ ઓછી કરી હોત તો એઓ ઘણી સહેલાઇથી આ દોષ ટાળી શકયા હોત. કાવ્યની ખુબી તો કાવ્યને સર્વાંગ સુંદર બનાવવામાં છે. ગમે તેવી સુંદર સ્ત્રી હોય તોયે તે સર્વાંગ સુંદર હોય તોજ તે મનને છાજે છે. વીસમી સદીની સુંદરીઓ નખને પણ અતિ સુંદર બનાવવા કેટલી કાળજી લે છે! અને તે કાળજી માત્ર નખને પણ અતિ સુન્દર રાખવા માટેજ. મતલબમાં સર્વાંગ સુંદરતામાંજ આત્માની સુંદરતાને વધારે થશ છે.

મગનલાલ લાલભાઇ દેસાઇ

જતિ

કર્તા. ડૉ. એમ. એ. સુરૈયા, એન્ટિક ચેમ્બરઃ
૨૭, એપોલો પિયર, મુંબઇ. કિંમત ૨-૮-૦

ગોલ્ડસ્મીથની અંગ્રેજી કવિતા "હરમીટ" અંગ્રેજી સાહિત્યમાં ખુબ જાણીતી છે. કવિતાના રસિકોએ એ કવિતાને મોઢે પણ કરી હશે. એજ કવિતાનુ શબ્દશઃ મૂળની કળા અને ભાવ એ ઉભયને જાળવતુ ભાષાન્તર ડૉ. સુરૈયાએ આપણને "જતિ" કાવ્યમાં આપ્યું છે આવાં સફળ ભાષાન્તરો ગુજરાતીમાં ગાંડયાં ગાંડયાજ છે અને અને તે સ્થિતિમાં આ ભાષાન્તરને અમે અન્તઃકરણથી સત્કારીએ છીએ. એના કર્તા આ કાવ્યમાં મૂળ કાવ્યના ભાષાન્તરને અનુકૂળ એવો પ્રવાહી છંદ સવૈયા વાપરીને આખા કાવ્યને ખરેખર એક વખત જીભ પર રમતું કરી મુકે એવું કર્તાએ બનાવ્યુ છે.આખુ કાવ્ય ફરી ફરીને આપણને વાંચવું ગમે છે એજ એની સફળતા એટલુંજ નહિ પણ આ ભાષાન્તર ધીમે ધીમે જનતામાં પણ સારી રીતે પ્રસરસે.

## સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી રૂપેરી મહોત્સવ અંક

સંપાદક **શ્રી. વિ. ર. ત્રિવેદી** એમ. એ.
એમ. ટી. બી. કોલેજ (સુરત)
અંગ્રેજી અને ગુજરાતી ના અધ્યાપકઃ પ્રકાશકઃ સાર્વજનિક
એજ્યુકેશન સોસાયટી. આથવા લાઇન્સ સુરત.

'સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી' સુરત, એ સંસ્થાનો ૧૯૧૨ થી ૧૯૩૭ સુધીનો અહેવાલ આ રૂપેરી મહોત્સવ પ્રસંગે સંસ્થા તરફથી પ્રસિધ્ધ થયો છે. સંસ્થાના ધુરન્ધર કાર્યકરોની નામાવલીમાં અનેક વ્યકિતઓએ જાહેર જીવનમાં પણ સારો ફાળો આપેલો છે એ ઉપરાંત આ સંસ્થા તરફથી બીજી ઇતરપ્રવૃત્તિઓ, કન્યાશાળા, હાઇસ્કૂલ, તેમજ કોલેજ એ સૌ સંસ્થાઓનો એમના સચાલકોનો અને સહકાર્યકરોનો પણ પરિચય એમાં આપવામાં આવ્યો છે. બસો પાનાના આ ગ્રન્થમાં સંસ્થાનો સંપૂર્ણ ઇતિહાસ મળે છે. આખો ગ્રન્થ અંગ્રેજી ભાષામાં છે. ગુજરાતની થોડીઘણી સારી સંસ્થાઓમાં આ સંસ્થાનો ઇતિહાસ પણ નોંધવા જેવો છે.

## ગતિ રેખા

સંપાદકઃ જયન્તિ દલાલ 'ગતિ' ગ્રન્થમાળા

જુલાઇ ૧૯૩૯ થી અમદાવાદમાંથી આ 'ગતિ' ગ્રન્થમાળા અને રેખા નામનું 'માસિક' શરૂ કરવામાં આવ્યાં છે. અત્યાર સુધી આ બન્ને પ્રવૃત્તિઓ નિયમીત રહી છે. 'રેખા' માં સામાન્ય જનતાને પણ આકર્ષે એવા લેખો એના એકેક અંકમાં આવ્યા છે. ઇતિહાસ ઉપર પણ મનનીય લેખો છે અને શ્રી. ચકોરનાં કેટલાંક કટાક્ષ ચિત્રો પણ આ માસિકનું ખાસ આકર્ષણ છે. સાડાત્રણ રૂપિયાના લવાજમમાં રેખાના બાર અંક અને ગતિ ગ્રન્થમાળાના છ પુસ્તકો મળે છે એ ગુજરાતના સામયિક સૃષ્ટિમાં ઘણુંજ સસ્તુ છે અને એનો લાભ જનતા અવશ્ય લેશે.

## નવચેતન

કલકત્તાથી 'નવચેતન' માસિકનો દિવાળી અંક પણ બહાર પડ્યો છે. શ્રી. ચાંપશીભાઇ ગુજરાતની બહાર રહી જાણે ગુજરાતને ત્યાંજ ઘસડી રહ્યા હોય અથવા તો નવી ગુજરાત બનાવવાની અભિલાષા સેવતા હોય એમ સ્પષ્ટ લાગે છે 'નવચેતન'ના આ આ ખાસ અંકમાં અનેક જાણીતા લેખકોના લેખો છે. કવિ શ્રી. ખબરદારનું કાવ્ય શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇનું નાટક, શ્રી. દુર્ગેશ શુક્લની વાર્તા, શ્રી ધૂમકેતુની વાર્તા, તથા શ્રી ફિરોજશાહ મહેતાનો લેખ તેમજ બીજા અન્ય જાણીતા લેખકોના લેખોથી આ અંક ઘણો સરસ થયો છે. શ્રી કનુદેસાઇનુ 'બંસી નૃત્ય' નામનું ચિત્ર પણ મનોહર છે આવો સરસ અંક આવી તંગ સ્થિતિમાં પણ પ્રસિધ્ધ કરવા માટે શ્રી ચાંપશીભાઇને અમારા હાર્દિક અભિનંદનો.

## સ્થાનિક સ્વરાજ્ય

સુરત જીલ્લા લોકલ બોર્ડ તરફથી ઓગષ્ટ ૧૯૩૯ થી "સ્થાનિક સ્વરાજ્ય" નામનું એક માસિક શરૂ કરવામાં આવ્યું છે. એમાં કેળવણી અંગેના તેમજ લોકલબોર્ડ તેમજ સ્કુલબોર્ડ એ ઉભય સંસ્થાની પ્રવૃત્તિઓની માહિતી આપવામાં આવે છે ઉપરાંત આ સામયિકનુ સંચાલન સંપાદન આવીજ સંસ્થાઓ કરાવે તો એથી પ્રજાને પણ લાભ થાય અને સંસ્થાઓને પોતાના ધ્યેયને સ્પષ્ટ કરવામાં સારું સાધન મળે આ પ્રવૃત્તિ અતિ પ્રશંસનીય છે. અને બીજી એવી સંસ્થાઓ માટે એ દાખલા રૂપ બને.

## પતન અને પ્રાયશ્ચિત

લેખક નેથેલિયન હોથોર્ન અનુવાદક વિશ્વનાથ મ. ભટ્ટ
પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ લી. રાા રૂ.

'વિશ્વસાહિત્યમાળા'માં આપવા ધારેલા ચાર પુસ્તકોમાંનું આ પહેલું પુસ્તક છે. એ પુસ્તકની પસંદગી કરવા બદલ, તેમજ એને આટલી સફળ રીતે ગુજરાતીમાં ઉતારવા બદલ શ્રી. વિશ્વનાથ ભટ્ટને ધન્યવાદ ઘટે છે.

નવલકથાનો કથાસાર બહુ ટૂંકો છે, અને મુખ્યત્વે એમાં આવતાં પાત્રોના ચિત્તતંત્રનું સૂક્ષ્મ અન્વેષણજ ઘણો ભાગ રોકે છે. અમેરીકામાં ન્યૂ ઇંગ્લંડની વસાહત થઇ તે સમયની ભૂમિકા લઇ લેખકે 'માનવ નિર્બળતા અને દુ:ખનું નિરૂપણ કરનારી આ કથા લખી છે. અને ખરેખર, આપણા ચિત્તપ્રદેશને વિચારોથી અને હૃદયને અનુકંપાથી ભરી દેવાનું સત્કૃત્ય આ નવલકથા દ્વારા સિધ્ધ થયું છે.

હેસ્ટર પ્રાઇન નામની એક બાઇ એના બેડોળ અને પુસ્તકાલયોનો કીડો બનેલા બુધ્ધિશાળી પતિ પહેલાં બોસ્ટન આવે છે. અહીં એ યુવાન અને પ્રતિભાશાલી પાદરી મી. ડિમ્સડેઇલના સમાગમમાં આવે છે. બન્ને એક બીજાને ચાહે છે અને પરિણામે માતાના ઉત્કટ રાગાવેશ અને પિતાની નિયમન ભંગ કરવાની વૃત્તિના વારસા સાથે પર્લ નામની બાળકી જન્મે છે. ન્યૂ ઇંગ્લંડના પ્યુરિટનો આ પાપ સહન કરેજ ક્યાંથી ? હેસ્ટર એ બાળકીના પિતાનું નામ પણ છૂપાવે છે. આથી સમાજ અને ન્યાય વ્યવસ્થા એને ફજેતીના માંચડે ચ્હડાવી છાતી પર હિંગળોકીયો કલંકસૂચક અક્ષર 'એ' લગાડી સજા કરે છે.

એને જોવા મળેલા ટોળામાં એનો પતિ પણ છે. નિરાશા અને દ્વેષની લાગણીથી વૈરવૃત્તિથી બળતો આ માણસ મી. ડિમ્સડેઇલના વૈદ તરીકે રહે છે. દવા કરી એને જીવતો રાખે છે. જીવતો રાખે છે. એટલા માટે, કે હરહંમેશ પશ્ચાત્તાપના અગ્નિમાં બળતો આ પાદરી શાન્તિ જ ન પામે. આ યાતના એટલી ઉગ્ર રૂપ ધારણ કરે છે, કે પાદરીમાં એની સામે ટકવાની શકિત રહેતી નથી. અંતે એ હેસ્ટર અને પર્લને જાહેર રીતે સ્વીકારે છે, અને હેસ્ટરના ખોળામાં પ્રાણત્યાગ કરે છે. સ્પષ્ટ રીતે આપણને સમજાવી દે છે, કે બાહ્ય, પાપનો સ્વીકાર એજ માનસિક ત્રાસમાંથી મુક્ત થવાનું એક સાધન છે. પેલું મધુર

નીતિપુષ્પ તે આ–' સત્યશીલ બનો ! સત્યશીલ બનો ! સદાયે સત્યશીલ બનો ! તમારા ચારિત્ર્યના અનિષ્ટ અંશો જગત આગળ છુપાવો નહિ, પણ જરા પણ સંકોચ વગર તે સૌને જોવા દો !

પાદરી પતન માટે પ્રશ્ચાત્તાપ કરે છે, તે જોતાં નથી લાગતું કે ધાર્મિક સત્યાસત્યોનો વારસો, અનેક પ્રકારની માનસિક યાતનાનું કારણ બન્યો છે ? એ કરતાં તો માનવજાતિને સ્વયંસ્ફુરિત મનોવૃતિ માર્ગે આગળ વધવા દીધી હોત તો વધુ ઠીક હતું એમ માનવા મન થાય. ધર્મને નામે લોહીમાં ઊતરી ગયેલ: આ ધર્મ વિચારો, માણસની સાહજીકવૃતિ જેટલાજ અંધ હોય છે, કદાચ એવી વધુ વિઘાતક–પાદરીના વિષયમાં–કહી શકાય. હેસ્ટર પ્રાઇન જીવનનો શાન્તિપુર્વક સ્વીકાર કરીને વધુ સુખી છે, જ્યારે પાદરી નીતિ સિધ્ધાંતોની નાગચૂડમાં પીસાઇ મરે છે.

રોજર ચિલિંગ વર્થને આપણે સેતાન કહીએ તો કશુંજ ખોટું નથી. એના પાત્રાલેખન વખતે લેખકની નજરે 'મેફિસ્ટોફીલીસ' હશે એમ માનવા મન થાય છે. સેતાન જેમ એ બુદ્ધિમાન છે, પાદરીના આત્માનો કબજો લે છે, કબજો મળતાં મગરૂબ બને છે, પણ એ આત્મા પાપના સ્વીકાર પછી. જન્મતી વિશુધ્ધિ મેળવે છે ત્યારે એના હાથ હેઠા પડે છે.

પર્લ ! પર્લનું પાત્ર પાસાદાર હીરા જેવું છે. કદાચ લેખકને ન્હાની પાંખોવાળા કોઇ દેવદૂતનું પાત્ર આલેખવું હશે એમ લાગે ! એ તો જન્મથીજ, એનો માતા પિતા માટે મુક્તિનો સંદેશ લાવી છે; કે ત્હમે ત્હમારા પાપનો સ્વીકાર કરો. પાદરી જ્યાં સુધી કબૂલતો નથી, ત્યાં લગી પર્લની સહાનુભૂતિ પામતો નથી. પાદરી એને ચૂમી ભરે, તો ગાલ ધોવા લાગી જતી હોય છે, પણ જ્યારે એ કબૂલે છે ત્યારે ? ત્યારે પર્લ પાદરીના હોઠ પર બચી ભરતી હોય છે.

માનવજાતિના આ અજ્ઞાત માનસ પ્રદેશની ઘોર યાતના પ્રત્યે હમદર્દી હોય, તેવા સૌને આ પુસ્તક વાંચવાની ભલામણ છે; કેમકે માનવચિત્તની આ વ્યથા પ્રત્યે, પ્રત્યેક દિલમાં જ્યાં લગી અનુકંપા, સહાનુભુતિ અને એ દર્દને હળવું કરવાની પ્રયત્નશીલ શુભેચ્છા નહિ હોય, ત્યાં લગી માનવ કુલમાં પ્રવર્તવા જોઇતા ભ્રાતૃભાવની કલ્પના માત્ર તરંગ રૂપેજ રહેશે.

'સોહન'

# પરિવર્તન

દુર્ગેશ શુક્લ

નેનાં ક્યારની જોયા કરતી હતી. પપ્પા આવ્યા ત્યારથી એમના કોટ પર કંઇક સાફ કરતા હોય, એમ રૂમાલ ફેરવ્યાજ કરતા હતા. હોઠ ફફડતા હતા મોં પર ગુસ્સો હતો. દુકાનેથી આવીને સોફાપર બેઠા. હંમેશના નિયમ મુજબ નેનાં ચાહ લઇ આવી, પણ ચાહ હજી સ્હામે ટીપોઇ પરજ પડી રહી હતી.

નેનાં બોલી 'પપ્પા, ચાહ ઠરી જશે.'

જગમોહન શેઠ ધ્યાનમાંથી જાગી નેનાં સામે જોઇ બોલ્યા, 'આ પી લઉં બેટા. ત્યાં કેમ ઉભી ? આવને અહીંયા'

નેનાં સોફા પર આવી બેસતાં બોલી, 'આજ કંઇ ચિંતામાં હતા ? આવીને કોટ ઉત્તારવાનીયે ફુરસદ ન મળી ?

'ભુલી ગયો નેનાં, શેઠે કોટ ઉતારતાં કહ્યું', 'લે, ગજવાં બધાં ખાલી કરી, પછી ધોવા આપી દે.'

'હજી તો આજેજ ધોયેલો પહેર્યો છેને ?'

શેઠ ભભૂકી ઉઠ્યા, 'એજ મ્હોંકાણ છે ને સાળોપેલો નેમચંદ ઉપર થુંક્યો.'

નેનાંએ નાકનું ટેરવું ચઢાવ્યુ, 'અરરર ! આવા ગંદા માણસોને નોકરીએ શા માટે રાખો છો તમે ?'

જગમોહન શેઠે કપાળે હાથ ફેરવ્યો, 'એ બધા એકજ માટીનાં પુતળાં બેન. એની જગાએ બીજો આવે તેય એનોજ ભાઇ સમજજે. નહીં બોલવાનું ભાન કે નહીં ચાલવાનુ ભાન. બોલે ત્યારે થુંક ઉડાડે, જ્યાં જુઓ ત્યાં ગળફા કાઢે. ગંદા તે કેવા નેનાં, હાથમાં ગળફા લઇ રસ્તા વચ્ચે ફેંકે ! હું તો ત્રાસી ગયો છું એમની રીતભાતથી !

'કાયદો કરોને કે એમ ન થુંકે.'

'કાયદો ! કાયદા ક્યાં ઓછા કર્યા છે, નેનાં ? ઓફીસમાં સૌને દસ વાગે આવવાનો કાયદો, સ્વચ્છ કોટપાટલુનમાં આવવાનો કાયદો,

જ્યાં ત્યાં ન થુંકવાનો કાયદો, ચ્હાના પ્યાલા ન્યુઝપેપર પર મૂકવાનો કાયદો, જાજરૂ ગયા પછી સાંકળ ખેંચવાનો કાયદો, ધીમે સાદે વાત કરવાનો કાયદો-બોલ આથી કેટલા વધારે કાયદા ગણાવું ?'

'કોઇ પાળતું નથી ?'

'બીલકુલ નહિ ને.'

'પણ સજા કરતા હો......'

'તો ગરીબડું મોં કરી, એમનો ઇશ્વર, બાપ, માતા, બૈરી હું હોઉં એમ હાથ જોડી માફી માગવાના. હું એમના માબાપના સ્થાને બેસવા તૈયાર નથી એટલે માફી આપવી પડે છે. બીજો ઉપાય નથી'. નેનાં મીઠું હસી. બીલકુલ ન સુધરે એવા માણસો ભેગા કર્યા લાગે છે.

'જડ પત્થર છે, નેનાં, પથરાયે નહિ. પથરા હોત તો ધોઇને ધોવા કામમાં આવત.' શેઠ નિરાશાપૂર્વક મસ્તક હલાવતા બોલ્યા.

નેનાં શેઠના પડખામાં ભરાઇ લાડથી બોલી, 'એક કામ કરો, પપ્પા.'

'શું ?'

'મ્હને તમારી ઓફીસમાં નોકરીએ રાખો.'

'ત્હને ?'

'હા શા માટે નહિ ? હું ટાઇપીસ્ટ થઇ શકીશ, પત્રવ્યવહાર કરી શકીશ.'

ના. રે ! બેટા'

'એકજ મહિનો. વધારે નહી.'

'પણ ........'

'એ તમારૂં પણ રહેવા દો.'

'તને ન ફાવે, દીકરા–'

'દીકરો કહો છો ને દીકરાને વેપારનો અનુભવ તો આપતા નથી. પછી બધું સંભાળશે કોણ ?' એકની એક પુત્રીએ લાડથી પિતાના ધોળા વાળ પર હાથ ફેરવતાં કહ્યું.

શેઠે દીકરીની હઠ પાસે નિરુપાય બની કહ્યું, 'ભલે જેવી તારી ઇચ્છા.'

બીજે દિવસે નેનાંએ જગમોહન શેઠના પ્રાઇવેટ સેક્રેટરીનો ચાર્જ સંભાળી લીધો, ત્યારે આખી ઑફીસમાં ભારે આશ્ચર્યની લાગણીનું મોજું ફરી વળ્યું. 'આવા લક્ષાધિપતિ પિતાની પુત્રીએ તો કૉલેજમાં જઇ એવાજ કોઇ લક્ષાધિપતિ પિતાના પુત્રની સાથે નાટક સિનેમામાં ભટકવું જોઇએ, એને બદલે વેપારની આ શુષ્ક સૃષ્ટિમાં પડવાનું એને ક્યાંથી સૂઝયું ?' નેમચંદે બે હાથ લાંબા કરી મોં પર આશ્ચર્યનો ભાવ લાવી કહ્યું.

'પણ બેન, તું શીદ આ લપમાં પડી ?'

નેનાંએ હસીને જવાબ વાળ્યો, 'પપ્પા ઘરડા થયા. મદદ કરવી જોઇએ.'

'જુવાનિયાની જાતજ ધૂની.' નેમચંદ આ ધૂની છોકરી સાથે માથું કુટવામાં સાર ન જોઇ શાન્ત થયો.

પિતાની ઑફીસમાંથી કાગળનો થોકડો લઇ નેનાં ટાઇપ કરવા બહાર આવી. ટાઇપરાઇટર પર એક કારકુન, પીઆનોના સ્ટ્રોક્સ મારતો હોય તેમ ટાઇપ દબાવતો પોતાનું નામ છાપતો બેઠો હતો. નેનાંને જોઇ એ ગભરાટમાં ઉભો થયો.

'મારે જરા આટલા કાગળ ટાઇપ કરવાના છે.'

'હા હા, બેન કરો ને.'

નેનાં ટાઇપ કરવા બેઠી. એની લાંબી સુકુમાર આંગળીઓ ટાઇપ પર ઝડપથી ફરતી જોવામાં મગ્ન કારકુન ત્યાંજ સ્થિર ઉભો.

નેનાં હસીને બોલી 'ટાઇપ પર આંગળાથી સ્પર્શજ કરવો જોઇએ. ભાર મૂકી મુકીને સાવ ઢીલા કરી નાંખ્યા છે.'

'હા બેન, જરા ભાર મૂકાઇ જાય છે, આંગળીઓજ એવી છે.' પોતાની જાડી આંગળીઓ બતાવતાં કારકુન શરમાઇ બોલ્યો.

નેનાં મીઠું હસી. આવું નાજુક યંત્ર આવી સ્થૂલ આંગળીઓના પ્રહારો સહન કરવા સમર્થ ક્યાંથી નીવડે ? આને તો છાપરની ગાંસડીઓ ઉપરની લોઢાની પટીઓ ઉપાડવાનું કામ સોંપવું જોઇએ.

ટાઇપ કરતી નેનાં વારંવાર ઉંચા નેત્રો કરી જોઇ લેતી હતી કે ઓફીસનાં એકેએક કારકુનની દષ્ટિ વારંવાર એના પર આવી ફરતી હતી. આજુબાજુ જોવાના પ્રયત્નને અંતે આંખો નેનાં પરજ સ્થિર થતી હતી નેનાંને એનાં કોલેજ જીવન દરમિયાન આ નેત્ર-શરપાતની તાલીમ મળી ચૂકી હતી. અનેકના નેત્રો સામે હિંમતપૂર્વક સામનો કરતી એની સ્થિર દૃષ્ટિ કદીએ ક્ષોભથી કંપ અનુભવી ભૂમી તરફ વળી નહોતી. નેનાંના હૃદયમાં આ દષ્ટિપાત પ્રત્યે કંઇક અંશે સહાનુભૂતિ પણ હતી. એ દષ્ટિપાત પણ કેવા વિધવિધ! કોઇકની આંખમાં સૌન્દર્ય પ્રશંસા, તો કોઇની આંખમાં ભૂખ્યા વરૂની લોલુપ્તા! કોઇ મૈત્રી પામવા ઉત્સુક તો કોઇ ગુમાવેલી ભગિનીની માયા મેળવવા મથતો મૂરખ! આટઆટલાં દૃષ્ટિપ્રવાહો એ દૃષ્ટિ ક્યાંક સ્થિર થાય એવી ઝંખનામાં ઉતાવળાં બ્હાવરાં શાં વહેતાં જતાં હતાં. નેનાંને હૃદયમાં થતું, કે એ દૃષ્ટિ જેની શોધમાં છે તે એની આવી મળજો. કોઇની ખોજ અફળ ન જજો. સંતુષ્ટ યૌવન સમાજની તંદુરસ્તી સાચવશે. અસંતુષ્ટ યૌવન સમાજનું શરીર ગુમડાં વડે ભરી દેશે.

મગજને વિચારમાં મશગૂલ થવા દઇ અનુભવી આંગળીઓ પોતાનું કામ કર્યે જતી હતી. નેનાંને એના વિચારોમાંથી નેમચંદભાઇના ઘેરા સ્વરે જગાડી. નેમચંદ ટેલિફોન પર વાત કરતો હતો, પણ એનો અવાજ આખી ઓફીસના વાતાવરણને ભેદી રહ્યો હતો. ટેલિફોન પર સિંહગર્જના થઇ રહી હતી. પરિણામે ઓફીસના એક એક કલાર્કને બિચારાને પોતાનું કામ છોડી બેસવું પડ્યું હતું.

નેનાંએ પાસેનાં એક યુવક કલાર્કને પૂછ્યું 'નેમચંદ કાકા રોજ આમ બરાડે છે!'

પેલો યુવક મીઠું હસ્યો, 'હાજી રોજ. આ તો એમની સ્વભાવિક ટેવ છે.'

'જરા ધીમે બોલતાં હોય! કેટલાકને disturb (ખલેલ) કરે છે?'

'કેટલું ખરાબ !

ઘેરે બૈરી સાથે વાત કરતા હોય, તોયે આમ ગર્જના કરવાના. તુરિયાનું શાક કરજે, કઢીમાં મીઠું નાંખીશ નહીં. એવું એવું ખબર હોય કે આજ કાકાને આ ખાવાનું છે.'

નેમચંદના બરાડા વધતા ગયા. ટેલીફોન પર એમની બૈરીને ધમકાવતા હતા કે ના પાડવા છતાં એ અપાસરે દેવચંદસુરીના દર્શને કેમ ગઈ.'

નેના કંટાળીને ઉભી થઈ પાસે આવી.

'કાકા, જરા ટેલીફોન લાવો તો. મારે ચંચળ કાકી સાથે વાત કરવી છે.'

'શું ?'

'કહેવું છે કે કાકા ટેલીફોન કરે તો જવાબ ન દેવો. જૈન થઈને અપાસરે જવાની ના પાડતાં શરમાતા નથી ?'

'એ તું ન સમજે બેટા. ઘરડે ઘડપણ લગ્ન કર્યાં છે, તે સાચવવી પડે છે.'

નેનાનું માથું ફરી ગયું. પોતાનીજ પત્નીના ચારિત્ર્યમાં અવિશ્વાસ–અને તે પણ સૌની સમક્ષ (!) દર્શાવતાં નેમચંદ પ્રત્યે નેનાં ચીડાઇ ગઇ. કેડ પર બંને હાથ ટેકવી, માથું ધુણાવી નેનાં મિજાજથી બોલી, 'કાકા, સ્ત્રીને કોઇ સંભાળી શકવાના હતા, ? વફાદારી એ એના હૃદયની વાત છે. પાળે ત્યારે કુરબાન થઇ જાય. ન રાખવી હોય તો કોઇનીયે મગદુર નથી કે રખાવી શકે. સમજ્યા ?'

નેમચંદે કપાળે હાથ મૂક્યો, 'ક્યારનોય સમજી બેઠો છું.'

'લાવો ટેલીફોન.' નેનાંએ હાથમાંથી ટેલીફોન લઇ ચંચળ કાકી સાથે વાત કરવા માંડી, 'એલાવ, ચંચળ કાકી ? હું નેનાં હમણાં અહીં નોકરી કરું છું. કેમ એમાં, આશ્ચર્ય લાગે છે ? જુઓ કાકી કાકા ટેલીફોન પર બરાડા પાડે છે, તે, રસ્તો કાને બહેરારાજ આવે ને ! આખી ઓફીસ સાંભળે એમ બૂમો મારે છે. હા, ભાઇ,

હા. તમારી સાથે વાત કરે છે તેવ સૌ સાંભળે એમ. ખરાબ તો ખરું જ ને. ખાનગી વાત આખું ગામ જાણે. હવે બોલાવે ત્યારે બોલશોજ નહી આવવા દો ઘરે ? જો જો કાકી, કંઇ પડ્યું નદિ ખિન્નતા. આવજો.'

નેનાંએ રીસીવર પડતું મૂક્યું. કાકા તરફ ખીજવાની આંખે જોઇ બોલી, ' હવે જ્યાં ઘેર. ખબરજ લઇ નાખશે આજે.'

નેમચંદ મનમાં ધુંધવાતા બેસી રહ્યા. બીજા કારકુનો આ પ્રહસન જોતાં રૂમાલ આડે મલકી રહ્યા. નેનાંએ પેલા યુવકને કહ્યું ' કાલે રસ્તા પર પબ્લીક ટેલીફોનની ઓરડી હોય છે, એવી એક ઓરડી ઓફીસમાં કરાવો. જેને ટેલીફોન કરવો હોય એ અંદર પૂરાઇને કરે.'

' સારૂ.' પેલા ઉત્સુક યુવાને આના સ્વીકારી.

' તમારૂં નામ શું ? '

' લલિત.'

' હું ' ! કહી નેનાં ટાઇપ કરવા લાગી ગઇ.

શનિવાર હતો. શેઠ કોઇ કામ પ્રસંગે સુરત ગયા હતા. પિતાની ગેરહાજરીનો, નેનાંએ મોં પર મફ પાવડર છાંટીને લાભ લીધો હતો. હોઠ હસતા હતા, અને ગાલ પર ગુલાબી સુરખી શોભતી હતી. આંખમાં મસ્તી ચમકતી હતી. પગથિયાં ચ્હડી ઉપર આવી, ત્યાં સ્હામેજ પ્રશંસાભર્યાં નેત્રે આવકાર આપતો લલિત નજરે પડયો. એના તરફ એક મીઠું સ્મિત રમતું મૂકી નેનાં આગળ જવા દોડી.

' ઓ મા' કરતા નેનાં અટકી ગઇ. એના નાકનું ટેરવું ગુસ્સાથી ચ્હડી ગયું. મોં પર રોષ, શોક, ચ્હીડના ભાવો છવાઇ ગયા. ચંપલ કાઢી નાખી. જોરથી સાથે પગ ઘસવા લાગી. કોઇએ વચમાં થુંકેલું એટલે નેનાનાં ચંપલ બગડ્યાં

સઘળો કારકુન વર્ગ હસતી જેમ લાંબી ડોક, નેનાં પ્રત્યે આશ્વાસન અને થુંકનાર પર રોષથી ધુંધવાતો ખડે પગે થઇ ગયો.

'રસ્તામાં કોણ થુંકે છે!' લલિત બબડયો.
'જરા ભાન રાખતા હોય.' બીજાએ કહ્યું.
'જાતજ ગંદી.'
'ન જુએ કે કયાં ગળફો કાઢે છે. કેવાય રોગનો હશે.'
'જરા ભાન તો રાખવું જોઇએ.'
'આંખોજ ફુટેલી છે સૌની.'

નેનાંએ જોયું કે એને આશ્વાસન આપવા સૌ આકાશ પાતાળ એક કરવા મથી રહ્યા હતા. એણે શોકથી છવાયેલું મોં રાખી, પટાવાળાને બોલાવી ચંપલ લઇ જવા કહ્યું, અને પોતે ઓફીસના બાથરૂમમાં ચાલી ગઇ.

કલાર્કો શરમથી અડધા જમીનમાં શમાઇ જવાનું ઇચ્છતા કામે વળગ્યા.

નેનાં બહાર આવી, ત્યારે સહાનુભુતી દર્શાવવા ઉત્સુક લલિત એની નજર સાથે નજર મેળવવા પ્રયત્ન કરતો હતો. નેનાંએ એને પાસે બોલાવી સૌ સાંભળે એમ કહ્યું, 'કાલથી સૌના ટેબલ પર એક એક પીકદાની મુકાવી દો, અંદર થુંકે.'

'વારૂ.' કહી લલિતે વાતની નોંધ લીધી.

બપોર થઇ ત્યાં બૂમો પડવા લાગી, 'એલા હજી ચાહ કેમ ન આવી? કયાં મૂવો રણછોડિયો!' અને રણછોડ નામનો ચપરાશી દોડીને ચ્હાનું કહેવા ગયો. થોડી વારે એક ગંદો હોટલવાળો છોકરો છ સાત પ્યાલા રકાબી ખખડાવતો આવી પહોંચ્યો. નેમચંદની ગાદી પર ચ્હાના ઉપાસકો ગોઠવાયા. આસપાસ માખીઓ બણબણવા લાગી અને વાતોના ગપાટાગોળા વાતા-વરણમાં પરપોટા જેમ ફુટવા લાગ્યા.

'કાકા, મને ચા નહી કે?' નેનાં ટહુકી.
'આપોને બ્હેન, મને એમ કે તમને આ ચા નહી ગમે.'
'કેમ નહી ગમે? સારી નથી?'
'જરા કડક, કડવી મીઠી.'

'લેઉં તો ખરી.' કહી નેનાંએ નજર નાંખી. જોયું તો જાજમ પર મૂકેલ પ્યાલાને લીધે માખીઓનો પારાવાર બણબણાટ કરતો હતો. એક હાથથી માખી ઉડાડવાની ક્રિયા સતત ચાલુ રાખવી પડતી હતી.

નેનાંએ એક કપ લેતાં કહ્યું, 'માખીઓ ઘણી છે, અહીં'

'હા બેન, ઘણી છે.' નેમચંદ કાકા બોલ્યા એ જવાબમાં માખીઓ કરવાની ઇચ્છા નહોતી. માત્ર પ્રશ્નનો ઉત્તર હતો.

'ગયે ગુરુવારે કેમ નહોતા આવ્યા? કંઇ ઠીક નહોતું?'

'જરા તાવ હતો.'

'આવે જ ને!'

'કેમ?'

'આ માખીઓ પ્યાલા પર બેસે છે, તે રોગના જંતુ ફેલાવ્યા વગર રહે?'

'આમ ને આમ ચા પીતાં ચાળીસ વરસ થયાં.' નેમચંદ હસ્યા.

નેનાં આંખ નચાવી બોલી, 'એ વખતે જુવાન હતા. હવે ઘરડા થયા, એટલે તરત રોગ ગળું પકડે.'

નેમચંદે સાચેજ ગળું ભીંસાયું હોય તેમ ખોંખારો ખાધો. મોતના નામથી ફીકકા પડી જતા આ વેપારીને નેનાંએ સચોટ પ્રહાર કર્યો હતો.

'ચા કડવી બહુ!' નેનાંએ વાત બીજે વાળી.

'ઉકાળે એટલે'

'ઉકાળેલી ચાહ નુકસાન કરે, જીંદગીમાંથી બે ચાર વર્ષ ઓછા થાય.' નેનાં બોલી, વળી, જીંદગીના બેચાર કમી થતાં વર્ષો માટે નેમચંદ કમકમી ઉઠ્યા.

'એમ કરો કાકા' નેનાંએ સૂચના કરી 'કાલથી આપણે અહીં ચા બનાવવાની સગવડ કરીએ. રણછોડ બનાવી આપશે. ગેલેરીમાં બે બાંકડા મૂકાવી આપો, એટલે ત્યાં બેસીને પીવાની મઝા આવે.'

નેમચંદ કાકાએ માથું હલાવી સંમતી આપી બીજા કારકુનો પ્રશંસાથી નેનાં તરફ જોઇ રહ્યા ચાળીસ વર્ષની જુની ટેવ છોડાવવા સમર્થ નીવડેલી નેનાં મનમાં મલકાતી પોતાના સ્થાને ચાલી ગઇ.

'રસ્તામાં કોણ થુંકે છે!' લલિત બબડયો.

'જરા ભાન રાખતા હોય.' બીજાએ કહ્યું.

'જાતજ ગંદી.'

'ન જુએ કે કયાં ગળફો કાઢે છે. કેવાય રોગનો હશે,'

'જરા ભાન તો રાખવું જોઇએ.'

'આંખોજ ફુટેલી છે સૌની.'

નેનાંએ જોયું કે એને આશ્વાસન આપવા સૌ આકાશ પાતાળ એક કરવા મથી રહ્યા હતા. એણે શોકથી છવાયેલું મોં રાખી, પટાવાળાને બોલાવી ચંપલ લઇ જવા કહ્યું, અને પોતે ઓફીસના બાથરૂમમાં ચાલી ગઇ.

કલાર્કો શરમથી અડધા જમીનમાં સમાઇ જવાનું પ્રચ્છતા કામે વળગ્યા.

નેનાં બહાર આવી, ત્યારે સહાનુભુતી દર્શાવવા ઉત્સુક લલિત એની નજર સાથે નજર મેળવવા પ્રયત્ન કરતો હતો. નેનાંએ એને પાસે બોલાવી સૌ સાંભળે એમ કહ્યું, 'કાલથી સૌના ટેબલ પર એક એક પીકદાની મુકાવી દો, અંદર થુંકે.'

'વારૂ.' કહી લલિતે વાતની નોંધ લીધી.

બપોર થઇ ત્યાં બૂમો પડવા લાગી, 'એલા હજી ચાહ કેમ ન આવી? કયાં મૂવો રસુડીઓ!' અને રસુલ નામનો ચપરાશી દોડીને ચ્હાનું કહેવા ગયો. થોડી વારે એક ગંદો હોટલવાળો છોકરો છ સાત પ્યાલા રકાબી ખખડાવતો આવી પહોંચ્યો. નેમચંદની ગાદી પર ચ્હાના ઉપાસકો ગોઠવાયા. આસપાસ આખીઓ બણબણવા લાગી અને વાતોના ગપાટાઓળા વાતા-વરણમાં પરપોટા જેમ ફુટવા લાગ્યા.

'કાકા, મને ચા નહી કે?' નેનાં ટહુકી.

'આપોને બ્હેન, મને એમ કે તમને આ ચા નહીં ગમે.'

'કેમ નહી ગમે? સારી નથી?'

'જરા કડક, કડવી મીઠી.'

'જોઉ તો ખરી.' કહી નેનાં નજીક આવી. જોયું તો જાજમ પર મૂકેલ પ્યાલાને લીધે માખીઓનો પારાવાર બણબણાટ કરતો હતો. એક હાથથી માખી ઉડાડવાની ક્રિયા સતત ચાલુ રાખવી પડતી હતી.

નેનાંએ એક કપ લેતાં કહ્યું, 'માખીઓ ઘણી છે, અહીં'

'હા બેન, ઘણી છે.' નેમચંદ કાકા બોલ્યા એ જવાબમાં માખીઓ કરવાની ઇચ્છા નહોતી. માત્ર પ્રશ્નનો ઉત્તર હતો.

'ગયે બુધવારે કેમ નહોતા આવ્યા ? કંઇ ઠીક નહોતું ?'

'જરા તાવ હતો.'

'આવે જ ને !'

'કેમ ?'

'આ માખીઓ પ્યાલા પર બેસે છે, તે રોગના જંતુ ફેલાવ્યા વગર રહે ?'

'આમ ને આમ ચા પીતાં ચાળીશ વરસ થયાં.' નેમચંદ હસ્યાં.

તેનાં આંખ નચવી બોલી, 'એ વખતે જુવાન હતા. હવે ઘરડા થયા, એટલે તરત રોગ ગળું પકડે.'

નેમચંદે સાચેજ ગળું ઝલાયું હોય તેમ ખોંખારો ખાધો. મોતના નામથી ફીક્કા પડી જતા આ વેપારીને નેનાંએ સચોટ પ્રહાર કર્યો હતો.

'ચા ફકવી જોઇએ !' નેનાંએ વાત બીજે વાળી.

'ઉકાળે એટલે'

'ઉકાળેલી ચાહ નુકશાન કરે. જીંદગીમાંથી બે ચાર વર્ષ ઓછા થાય.' નેનાં બોલી, વળી, જીંદગીના બેચાર ફરી થતાં વર્ષો માટે નેમચંદ કમકમી ઉઠયા.

'એમ કરો કાકા' નેનાંએ સુચના કરી 'કાલથી આપણે અહીં ચા બનાવવાની સગવડ કરીએ. રણછોડ બનાવી આપશે. ગેલેરીમાં બે બાંકડા મુકાવી આપો, એટલે ત્યાં બેસીને પીવાનીએ મઝા આવે.'

નેમચંદ કાકાએ માથું હલાવી સંમતી આપી બીજા કારકુનો પ્રશંસાથી નેનાં તરફ જોઇ રહ્યા ચાળીશ વર્ષની જુની ટેવ છોડાવવા સમર્થ નીવડેલી નેનાં મનમાં મલકાતી પોતાના સ્થાને ચાલી ગઇ.

જતાં જતાં નેનાં એક કારકુનના ટેબલ પાસે આવીઃ ઉભી.

'શું કરો છો?'

'ડ્રાફ્ટ તૈયાર કરૂં છું.'

નેનાંએ રૂમાલ લઇ નાકે દબાવ્યો. 'કંઇ વાસ મારે છે.' કહી એણે આડું અવળું જોયું. પેલો કારકુન શરમથી બેસીજ રહ્યો એ શું કહે? પંદર દિવસથી કપડાં પર સુવાસ જામતી ગઇ હતી. નેનાં ચાલી ગઇ. સાંજે ઓફીસ છુટતી વખતે નેનાંએ કોઇના જોડા સાથે ઠોકર ખાધી, અને મેં ગરીબડું કરી ફરીઆદ કરી, 'આમ રસ્તામાં જોડાં શા માટે કાઢો છો? કોઇને પાડશો. બિચારાને એક બાજૂ ઉતારતા હો.'

રસ્તામાં નેનાં એક રેસ્ટોરાંમાં પેઠી અને કોઇની રાહ જોતી બેઠી. થોડીવારે ઉતાવળી ચાલે અને ઉત્સુક વદને લલિત અંદર આવ્યો. નેનાંને જોઇ એ તરત એના તરફ દોડી ગયો.

'હલો નેનાં!'

નેનાં અંતરમાં મીઠું હસી, 'શું લેશો?'

'મારે તમને પૂછવું જોઇએ. બોલો શું લેશો?'

'કોફી, બીસ્કીટ, આઇસક્રીમ, વગેરે વગેરે.' લલિત વેઇટરને સૂચના આપી વાતે વળગ્યો, 'પેલા થૂંકનારાને આજે ધમકાવી નાંખ્યો છે.'

'એવું કરવાની જરૂર નહોતી.'

'કેમ?'

'તમારા ધમકાવવાની અસર થશે તે કરતાં એક સુંદર છોકરીનાં પગ બગાડયો એની અસર વધારે થશે. મેં જાણી જોઇને પગ બગાડયો હતો.'

'જાણી જોઇને!'

'જી હાં.'

'કારણ?'

'પપ્પાને બનાવી આપવું છે.'

'શું?'

જુ એમની ઓફીસ કેવી સુધરી ગઇ છે. હમણાં તો એમણે મને મહીનાની કામે ચલાઉ નોકરી આપી છે. સફળ થાઉં તો કાયમ કરી આપશે.' કહી નેનાં હસી, કોફીનો પ્યાલો લેતાં લલિત બોલ્યો, સફળ થાવ તો સારૂં.'

'એમ !'

"તમારી સાથે કામ કરવાનું સદ્ભાગ્ય મળે."

નેનાંએ જીભ કાઢી, પણ લલિતે ઊંચુ જોયું એટલે હોઠ ઉપર ફેરવવા લાગી.

ઓફીસમાં સાચેજ પરિવર્તન થઇ ગયું હતું. નેનાં એની સાથે કોઇ અજબ વાતાવરણ જમાવવાની શકિત લાવી હતી એમ કહી શકાય. જગમોહન શેઠે સુરતથી આવ્યા પછી દુકાને પગ દીધો, ત્યારે એમના આશ્ચર્યનો પાર ન રહ્યો પેસતાંજ 'નેતા સમેલું એક બોર્ડ' નજરે પડયું, અને આટલા વર્ષોથી જ્યાં ત્યાં ઠેસે ચડતા જોડા હારબંધ ગોઠવાયેલા નજરે ચડયા ! લલિત હસીને શેઠને લેવા આવ્યો, શેઠે ચશ્માંમાંથી આંખો ઝીણી કરી, એનો તાજો સીવડાવેલો 'શુટ' અને કોટ પર શોભતું ગુલાબનું ફુલ જોયું.

શેઠે શિર હલાવ્યું. છોકરો આટલો સિક ક્યારથી થયો ? એમની સુરતી રસવૃત્તિને આનંદ થયો.

નેમચંદને એની ગળફો કાઢીને માન આપવાની પુરાણી રીત અખત્યાર કરતો જોઇ જગમોહન જરા થંભી ગયા; પણ જોયું તો નેમચંદ પીકદાની ઉપાડી અંદર થુંકતો હતો.

'અલ્યા નેમચંદ આ કયાંથી શીખ્યો ?' શેઠે પૂછ્યું.

'નેનાંનો હુકમ. કાકા આમ કરો, પછી કાકાનું શું ચાલે ?' નેમચંદે જવાબ આપ્યો.

'મારૂં કશું આટલા વરસ ન માન્યું, ને હવે ઠેકાણે આવ્યો.'

નેમચંદે હસીને હા પાડી.

નેમચંદની ગાદી પાસે ટેલીફોન નડેતો તે જોઇ શેઠે પૂછ્યું 'ટેલીફોન કયાં !'

જતાં જતાં નેનાં એક કારકુનના ટેબલ પાસે આવીઃ ઉભી.

'શું કરો છો?'

'ડ્રાફ્ટ તૈયાર કરું છું.'

નેનાંએ રૂમાલ લઇ નાકે દબાવ્યો. 'કંઇ વાસ મારે છે.' કહી એણે આડું અવળું જોયું. પેલો કારકુન શરમથી બેસીજ રહ્યો એ શું કહે? પંદર દિવસથી કપડાં પર સુવાસ જામતી ગઇ હતી. નેનાં ચાલી ગઇ. સાંજે ઓફીસ છુટતી વખતે નેનાંએ કોઇના જોડા સાથે ઠોકર ખાધી, અને મોં ગરીબડું કરી ફરીઆદ કરી, 'આમ રસ્તામાં જોડા શા માટે કાઢો છો? કોઇને પાડશો. બિચારાને એક બાજુ ઉતારતા હો.'

રસ્તામાં નેનાં એક રેસ્ટોરામાં પેઠી અને કોઇની રાહ જોતી બેઠી. થોડીવારે ઉતાવળા ચાલે અને ઉત્સુક વદને લલિત અંદર આવ્યો. નેનાંને જોઇ એ તરત એના તરફ દોડી ગયો.

'હલો નેનાં!'

નેનાં પ્રત્યુત્તરમાં મીઠું હસી, 'શું લેશો?'

'મારે તમને પૂછવું જોઇએ. બોલો શું લેશો?'

'કોફી, ઓરાં બીસ્કીટ, વગેરે વગેરે.' લલિત વેઇટરને સુચના આપી વાતે વળગ્યો, 'પેલા યુંકનારાને આજે ધમકાવી નાખ્યો છે.'

'એવું કરવાની જરૂર નહોતી.'

'કેમ?'

'તમારા ધમકાવવાની અસર થશે તે કરતાં એક સુંદર છોકરીનો પગ બગાડયો એની અસર વધારે થશે. મેં જાણી જોઇને પગ બગાડયો હતો.'

'જાણી જોઇને?'

'જી હાં.'

'કારણ?'

'પંપાને બતાવી આપવું છે.'

'શું?'

જે એમની ઓરીસ કેવી સુધરી ગઇ છે. હમણાં તો એમણે મને મહીનાની કામ ચલાઉ નોકરી આપી છે. સફળ થાઉં તો કાયમ કરી આપશે.' કહી નેનાં હસી, કોફીનો પ્યાલો લેતાં લલિત બોલ્યો, સફળ થાવ તો સારૂં.'

'એમ !'

''તમારી સાથે કામ કરવાનું સદભાગ્ય મળે.''

નેનાંએ છભ કાઢી, પણ લલિતે ઊંચુ જોયુ એટલે હોઠ ઉપર ફેરવવા લાગી.

ઓરીસમાં સાચેજ પરિવર્તન થઇ ગયું હતું. નેનાં એની સાથે કોઇ અજબ વાતાવરણ જમાવવાની શક્તિ લાવી હતી એમ કહી શકાય. જગમોહન શેઠ સુરતથી આવ્યા પછી દુકાને પગ દીધો, ત્યારે એમના આશ્ચર્યનો પાર ન રહ્યો પેસતાંજ 'જોડા' લખેલું એક બોર્ડ નજરે પડયું, અને આટલા વર્ષોથી જ્યાં ત્યાં ઠેસે ચડતા જોડા હારબંધ ગોઠવાયેલા નજરે ચડયા ! લલિત હસીને શેઠને લેવા આવ્યો, શેઠે ચશ્માંમાંથી આંખો ઝીણી કરી, એનો તાજો સીવડાવેલો 'શુટ' અને કોટ પર શોભતું ગુલાબનું ફુલ જોયું.

શેઠે શિર હલાવ્યું. છોકરો આટલો સિક ક્યારથી થયો ? એમની સુરતી રસવૃત્તિને આનંદ થયો.

નેમચંદને એની બઝીરે કાઢીને માન આપવાની પુરાણી રીત અખત્યાર કરતો જોઇ જગમોહન જરા થંભી ગયા; પણ જોયું તો નેમચંદ પીકદાની ઉપાડી અંદર થુંકતો હતો.

'અલ્યા નેમચંદ આ ક્યાંથી શીખ્યો ?' શેઠે પૂછ્યું.

'નેનાંનો હુકમ. કાકા આમ કરો, પછી કાકાનું શું ચાલે ?' નેમચંદે જવાબ આપ્યો.

'મારૂં કહ્યું આટલા વરસ ન માન્યું', ને હવે ઠેકાણે આવ્યો.'

નેમચંદે હસીને હા પાડી.

નેમચંદની ગાદી પાસે ટેલીફોન નહોતો તે જોઇ - શેઠે પૂછ્યું ''ટેલીફોન ક્યાં ?'

'ઓરડીમાં પુરી દીધો.'

'કઇ ઓરડીમા ?' જગમોહન શેઠ હસ્યા.

'ભાઇ, તમારી નેનાં તે કાંઇ છોકરી છે ?... પબ્લીક ટેલીફોનની હોય છે એવી એક ઓરડી કરાવી છે. ને અંદર જઇ ઊભા ઉભા ટેલીફોન કરવા માંડે છે.'

'તને જરા અઘરૂ પડતું હશે. આવડું મોટું શરીર લઇને વારે વારે ફોન કરવા જવું પડે એ જરા મુશ્કેલ ખરૂં.'

નેનાં ક્યારની આવીને ઉભી ઉભી સાંભળતી હસતી હતી. એના તરફ ધ્યાન જતાં શેઠ બોલ્યા "નેનાં ઓરડી મોટી કરાવી છે ને ? નેમચંદ જો અંદર સલવાઈ ગયો તો સુથાર બોલાવી બહાર કાઢવો પડશે." સૌ ખડખડાટ હસી પડયા.

'ચાલો ત્યારે નેનાંએ તને સતાવવા માંડયો છે ખરો.' શેઠ પાસે ઉભેલા એક કારકુનને છાતી કાઢી ઉભેલો જોઇ, હસીને બોલ્યા 'કેમ મી. શાહ ધોબીને ક્યારથી ખટાવ્યો ?'

મી. શાહ મંદ સ્મિત કરી મુંગા રહ્યા. જગમોહનદાસ પોતાની ચેમ્બરમાં ચાલ્યા ગયા નેનાં પાછળજ આવી.

'કેમ પપ્પા ?'

'સરસ'

'હવે તો નોકરી કાયમની કરી આપશોને ?' માથે હાથ ફેરવતાં શેઠ બોલ્યા 'દિલગીર છું, નેનાં મારે તને નોકરી છોડી જવા ચોવીસ કલાકની નોટીસ આપવાની ફરજ પડે છે.'

"પણ પપ્પા...," નેનાં ઉશ્કેરાઇ બોલી ઉઠી.

ગંભીર વદન રાખી શેઠે કહ્યું 'ત્હારી લાયકાત મને પ્રશ્નજ પણ.....

'પણ શું વળી ?'

'મારા કારકુનની વધતી જતી લાયકાત મને ભયમાં મૂકે તેવી છે.'

'કોની તે ?'

'લલિતની.'

'શું પપ્પા ત્હમેયે....' શરમથી ઉભરાતી નેનાં પિતાની ચેમ્બરની બહાર નીકળી ગઇ.

# કાવ્યમધુ

**મગનલાલ લાલભાઇ દેસાઇ**

કવિ શ્રી. ખબરદારનાં બે કાવ્યો નજરે પડે છે. માંદગી હઠીગે એવીને એવીજ રહેવા છતાં એમની કાવ્ય પ્રવૃત્તિ એટલીજ સબળ રહી છે. દિવાળી અંકોમાં પણ એમના કાવ્યો હરસાલની જેમ આવ્યાંજ છે. 'સુવાસના' આશ્વિન અંકમાં 'કિરણબાણ' કાવ્ય આપ્યુ છે. એમના અપ્રગટ 'મતુરાજ' નામના નાટકમાંથી આ કાવ્ય લેવાયુ છે. એમાં જ્યોતિની યાચના કરવામાં આવી છે, એ જ્યોતિ પણ કયો કે,

તારલા, આવો ! ચંદ્ર, પધારો !
રાખો ઉર જ્યોતિની યાદ !
જ્યાં સુધી અંધારા પીંધીં ન ઉતરે
પાછો એ સૂર્ય પ્રસાદ રે !
કોઇ મોકો કિરણનાં બાણ !

પણ 'સુમનવાડી' કાવ્યમાં ( સ્ત્રીબોધ–ગરબા અંક ) માં કવિ દિવ્ય સુમનવાડી તરફ નિમંત્રણ આપતા જણાય છે. એ સુમનવાડીમાં દિવ્યદર્શન છે. એની પાંદડીઓમાં પ્રભુના વાસ છે. એ વાડીની સૌરભમાં વિશ્વનો વિરામ છે, દેવપંખી એ વાડીમાં કલ્લોલ કરે છે, એ વાડીમાં પ્રભુના બોલના પડઘા પડે છે. એવી એ દુનિયામાં કલ્પના–ગંગાની પેલેપાર વસેલી એ અગોચર અનંત દિવ્ય સુમનવાડીનું વર્ણન કરી કવિ નિમંત્રે છે.

આવો, આવો અમારી પૂંઠે પૂંઠે, સુમનવાડી આવો !
અમ પગલે પગલે કેડી ફૂટે, સુમનવાડી આવો !
નદી નાળાં કે પ્હાડ નહી રોધે, સુમનવાડી આવો !
અમે ઉડીએ પછી કો ક્યાં શોધે ? સુમનવાડી આવો !

બીજું એક કાવ્ય આપણા વયોવૃદ્ધ સુરબ્બી શ્રી. બળવંતરાય ઠાકોરનું મળે છે. કાવ્યનું નામ 'દામુ વકીલનો કિસ્સો,' 'જાજરાના મચ્છર' ઉપર કાવ્ય લેખાયાં છે, 'જોડા' ( પછી કાઢી નાખેલા હોય

કે ચોગઇ ગયેલા હોય ) વગેરે વિષયો ઉપર કાવ્યો લખાયાં તો આવા કિસ્સા ઉપર પણ શું કામ ન લખાય ? આ કાવ્ય લગભગ ૨૪૦ પંક્તિઓ જેટલું લાંબુ છે. કાવ્યમાં માધુર્ય નથી પણ અર્થ છે. કલ્પના નથી પણ ઘનતા છે. ગુજરાતના કોઇ કવિની જે શૈલી ન હોય તે આ કાવ્યમાં પ્રો. ઠાકોરની છે. આખું કાવ્ય વાંચવા જેવુ છે કારણ કે એવું કાવ્ય બીજી જગાએ વાંચવા મળે એમ નથી. કાવ્યમાં કેટલીક જગાએ હાસ્ય ઉપજાવે એવી સમર્થ પંક્તિઓ પણ છે. જમવામાં ઘણી વખત આપણે 'લાઇટ ફુડ' ( Light food ) ની ચર્ચા કરીએ છીએ અને એ ખોરાકને આવશ્યક ગણીએ છીએ તેમ કાવ્યમાં આવાં કાવ્યો 'લાઇટ ફુડ' ( Light food ) જેવાંજ છે અને એવાં કાવ્યો જોઇએજ અથવા એની આવશ્યકતાથી બીજા પ્રકારના કાવ્યોની આવશ્યકતા વધારે ગંભીરતાથી વિચારાશે. એમાંની કેટલીક પંક્તિઓજ નીચે ટાંકીએ.

આખા કાવ્યમાં વપરાયેલી પદ્યભાષા અર્થપ્રધાન ખડકની ઉપર કોઇ મસ્ત ઘૂઘવતા સાગરની જેમ પછડાતી–અથડાતી દેખાય છે. દામુ વકીલની ઉંઘનું વર્ણન પણ વાંચવા કુંભકર્ણની ઉંઘનું વર્ણન વાંચવા કરતાં આ વર્ણનથી અર્થ વધારે સ્પષ્ટ છે કારણ કે આમાં તો શબ્દો પણ ઘોરતા હોય એમ લાગે.

ને આ ડબ્બે દામુ વકીલની ધમણ ઘોર નિઃશ્વસે શ્વસે,
વિંધે ટ્રેન નદ ડુંગર પાધર, નિશા પ્રહર પર પ્રહર ખસે !

સ્ટેશન આવતાં ગાડી ઉભી રહે તો એ ગાડી કયાં ઉભી રહી જાય છે તેનું સુંદર વર્ણન અને એ સ્થળસૂચક નિશાની આ પંક્તિમાં મળે છે.

અંધારાં સ્ટેશન ભેદંતી ઝાક ઝમાળે થંભિ જતી.

કારણ કે જ્યાં જ્યાં સ્ટેશન હોય ત્યાં ઝાકઝમાળ પણ હોય જ ને ! આ ઉપરાંત બીજી અનેક પંક્તિઓજ માત્ર અહિં નોંધીએ

ત્યાં તો આવ્યુ ઉપાંત્ય સ્ટેશન, ગયો કાનજી ન્હા લેવા

×

જુએ ખાંડીએ ટાઇ એકલી, હેટ પાટલુન ગયાં ક્યાં?
આજે તો બસ એક ટબલર જાણો છે તે 'કઢી' પીશે.
પૂછે પછી 'છે ફ્લેનલ આવી? કેમ ખાનગી દુકાનમાં'
ઉતરી થિગડું મરાતી લંબાઇ કપાવિ સુરથ થયો પતલૂનમાં.

શ્રી ઉમાશંકર જોષીનું "સાબ્રમતી-દર્શન" કુમારના જુલાઇ અંકમાં આવ્યું છે. આ કાવ્યમાં

થાક વિસારી અધિક શ્રવણે પીઉં મંજુલ સ્વર:
ધવલ દેખી તવ પટ ત્યાં સહસા નાચે નંદિત ઉર
સાબ્રમતિ! વહે હર્ષનું પૂર

કવિ સાબ્રમતીનું દર્શન કરતાં કોઇ અસ્ફુટ આનંદે લ્હેરાય છે. સાબ્રમતિને સફેદ પટ જોતાંજ કવિએ ઉપરની પંક્તિમાં કહ્યું તેમ નંદિત ઉરને આનંદ થતો દેખાય છે. પણ ત્યાં તો કવિ કહે છે

તન્વાંગિ, ફરકે તવ પાલવ, ઉડી જશે અયિ રોક.

ગમે તેમ તોયે સાબ્રમતિ તન્વાંગી છે. એનો પાલવ ન ઉડી જાય તેને માટે કવિ પણ આટલી કાળજી લેતા દેખાય છે. પણ કવિ જે સુંદર દર્શન કરે તે તો આ પંક્તિઓમાં છે.

ગીત ગિરિ કુહરકુહર પડઘાય
સનાં ખગનાં હાલરડાં ગાય
કેડ પરે કંઇ ગામ ઝુલાવે, પોષે સ્તન્યની ધાર,
ઘાટે ઘાટે હશે સોહંતી શી પનિહારીની હાર!

પણ છેવટની પંક્તિઓમાં કવિ પોતાની સ્થિતિનું પણ ભાન કરી સાબ્રમતિ સન્મુખ વ્યક્ત કરે છે. એ લાગણી વ્યક્ત કરી ફરી પુનઃમિલન માટે કવિ સ્થળનો સંદેશો પણ આપી દે છે.

મળીશું રાજનગરને તીર
સંતની જ્યાં જગજ્યોત કુટીર,

બીજાં ખાસ ધ્યાન ખેંચે એવાં ત્રણ કાવ્યો શ્રીમતી ઉર્મિલા દવેનાં પ્રસ્થાન-ઊર્મિ-કુમાર એ ત્રણે માસિકોમાં આવ્યાં છે. બીજું એક કાવ્ય આ "માધુરી" અંકમાં આવ્યું છે સંખ્યાદૃષ્ટિએ પણ આ

બેતનાં આ ત્રણ માસમાં અન્ય કવિઓ કરતા વધારે કાવ્યો પ્રગટ થયેલાં જણાયાં છે અને ગુણદૃષ્ટિએ પણ એ કાવ્યો ખરેખરાં મનોહર છે. એમનાં કાવ્યોમાં એમનો અસાધારણ ગુણ એમના પદ્ય પરનો કાબૂ છે. 'કુમાર'ના ઓક્ટોબર અંકમાં આવેલું એમનું 'ચાતકનો શાપ' આખું અહીં ઉતારીએ છીએ

મને તેં આપ્યું ના જલકણ બહુ ધાયું પણ; તો
હવે આધાં આધાં જલદ, દલ તારાં ભટકજો,
ઘણી લાંબી ઉંચી નભપગથીઓની પર ચડી
જજો વાની સાથે અતિવિકટ હેમાદ્રિશિર, ને
ટકે ના બિન્દુ યે જલતણું જયહિં ત્યાં વરસજો.

આ કાવ્યનો અર્થ કેટલો સ્પષ્ટ છે એ તો કાવ્યરસિક વાંચતાની સાથેજ જોઇ શકશે. એટલુંજ નહિ પણ ચાતકે આપેલો શાપ પણ ચાતકના હૃદયમાંથી કેટલા કરુણ ઉદ્‌ગારે નીકળ્યો છે! 'ટકે ના બિન્દુ યે જલતણું જયહિં ત્યાં વરસજો' ચાતક આથી વિશેષ શો શાપ આપે! આ પાંચે પંક્તિમાં નથી એકકે શબ્દની તોડફોડ, નથી છંદોભંગ કે નથી યતિભંગ. સર્વાંગ સુંદર એવું આ પાંચ પંક્તિઓનું કાવ્ય ફરીફરીને વાંચવા ગમે એવું છે. "માધુરી"ના આ અંકમાં આવેલા નાના કાવ્યમાં એક સરલ કાવ્ય મળે છે. એમાં માનવ માનવમાં રહેલી જુદી જુદી દૃષ્ટિ જોઇ એટલોજ પ્રશ્ન પૂછે છે.

પરન્તુ રૂપ બુધ્ધિને વિત્ત આચારના વળી
બધામે ગુણમાં પૂરી વ્યક્તિઓ જોઇ કેટલી ?

શ્રી. જ્યોતીન્દ્ર દવેએ કોઇ દિવાળી અંકોમાં એક બે કાવ્યો આપ્યાં હતાં પણ એ કાવ્યો રમુજ ભરેલાં હતાં. આ અંકમાં એમનું જે કાવ્ય લેવાયું છે તે એમણે નર્મદને અંજલિ આપવા લખેલું. એ આખા કાવ્યમાં વાણી અને લાગણી ઓતપ્રોત થયેલી છે. હૃદયની એકેએક લાગણીને શબ્દોથી સરસ રીતે વ્યકત કરેલી છે, 'ગુર્જરી' સરસ્વતીને કહે છે,

"રીઝાવવા દેવી તને સરસ્વતી,
અનેક મારા તનુજો રહ્યા મથી;
તથાપિ તારા મુખપદ્મપે કદી
પ્રસન્ન રેખા સ્મિતની ન કાં સ્ફુરી ?"

આ સાંભળતાં સરસ્વતી જવાબ આપે છે કે તારા અનેક તનુજોએ મને નથી ભજી પણ મારા તરફ જોઇને બીજાની પ્રાર્થના કરી છે. મારી વીણા લઇને બીજાની ઉપાસનાના સૂર છેડયા. ઉમેશ પૂજ્યા, રાધાના રાસવિલાસ ગાયા, બ્રહ્મના લટકા જોયા, વેદના ભેદ ઉઘાડવા મથ્યા, મારા તરફ મોઢું રાખી કૃષ્ણને હૈયું દીધું. મારી કુંજમાંથી ફુલડાં વીણી બીજાના ગળામાં હાર પહેરાવ્યા પછી એ ભક્તિથી હું કેમ રીઝું ?" જ્યારે આ ફરિયાદ 'ગુર્જરી' સમજી ત્યારે ગુર્જરી સરસ્વતીને એક એવો પુત્ર આપે છે કે જે એનો સાચો પરમ ભક્ત રહેશે. અને તે પુત્ર તે વીર નર્મદ

ભલે સખી, લે

સમર્થ આ ભક્ત અનન્ય તારો.
ને અંક માંહેજ સરસ્વતીના
ધરી દીધો નર્મદ બાલલાડકો

આખું કાવ્ય ઘણું ગમી જાય એવું છે. નર્મદ સુધીના અનેક કવિઓએ જે ગાયું છે તે પર સારો કટાક્ષ પણ છે. એટલુંજ નહિ પણ આ કાવ્ય કળાની દૃષ્ટિએ પણ કેટલીક પંક્તિઓથી આ કાવ્ય અતિ મનોહર છે.

વાણી સુણી એ કંઇ ગુર્જરી તણી,
વાગીશ્વરી ત્યાં વદતી સરસ્વતી;
+ × +
રાધા તણા રાસ વિલાસ ગાયા.
ને બ્રહ્મના કૈં લટકા નિહાળવા
ઉઘાડવા ભેદજ વેદના મથ્યા.

આ કાવ્ય વાંચ્યા પછી શ્રી. જ્યોતીન્દ્ર કવિ છે, એમના હૃદયમાં મહામૂલું કાવ્ય છે એ પ્રત્યક્ષ થયા વિના રહેતું નથી. ઘાસના બીડમાં જેમ ઝરણુ બુદબુદ નાદે વહી જાય પણ ઉગેલા ઘાસમાં એ વહેતા ઝરણુ પર કોઇની નજર ન પડે તેવીજ રીતે એમના વિજયી હાસ્યરસના સર્જનમાં આ કાવ્ય ઝરણું ઢંકાયું છે શ્રી જ્યોતીન્દ્ર લખી શકતા હોય તો શા માટે કવિતાના ઉપાસક ખરા અન્તઃકરણથી એમણે ન થવું જોઇએ ? ખરેખર કવિ હૃદયમાંથી ઝરેલા કાવ્યના જેટલાજ ગુણ આ કાવ્યમાં છે. આપણે તો શ્રી. જ્યોતીન્દ્રને વિનંતી કરશું કે 'સમય અને કામ' એ પાર્થિવ છે, એ ક્ષણભંગુર કારણોને તિલાંજલી આપીને આપણા સાહિત્યને આવાં સુન્દર કાવ્યોથી સમૃધ્ધ કરવામાં તમારો ફાળો આપો.

'સુવાસ'ના શ્રાવણ-ભાદ્રપદ-આશ્વિન એમ ત્રણે અંકોમાં શ્રી. 'ગૌતમ'ના કાવ્યો છે. જેમાં ભાદ્રપદના અંકમાં આવેલું 'એકાકી' કાવ્ય એ ત્રણેમાં શ્રેષ્ઠ છે. કવિ પોતે એકાકી છે- એ જોઇને આખી સૃષ્ટિમાં કેટલાંયને એઓ એકાકી જુએ છે. એ કાવ્યમાં વાણી પણ પ્રવાહી છે.

નીરવ સાંજ સમે છુટી એકલો
વિજન સાગરની ગમ હું પણું,
દિવસના શ્રમશોરથી વેગળો
જઇ ઢળું અંક નિસર્ગ તણે ઘણું
મુજ સમો નભ-અંક મહીં હળ્યો,
નીરખતો રહું એકલ તારલો.
દલ પ્રફુલ્લ ખીલે ઉર પોયણું
ઉઘડતાં શુચિ સૌરભ સોણલાં;
મુજ ઉરે ઉડતા ધબકારમાં
કરણ ઉર તણા પડઘા સણે ?
અનિલ લ્હેર વહી, કહી શે જતું,
"તુંજ સમું ઉર એકલ ઝૂરતું !

આ આખું કાવ્ય વાંચ્યા પછીજ ખરી મઝા વાચક મેળવે. અને એ દષ્ટિએ એ આખુંજ કાવ્ય ઉપર ઉતાર્યું છે. નિસર્ગ એકે ઢળેલો કવિ નભ એકે ઢળેલા તારાને પણ એકાકી જોઇને આશ્વાસન મેળવે છે. અને છેવટની પંકિતઓમાં "તુજ સમુ ઊર એકલ ઝૂરતુ" એમ પવન કહી જાય છે તે જોઇને કવિને પુરેપુરૂં આશ્વાસન મળી રહે છે.

શ્રી. જેઠાલાલ ત્રિવેદીનાં બે કાવ્યો "ભાઇબીજ આજે ઊગી રે" (સ્ત્રીબોધ-ઍાકટોબર) અને 'પૂજાનું મૂલ્ય' (ઊર્મિ-નવેંબર) અંકમાં આવે છે. ભાઇ બહેનના પવિત્ર અગાધ સ્નેહને ગૂંથતું આ આ ગીત મઝેનું છે.

આજે હૈયામાં એક ભાઇનું બેસણું,
ભૂલે સાસરિયાંની માયા,
કે ભાઇ બીજ આજે ઉગી રે.

'પૂજાનુ મૂલ્ય' મુકતક છે. જે પૂજય છે તે પત્થર વિષે કવિ કહે છે.

ક્ષતા કે પથરા દિસે, સરિતમાં; ના ભાવ કોએ પૂછે
વેઠે ઘા જળના, સલાટ કરના, તે દેવ સૌ કો' પૂજે,

'પ્રસ્થાન'ના ભાદ્રપદ અંકમાં શ્રી. ત્રિભુવન વ્યાસનું 'મહાભારત સાર' મળે છે. આખું કાવ્ય મહાભારતની કથાને સારાંશમાં સંકેલે છે. આ ૧૬૪ પંકિતના કાવ્યમાં બીજું ખાસ નોંધવા જેવું તત્વ નથી. 'હરિગીત' છંદમાં કાવ્ય હોવાથી કાવ્ય લાંબુ હોવા છતાં એકી વખતે વાંચી શકાય તેમ છે. એજ અંકમાં શ્રી. 'પારાશર' નું 'પૂજ્ય ગાંધીજીને' મળે છે. જેમાંની થોડીક પંકિતઓ.

બાપુને ના લડત જીતવી, શત્રુ સંહારવા ના.
સતચારિત્ર્યે સદય હૃદયે જીતવાં શત્રુ હૈયાં.
× × +
બાપુ! બાપુ! શિશુ સહુ અમે વારસો મેળવીશું,
આજુ નેં તો તવ તવપણું ઝીલીને જીરવીશું.

'પ્રસ્થાન' ના જેઠ અંકમાં 'જાપુ' અને આસો અંકમાં 'પિયા બિન' એ બે કાવ્યો શ્રી. નાથાલાલ દવેનાં આવ્યાં છે. 'પિયા બિન' આખું કાવ્ય મનોહર થયુ છે. ૨૭૦ પંકિતઓના કાવ્યમાં વિચાર એક પછી એક ચલચિત્રની જેમ મુકત છટાથી આવતા જાય છે. અન્વય પણ આખા કાવ્યમાં સ્પષ્ટ છે. માધુર્ય ઝરતી શબ્દ ગુંથણીવાળી પંકિતઓ પણ એમાં ઉતરેલી છે. 'પિયા બિન' ના સુરમાં તલ્લીન થયેલા કવિ આગળ પ્રણયસૃષ્ટિનાં પાર્થિવ મનુષ્યોની લીલા ઇતિહાસની જેમ ખડી થાય છે. 'પિયા બિન' ના પ્રથમ સુરે એ સુર કેવી રીતે પ્રસર્યા તેનુ મનોહર રસમય વર્ણન આ રહ્યુ

એ રાગની રંગીન કો છટા હવે
જાણે દિસે વિસ્તરતી દિગંતમાં,
સિંધુ તણી જેમ તરંગમાલા
ફેલાય ધીરે કલમંદ્ર નૂરે
રાત્રે સુધા ઉજ્જવલ ચંદ્રિકામાં.

એ ગીતના સુરે અનેક આત્માઓની પ્રણય વાર્તાનું મૂક આક્રંદન જાગી રહ્યું છે. એ ગંભીર ક્રંદન અંતરવીણાના તારે તારે રમી રહ્યું છે. એ ગીતના સુરે સહુના ઉરતારને ગૂંજતા કીધા પણ એ સહુ ઉરતારને કોની જેમ ગૂંજતા કીધા ? એ ગીતમાં શું શું ગવાયું ?

સહુના ઉરની મૂક વ્યથા તેં ગાઇ ગીતમાં
* * *
પ્રભાત વિકસે જ્યારે હિમાદ્રિના પ્રદેશમાં,
ગુલાબી રંગનો સૂર્ય પ્રસારે કિરણાંગુલિ,
હિમે ઢંકાયલા સર્વ શિખરોને ઉજાળતો,
સ્પર્શતો સર્વને ભાનુ, કોઇને યે ભૂલે નહિં
તેમ આ ગીતના સૂરે સહુના ઉરતારને
સ્પર્શીને ગુંજતા કીધા, કીધા જીવિંત, જાગૃત.

અહીંથી કવિ, 'મેઘદૂતની કલ્પના સૃષ્ટિ' જુએ છે. એ કલ્પના સૃષ્ટિનું વર્ણન પણ કવિ કરવા માંડે છે.

માધવી મંડપે છાની કૂજતી ક્યાંક કોકિલા,
વાટમાં ઝુલતાં વૃક્ષો કદમ્બ પારિજાતનાં

પરન્તુ કવિ વાસ્તવિક દુનિયાનું ભાન નથી વિસરતા. તરતજ કવિ કહે છે

આજે નહિ યક્ષ, ન ઇન્દ્રનીલ,
ને ચિન્હ ના કે' અલકાપુરીનું,
સિધ્ધાંગના ના, નહિં યક્ષસુંદરી.

પણ મેઘદૂતની યાદ કરતાં કવિ એક સરસ કાવ્ય રજુ કરે છે. જે ગાથા કાલીદાસે છંદમાં ગૂંથી હતી તેવીજ કથા આજે સ્વરમાં ગૂંથાઇ છે.આ પંકિત આખા કાવ્યમાં શિખર જેવી કાવ્યના અંત ભાગમાં ઉભી રહે છે. બાકી આખું કાવ્ય મૂળ અંક મેળવીને ખરેખર વાંચવા જેવું છે.

રસવિં કાલીદાસે જે છંદોબધ્ધ કરી હતી,
સ્વરબધ્ધ બની જાણે આજે એજ કથા ફરી.

એજ અંકમાં શ્રી. મુસિકાર નું ભગવી ધજા કાવ્ય છે. એ ધ્વજ શિવાલય પર ઉડી રહ્યો હતો. અવાજ ઝલ્લરીનો થતો હતો છતાંયે વિચાર ભગવા ધ્વજમાં ગુંથાયેલા હોવાથી એ અવાજ લાગતો નહોતો. આખર ભાગનું સમાપન મજેનું છે.

વિષાદ પરિવર્તને ! નહિ વિષાદ ! જો તો જરા
જગે નય અહો અચૂક વરતે મહામત્સ્યનો !
ગળાય ક્ષુદ્રિ-અધ્યમો, ધનિક મત્સ્ય મોટા થકી !
સમાજ અથ વ્યકિત એ નયપથે ! જુદો માર્ગ ના ?
નિહાળ.........
ઉડંત ભગવી ધજા ! ફરતું ચક્ર બીજી દિશા ! !

'પરણામ' કાવ્ય શ્રી. શેષનુ 'પ્રસ્થાન'ના 'આસો' અંકમાં છે. જૂના ઢાળમાં ઉતારેલું અને 'પરથમ', 'કોયલા,' 'મનેખમ,' 'સરવરસ' જેવા શબ્દોથી પોતાનું વ્યક્તિત્વ જાળવતું આ કાવ્ય લોકગીતના પડઘા પાડે છે. પહેલાં પરણામ માતાજીને, પછી અનુક્રમે પિતાજીને ગુરૂજીને, ભેરૂઓને, વેરીડાને, જીવનસાથીને, મહાત્માને અને છેલ્લા પરણામ જગતને થયાં છે. છેલ્લી ચારે પંક્તિઓ.

છેલ્લા પરણામ અમારા જગતને કહેજો જેણે
લીધા વિના આલિયુ સરવરસ જી:
આલ્યુ ને આલતો, ને પાળ્યા ને પાળશે, જ્યારે
ફરી અહીં ઉતરશે અમારો હંસ જી.

શ્રી. પિનાકિનનું એક કાવ્ય 'પંખીને હોય શું વાડા' 'પ્રવાસી' મુંબઈથી નીકળતા એક નવા અઠવાડિકમાં આવ્યું છે

કરવા કાજે પારકાનું ખૂન બ્હાર કાઢે તલવાર
જાય કપાતો જીવ પોતાનો થાય બે હાથે ઠાર
વૃથા આ પ્રાણુ પછાડા
પંખીને હોય શું વાડા ?
તારે તો આભ સીમાડા ?

આ આખું કાવ્ય વાંચવામા આનંદ છે પણ શ્રી પિનાકિનને સાંભળવાનું પ્રાપ્ત થાય તો આ ગીત એમને મોઢેથી સાંભળવામાં વિશેષ આનંદ છે.

આ સાથે આપણા આ અંકોમાં તેમાં ખાસ કરીને 'શ્રીખેધ'ના ગયા અંકમાં કેટલાક રાસો પ્રાપ્ત થયા છે. તેમાંનો એક શ્રી. મંજુલાલ મજુમદારે દિવાન રણછોડજી અમરજીનો એક ગરબો "ગરબે રમતાં જોગમાયા" આપેલો છે. એમાં વાણીમાં પ્રસાદગુણ છે. બીજો રાસ સ્વ. ઉપેન્દ્ર ભગવાનનો 'ગામડીઆનો ગરબો' નામે છે.

જેની પહેલીજ બે પંક્તિઓ અહીં નોંધીએ,

કોઇ હાંભળજો રે, મારા ગામડીયણના બોલ,
હાંભળીને બોલ, સઉ કોઇ કરો એનો તોલ:

બીજો એક 'રાસડો' સ્વ. કહાનજી ધર્મસિંહ કવિનો છે. "કાઠિયાણીનો રાસડો" (સ્વ. ક. ધ કવિ) અને 'ગામડિયણનો ગરબો' સરખાવવા જેવાં છે. બંનેમાં શબ્દોનું માધુર્ય છે. પણ તે શબ્દો ૧૯૩૮-૩૯ ની 'પૃથ્વી' કવિતાઓમાં વપરાતા અતિ સંસ્કૃત નથી. આપણા ગામડાંનાજ શબ્દો છે. 'કાઠિયાણીનો રાસડો'માંની છેલ્લી ત્રણ પંકિતઓ.

મુંછે મુંડા, કોઇ કાપસ પુછિયાં, રોકડા ને બોકડા જવાન ! નાહોલિયા,
ઉનાળાના દી લાંબા ને લસરક, ઘરમાં તે જિવડો મુંઝાય રે, નાહોલિયા,
જિવ્યાથી જોયું'ને માણ્યું જાણ્યાથી, કાન ઉખાણું વખાણ્યું, નાહોલિયા.

એજ અંકમાં બીજો એક નોંધવા જેવો ગરબો 'પોલકાં પચ્ચીસી' સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો છે. આમ 'સ્ત્રીબોધ'માં આવેલા ગરબાઓ અને ઉપર નોંધેલા સુંદર રાસો રસિક વાચકે અવશ્ય વાંચવા જેવા છે.

આ લેખ પૂરો કરતાં પહેલાં 'માધુરી'ના આ અંકમાં આવેલાં કાવ્યોની પણ નોંધ લેવીજ જોઇએ. શરૂઆતમાં શ્રી. જ્યોતીન્દ્ર દવે, તેમજ શ્રીમતી ઉર્મિલા દવેનાં કાવ્યોની ચર્ચા કરેલી છે. આ અંકમાં લેવાયલું એક સરસ મુક્તક શ્રી. 'સરોદ'નું છે. શાર્દુલવિક્રીડિતમાં લખાયેલ 'જંતુદૃષ્ટિ' માં અર્થ અને અન્વય સ્પષ્ટ છે. વિચાર પણ સરસ છે. જેમાંની છેલ્લી પંક્તિ અતિ મનોહર છે. એક વખત વાંચ્યા પછી વિસરી શકાય એમ નથી.

શ્રી. સ્નેહરશ્મિના "શ્રી શૃંગ" કાવ્યમાં મહત્વાકાંક્ષા અને એ માટેના પ્રયત્નો કરતો માનવી મૃત્યુથી પર નથી. જેમ જેમ એ એની સિધ્ધિ પામવા પ્રયત્ન કરે છે તેમ તેમ એની દૃષ્ટિએ તો,

થતી ક્ષિતિજ મોટી ને પથ જતો ઉંચો જેમ તે
સુધામય રહે ઝરી વધતી શાન્તિ ત્યાં ચોદિશે

પણ કવિ તો માત્ર એકજ વિચાર કરે છે. આંકાક્ષાઓની સિદ્ધિની પગથી ચઢતાં જે શિખરે પહોંચવાનું છે તે શિખર 'મરણ ના હશે શિખર શાશ્વતી શ્રી તણું ?'

બીજાં બે સુંદર સોનેટો આપણા બે જાણીતા યુવાન કવિઓના આ અંકમાં આપ્યા છે. 'ગગન ગામીઓને' શ્રી. પૂજાલાલનું છે અને 'સાધકનું ભવિષ્ય કથન' શ્રી. પતીલનું છે. શ્રી. પૂજાલાલ આજ પહેલાં એક સારા સોનેટ રચનાર તરીકે જાણીતા થયા છે. 'ગિરિવરો'ને સંબોધાયેલું સોનેટ મજેનું છે. એ એક સંપૂર્ણ સોનેટ છે. પ્રથમ આઠ પંકિતઓમાં કવિ એક વિચાર આપે છે. અને એજ કાવ્યની બીજી ૭ પંકિતમાં એ આગળ જતાં એની પૂર્તિ કરે છે. સોનેટનો આ સુક્ષ્મ નિયમ તેમજ બીજા સર્વ નિયમો આ ઉભય કવિઓએ ઘણીજ સફળતાથી જાળવ્યા છે. શ્રી. પૂજાલાલની 'ગગન ગામીઓની' આ છેલ્લી ૭ પંકિતઓ

મહોન્નત સુધન્ય ધ્યેય તમ, જ્યાં નહી શુભ્રતા
લસે સ્ફટિક સંચયે, દ્રવી દ્રવી દયાભાવથી
ધરા પર વહાવતી પુનિત ગંગ પુણ્યવતા
ભલે ભુવન મંગલાય તલગત માંથા મથી,
મથી ગગનગામી થાવ ગિરિઓ, રખેને બધે
સમુદ્રજળના જુવાળ ગળવા બધાંને વધે.

શ્રી. પતીલે એમના સોનેટમાં ચિત્રરેખા-વૃત્ત વાપરેલો છે. એની પ્રથમ ત્રણ સચોટ પંકિતઓજ

શબ્દો માંહે સરલ મળી શકે સ્થાન જો કલ્પનાને
સાદાં વસ્ત્રો મહીં નિવસી શકે સાચી થા સાધુતા, તો
કોઇ વિશ્વે નવ કરી શકતો મારી નિર્માલ્ય વાતો;

અને એજ સોનેટના ઉત્તરાર્ધની છેલ્લી ત્રણ પંક્તિઓ.

કે સર્જેલું તુજ પ્રણય મિષે, બોલીને તેમ ગાઇ,
આવે તુંથી અગર નિકટમાં, ચારણે આ તહારા
રહેશે મેરી હૃદય હૃદયમાં સાથી સંગીત ધારા.

પણ એટલીજ સુંદર છે. બીજું કાવ્ય આપણા સાહિત્યમાં 'ઉર્વશી' નાટકથી જાણીતા થયેલા શ્રી દુર્ગેશ શુક્લનું 'નિલિપત્ર' મળે છે. સ્વ. પિતાને કવિ આ કાવ્યમાં અંજલી આપે છે. પિતાની પ્રશસ્તિ ગાતાં કવિ કહે છે,

મુખે મધુર ગીત ને નયન રમ્ય રંગે ભરી,
તમે સ્વર સ્વરૂપ સાથ ચિરકાળ મૈત્રી કરી.

સ્વ. પિતાના એ ગુણને ગાતી ૨૯ થી ૪૦ પંક્તિઓ પણ મનોરમ છે. આખા કાવ્યમાં છેવટની બે મંજુલ પંક્તિઓ ફરી ફરીને ગૂંજવા જેવી છે.

પ્રતાપ તવ, આ પ્રસાદ તવ, આપ પાયે સદા,
સમર્પુ શિશુ ગીતડાં મુજ બસૂર દેખાતણાં.

આ ઉપરાંત શ્રી. રમણિક અરાલવાળાનું 'ભાભીની સુંદડી', શ્રી મૂળજીભાઇ પી. શાહનું 'ઉગી ઉષારે!' અને શ્રી. મોહિનીચંદ્રનું 'અખંડ ચિત્ર' કાવ્યો પણ ગમે એવાં છે. સ્થળ સંકોચને કારણે એ કાવ્યોની વધારે ચર્ચા અહીં હવે કરતાં અટકવું પડે છે. માત્ર એટલી નોંધ લેવા જેવી છે કે 'ભાભીની સુંદડી' અને 'ઉગી ઉષારે!'માંનું શબ્દ સંગીત મધુર છે. 'અખંડ ચિત્ર'માં કવિ ચિત્રને જોઇ માત્ર કવિતાથી પોતે અનુભવતા આનંદ વ્યક્ત કરવાની ઇંતેજારી રાખતા નથી દેખાતા. એ દિવ્ય ચિત્રનું વર્ણન કાવ્યમાં વ્યક્ત કરવા કરતાં કવિ જોવામાંજ વધારે આનંદ માણે છે.

# કવિઓ અને કાવ્યરસિકોને

૧૯૪૦ ના જાન્યુઆરીથી કરાંચીથી આપણા જાણીતા યુવાન કવિ શ્રી ઇન્દુલાલ ગાંધી કવિતાનું એક માસિક કાઢે છે. એનું કદ કરાંચી સાહિત્યસંમેલન પ્રસંગે નીકળતી 'સુહિણી' પત્રિકા જેવું રહેશે, એનું લવાજમ માત્ર સવા રૂપિયો કે દોઢ રૂપિયોજ રહેશે. ગુજરાતની કાવ્યરસિક જનતા એને હાર્દિક સત્કાર આપશે. આપણા સાહિત્યમાં આવું કવિતાનુંજ માસિક પ્રથમજ દેખા દે છે. એ વખતે શ્રી. ઇન્દુલાલ ગાંધીને એમના આ સાહસ માટે હાર્દિક અભિનંદનો આપીએ છીએ. એ સાહસમાં એમને સફળતા મળે એટલી પ્રાર્થના.

ગુજરાતના પ્રતિષ્ઠિત તેમજ નવીન કવિઓ એ માસિકનું જુજ લવાજમ ભરી ગ્રાહક થઇ જશે તેમજ પોતાની કાવ્યકૃતિઓ શ્રી. ઇન્દુલાલ ગાંધી, સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ કરાંચી, એ સીરનામે મોકલી ગુજરાતી સાહિત્યની કવિના ઉપાસનામાં પોતાનો ફાળો આપશે.

મગનલાલ લાલભાઇ દેસાઈ

---

# ગ્રાહકોને

જે સ્થાનિક ગ્રાહક ભાઇઓનાં લવાજમ હજી બાકી હોય તેઓ બને તેમ વહેલાં મોકલાવી આપી અમને આભારી કરશો.

આવતા વર્ષ માટેનાં લવાજમો અમને બને તેમ જાન્યુઆરી પહેલાં મળી જશે તો આભારી થઇશું.

મુદ્રક: બાલ-મણી પ્રી. પ્રેસ, ચીરાબજાર, મુંબઇ